# શ્રી આત્મબોધ સંગ્રહ.

[ આત્મિક બોધને સૂચવતો ભરપૂર ગ્રંથ. ]

પ્રકાશક :

શ્રી જૈન સંઘ : યેવલા.



: સંગ્રાહક :

પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મ. ના પટ્ટ-
પ્રભાવક પરમ વિદ્વાન્ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામ-
ચન્દ્રસૂરીશ્વરજી મ. ના શિષ્ય મુનિપુઙ્ગવ શ્રી
ધર્મવિજયજી મ. ના શિષ્ય પુણ્યવિજય.



પ્રથમાવૃત્તિ — પ્રત ૧૦૦૦

વીરાત્ ૨૪૬૪

સને ૧૯૩૮ — સંવત્ ૧૯૯૪

: પ્રકાશક :

શ્રી જૈન સંઘ, યેવલા.

(જી. નાસીક)

: પુસ્તક મળવાનું ઠેકાણું :

શા. વૃજલાલ અમૃતલાલ.

ઠે. ઝવેરીવાડ–નીસા પોળ :

અ મ દા વા દ.

મુદ્રક : રમણીકલાલ પીતામ્બરદાસ

કોઠારી : ધી વીરવિજય પ્રી. પ્રેસ :

રતનપોળ : અ મ દા વા દ.

# નિવેદન

મિથ્યાત્વ: અવિરતિ: કષાય: અને યોગ: (મન, વચન, કાયાની પ્રવૃત્તિ.) એ ચાર કારણોના સેવનથી દરેક આત્મા રાગ-દ્વેષાદિ વિભાવ સ્વભાવને પ્રવાહની અપેક્ષાએ અનાદિકાળથી ધારણ કરતો અનેક પ્રકારના જ્ઞાનાવરણીય આદિ કર્મોનો સંચય કરે છે. જ્યાં સુધી ગ્રંથિનો ભેદ થઈ સમકિતની પ્રાપ્તિ થઈ નથી હોતી, ત્યાં સુધી અજ્ઞાની જીવો સહસા-વગર વિચાર્યે અસત્ પ્રવૃત્તિઓ કરીને આકરાં કર્મ બાંધે છે. સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ રાગ-દ્વેષની ગ્રંથિનો ભેદ કરવાથી થાય છે. સમ્યગ્જ્ઞાનની પ્રાપ્તિ સિવાય જીવની આત્મા તરફ દૃષ્ટિ જ થતી નથી. જ્યાં સુધી સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ પરમાત્માના એકાન્ત હિતકારી વચનોને અનુસારે તપ-જપ-સંયમ-રૂપ સદુપાયોનું સમ્યગ્જ્ઞાનપૂર્વક સારી રીતે સેવન કરવામાં આવતું નથી, ત્યાં સુધી આત્મા પોતાના સ્વાભાવિક ગુણોના આસ્વાદથી વંચિત રહે છે, અને વિભાવિક એવા રાગ-દ્વેષ અને મોહાદિ સ્વ-ભાવોને વશ થઈ સંયોગજનિત વારંવાર જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ વિગેરે અનેક કડવા દુઃખો અનુભવે છે. આવી અત્યંત વિષમ અવસ્થામાંથી આત્માનો ઉદ્ધાર-છુટકારો કરવો, આત્મા સાથે થયેલાં કર્મોનો સંયોગ હરકોઈ શુદ્ધયોગે તોડી નાંખવો અને પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરવું એ જ દરેક ભવ્યાત્માઓનો જીવનઉદ્દેશ હોય છે. તે માટે જ શ્રી તીર્થંકર પરમાત્મા જેવા આપ્ત-પુરૂષોએ તીર્થ સ્થાપ્યું છે, અમોઘ દેશના આપી છે અને જ્ઞાની-પુરૂષોએ આગમ-સિદ્ધાન્તની રચના કરેલી છે.

આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાના અનેક સાધનો પૈકી હેયોપાદેયનું ભાન કરાવી આત્મિક દૃષ્ટિ તરફ વલણ કરાવનારા આગમાનુસારી દૃષ્ટિથી રચાયેલા ગ્રન્થો પણ એક પ્રકારનું સાધન હોવાથી પૂર્વ-કાળના મહાન્ આચાર્યોએ એવા ગ્રન્થો રચેલા છે. એ ગ્રન્થોના આધારે મેં આ પુસ્તકમાં મારી અલ્પમતિ અનુસાર સંક્ષેપમાં

આત્મહિતકારી તત્ત્વોનો કિંચિત્ માત્ર સંગ્રહ કરેલ છે. અને પુસ્તકનું નામ "શ્રી આત્મબોધ સંગ્રહ" એવું રાખેલ છે. આ ગ્રન્થમાં મારી મંદ મતિને લીધે કે સમજફેરને લીધે શ્રી વીતરાગદેવના વચનથી વિરૂદ્ધ હોય તે મિથ્યા હો એમ ઇચ્છું છું. વિદ્વાન્ સજ્જનો તે સુધારીને વાંચે અને ભૂલ હોય તે મહત્ કૃપા કરી જણાવે, જેથી ફરી વખત સુધારો થઇ શકે.

આ ગ્રન્થમાંનું આખુંએ અવતરણ જોઈ-તપાસી આપવામાં મારા **પરમ ગુરૂદેવ શ્રી ધર્મવિજયજી મહારાજે** ઘણો શ્રમ લીધો છે, જેથી તેઓશ્રીના મારા અનેક ઉપકારોમાં એક ઉપકારનો વધારો થાય છે. હું અલ્પજ્ઞ છું. એટલે મારા પોતાના સંસ્કાર દઢ કરવા મેં આ અધ્યાત્મ સંબંધી સ્વાત્મરૂચિકર સંગ્રહ પ્રસંગે પ્રસંગે કરેલો, તે તથાપ્રકારના બીજા આત્માઓને ઉપકારક થશે એમ ધારીને જ પુસ્તકરૂપે તે બહાર મૂકવા હું પ્રેરાયો છું. આત્મહિતૈષી ઉપદેશક કે લેખક પરોપદેશની શૈલીથી લખીને પણ ખરી રીતે તે પોતાને પણ ઉપદેશ કરે છે. મારી આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવામાં એજ સ્થિતિ છે. ગુણગ્રાહી સજ્જનોને આ ગ્રન્થ સારરૂપ લાગતાં તેઓને ઉપકારક થવા સંભવ છે. આ અલ્પકૃતિ સહૃદય ગુણીજનો સમ્યક્ વિચારણાપૂર્વક વાંચશે અને તેમાંથી જે કોઇને પણ બોધ પ્રાપ્ત થશે, તો હું બહુ કૃતાર્થ થવા સાથે મારી મહેનતને સફળ લેખીશ. આમાંના વિધાનો આદર્શ સ્વરૂપમાં આચરી ન શકાય, તો પણ એનું ચિન્તન-મનન પણ પરંપરાએ બહુ જ ઉપકારી થાય છે. જેટલું તેનું અનુશીલન કરાશે તેટલો પણ અવશ્ય લાભ છે. દરેક અધિકારી આત્માઓ વાંચે, વિચારે અને જીવનમાં ઉતારવા યથાશક્તિ પ્રયત્ન કરે, એજ શુભેચ્છા!

પ્રાન્તે—

गच्छतां स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जना स्तत्र, समादधति सज्जनाः ॥ १ ॥

---

# ગ્રન્થની ઉપયોગિતા અને કેટલાક હૃદયોદ્ગાર.



જે વસ્તુ મને પ્રિય હતી, તેનો માત્ર અલ્પ સંચય-સંગ્રહ કરી તથાપ્રકારના વાચકો સમક્ષ રજુ કરવા હું પ્રેરાયો છું. સમકિત-રત્ન જેવી અમૂલ્ય વસ્તુ મેળવવા કેવા ગુણો જોઈએ? આત્માને ઉચ્ચ પદે લાવવા શું કરવું જોઈએ? શું હોય તો આત્મા ઉંચો આવી શકે? ધર્મનું લક્ષણ શું? ધર્મની સિદ્ધિ ક્યારે? અને લોકોત્તર ધર્મની પ્રાપ્તિ ક્યારે? વિગેરે વિગેરે બાબતોનો સંગ્રહ કરવાનો પ્રયાસ પૂર્વના મહાપુરૂષોએ રચેલા ગ્રન્થોના આધારે આ ગ્રન્થમાં મારી અલ્પબુદ્ધિ અનુસાર સેવ્યો છે આશા છે કે-સદરહુ ગ્રન્થ આત્માર્થી બંધુઓને અવશ્ય લાભકર્ત્તા નિવડશે. જિજ્ઞાસુ સજ્જનો સ્થિર ચિત્તે વિચારણાપૂર્વક વાંચે વિચારણા કર્યા વિના માત્ર ઓઘ વાંચન કરવામાં આવશે, તો વાંચતાં રસ પડશે નહીં અને જોઈતો લાભ પણ પ્રાપ્ત થશે નહીં. ગ્રન્થમાં સૂચવાયેલા કોઈ પણ એક વિષય ઉપરથી અનેક વિચારણાઓ ચલાવી શકાય છે. એટલે સમ્યક્ વિચારણાપૂર્વક વાંચવાની ભલામણ કરૂં છું તે અસ્થાને નથી, એમ સુજ્ઞપુરૂષો જરૂર માન્ય કરશે.

આપણે હજુ આત્મપ્રગતિમાં વિશિષ્ટ આત્માઓ કરતાં ઘણા જ પછાત છીએ. અન્ય ઉન્નત આત્માઓ કરતાં વાસ્તવિક રીતે પોતે ઘણા જ ઉતરતા સ્થાન ઉપર છે, છતાં પોતાને ઉંચોને ઉંચો જ માની લે, ત્યાં સુધી જીવ (આત્મા) ઉચ્ચ કક્ષા ઉપર જવા ન પ્રેરાય એ પણ સ્વાભાવિક છે.

શાસ્ત્રકારોએ "ચારિત્ર કરતાં પણ સમકિતની પ્રાપ્તિને અતિ દુર્લભ કહેલ છે." એ ગુણ કોઈક મહાભાગ્યશાળી જીવમાં સંભવે.

જેને સમ્યક્ત્વરૂપ ચિંતામણિ રત્ન હાથ લાગ્યું તેને એ વાંચ્છિત ફળ આપે જ. પણ એ રત્નની પ્રાપ્તિ જ અત્યંત દુર્લભ છે. જો એ પ્રાપ્ત થઈ જાય, ને એને (એ રત્નને) બરાબર સાચવી રખાય, તો આત્મા થોડા જ ભવમાં અચિન્ત્ય એવા શાશ્વત સુખને પામી શકે. "**યથાર્થ તત્વશ્રદ્ધાન**" સિવાય વસ્તુતઃ સમકિત આવે નહીં. જ્યારે આત્મા ઋજુસૂત્ર નયના ઉપયોગે શબ્દ નયે પહોંચે, સ્વ–પરની વ્હેંચણુ કરી આત્મજ્ઞાનને પ્રાપ્ત કરે, ત્યારે જ તત્ત્વથી સમકિતને પામે. તત્ત્વથી કહ્યું છે, તેવું જો બે ઘડી જ માત્ર સમકિત ફરસી જાય, તો અનંત પુદ્‌ગલપરાવર્તનકાળની અપેક્ષાએ અર્ધો પુદ્‌ગલપરાવર્તનકાળ જ સંસારભ્રમણુ બાકી રહે કિન્તુ એ બે ઘડી પણુ મને તો બહુ દુર્લભ લાગે છે. બાકી સમકિત સમકિતની વાતો કરીએ એથી કાંઈ જ દહાડો વળે નહીં. એના માટે તો ઘણા જ ગુણોની આવશ્યકતા રહે છે.

જ્ઞાન અને ચારિત્ર તો આજકાલ સુલભ જણાય છે, પરંતુ દુર્લભમાં દુર્લભ વસ્તુ સમ્યક્ત્વરત્ન જણાય છે અને થતું જાય છે. સમ્યક્ત્વચારિત્ર એ આદર્શ વસ્તુ છે, સમ્યગ્‌જ્ઞાન તેનું સાધન છે અને સમ્યક્ત્વ એ બન્નેયની મૂળ ભૂમિકા છે. સમ્યક્ત્વ સહિત જ્ઞાન અને ચારિત્ર સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર ગણાય છે. તે રહિત તે મિથ્યાજ્ઞાન અને ચારિત્ર તે કાયકષ્ટ માત્ર ગણાય છે. સમ્યક્ત્વ વિનાનું જ્ઞાન કે ચારિત્ર હશે, તો સમ્યક્ત્વ આવતાં વાર લાગશે, પરંતુ સમ્યક્ત્વ હશે તો સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રનો સંભવ વ્હેલો ઉત્પન્ન થશે.

સમ્યક્ત્વ રહિત ભવ્યના અને અભવ્યના જ્ઞાન અને ચારિત્રોમાં ભેદ હોય છે, તેમજ સમ્યક્ત્વ રહિત છતાં નિકટ ભવ્યના અને દૂરભવ્યના પણુ જ્ઞાન અને ચારિત્રમાં ભેદ હોય છે. સમ્યક્ત્વ રહિત અભવી છતાં નવ પૂર્વેનો જ્ઞાનાભ્યાસ કરે છે અને ચારિત્રની આરાધનાથી નવમા ગ્રૈવેયક સુધી જાય છે, એવુ શાસ્ત્રવાકય છે. દૂરભવ્ય જીવ સમ્યક્ત્વ વિના પણુ અંશતઃ જ્ઞાન કે ચારિત્રની

આરાધના કરે, તો પણ તે ઘણે કાળે સમ્યક્ત્વ પામ્યા પછી જ નિયમા અર્દ્ધપુદ્ગલપરાવર્તકાળમાં મોક્ષે જાય છે. તે પહેલાં તેનું જ્ઞાન અજ્ઞાન ગણાય છે અને ચારિત્ર કાયકષ્ટ કહેવાય છે. એવો ઘણો કાળ પસાર કરવા છતાં મોક્ષ દૂર રહે છે. પરંતુ એમ કરતાં કરતાં જ્યારે સમ્યક્ત્વ થાય છે કે-તુરત અર્દ્ધપુદ્ગલપરાવર્તનકાળમાં જ તેને ચોક્કસ મોક્ષ પ્રાપ્ત થાય છે.

નિકટભવ્યના જ્ઞાન અને ચારિત્ર સમ્યક્ત્વ વગરના હોય, ત્યાં સુધી પણ તે ધીમે ધીમે સમ્યક્ત્વના કારણભૂત બને છે. અને સમ્યક્ત્વ થતાં જ સમ્યગ્જ્ઞાન સમ્યક્ચારિત્ર થઈને તરતજ તેને મોક્ષમાં લઈ જાય છે. આથી નિશ્ચયથી સમ્યક્ત્વ ન હોય, છતાં અભ્યાસજ્ઞાન અને અભ્યાસચારિત્ર પણ કેટલેક અંશે જરૂર આદરણીય છે. અને એજ દૃષ્ટિબિંદુથી મિથ્યાત્વીને પણ દ્રવ્ય સમકિતનો આરોપ કરીને દીક્ષા આપવાની અને આગમાભ્યાસ કરાવવાની શાસ્ત્રાજ્ઞાઓ આપણે વાંચીએ છીએ. પરંતુ જો કે એ રાજમાર્ગ ન ગણાય. રાજમાર્ગ તો સમ્યક્ત્વ સહિત આગમાભ્યાસ અને મહાવ્રતાદિકરૂપ સમ્યક્ ચારિત્રપાલન એ સર્વોત્તમ મોક્ષોપાય છે. એટલું ચોક્કસ છે કે-જે જીવો સમ્યક્ત્વ રહિત હોવા છતાં, આગમાભ્યાસ કે ચારિત્રપાલન કરતાં હોય, છતાં તેના કરતાં જેને નિશ્ચયથી માત્ર સમ્યક્ત્વજ પ્રાપ્ત થયું હોય તેનો નંબર ઘણો જ ઉંચો છે.

માટે સમ્યક્ત્વ એ આધ્યાત્મિક વિકાસની અતિ મહત્ત્વની ભૂમિકા છે.

સમ્યક્ત્વનો જીવનમાં અમલ કરવો કરવો ઘણો જ ગહન છે. પ્રથમ તો વિવિધ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના સંજોગોમાંથી તદનુકૂલ કે તદ્પ્રતિકૂલ સાધનોનું પૃથક્કરણ કરવાની વિવેકબુદ્ધિ જ દુર્લભ છે, તો પછી આચરણા તો કેટલી બધી દુર્લભ હોય તેનું તો કહેવું જ શું ?

આથી કોઈને હતાશ થવાનું કારણ નથી, પરંતુ અજ્ઞાનતાને દૂર કરી પુરૂષાર્થની જાગ્રતિ કરવી જોઇએ જ્યાં આવા દુઃષમકાળમાં તત્પ્રતિકૂળ સંયોગો વર્તતા હોય, ત્યાં મુમુક્ષુ જીવે વધારે જાગ્રત રહેવું જોઇએ. જીવને જ્યાં સુધી કાળલબ્ધિની પ્રાપ્તિ, ભવસ્થિતિનો પરિપાક ન થાય, ત્યાં સુધી કોઈ પણ જીવ ઉચો આવી શકે જ નહીં. જેથી એ સાધનોને પણ નજીક લાવવા માટે શાસ્ત્રકારોએ દર્શાવ્યા પ્રમાણે યથાર્થ પ્રયાસો આદરવાને ઘટે.

સમકિતના પણ અનેક ( એક કરતાં વિશેષ ) ભેદો છે, તે આ ગ્રંથમાં યથામતિ દર્શાવેલાં છે. શાસ્ત્રમાં તેના અનેક પ્રકારો બતાવવામાં આવ્યા છે, પરંતુ તે અનેક પ્રકારોના પણ અનેક પ્રકારો પડી જઈ અસંખ્ય પ્રકારો પડી જાય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવના સંજોગો પ્રમાણે સમ્યક્ત્વના સ્વરૂપો ફરે છે, એટલે અમુક દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના અમુક સંજોગોમાં સમ્યકત્વનું અમુક સ્વરૂપ હોય, તેજ દ્રવ્યાદિ સંજોગ બદલતાં કે બદલાતાં મિથ્યાત્વના અમુક સ્વરૂપ બની જાય છે. પરંપરાએ પણ સમ્યક્ત્વપોષક પ્રવૃત્તિઓનો વિરોધ કરવામાં આવતો હોય, તો પણ મિથ્યાત્વ લાગી જાય છે. દેખીતી રીતે સમ્યક્ત્વપોષક જણાતાં સાધનો જો પરંપરાએ મિથ્યાત્વ-પોષક બને તેમ હોય, તો તે સમ્યકત્વનું પોષક સમજીને કરવામાં આવેલું પોષણ પણ મિથ્યાત્વનું પોષક બની જાય છે. આમ હોવાથી સાધકોને સમ્યક્ત્વ વિષે ઘણી ગુંચ ઉભી થાય છે. આપણી અમુક પ્રવૃત્તિ સમ્યક્ત્વને અનુસરતી છે કે તેનાથી વિરોધી જનારી છે ? એ નક્કી કરવું, એ આ જગત્માં-આ કાળમાં અઘરામા અઘરૂં કામ છે. અતિ સૂક્ષ્મબુદ્ધિ વિના એ ભેદ સમજવો ઘણો જ ગહન છે દરેકે દરેક પ્રવૃત્તિમાંથી એ ભેદ પારખી લેનારને જ શાસ્ત્રમાં ગીતાર્થ કહ્યા છે. દરેક જીવો ગીતાર્થ હોઇ શકતા નથી, પરંતુ ગીતાર્થના માર્ગને અનુસરનાર પણ આરાધક ગણાય છે માટે જ શાસ્ત્રમાં ગીતાર્થ અને ગીતાર્થા-નુસારીને જ આરાધક કહ્યા છે. તે સિવાયના ગમે તેવા વિદ્વાન્

અને ગમે તેવા ત્યાગી હોય, છતાં આરાધક કહ્યા નથી. આ ઉપરથી સમ્યક્ત્વ ગુણ કેટલો ગહન છે? તે સમજાશે.

અત્રે જે વાત કરવામાં આવી છે, તે શુદ્ધ સમકિતની વાત કરી છે કે-જે વાસ્તવિક રીતે ખાસ પ્રાપ્તવ્ય છે. એ પ્રાપ્ત કર્યા પછી જ મોક્ષમાર્ગ ખૂલ્લો થાય છે. આપણા જિનપૂજા, અભ્યાસ-સામાયિક આદિ અનુષ્ઠાનો પણ એજ માટેના છે, કે જેથી આ ભવમાં કે પૂર્વભવમાં કદાચ પ્રાપ્ત ન થયું હોય, તો પણ ભવાંતરે તો આપણે શુદ્ધ સમકિત પામી સાધ્યસિદ્ધિને પ્રાપ્ત કરી શકીએ. યોગની આઠ દૃષ્ટિ, આત્માનું શાસન, સમ્યક્ત્વ સ્વરૂપ, પંચસૂત્ર, ગુણસ્થાનક્રમારોહ, ધર્મલક્ષણ આદિમાં કોઈમાં વત્તો તો કોઇમાં ઓછો સમ્યક્ત્વનો વિચાર પરોવાયેલો જ છે, અને તે સજ્જનોએ દીર્ઘદૃષ્ટિથી વિચારવો. નયના અધિકારમાં-વ્યવહાર નય વિષે પણ આપણામાં કેટલી ત્રૂટિઓ છે, એ વિષે પણ પોતાના આત્માની સાક્ષીપૂર્વક દીર્ઘવિચારણા કરવામાં આવશે તો સ્પષ્ટ ભાન થશે. તે માટે જ પૂજ્ય **શ્રીમાન્ હરિભદ્રસૂરિકૃત યોગની વિંશિકા, યોગબિન્દુ, ષોડશક** પ્રમુખ અનેક ગ્રન્થો આત્માર્થી બંધુઓએ ખાસ વિચારવા યોગ્ય છે.

મોક્ષે જવાના અનેક માર્ગો-અનુષ્ઠાનો છે. "આમ કરીએ-આ કરીએ" તો જ મોક્ષે જવાય એવું કાંઇ છે નહીં. જો સમભાવ-પોષક એકજ અનુષ્ઠાન સતત્ સત્કારપૂર્વક ભાવના ઉલ્લાસથી સમ્યક્ રીતે સેવાય, તો પણ ધોરી માર્ગે પહોંચવાથી આત્માનો ઉદ્ધાર જલ્દી થવા પામે છે. કોઈ આ માર્ગેથી, કોઈ બીજા માર્ગેથી કોઈ વળી ત્રીજા માર્ગેથી, કોઈ વ્હેલો તો કોઈ મોડો-એમ જે જેને સવડ પડે તે તે માર્ગેથી પ્રયાણ કરી, છેવટે તો કોઈ પ્રધાન-ધોરી માર્ગે આવ્યા પછી જ મોક્ષ તરફ પ્રયાણ કરી શકે છે-થઈ શકે છે. મોક્ષેચ્છુ દરેકને છેવટ તો **'સમ-સમતારૂપી'** ધોરી માર્ગે આવવું જ જોઇએ, એટલુંજ નહીં કિન્તુ પૌદ્ગલિક સુખ-સ્વર્ગના ઇચ્છુક દર્શનવાળાઓને પણ વત્તે કે ઓછે અંશે

એજ માર્ગને અપનાવવો પડે, તો મોક્ષધ્યેયી જૈનદર્શન માટે તો પૂછવું જ શું ? જો એ ધોરી માર્ગને ચૂકે, તો કોઈનોય મોક્ષ ન થાય અને અનંત સંસારભ્રમણ બાકી રહે.

સર્વ દર્શનમાં આપણું જૈનદર્શન સર્વશ્રેષ્ઠ દર્શન છે. એકાન્ત અન્ય દર્શનરૂપી નદીઓ જૈનદર્શનરૂપી અનેકાન્ત મહાસાગરમાં સમાય છે-મળે છે. ધોરી માર્ગે જવા માટે સરળ ને સીધો-સાચો માર્ગ એની જ પાસે છે, જેથી ધારે તો એ દર્શનદ્વારા સહેલાઈથી મોક્ષને મેળવી શકાય છે.

સમતા પણ દરેકે દરેક વસ્તુ-પદાર્થ (સજીવ કે અજીવ) ઉપરથી મમતા-મમત્વભાવ દૂર થાય ત્યારે જ આવે. બાકી નામ સમતા, લૌકિક સમતા અહીં ગ્રહણ કરવાની નથી. રાગ-દ્વેષની ગ્રંથિનો ભેદ થતાં સમ્યક્ત્વનો પ્રાદુર્ભાવ થાય છે. સમ્યક્ત્વની અતિ દુર્લભતા વિષે 'ધર્મસંગ્રહ'માં **મહોપાધ્યાય શ્રી માનવિજય ગણિ મહારાજાએ** કહ્યું છે કેઃ-

**यदि च धर्मबीजस्याप्येवमनुभवैक गम्यत्वम्, का वार्ता तर्हि भवशतसहस्रदुर्लभस्य साक्षान्मोक्षफलस्य चारित्रैकप्राणस्य सम्यक्त्वस्य ? इति।**

**અર્થ**—"જો એવી રીતે ધર્મબીજ પણ જ્યારે અનુભવથી જ માત્ર ગમ્ય છે, તો લાખો ભવે દુર્લભ સાક્ષાત્ મોક્ષફળ આપનાર અને ચારિત્રના એક પ્રાણરૂપ એવા સમ્યક્ત્વની તો વાત જ શી કરવી ?"

**પૂજ્ય શ્રીમાન્ આત્મારામજી** કૃત 'તત્ત્વનિર્ણયપ્રાસાદ' ગ્રન્થમાં પણ એજ સમ્યક્ત્વની અતિ દુર્લભતા વિષે જ્ઞાનાર્ણવમાંની કાર્તિકેય ટીકાદ્વારા સૂચન કરાયેલું છે.

આથી સમ્યક્ત્વ ગુણ વિષે વિચાર કરતાં થઈ જવાની દરેકે દરેક વ્યક્તિની ફરજ છે. "તેમાં આ ગ્રંથ યથાશક્ય માર્ગદર્શક થાય તો સારૂં"-એ અમારી હાર્દિક પરમ ભાવના છે. ગ્રંથો કે ઉપદેશો

તો નામ માત્રનો માર્ગનિર્દેશ જ કરી શકે છે, પરંતુ ગમે તે સાધનથી, ગમે તે માર્ગથી, ગમે તેટલા ભોગ અને પરિશ્રમથી વસ્તુસ્થિતિ સમજી લેવાની તે તે ખપી જીવોની પોતાની છે. તેથી ગ્રંથો કે ઉપદેશકોના ઉપદેશોમાં રહી જતી ખામીઓને દોષપાત્ર ઠરાવી શકાતી નથી, કેમકે–તેઓ યથાશક્તિ સહાયક થવાને પોતાની ફરજ યથાશક્તિ બજાવી છૂટે છે.

આ ગ્રંથમાં સૌ કોઈને આત્મબોધ થાય તેવા વિષયોનો સંગ્રહ કરવા પ્રયત્ન સેવ્યો છે, તે કેટલો સાર્થક થયો છે? તે તો સુજ્ઞ વાચકો જ નક્કી કરી શકશે. મેં તો ઉપર પ્રમાણેની હૃદયની ઇચ્છાથી આ પ્રયત્ન સેવ્યો છે. તે કોને રૂચિકર થશે? અને કોને અરૂચિકર થશે? એ વિચારવાનું મારી શક્તિ બહારનું કામ છે. શુભનિષ્ઠાથી કરેલા શુભ પ્રયત્નનું પણ જે પરિણામ હોવું જોઇએ, તે પરિણામ આ પ્રયાસથી આવે, તો પણ પ્રયત્નની સાર્થકતા માની લેવામાં મને હરકત નથી.

અંતમાં–મોક્ષાર્થી બંધુઓએ સમ્યક્ત્વ ગુણની પ્રાપ્તિ માટે એના જે જે સાધનો હોય, તે તે યથાયોગ્ય સમજી તેને યથાશક્તિ આદરવા એજ અભ્યર્થના!

પ્રેસદોષ અને દૃષ્ટિદોષના અંગે થયેલી સ્ખલનાઓ માટે પુનઃ મિથ્યાદુષ્કૃત આપી, એને માટે કરેલ શુદ્ધિપત્રક પ્રત્યે વાચક મહાનુભાવોનું ધ્યાન ખેંચીએ છીએ. વિદ્વાનોને ભૂલ જણાતાં એનો (શુદ્ધિપત્રકનો) યથાયોગ્ય લાભ લે એજ વિનંતિ.

અલ્પમતિ પુણ્ય.

---

## વાચકોને વિજ્ઞપ્તિ.



"નિવેદન તથા ગ્રંથઉપયોગિતા અને કેટલાક હૃદયોદ્ગાર" એને વાંચ્યા પછી આ ગ્રંથનું વાંચન કરવાથી વાચકોને રહસ્ય પ્રાપ્ત કરવામાં વધુ સરળતા થશે એવી આશા છે.

---

# સવિનય સમર્પણ.



જેઓશ્રી વર્તમાનકાળમાં શક્ય આચાર-અનુષ્ઠાનપાલનમાં ઉચ્ચ સ્થાન ધરાવતા હતા, જેઓશ્રીમાં ભીમકાન્ત ગુણ હતો અને જેઓશ્રી સ્વ સમુદાયના ગચ્છની સારણા, વારણા ને પડિચોયણા કરવામાં સમર્થ હતા, એવા ઉપકારી પૂજ્યપાદ સદ્ગત **આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજને**, મારા શાન્ત, સરલ, ભદ્રક પરિણામી અને જ્ઞાનદાતા **પરમ ગુરૂદેવ શ્રીમદ્ ધર્મવિજયજી મહારાજનું** સ્મરણ કરવાપૂર્વક, અલ્પમતિ અનુસાર સન્દોહ કરાયેલ શ્રી **" આત્મબોધ સંગ્રહ "** નામની આ અલ્પકૃતિ સવિનય સમર્પણ કરી કેટલેક અંશે કૃતાર્થતા અનુભવું છું. . . . . .

ચરણકિંકર પુણ્ય.



પરમ શાસનપ્રભાવક પાંચાલદેશોદ્ધારક ન્યાયાંભોનિધિ પૂજ્ય

શ્રી વિજયાનંદસૂરીશ્વરજી ( આત્મારામજી ) મહારાજાના

પટ્ટપ્રભાવક સદ્ધર્મસંરક્ષક પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્

વિજયકમલસૂરીશ્વરજી મહારાજાના પટ્ટપ્રભાવક



પૂજ્યપાદ શાસનમાન્ય સકલાગમરહસ્યવેદી

પરમગીતાર્થ સ્વ. આચાર્યદેવ

શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજ.

# આર્થિક સહાયકોની નામાવલી.

| રકમ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૩૦૦) | શેઠ રણછોડભાઈ શેષકરણદાસ | મુંબઈ |
| ૧૦૧) | શેઠ જીવણભાઈ અબજીભાઈ | વઢવાણ શહેર |
| ૨૫) | શેઠ ધીરજલાલ પાનાચંદ ઑફ, હસ્તે ભનીબ્હેન | અમદાવાદ |
| ૨૫) | શાહ ખાતે, હસ્તે ગુલાબચંદભાઈ (હળવદવાળા) | ઘાટકોપર |
| ૪૫૧) | | |

### શ્રી યેવલા-જૈન સંઘ તરફથી.

૫૧) શેઠ લાલચંદ અંબાઈદાસ
૫૧) શેઠ નાનચંદ કીકાશા
૫૧) શેઠ પોપટલાલ રૂપચંદ
૬૨) બ્હેન ભાગી ભર્તાર ભાગચંદ, હા. શા. હરખચંદ લીલાચંદ
૩૫) બ્હેન વિજયાબ્હેન નાનચંદશા, હા. શા. અંબાઈદાસ પ્રેમચંદ
૩૧) બ્હેન જાનકીબાઇ ભર્તાર સાંકરચંદ
૨૫) શેઠ જુગરાજ કેસરીમલ
૨૫) શેઠ દેવીચંદ શીવરામ
૨૫) શેઠ બાલુશા શાન્તિદાસ
૨૫) બ્હેન નંદુ બ્હેન ( નાશીકવાળા )
૨૧) શેઠ છોગમલ જોરાવરમલ
૧૬) શેઠ અંબાઈદાસ પ્રેમચંદ
૧૫) શેઠ હરખચંદ દલીચંદ
૧૫) શેઠ સાંકરચંદ શાન્તિદાસ
૧૫) શેઠ પનાલાલ રૂપચંદશા
૭) શેઠ દગડુરામ દીપચંદ
૭) શેઠ વેલચંદ ડોંગરશા
૭) બ્હેન સેરૂબ્હેન કો કીશનદાસ ( ભાલોરવાળા )
૫) શેઠ ઉમેદચંદ કેવલચંદ
૫) બ્હેન મોતીબ્હેન ભર્તાર વીરચંદ
૫) બ્હેન સીતાબેન કો ધનાશા
૫) બ્હેન ગજરાબ્હેન કો વેલચંદ
૩) શેઠ ચુનીલાલ ભારથમલ

૫૦૭)

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૪ | कर्म संयोग निर्वर्तितः | कर्मसंयोगनिर्वर्तितः (સમાસ) |
| ૫ | ૯ | श्वेतेषां | प्रवैतेषां |
| ૫ | ૧૫ | पापनुबन्धि | पापानुबन्धि |
| ૬ | ૪ | પાપનુબંધી | પાપાનુબંધી |
| ૬ | ૧૨ | मेऽकरण नियमः | मेऽकरणनियमः (સમાસ) |
| ૬ | ૧૬ | मोक्षबीज मिति | मोक्षबीजमिति (સમાસ) |
| ૬ | ૨૨ | मोक्षसाधन योगान् | मोक्षसाधनयोगान् (સમાસ) |
| ૬ | ૨૪ | सम्याविधिपूर्विका | सम्यग्विधिपूर्विका |
| ૬ | ૨૫ | परमगुणयुक्तार्हदादि सामर्थ्यतः | परमगुणयुक्तार्हदादि-सामर्थ्यतः (સમાસ) |
| ૭ | ૧ | परमकल्याण हेतवः | परमकल्याणहेतवः (સમાસ) |
| ૭ | ૩ | हित पवृतः | हितपवृतः (સમાસ) |
| ૭ | ૧૫ | યયે | થયે |
| ૭ | ૨૨ | આત્મવર્ય | આત્મવીર્ય |
| ૮ | ૧૫ | श्लथी भवन्ति | श्लथीभवन्ति (સમાસ) |
| ૮ | ૧૭ | शुभ परिणामेन | शुभपरिणामेन (સમાસ) |
| ૮ | ૨૧ | क्रियन्ने | क्रियन्ते |
| ૧૧ | ૧૬ | अनादिभवसंगतांश्वागुणान् | अनादिभवसंगतांश्चागुणान् |
| ૧૨ | ૫ | सम्यक | सम्यक् |
| ૧૩ | ૧૫ | हितमित भाषकः | हितमितभाषकः (સમાસ) |
| ૧૩ | ૧૬ | हिस्यात् | हिंस्यात् |
| ૧૮ | ૫ | अप्रतिबुद्धो | अप्रतिबुद्धौ |
| ૨૦ | ૨૫ | अनथ्या | अन्यथा |
| ૨૧ | ૧૮ | संभवदौषधौ | संभवदौषधो |
| ૨૧ | ૨૦ | सथ्याप्य | संथाप्य |
| ૨૩ | ૬ | મહા વ્યાધિ | કર્મરૂપી મહાવ્યાધિ |
| ૨૩ | ૨૩ | सुगुरु समीपे | सुगुरुसमीपे (સમાસ) |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. | |
|---|---|---|---|---|
| ૨૪ | ૨૦ | વિરોધનાથી | વિરાધનાથી | |
| ૨૪ | ૨૧ | કરી | કદી | |
| ૨૫ | ૧ | सुविधि भावतः | सुविधिभावतः | (સમાસ) |
| ૨૭ | ૨૩ | વધાર | વધારે | |
| ૨૯ | ૨૪ | निरद्ध | निरुद्ध | |
| ૨૯ | ૨૫ | समुपलभ्यारोग्यः | समुपलभ्यारोग्यम् | |
| ૩૦ | ૨૨ | प्रपन्न | प्रपन्नः | |
| ૩૦ | ૨૨ | निरद्ध | निरुद्ध | |
| ૩૨ | ૨૦ | प्रायच्छिन्नकर्मानुबन्धः | प्रायश्छिन्नकर्मानुबन्धः | |
| ૩૬ | ૧૨ | अनन्तज्ञानाऽनन्तदर्शनः | अनन्तज्ञानोऽनन्तदर्शनः | |
| ૩૭ | ૪ | ઈંદ્રિયાયાદિક | ઈંદ્રિયાદિક | |
| ૩૭ | ૧૪ | परा | परो | |
| ૩૭ | ૧૪ | अपेक्षाऽनान्ददः | अपेक्षाऽनानन्दः | |
| ૩૯ | ૧૮ | ઉવર | ઉપર | |
| ૪૧ | ૧૭ | એન્યથા | અન્યથા | |
| ૪૧ | ૧૮ | અકાંતવાદ | એકાંતવાદ | |
| ૪૩ | ૧૩ | એમ | × | |
| ૪૩ | ૨૦ | भेदाद | भेदाद् | |
| ૪૪ | ૨૭ | અને અમુક પરિણામથી બંધ | × | |
| ૫૨ | ૩ | गुणबाजाहाण | गुणबीजाहाण | |
| ૫૨ | ૭ | दुक्खकले | दुक्खफले | |
| ૫૩ | ૮ | मग्गसाहेणसु | मग्गसाहणेसु | |
| ૫૫ | ૪ | थूलगपरिग्गहविरमणं | थूलगपरिग्गहविरमण | |
| ૫૫ | ૧૨ | परमबाहि | परमबोहि | |
| ૫૫ | ૧૩ | संसारडवीष | संसाराडवीप | |
| ૫૬ | ૨ | सुरकायजोगे | सुहकायजोगे | |
| ૫૬ | ૯ | वुट्ठी | वुड्ढी | |
| ૫૬ | ૧૧ | सम्मसंबुद्धे | सम्मंसंबुद्धे | |
| ૫૭ | ૨૦ | में | मे | |
| ૫૮ | ૫ | वाच्चज्जा | वच्चिज्जा | |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫૯ | ૧૭ | विह्विपेरे | विह्विपरे |
| ૫૯ | ૧૮ | आययट्ठ | आययट्ठी |
| ૬૦ | ૯ | सजमतवकिरिआए | संजमतवकिरिआए |
| ૬૦ | ૨૩ | कुसलासयवुड्ढ | कुसलासयवुड्ढी |
| ૬૩ | ૬ | पवह्वाओ | पवाहओ |
| ૬૪ | ૧૧ | ओचितपवित्तिविन्नअं | ओचित्तपवित्तिविन्नेअं |
| ૬૫ | ૩૦ | કરવા | કરવી |
| ૬૬ | ૩ | विचारयति | विंचारयति |
| ૬૬ | ૪ | आगमतत्त्व | आगमतत्त्वं |
| ૬૮ | ૬ | જાણવા | જાણવો |
| ૭૦ | ૧૩ | ।હસા | હિસા |
| ૭૫ | ૬ | પૂવે | પૂર્વે |
| ૭૯ | ૮ | भिन्नग्रंथेनिर्म्मल बोधवतः | भिन्नग्रंथेर्निर्म्मल बोधवतः |
| ૮૦ | ૮ | અન્તકરણ | અન્તરકરણ |
| ૮૧ | ૧૭ | प्रणिधानं | प्रणिधान |
| ૮૭ | ૨૧ | प्रक्षोत्प्रेक्षादि | प्रेक्षोत्प्रेक्षादि |
| ૮૭ | ૨૭ | विघ्नायकाः | विनायकाः |
| ૯૯ | ૬ | હેતથી | હેતુથી |
| ૧૦૦ | ૨૭ | પ્રમારે | પ્રકારે |
| ૧૦૩ | ૧ | सिद्धिस्य | सिद्धस्य |
| ૧૦૪ | ૯ | वृत्ति | वृत्तिः |
| ૧૦૫ | ૨૬ | मात्सर्य विघातकृतपरमः | मात्सर्यविघातकृतपरमः (સમાસ) |
| ૧૦૮ | ૨ | न्यायत्पथः | न्यायात्पथः |
| ૧૦૮ | ૧૨ | मात्सर्य विघातकृतपरमः | मात्सर्यविघातकृतपरमः |
| ૧૦૯ | ૭ | એ પદમાં અને | એ પદમાં પાપ અને |
| ૧૧૦ | ૧૦ | વિવેચન | વિરેચન |
| ૧૧૬ | ૫ | કાંડા | કંદ |
| ૧૧૭ | ૨૦ | तद्धर्मारोग्ये | तद्धर्मारोग्ये |
| ૧૧૮ | ૪ | દષ્ટાન્તિકની | દાષ્ટાન્તિકની |
| ૧૨૫ | ૨૨ | દશાવ્યો | દર્શાવ્યો |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. | |
|---|---|---|---|---|
| १२७ | ३ | धर्मश्रवणेऽवज्ञा | धर्मश्रवणेऽवज्ञा | |
| १३२ | ८ | ધર્મતત્ત્વતા | ધર્મતત્ત્વના | |
| १३५ | ११ | लिंग संयुक्ते | लिंगसंयुक्त | (સમાસ) |
| १४१ | ६ | पश्यान्त्य | पश्यन्त्य | |
| १४१ | ६ | विषय इह | विषयमिह | |
| १४२ | ६ | तत्तत्त्वदृशामेषा | तत्तत्त्वदृशामेषा | |
| १४५ | १३ | પાપરંભનો | પાપારંભનો | |
| १४६ | २२ | તત્ત્વસંદેવન | તત્ત્વસંવેદન | |
| १४७ | १५ | पद्हितनिरतस्य | परहितनिरतस्य | |
| १५२ | १ | શક્તિઓ | શક્તિએ | |
| १५३ | २ | ना सुलभमिदं | नासुलभमिदं | (સમાસ) |
| १५४ | २३ | તથા તીર્થંકર ગોત્ર | તથા પરંપરાએ તીર્થંકર ગોત્ર | |
| १६० | ३ | द्वेष | द्वेषः | |
| १६१ | ७ | વિના સ્વાર્થે | વિનાસ્વાર્થે | |
| १६३ | १६ | દશાવે | દર્શાવે | |
| १७२ | १५ | મોહભિભૂત | મોહાભિભૂત | |
| १७६ | २० | પભાદષ્ટિ | પ્રભાદષ્ટિ | |
| १७६ | २७ | તત્ત્વપ્રતિપતિ | તત્ત્વપ્રતિપત્તિ | |
| १७७ | ३ | અબંધ્ય | અવંધ્ય | |
| १७७ | ८ | परुविश | परुविशं | |
| १७७ | २१ | ઉકૃષ્ટ | ઉત્કૃષ્ટ | |
| १८२ | १ | જાતિ | અતિ | |
| १८३ | २६ | કાંઈ | કોઈ | |
| १९१ | ८ | પૂર્વશ્રત | પૂર્વશ્રુત | |
| १९३ | २९ | સજ્જન | સજ્જડ | |
| १९६ | १७ | दर्शनज्ञानचारित्राण्य- थवाय तेः | दर्शनज्ञानचारित्राण्य- थवायतेः | (સમાસ) |
| २०० | २७ | ભરલો જ | ભરેલો જ | |
| २०६ | ३ | श्रेणी | श्रेणीं | |
| २०६ | १४ | અને સ્ત્રીવેદ–નપુંસકવેદ એ મલી १९ | અને પુરૂષવેદ, સ્ત્રીવેદ, નપું- સકવેદ એમ મલી २० | |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૦૬ | ૨૮ | ઉપશમ સમ્યક્ત્વ હોય. | ઉપશમ સમ્યક્ત્વ અને ચારિત્ર હોય. |
| ૨૦૯ | ૧૨ | ત્રીજો | ત્રીજે |
| ૨૧૦ | ૮ | ત્યાગ | ભાગ |
| ૨૧૧ | ૧૯ | સાહાશાતન | સહાશાતન |
| ૨૧૨ | ૫ | ક્ષયોપશમાં | ક્ષયોપશમમાં |
| ૨૧૭ | ૧૮ | શ્રત ધર્મ | શ્રુતધર્મ |
| ૨૨૫ | ૨૭ | સિદ્ધચલાદિક | સિદ્ધાચલાદિક |
| ૨૩૮ | ૩ | મિથ્યાત્વના પુદ્ગલરૂપ | મિથ્યાત્વના શુદ્ધ પુદ્ગલરૂપ |
| ૨૪૫ | ૨ | આકાશિસ્તિકાય | આકાશાસ્તિકાય |
| ૨૫૧ | ૧૦ | કર્માંને | કર્મોને |
| ૨૫૩ | ૧૪ | પ્રથમના ચાર ગુણસ્થાન દર્શનમોહનીય કર્મના નિમિત્તથી બનેલાં છે, પાંચમાથી બારમા ગુણસ્થાન સુધીના ગુણસ્થાનો ચારિત્રમોહનીય કર્મના ઉદયથી બનેલાં છે, | પ્રથમના ચાર ગુણસ્થાન અવિરતિના યોગે છે અને પાંચમાથી બારમા સુધીના ગુણસ્થાનો ઘાતીકર્મના યોગે છે, |
| ૨૫૮ | ૨ | અચક્ષુદર્શન | અચક્ષુદર્શન, અવધિદર્શન |
| ૨૭૬ | ૫ | ધર્મની પ્રાપ્તિ | ધર્મની પ્રાપ્તિ પ્રાયઃ |
| ૨૮૦ | ૧૨ | ચેતન | × |
| ૨૯૨ | ૨ | લોકોચાર | લોકાચાર |
| ૨૯૩ | ૩ | લોકોચાર | લોકાચાર |
| ૩૧૨ | ૨૧ | શુશ્રષાદિક | શુશ્રૂષાદિક |
| ૩૧૯ | ૨૬ | નયના | નયની |
| ૩૩૧ | ૫ | આયંતિક | આત્યંતિક |
| ૩૩૧ | ૨૬ | આવિત્તિ | આવૃત્તિ |
| ૩૩૪ | ૧૯ | બંધનના | બંધનની |
| ૩૪૦ | ૨ | ઇષ્ટિનું | કષ્ટનું |
| ૩૪૦ | ૧૭ | મોહબંધ નથી | મોહબંધનથી |
| ૩૪૩ | ૨૬ | સંબંધ જ ફરી થાય | સંબંધ જ ફરી ન થાય |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૫૦ | ૧૦ | निश्चित् | निश्चित |
| ૩૫૨ | ૧૦ | પૂર્વે | પૂર્વે |
| ૩૬૪ | ૧૯ | કરનાના | કરવાના |
| ૩૬૫ | ૪ | જોઈએ | × |
| ૩૬૭ | ૨૧ | જાત | ધાત |
| ૩૭૨ | ૨૧ | તેથી વિશેષાધિક મોહનીય કર્મને અને તેથી વિશેષાધિક વેદનીય કર્મને મળે છે, | તેથી વિશેષાધિક જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય કર્મને પરસ્પર તુલ્ય અને તેથી અધિક મોહનીય કર્મને અને તેથી વિશેષાધિક વેદનીય કર્મને મળે છે. |
| ૩૭૬ | ૨૨ | कर्मगालिन्यशोधनात् | कर्ममालिन्यशोधनात् |
| ૩૮૨ | ૧૫ | कुग्रहः | कुग्रहाः |
| ૩૮૪ | ૧૮ | सर्वे | सर्व |
| ૩૮૯ | ૧૩ | अघर्मघर्मयारेतद् | अघर्मधर्मयोरेतद् |
| ૩૮૯ | ૧૯ | चेत | चेत् |
| ૩૯૯ | ૧૮ | ઉપજપણું | ઉપજવાપણું |
| ૪૦૨ | ૯ | ચેતાના | ચેતના |
| ૪૦૪ | ૧૫ | આદારિક | ઔદારિક |
| ૪૦૪ | ૨૧ | તે વારે એક ઉચ્છાસને લેવા યોગ્ય વર્ગણા થાય. | તે વારે એક ભાષાને લેવા યોગ્ય વર્ગણા થાય અને તે થકી અનંત ગુણાધિક દલીયાં ભેગાં થાય ત્યારે એક ઉચ્છ્વાસને લેવા યોગ્ય વર્ગણા થાય. |
| ૪૦૫ | ૪ | શ્રદ્ધવાન | શ્રદ્ધાવાન |
| ૪૦૭ | ૨૫ | ધર્માસ્તિકાયના અરૂપી, અચેતન અને ચલણ સહાય | ધર્માસ્તિકાયના અરૂપી, અચેતન, અક્રિય અને ચલણસહાય |
| ૪૦૭ | ૨૮ | અધર્માસ્તિકાયના પણ અરૂપી, અચેતન અને સ્થિરસહાય | અધર્માસ્તિકાયના પણ અરૂપી, અચેતન, અક્રિય અને સ્થિર-સહાય |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૦૮ | ૨૬ | અશુદ્ધિ | અશુદ્ધ |
| ૪૦૯ | ૧૫ | છ દ્રવ્યમાં પાંચ દ્રવ્ય ને એક જીવદ્રવ્ય તે અકારણ છે. | છ દ્રવ્યમાં પાંચ દ્રવ્ય કારણ છે અને એક જીવદ્રવ્ય તે અકારણ છે. |
| ૪૨૮ | ૨૫ | સમાભિરૂઢ નય | સમભિરૂઢ નય |
| ૪૩૦ | ૨૩ | સારી તે જાણે છે. | સારી રીતે જાણે છે. |
| ૪૩૯ | ૮ | નેનો | તેનો |
| ૪૩૯ | ૧૭ | જુઠ જ | જુદું જ |
| ૪૪૦ | ૪ | નાસ્તિ સ્વભાવ | અસ્તિ સ્વભાવ |
| ૪૫૬ | ૮ | अन्तर्मुहूर्त्तमेकैकं | अन्तर्मुहूर्तमेकैकं |
| ૪૬૪ | ૪ | कर्मसंङ्गविनिमाक्षात् | कर्मसंङ्गविनिर्मोक्षात् |
| ૪૬૮ | ૧૩ | पावति | पार्वति |
| ૪૭૪ | ૧૬ | દેખાશે | દેખશે |
| ૪૭૮ | ૨૭ | સદગણ | સદ્દગુણ |
| ૪૮૦ | ૧૨ | શુદ્ધ, શુભ, અશુદ્ધ અને અશુભ ઉપયોગ. | શુદ્ધ, શુભ, અશુભ અને અશુદ્ધ ઉપયોગ. |
| ૪૮૩ | ૧ | અનાદિ સાંત, સાદિ અનત અને આદિ સાંત જગત્ છે | અનાદિ અનંત, અનાદિ સાંત, સાદિ અનંત અને સાદિ સાંત જગત્ છે. |
| ૪૮૩ | ૪ | श्रत | श्रुत |
| ૪૮૬ | ૨૭ | भवेऽन्यस्मिन्नहाऽपिवा | भवेऽन्यस्मिन्निहाऽपिवा |

# અનુક્રમણિકા.

---

## સહાયકોનો આભાર.



આ ગ્રન્થ પ્રકાશનાર્થે જ્ઞાનદાનમાં ઉદારવૃત્તિથી આર્થિક સહાય કરનારાઓ ધર્મપ્રેમી પુન્યપ્રભાવક શેઠ શ્રી **રણછોડભાઇ શેષકરણદાસે** (મુંબઈવાળા), રૂા. ૩૦૦) ભરી જે ઉદારવૃત્તિ દાખવી છે, અને મર્હૂમ શેઠ **જીવણભાઇ અબજીભાઇ** (વઢવાણવાળા) ના પુન્યાર્થે તેમના સુપુત્ર શ્રી શાન્તિલાલભાઇએ રૂા. ૧૦૧) ની જે મદદ આપી સુકૃત ઉપાર્જન કર્યું છે તથા ચેવલા વિગેરેના સુશ્રાવકો અને સુશ્રાવિકાઓ તરફથી જે યોગ્ય મદદ મળી છે, જેથી **શ્રી ચેવલાનો જૈન સંઘ** તેઓશ્રીનો હાર્દિક આભાર માનવા સાથે સુકૃતની અનુમોદના કરે છે.

લી. શ્રી ચેવલા–જૈન સંઘ તરફથી
શેઠ પોપટલાલ રૂપચંદ.

॥ णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ॥

श्रीमद् विजयदानसूरि पादपद्मेभ्यो नमः।



# શ્રી આત્મબોધ સંગ્રહ

[ આત્મિક બાધને સૂચવતા ભરપૂર ગ્રન્થ. ]



सम्यग् - दर्शन - ज्ञान - चारित्राणि मोक्षमार्गः ॥

ॐ अर्हं नमः ।

श्रीमद् विजयदानसूरि पादपद्मेभ्यो नमः ।

चिरन्तनाचार्यविरचितम्

# श्री पञ्चसूत्रम् ।

[ ઉક્ત પંચસૂત્રમાં થોડા શબ્દોમાં ઘણો જ અર્થ સમાવેલો હોઈ અધિકાર પરત્વે તેના પાંચ વિભાગ પાડેલા છે, જેથી ગ્રંથનું એ નામ સાર્થક રખાયેલું છે. શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ જેવા સમર્થ આચાર્યશ્રીએ તેના ઉપર ટીકા લખી છે. તેથી મૂળ ગ્રંથકર્તા ઘણા જ પ્રાચીન નિર્વિવાદ જણાય છે, એટલું જ નહિ કિન્તુ એમની આ પરમ ઉપકૃત સૂત્રની વિશિષ્ટ રચના જોતાં કોઈ યુગપ્રધાન સરખા મહાન્ આચાર્ય હશે એમ હૃદય કહે છે. મૂળમાં રહેલી અર્થગંભીરતા, તેમાં રહેલું અપૂર્વ રહસ્ય જોતાં આત્માર્થી જનોએ પ્રતિદિન સ્વાધ્યાય કરવા લાયક આ સૂત્ર છે. ઉક્ત પંચસૂત્રની મૂળ ઉપરથી સંસ્કૃત છાયા અને ટીકાના આધારે સ્પષ્ટ વ્યાખ્યા લખનાર ભાવનગરવાળા શાસ્ત્રીજી છે. તે અનુસારે આ લીધું છે-મૂક્યું છે. માગધી-પ્રાકૃત્ ભાષાના અજ્ઞ અને સંસ્કૃતના અભ્યાસી મહાનુભાવોને સરળતા રૂપ થાય તે સારૂ અત્રે છાયા મૂકવાનો પ્રયાસ કર્યો છે. તેનું સળંગ મૂળ લખાણ નીચેની છાયાના પેરા મુજબ જ અનન્તર દાખલ કરેલ છે તો ત્યાંથી જોઈ લેવું. સ્વાધ્યાય કરનારે તો મૂળનો જ થઈ શકે એ ધ્યાનમાં રાખવું. લખવામાં પૂરતી કાળજી રખાયેલ છે, છતાં કાંઈ ભૂલ રહી જવા પામી હોય તે વિદ્વજ્જનો સુધારી લ્યે એજ ભલામણ. ]

## १-पाप प्रतिघात गुण बीजाधान सूत्रम् ।

પાપનો નાશ કરવો અને ગુણરૂપી બીજનું ધારણ કરવું એ નામનું આ પ્રથમ સૂત્ર છે.

**नमो वीतरागेभ्यः सर्वज्ञेभ्यो देवेन्द्रपूजितेभ्यो यथास्थित-वस्तुवादिभ्यस्त्रैलोक्यगुरुभ्योऽरुहेभ्यो भगवद्भ्यः ॥**

**य एवमाचक्षते–इह खल्वनादि जीवः, अनादि जीवस्य भवोऽनादि कर्म संयोग निर्वर्तितः, दुःखरुपः, दुःखफलः, दुःखानुबंधः ॥**

**एतस्य णं व्युच्छित्तिः शुद्धधर्मात्, शुद्धधर्मसंप्राप्तिः पापकर्म विगमात्, पापकर्म विगमस्तथाभव्यत्वादि भावात् ॥**

વીતરાગ, સર્વજ્ઞ, સુરેન્દ્ર પૂજિત, યથાસ્થિત વસ્તુતત્ત્વવાદી અને ત્રણ જગતના ગુરૂ એવા અરૂહંત ભગવતોને નમસ્કાર હો !

તેઓ એમ આખ્યાન કરે છે કે-નિશ્ચે આ લોકમાં અનાદિ જીવાત્મા છે. એ અનાદિ એવા જીવનો અનાદિ કર્મસંયોગ-જનિત જન્મ, જરા, મરણ, રોગ, શોક, લક્ષણ, દુઃખરૂપ, દુઃખફળવાળો અને દુઃખની પરંપરાવાળો અનાદિ સંસાર છે

એ અનાદિ સંસાર ભ્રમણનો વિચ્છેદ-અંત શુદ્ધ જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ધર્મનું ઔચિત્ય વડે સતત્ સત્કાર અને વિધિ-પૂર્વક સેવન કરવાથી થાય છે ઉક્ત શુદ્ધધર્મની સંપ્રાપ્તિ મિથ્યા-ત્વમોહનીય પ્રમુખ પાપકર્મનો વિનાશ થવાથી થાય છે અને પાપ-કર્મનો વિનાશ **તથાભવ્યત્વ** આદિ કારણો મળવાથી થાય છે, અર્થાત્ તથાવિધ ભવ્યત્વ, કાળ, નિયતિ, કર્મ ને પુરૂષાતન વડે થવા પામે છે.

**तस्य पुनः विपाकसाधनानि–चतुःशरणगमनं दुष्कृतगर्हा सुकृतानामासेवनम् । अतः कर्तव्यमिदं भवितुकामेन सदा सुप्रणि-धानं भूयो भूयः संक्लेशे त्रिकालमसंक्लेशे ॥**

તે તથાવિધ ભવ્યત્વ ઉદયના-પરિપાક થવાનાં સાધનો. ૧-અરિહંતાદિક ચારનું શરણ. ૨-દુષ્કૃત-પાપકર્મની નિંદા-ગર્હા કરવી. ૩-સુકૃત કરણી કરવી અથવા તેની અનુમોદના કરવી. તેથી મોક્ષાર્થી જનોએ સદા સુપ્રણિધાન-મન, વચન, કાયાની એકાગ્રતા વડે તે

ચાર શરણાદિક તીવ્ર રાગાદિક સંક્લેશ સતે વારંવાર કરવા અને સંક્લેશ ન હોય તો ત્રિકાળ–ત્રણે કાળ કર્યા કરવું.

यावज्जीवं मे भगवन्तः परमत्रिलोकनाथा अनुत्तरपुण्यसंभाराः क्षीणरागद्वेषमोहा अचिन्त्यचिन्तामणयो भवजलधिपोता एकान्त-शरण्या अर्हन्तः शरणम् ॥

तथा प्रक्षीण जरामरणा अपेतकर्मकलङ्काः प्रणष्टव्याबाधाः केवल ज्ञानदर्शनाः सिद्धिपुरनिवासिनो निरुपमसुखसङ्गताः सर्वथा कृतकृत्याः सिद्धाः शरणम् ॥

પરમ ત્રિલોકીનાથ, પ્રધાન પુણ્યના ભંડાર, રાગદ્વેષ–મોહથી સર્વથા રહિત, અચિન્ત્ય ચિંતામણિ રત્ન સમાન, સંસાર રૂપી સમુદ્રને વિષે પ્રવહણ સમાન અને એકાંત શરણ કરવા યોગ્ય, એવા અરિહંત ભગવન્તોનું મ્હારે જીવિતપર્યંત શરણ હો !

તથા જન્મ–જરા–મરણથી મુક્ત, કર્મ રૂપી કલંક રહિત, સર્વ પ્રકારની પીડા રહિત, કેવળજ્ઞાન–દર્શન યુક્ત મોક્ષપુરીમાં વસનારા, અનુપમ સુખને પામેલા અને સર્વથા કૃતકૃત્ય એવા સિદ્ધોનું સદા મને શરણ હો !

तथा प्रशान्तगंभीराशयाः सावद्ययोगविरताः पञ्चविधाचारज्ञाः परोपकारनिरताः पद्मादिनिदर्शना ध्यानाध्ययनसंगता विशुध्यमान-भावाः साधवः शरणम् ॥

तथा सुरासुरमनुजपूजितो मोहतिमिरांशुमाली रागद्वेषविष-परममन्त्रः, हेतुः सकलकल्याणानां, कर्मवनविभावसुः, साधकः सिद्धभावस्य, केवलीप्रज्ञप्तो धर्मो यावज्जीवं मे भगवान् शरणम् ॥

તથા પ્રશાન્ત, ગંભીર આશયવંત, સાવદ્ય–પાપવ્યાપારથી વિરમેલા, પાંચ પ્રકારના આચારને જાણનારા–પાળનારા, પરોપકાર કરવામાં તત્પર, પદ્મકમળ જેવા નિર્લેપ–શરદ જળ જેવા સ્વચ્છ

હૃદયવાળા, જ્ઞાન-ધ્યાનમાં સાવધાન અને વિશુદ્ધમાન પરિણામવાળા સાધુઓનું મને શરણુ હો!

તથા સુર, અસુર અને મનુષ્યોવડે પૂજિત, મોહ રૂપી અંધકારને દૂર કરવા સૂર્ય સમાન, રાગ-દ્વેષ રૂપ વિષને ટાળવા પરમ મંત્ર સમાન, સમસ્ત કલ્યાણુના હેતુ રૂપ, કર્મ રૂપી વનને બાળવા અગ્નિ સમાન અને મોક્ષ રૂપ સિદ્ધિ સાધક સર્વજ્ઞપ્રણીત ધર્મનું મને જાવજ્જીવ શરણુ હો!

હવે દુષ્કૃતની નિંદા અને તેના વિશેષણો કહે છેઃ—

**शरणमुपगतश्चेतेषां गर्हे दुष्कृतम् ॥**

**यत् णं अर्हत्सु वा सिद्धेषु वाऽऽचार्येषु वा उपाध्यायेषु वा साधुषु वा साध्वीषु वाऽन्येषु वा धर्मस्थानेषु वा माननीयेषु पूजनीयेषु तथा मातृषु वा पितृषु वा बन्धुषु वा मित्रेषु वा उपकारिषु वा, ओघेन वा जीवेषु मार्गस्थितेषु, अमार्गस्थितेषु, मार्गसाधनेषु, अमार्गसाधनेषु यत् किञ्चित् वितथमाचरितं, अनाचरितव्यं, अनेष्टव्यं, पापं पापनुबन्धि सूक्ष्मं वा बादरं वा, मनसा वा वाचा वा कायेन वा, कृतं वा कारितं वा अनुमोदितं वा, रागेण वा द्वेषेण वा मोहेन वा, अत्र वा जन्मनि जन्मान्तरेषु वा, गर्हितमेतत् दुष्कृतमेतत् उज्झितव्यमेतत् विज्ञातं मया कल्याणमित्रगुरुभगवद्वचनात् एवमेतदिति रोचितं श्रद्धया, अर्हत्सिद्धसमक्षं गर्हेऽहमिदं दुष्कृतमेतत् उज्झितव्यमेतत् । अत्र मिथ्या मे दुष्कृतं मिथ्या मे दुष्कृतं मिथ्या मे दुष्कृतम् ॥**

તથા આ અરિહંતાદિક ચારનું શરણુ કર્યા પછી દુષ્કૃતની નિંદા-ગર્હા કરૂં છું. અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ, સાધ્વીઓ કે બીજા અનેરા પૂજનીય-માનનીય ગુણાધિક આત્માઓને વિષે તથા માતા, પિતા, બંધુઓ, મિત્રો કે ઉપકારી જનો વિષે અથવા ઓઘે (સામાન્યથી) સમકિત આદિ માર્ગમાં રહેલા જીવોને

વિષે, અથવા માર્ગમાં નહિ રહેલા જીવોને વિષે, માર્ગને સાધનારા પુસ્તકોને વિષે, વા માર્ગને નહિ સાધનારા ખડ્ગાદિકને વિષે જે કંઈ વિપરીત નહિ આચરવા યોગ્ય, ક્રિયા વડે નહિ આચરવા યોગ્ય પાપનુબંધી પાપ સૂક્ષ્મ કે બાદર મન, વચન કે કાયા વડે, રાગ–દ્વેષ કે મોહ વડે આ જન્મમાં કે અન્ય જન્મોમાં મેં કર્યું, કરાવ્યું કે અનુમોદ્યું હોય, તે દુષ્કૃત્ય કલ્યાણમિત્ર એવા ગુરૂદેવના વચનથી નિંદા–ગર્હા અને છંડવા યોગ્ય જાણ્યું. આ એમ જ છે એ પ્રમાણે શ્રદ્ધા વડે મને એ વાત ગમી, તેથી અરિહંત અને સિદ્ધની સમક્ષ એ છંડવા યોગ્ય સર્વ પાપને હું નિંદુ–ગર્હું છું. આ સંબંધમાં મારૂં પાપ મિથ્યા થાઓ ! મિથ્યા થઓ !! મિથ્યા થાઓ !!! અર્થાત્ મારા પાપ નિવેદન કરી તેની માફી માગું છું.

भवतु मे एषा सम्यग्गर्हा । भवतु मेऽकरण नियमः । बहुमतं ममैतत् ( द्वयं ) इति इच्छामि अनुशास्तिम् अर्हतां भगवतां गुरुणां कल्याणमित्राणामिति ॥

भवतु मे एभिः संयोगः । भवतु मे एषा सुप्रार्थना । भवतु मेऽत्र वहुमानः । भवतु मे इतो मोक्षबीज मिति ॥

प्राप्तेषु एतेषु अहं सेवार्हः स्यां । आज्ञार्हः स्यां । प्रतिपत्तियुक्तः-स्यां । निरतिचारं पारगः स्याम् ॥

संविज्ञो यथाशक्ति सेवे सुकृतम् । अनुमोदे सर्वेषामर्हतामनुष्ठानम् । सर्वेषां सिद्धानां सिद्धभावं । सर्वेषामाचार्याणामाचारं । सर्वेषामुपाध्यानां सूत्रप्रदानं । सर्वेषां साधूनां साधुक्रियां । सर्वेषां श्रावकाणां मोक्षसाधन योगान् । सर्वेषां देवानां सर्वेषां जीवानां भवितुकामानां कल्याणाशयानां मार्गसाधनयोगान् ॥

भवतु ममैषाऽनुमोदना सम्याविधिपूर्विका, सम्यक्शुद्धाशया, सम्यक्प्रतिपत्तिरुपा, सम्यग्निरतिचारा परमगुणयुक्तार्हदादि सामर्थ्यतः । अचिन्त्यशक्तियुक्ता हि ते भगवन्तो वीतरागाः सर्वज्ञाः परम-

**कल्याणाः परमकल्याण हेतवः सत्त्वानाम् । मूढश्चास्मि पापोऽनादि-मोहवासितः अनभिज्ञो भावतः, हिताहितयोरभिज्ञः स्याम्, अहित निवृत्तः स्याम्, हित प्रवृत्तः स्याम्, आराधकः स्यामुचितप्रतिपत्त्या सर्वसत्त्वानां स्वहितमिति । इच्छामि सुकृतम्, इच्छामि सुकृतम्, इच्छामि सुकृतम् ॥**

ઉક્ત પાપની ગર્હા મારે ભાવ રૂપ થાઓ અને મારે ફરી ફરી તેવું પાપ નહિ કરવાનો નિયમ હો ! આ બંને વાત મને બહુ પસંદ પડી છે. તેથી હું અરિહંત ભગવંતો તથા કલ્યાણમિત્ર એવા ગુરૂમહારાજની હિત શિક્ષાને ઈચ્છું છું.

મને એમની જોડે ઉચિત યોગ રૂપ સમાગમ પ્રાપ્ત થાઓ ! મારી આ અરિહંતાદિકના સંયોગવાળી પ્રાર્થના સફળ થાઓ ! ! આ પ્રાર્થનાને વિષે મને બહુમાન જાગો. ! ! ! અને એ પ્રાર્થનાથી મને મોક્ષના બીજ રૂપ શુભાનુબંધી કર્મ અર્થાત્ પુણ્યાનુબંધી પુણ્યની પ્રાપ્તિ થાઓ ! ! ! !

તે અરિહંતાદિકનો સુયોગ પ્રાપ્ત થયે છતે હું તેમની સેવાને લાયક થાઉં, તેમની આજ્ઞા પાળવાને લાયક થાઉં, ભક્તિ વડે યુક્ત થાઉં અને અતિચાર રહિતપણે તેમની આજ્ઞાનો પારગામી થાઉં, અર્થાત્ તેમની આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરી ભવના પારને ઉતરી શકું એવો થાઉં.

આ પ્રમાણે દુષ્કૃતની ગર્હા કહી, હવે સુકૃતની સેવના કહે છે:-

હું સંવેગવાળો એટલે મોક્ષનો અભિલાષી સતો યથાશક્તિ-આત્મવર્ય ગોપવ્યા વિના સુકૃતને સેવું. સર્વે અરિહંતોના ધર્મ-દેશનાદિક અનુષ્ઠાનને અનુમોદું છુ. સર્વ સિદ્ધોના અવ્યાબાધાદિક સિદ્ધપણાને, સર્વ આચાર્યોના આચારને, સર્વ ઉપાધ્યાયોના દ્વાદશાંગી રૂપ સૂત્રપ્રદાનને, સર્વ સાધુઓની સ્વાધ્યાય-ધ્યાનાદિ શુભક્રિયાને, સર્વ શ્રાવકોના મોક્ષસાધન યોગોને, તેમજ આસન્નભવ્ય અને

શુદ્ધાશયવાળા ઈંદ્રાદિક દેવોના સર્વ જીવોના માર્ગસાધન યોગો (માર્ગાનુસારીપણા) ને અનુમોદું છું-પ્રશંસુ છું.

ઉક્ત અનુમોદના સમ્યગ્ વિધિપૂર્વક, કર્મના વિનાશ વડે શુદ્ધાશયવાળી, આચરણા રૂપે યથાર્થ પાલન કરવા રૂપ, તેનો યથાર્થ નિર્વાહ કરવા વડે અતિચાર રહિત પરમ ગુણ યુક્ત અરિહંતાદિકના પ્રભાવથી મારે થાઓ! કેમકે-અચિન્ત્ય શક્તિવાળા તે ભગવતો વીતરાગ સર્વજ્ઞ પરમ કલ્યાણ રૂપ હોઈ ભવ્યજનોને પરમ કલ્યાણના હેતુભૂત થાય છે. અને હું તો મૂઢ, પાપી, અનાદિ મોહવાસિત, વસ્તુતઃ હિતાહિતનો અજાણ છું, તેથી અરિહંતાદિકના સામર્થ્યથી હું જાણકાર થાઉં, અહિતથી નિવૃત્ત થાઉં, હિતમાર્ગમાં પ્રવર્તું અને પોતાનું હિત જાણીને સર્વ પ્રાણી વર્ગની ઉચિત સેવા વડે આરાધક થાઉં-એટલા માટે હું સુકૃતને ઈચ્છું છું-ઇચ્છું છું-ઇચ્છું છું.

હવે સૂત્રપાઠ કરવાનું ફળ કહે છે:—

एवमेतत् सम्यक् पठतः श्रृण्वतोऽनुप्रेक्षमाणस्य श्लथी भवन्ति परिहीयन्ते क्षीयन्तेऽशुभकर्मानुबंधाः ॥ निरनुबन्धं चाशुभकर्म भग्नसामर्थ्यं शुभ परिणामेन कटकबद्धमिव विषमल्पफलं स्यात्, सुखापनेयं स्यात्, अपुनर्भावं स्यात् ॥

આ પ્રમાણે અશુભની નિવૃત્તિ રૂપ ફળ કહ્યું, હવે સારા ઉપાયની પ્રાપ્તિ રૂપ ફળ કહે છે:—

तथा आसकली क्रियन्ने परिपोष्यन्ते निर्माप्यन्ते शुभकर्मानुबन्धाः । सानुबन्धं च शुभकर्म प्रकृष्टं प्रकृष्टभावार्जितं नियमफलदं सुप्रयुक्त इव महाऽगदः शुभफलं स्यात्, शुभप्रवर्तकं स्यात्, परमसुखसाधकं स्यात् । अतोऽप्रतिबन्धमेतत् अशुभभाव निरोधेन शुभभावबीजमिति सुप्रणिधानं सम्यक् पठितव्यं श्रोतव्यमनुप्रेक्षितव्यमिति ॥

આ સૂત્રની સમાપ્તિનું મંગળ કરે છે:—

नमो नतनतेभ्यः परमगुरुवीतरागेभ्यः । नमः शेषनमस्कारार्हेभ्यः । जयतु सर्वज्ञशासनम् । परमसंबोधिना सुखिनो भवन्तु जीवाः, सुखीनो भवन्तु जीवाः, सुखिनो भवन्तु जीवाः ॥

इति पापप्रतिघातगुणबीजाधानसूत्रं समाप्तम् ॥ १ ॥

આ પ્રમાણે આ સૂત્રને ખૂબ વૈરાગ્ય પૂર્વક ભણનાર, સાંભળનાર અને અર્થનું સ્મરણ કરનારના અશુભ કર્મના અનુબંધો મંદ વિપાક થવાથી શિથિલ થાય છે. કર્મના પુદ્ગલો દૂર થવાથી હાનિને પામે છે–ઓછા થાય છે. અને વિશેષ પ્રકારના શુભ અધ્યવસાય વડે ક્ષીણ–મૂળથી જ નાશ પામે છે. ત્યાર પછી અનુબંધ રહિત જે કાંઇ અશુભકર્મ બાકી રહ્યું હોય તે સૂત્રઅભ્યાસથી ઉત્પન્ન થયેલા શુભ પરિણામે કરીને સામર્થ્ય–શક્તિ રહિત થાય છે; મંત્રના પ્રભાવથી કંકણ વડે બાંધેલા વિષની જેમ અલ્પ ફળ આપનાર થાય છે, સુખે કરીને સંપૂર્ણ વિનાશ કરવા લાયક થાય છે અને ફરીથી તેવા પ્રકારનો ઉત્કૃષ્ટ કર્મબંધ ન થાય તેવું અપુનર્ભાવવાળું થાય છે.

તથા શુભકર્મના અનુબંધો સહેજે ચોતરફથી એકઠા થાય છે, ભાવની વૃદ્ધિ વડે ખૂબ દૃઢ ને સંપૂર્ણ થવા પામે છે અને ત્યાર પછી અનુબંધ સહિત પ્રધાન, શુભભાવ વડે ઉપાર્જન કરેલું અને નિશ્ચે ફલ આપનારૂં શુભકર્મ સારી રીતે પ્રયોગ કરેલા ઉત્તમ ઔષધની જેમ શુભ ફળદાયક થાય છે. અનુબંધે કરીને શુભને વિષે જ પ્રવૃત્તિવાળું થાય છે તથા પરંપરાએ પરમ મોક્ષસુખને સાધનારૂં થાય છે. તેથી કરી નિયાણા રહિત અશુભભાવના નિરોધ વડે આ સૂત્ર શુભભાવનું બીજ છે, એમ જાણી તેને સુપ્રણિધાન વડે–સારા ધ્યાન વડે એકાગ્ર ચિત્તે ભણવું, વ્યાખ્યાન વિધિ વડે સાંભળવું અને તેના અર્થ–રહસ્યનું ચિન્તવન કરવું.

દેવર્ષિવંદિત એવા પરમગુરૂ શ્રી વીતરાગ પરમાત્માઓને નમસ્કાર હો! તથા બીજા નમસ્કાર કરવા યોગ્ય ગુણાધિક આચા-

ર્યાદિક પ્રત્યે નમસ્કાર હો ! સર્વજ્ઞનું શાસન જયવંતુ વર્તો ! બોધિ-રત્ન–સમ્યક્ત્વના લાભ વડે મિથ્યાત્વ દોષની નિવૃત્તિ થવાથી સર્વ પ્રાણીઓ સુખી થાઓ ! સુખી થાઓ !! સુખી થાઓ !!!

**ઇતિ પાપના પ્રતિઘાત વડે એટલે અશુભ અનુબંધવાળા આશ્રવના વિનાશ વડે ગુણબીજનું આધાન–ધારણ કરનારૂં આ પ્રથમ સૂત્ર સમાપ્ત થયું.**

* * *

## २–अथ साधुधर्म परिभावना सूत्रम् ।

પ્રથમ સૂત્રમાં ધર્મગુણના બીજનું સાધન કહ્યું. તે બીજ વવાયા પછી કાલાદિક નિમિત્તના વિશેષ વડે વિપાકને પામે છે અને તેનાથી જ ધર્મગુણ અંગીકાર કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. તેવી શ્રદ્ધા ઉત્પન્ન થાય ત્યારે શું કરવું ? તે આ બીજા સૂત્રમાં બતાવે છે.

**जातायां धर्मगुणप्रतिपत्तिश्रद्धायां भावयेदेतेषां स्वरुपं प्रकृति सुन्दरत्वमानुगामुकत्वं परोपकारित्वं परमार्थहेतुत्वम् । तथा दुरनु-चरत्वं भङ्गे दारुणत्वं महामोहजनकत्वं भूयो दुर्लभत्वमिति । एवं यथाशक्ति उचितविधानेनात्यन्तभावसारं प्रतिपद्येत । तद्यथा–स्थूर (ल) प्राणातिपात विरमणं १, स्थुरमृषावादविरमणं २, स्थूरादत्तादान विरमणं ३, स्थूरमैथुनविरमणं ४, स्थूर परिग्रह-विरमण ५ मित्यादि ॥**

તથાવિધ કર્મના ક્ષયોપશમ વડે શ્રાવકધર્મ યોગ્ય અણુ-વ્રતાદિક અંગીકાર કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થયે છતે તે ધર્મગુણોનું સ્વરૂપ વિચારવું, સંક્લિષ્ટ પરિણામને શુદ્ધ કરે છે તેથી સ્વભાવથીજ સુંદરપણું, ભવાંતરમાં રૂડી વાસના રૂપે અનુગામિ–સાથે જવાપણું, પર પીડાદિની નિવૃત્તિ વડે પરોપકારીપણું, પરંપરાએ મોક્ષનું સાધન હોવાથી પરમાર્થહેતુપણું ભવ્યાત્માઓએ વિચારવું.

તથા તેજ ધર્મગુણોનું નિરંતર અભ્યાસના અભાવથી દુઃખે પાળવાપણું, ભગવંતની આજ્ઞાને ખંડવાથી દારૂણપણું, ધર્મદૂષકપણા

વડે મહામોહનીય કર્મનું બંધાવાપણું અને ભવાંતરમાં તેવા ગુણોને ફરી પામાવાનું દુર્લભપણું ધર્મના અર્થીજનોએ વિચારવું. એ રીતે યથાશક્તિ શાસ્ત્રોક્ત વિધિ વડે અત્યંત ભાવ-ઉલ્લાસપૂર્વક ધર્મવ્રતો અંગીકાર કરવા તે આ રીતેઃ-સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ-૧, સ્થૂલ મૃષાવાદ વિરમણ-૨, સ્થૂલ અદત્તાદાન વિરમણ-૩, સ્થૂલ મૈથુન વિરમણ-૪, સ્થૂલ પરિગ્રહ વિરમણ-૫, ઇત્યાદિ એટલે આદિ શબ્દથી દિગ્વિરતિ વિગેરે ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતો સમજવા.

આ અણુવ્રતો અંગીકાર કર્યા પછી શું કરવું ? તે કહે છેઃ—

**प्रतिपद्य पालने यतेत, सदाज्ञाग्राहकः स्यात्, सदाज्ञाभावकः स्यात्, सदाज्ञापरतंत्रः स्यात्। आज्ञाहिमोहविषपरममन्त्रः जलं रोषादि ( द्वेषादि ) ज्वलनस्य, कर्मव्याधिचिकित्साशास्त्रं, कल्पपादपः शिवफलस्य ॥**

તથા—

**वर्जयेदधर्ममित्रयोगं, चिन्तयेदभिनवप्राप्तान् गुणान्, अनादि-भवसंगतांश्वागुणान्, उदग्रसहकारित्वं अधर्ममित्राणां, उभयलोक-गर्हितत्वं, अशुभयोगपरंपरां च ॥**

ઉક્ત અણુવ્રતોને અંગીકાર કર્યા પછી તેને પાળવામાં યત્ન કરવો. તે આ પ્રમાણેઃ-નિરંતર આગમનું અધ્યયન અને શ્રવણ કરવા વડે ભગવંતની આજ્ઞાને સદા ગ્રહણ કરનાર થવું, તેના જ અર્થ ચિન્તન વડે સદા આજ્ઞાભાવુક થવું અને આગમમાં કહ્યા પ્રમાણે કરવા વડે ભગવંતની આજ્ઞાને આધીન થવું. કારણ કે આજ્ઞા એ મોહવિષને દૂર કરવામાં પરમ મંત્ર રૂપ, દ્વેષ રૂપ અગ્નિને શમાવવામાં જળ રૂપ, કર્મવ્યાધિને ટાળવા ચિકિત્સા રૂપ અને મોક્ષફળ આપવામાં કલ્પવૃક્ષ સમાન છે.

તથા અધર્મ-અકલ્યાણ મિત્રનો સંબંધ વર્જવો, નવા પ્રાપ્ત થયેલા સ્થૂલ પ્રાણાતિપાત આદિ વ્રતોને ચિંતવવા તેમજ અનાદિ

ભવને વિષે અનાદિ કાળથી પ્રાપ્ત થયેલા અવિરતિ રૂપ અગુણોને, અકલ્યાણ મિત્રોના ભયંકર સહચારીપણાને, પાપની અનુમતિ વિગેરે ઉભય લોકના ગર્હિત-નિંદિતપણાને અને અશુભયોગની પરંપરાને વિચારી એ સર્વનો ત્યાગ કરવો.

परिहरेत् सम्यक लोकविरुद्धानि करुणापरो जनानां, न खिंसयेद्धर्मं, संक्लेश एवैषा, परमबोधिबीजमबोधिफलमात्मन इति । एवमालोचयेत्-न खल्वतः परोऽनर्थः अन्धत्वमेतत् संसाराटव्यां, जनकमनिष्टापातानां, अतिदारुणं स्वरूपेण, अशुभानुबन्धमत्यर्थम् ॥

सेवेत धर्ममित्राणि विधानेन, अन्ध इवानुकर्षकान्, व्याधित इव वैद्यान्, दरिद्र इवेश्वरान्, भीत इव महानायकान् । न इतः सुन्दरतरमन्यदिति बहुमानयुक्तः स्यात् आज्ञाकांक्षी आज्ञाप्रतीच्छक आज्ञाऽविराधक आज्ञानिष्पादक इति ॥

લોકોની ઉપર અનુકંપામાં તત્પર એવો સતો તેઓ અધર્મ ન પામે, એટલા માટે લોકવિરૂદ્ધ કાર્યો સમ્યક્ પ્રકારે તજવાં, અન્યને ધર્મ ઉપર દ્વેષ થાય-નિંદા, હિંસા, હેલના થાય તેમ નજ કરવું; કેમકે-આ નિંદા અશુભ અધ્યવસાય રૂપ હોવાથી સંક્લિષ્ટ પરિણામ રૂપ, ધર્મ પ્રત્યે પ્રદ્વેષ થવાથી અબોધિના બીજ રૂપ અને લોકોને તેવા નિમિત્ત રૂપ થવાથી પોતાને અબોધિ ફળ રૂપ થવા પામે છે, એમ સમજી ધર્મની નિંદા થવા ન દેવી. વળી એમ વિચારવું કે-અબોધિ ફળ રૂપ મિથ્યાત્વથી બીજો કોઈ ભારે અનર્થ નથી. આ અબોધિ ફળ સંસાર રૂપી અટવીમાં હિતમાર્ગ દેખાડનાર નહિ હોવાથી અંધત્વ સમાન, નરકાદિક નીચ ગતિ રૂપ અનેક અનર્થ ઉપજાવવા વડે જાતે ભયંકર અને પરંપરાએ ઉપઘાત કરનાર હોવાથી અત્યંત અશુભનો અનુબંધ કરનાર છે. તે માટે જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે-"ધર્મને આચરનારા સર્વેને લોકોનો જ આધાર હોય છે, તેથી લોકવિરૂદ્ધ અને ધર્મવિરૂદ્ધ કાર્યનો અવશ્ય ત્યાગ કરવો."

જેમ અંધ પડવાની બીકથી માર્ગે દોરી લઇ જનારાને, વ્યાધિવાળો જેમ વૈદ્યોને, નિર્ધન જેમ શ્રીમંતોને અને બીકણુ જેમ મોટા નાયકનો આશ્રય કરે છે, તેમ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ધર્મ-મિત્રોનો આશ્રય કરવો. એનાથી બીજું કાંઇ વધારે સારૂં હિતકારી નથી એમ સમજીને ધર્મમિત્રો ઉપર બહુમાન રાખવું, તેમની આજ્ઞાની ઇચ્છાવાળા થવું, આજ્ઞાને અંગીકાર કરનાર થવું, આજ્ઞાના અવિરાધક થવું અને આજ્ઞાને પાર પમાડવી અર્થાત્ તેમની આજ્ઞા પ્રમાણે ઉચિતપણાએ કરીને ક્રિયાનુષ્ઠાન કરવું.

**प्रतिपन्नधर्मगुणार्हं च वर्तेत गृहिसमुचितेषु गृहिसमाचारेषु परिशुद्धानुष्ठानः परिशुद्धमनःक्रियः परिशुद्धवाक्क्रियः परिशुद्ध-कायक्रियः ॥**

**वर्जयेदनेकोपघातकारकं गर्हणीयं बहुक्लेशं आयति विराधकं समारम्भं । न चिन्तयेत् परपीडां । न भावयेत् दीनतां । न गच्छेत् हर्षं । न सेवेत वितथाभिनिवेशं । उचितमनःप्रवर्तकः स्यात् । न भाषेतालिकं, न परुषं, न पैशुन्यं, नानिबद्धं । हितमित भाषकः स्यात् । एवं न हिंस्यात् भूतानि । न गृह्णीयाददत्तं । न निरीक्षेत परदारान् । न कुर्यादनर्थदण्डं । शुभकाययोगः स्यात् ॥**

તથા સ્વીકારેલા શ્રાવકધર્મના ગુણને-વ્રતને લાયક સામાન્ય રીતે વિવિધ પ્રકારના ગૃહસ્થીને ઉચિત એવા ગૃહસ્થીઓના સર્વ સદાચારોને વિષે પરિશુદ્ધ મન,-વચન,-કાયાના વ્યાપારમાં સાવધાન રહી શુદ્ધ અનુષ્ઠાન-ક્રિયા કરનાર થવું.

સામાન્ય રીતે અનેક જીવોને ઉપઘાત કરનાર, સ્વાભાવિક રીતે જ નિંદા કરવા લાયક, પ્રવૃત્તિ કરતાં ઘણો ક્લેશ આપનાર, પરભવમાં દુર્ગતિ આદિકની પીડા કરનાર અને અધર્મ પમાડનાર એવા અંગારકર્માદિક આરંભો (કર્માદાનો) વર્જવા તથા પરને પીડા થાય એવું ન ચિંતવવું, ઇચ્છિત નહિ મળતાં નકામી દીનતા

ન દાખવવી, પ્રાપ્તિ થવાથી હર્ષ-ઉન્માદ ન કરવો, તથા અતત્ત્વના અધ્યવસાય રૂપ ખોટો હઠ-કદાગ્રહ સેવવો નહિ. પરંતુ વચન અનુસારે-પોતે જે વચન કહ્યું હોય તેને અનુસારે ઉચિત મનની પ્રવૃત્તિવાળા થવું, અસત્ય આળાદિક ને કઠોર વચન પણ ન બોલવું, ચાડી, ચુગલી અને વિકથાદિક ન કરવી, પરંતુ હિત-મિત વચન શાસ્ત્ર અનુસારે જ બોલનાર થવું. એજ પ્રમાણે પૃથ્વીકાયાદિક પ્રાણીઓની હિંસા ન કરવી, કોઇનું થોડું પણ અદત્ત ન લેવું, પરસ્ત્રીને સરાગ દૃષ્ટિથી ન જોવી, અને આર્ત્ત-રૌદ્ર ધ્યાનાદિ અનર્થ-દંડને ન સેવવો, પરંતુ શાસ્ત્રમર્યાદાથી શુભ કાયયોગવાળા થવું.

**तथा लाभोचितदानो लाभोचितभोगो लाभोचितपरिवारो लाभोचितनिधिकारः स्यात् । असंतापकः परिवारस्य गुणकरो यथाशक्ति अनुकम्पापरो निर्ममो भावेन । एवं खलु तत्पालनेऽपि धर्मः यथाऽन्यपालने इति । सर्वे जीवाः पृथक् पृथक् । ममत्वं बन्धकारणम् ॥**

તથા લાભને ઉચિત એટલે આવકનો ચોથો ભાગ વિગેરે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દાન દેવું, લાભને ઉચિત પોતાના ભોગમાં વાપરવું, લાભના પ્રમાણમાં પરિવારનું ભરણપોષણ કરવું અને લાભના પ્રમાણમાં નિધાનમાં રાખવું-તે વિષે કહ્યું છે કે-"ચોથો ભાગ નિધાનમાં રાખવો (સંગ્રહી રાખવો), ચોથો ભાગ ધનની વૃદ્ધિમાં વેપાર-વ્યાજ વિગેરેમાં રોકવો, ચોથો ભાગ ધર્મકાર્યમાં અને પોતાના ઉપભોગમાં વાપરવો તથા ચોથો ભાગ પરિવારના ભરણપોષણમાં વાપરવો." વળી અન્ય સ્થળે કહ્યું છે કે-"આવકમાંથી અર્ધ અથવા તેથી પણ અધિક ધન ધર્મમાં વાપરવું અને બાકી રહેલ ધન વડે યત્નથી આ લોક સંબંધી સર્વ તુચ્છ કાર્યો કરવા વિગેરે."

તથા પરિજન તથા ચાકર વર્ગને સંતાપ ઉપજે એમ ન કરવું. તેમને પોતાની શક્તિ પ્રમાણે સંસારનું સ્વરૂપ સમજાવી ગુણકારક થવું, તેમની ઉપર પ્રત્યુપકારની અપેક્ષા રાખ્યા વિના

અનુકંપામાં તત્પર થવું, ભાવથી-મનના અધ્યવસાયથી તેમના પર મમતા રહિત થવું; કારણ કે-જેમ બીજા જીવોને પાળવામાં ધર્મ છે, તેજ પ્રમાણે જીવપણું સર્વમાં સમાન હોવાથી જો મમત્વબુદ્ધિ રાખવામાં ન આવે તો તેમને પાળવામાં પણ તેમનો ઉપકાર થવાથી ધર્મ જ છે. કેમકે-સર્વ જીવો સ્વલક્ષણ ભેદે જુદા જુદા જ છે. માત્ર મોહથી તેમના ઉપર મમતા રાખવી, એટલે કે-" આ પરિવાર મારો છે " એવી જે બુદ્ધિ રાખવી તેજ બંધનું કારણ છે. અર્થાત્ લોભ -રૂપ મમત્વ કરવાથી સંસારબંધન (પરિભ્રમણ) નું કારણ થાય છે.

**तथा तेषु तेषु समाचारेषु स्मृतिसमन्वागतः स्यात् अमुकोऽहं, अमुककुलः अमुकशिष्यः अमुकधर्मस्थानस्थितः न मे तद्विराधना, न मे तदारम्भः वृद्धिर्ममैतस्य, एतदत्र सारं, एतदात्मभूतं, एतद्धितं, असारमन्यत्सर्वं विशेषतोऽविधिग्रहणेन, एवमाह त्रिलोकबन्धुः परमकारुणिकः सम्यक्संबुद्धो भगवानर्हन् इति। एवं समालोच्य तदविरुद्धेषु समाचारेषु सम्यग् वर्तेत, भावमङ्गलमेतत् तन्निष्पत्तेः ॥**

તથા ગૃહસ્થને ઉચિત એવા તે તે સમ્યક્ આચારોને વિષે ઉપયોગ યુક્ત થવું કે-હું અમુક નામનો, અમુક કુળનો, અમુક ધર્મગુરૂનો શિષ્ય અને અણુવ્રતાદિક અમુક ધર્મસ્થાનમાં રહેલો છું. અત્યારે તે ધર્મસ્થાનની મારે વિરાધના નથી થતી તેમજ તેની વિરાધનાનો આરંભ પણ નથી કરતો, પરંતુ મારા આ ધર્મસ્થાનની વૃદ્ધિ થયા કરે છે. આ ધર્મસ્થાન જ સંસારમાં સારભૂત છે, પરભવમાં આત્માની સાથે આવનાર હોવાથી આત્મભૂત છે અને સુંદર પરિણામ રૂપ હોવાથી હિતકારક છે. બીજુ બધું ધન-કંચનાદિ વિશેષતઃ વિધિ રહિત ગ્રહણ કરવાથી અસાર-તુચ્છ છે. કહ્યું છે કે-" પાપ (અનીતિ, અન્યાય ને અપ્રમાણિકતાદિક દોષ) વડેજ ધન મેળવવામ અંધ બનેલ પ્રાણી પાપાનુબંધી પુણ્ય વડે કદાચ ધનપ્રાપ્તિ રૂપ ફળને પામે, તો પણ તે મત્સ્યને કાંટામાં ભરાયેલા માંસના લાભની જેમ પરિણામે તે પ્રાણીનો વિનાશ કર્યા વિના રહેતું નથી"-એમ ત્રિલોક

બંધુ, પરમ કરૂણાળુ, પરમ બોધિબીજથી–કોઇના ઉપદેશની અપેક્ષા વગર–પોતાની મેળેજ સ્વયં સંબુદ્ધ થયેલા એવા ભગવાન શ્રી અરિહંતદેવ સ્વમુખથી કહે છે. આ પ્રમાણે વિચારી–જાણી પ્રસ્તુત ધર્મસ્થાન રૂપ વ્રતમર્યાદામાં વિરોધ ન આવે, તેવા સમ્યક્ આચારોને વિષે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રવર્તવું, કેમકે–આ પ્રમાણે જે વર્તવું તે પ્રસ્તુત સમાચાર નિષ્પત્તિ–પ્રાપ્તિનું ભાવમંગલ છે.

**तथा जागृयात् धर्मजागरिकया, को मम कालः, किमेतस्योचितं, असारा विषया नियमगामिनो विरसावसानाः। भीषणो मृत्युः सर्वाभावकारी अविज्ञातागमनोऽनिवारणीयः पुनः पुनरनुबंधी । धर्म एतस्यौषधमेकान्तविशुद्धो महापुरुषसेवितः सर्वहितकारी निरतिचारः परमान्द हेतुः ॥**

તથા પ્રમાદાદિક ભાવનિદ્રાનો ત્યાગ કરી, તત્ત્વના વિચાર રૂપ ધર્મજાગરિકા વડે જાગૃત થવું. વિવેકથી વિચાર કરવો કે હાલ મારી કઈ અવસ્થા વર્તે છે? હાલ મારો અવસ્થા રૂપ કયો કાળ છે? એને ઉચિત કયું ધર્માનુષ્ઠાન છે? અંતે ચાલી જનારા, પરિણામે ભયંકર ફળને દેવાવાળા કામભોગાદિક વિષયો તુચ્છ–અસાર છે. તથા સર્વનો વિનાશ કરનાર, ઓચિંતો આવનારો, સ્વજન આદિક કોઇના બળ વડે નિવારી ન શકાય તેવું અને વારંવાર જન્માદિકનો અનુબંધ કરનારૂં મૃત્યુ–કાળ મહા ભયંકર છે. આ મૃત્યુ રૂપ મહા વ્યાધિને મીટાવવાને રામબાણ ઔષધ સરખો, નિવૃત્તિ રૂપ એકાન્ત વિશુદ્ધ, તીર્થંકરાદિક મહાપુરૂષોએ સેવેલો, મૈત્ર્યાદિક ભાવના વડે સર્વને હિતકારક, ગ્રહણ કર્યા પ્રમાણે યથાર્થ પાળવાથી અતિચાર રહિત નિર્દોષ અને મોક્ષના કારણ રૂપ એક ધર્મ જ છે.

**नम एतस्मै धर्माय । नम एतद्धर्मप्रकाशकेभ्यः । नम एतद्धर्मपालकेभ्यः । नम एतद्धर्मप्ररुपकेभ्यः । नम एतद्धर्मप्रतिपत्तृभ्यः । इच्छाम्यहमेनं धर्मं प्रतिपत्तुं सम्यग्मनोवाकाययोगैः । भवतु ममैतत्कल्याणं**

परमकल्याणानां जिनानामनुभावतः । सुप्रणिधानमेवं चिन्तयेत् पुनः पुनः । एतद्धर्मयुक्तानामवपातकारी स्यात् । प्रधानं मोहच्छेदनमेतत् । एवं विशुध्यमानो भावनया कर्मापगमेनोपैत्येतस्य योग्यताम् । तथा संसारविरक्तः संविग्नो भवत्यममोऽपरोपतापी विशुद्धो विशुध्यमानभावः ॥

इति साधुधर्मपरिभावना सूत्रं समाप्तम् ॥ २ ॥

આ ઉપર કહેલા ધર્મને નમસ્કાર હો ! આ ધર્મના પ્રકાશક તીર્થંકરોને નમસ્કાર હો ! આ ધર્મના યથાર્થ પાળનાર નિર્ગ્રંથ સાધુજનોને નમસ્કાર હો ! આ ધર્મની શુદ્ધ પ્રરૂપણા કરનાર નિઃસ્પૃહી સાધુઓને નમસ્કાર હો ! હું પોતે આ ધર્મને સમ્યક્ મન, વચન ને કાયાના યોગ વડે અંગીકાર કરવા ઇચ્છું છું. પરમ-કલ્યાણ રૂપ શ્રી જિનેશ્વરદેવોની કૃપા વડે આ ધર્મની પ્રાપ્તિ રૂપ મારે કલ્યાણ હો ! એ રીતે એકાગ્રતાથી વારંવાર ચિન્તવવું. તથા સાધુધર્મ પામેલા મુનિજનોના એકાન્ત હિતવચનો માન્ય કરવા, તેમની આજ્ઞાને યથાર્થ અનુસરવું, એ મોહનો ઉચ્છેદ કરવાને પ્રધાન સાધન રૂપ છે. આ પ્રમાણે એટલે કુશલાનુષ્ઠાનના અભ્યાસની ભાવનાએ કરીને, વિશુદ્ધ વિશુદ્ધ પરિણામ થતાં કર્મનો વિનાશ થવાથી આ ધર્મની યોગ્યતા પ્રાપ્ત થાય છે તથા સંસારના દોષ ભાવવાથી તે સંસાર પરથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, અને તેથી કરીને આ જીવ મમતા રહિત, પરની પીડા રહિત, રાગ-દ્વેષાદિક ગ્રંથિના ભેદાદિક વડે વિશુદ્ધ અને શુભ કંડકની વૃદ્ધિ વડે વિશુદ્ધ વિશુદ્ધ ભાવવાળો થઈ સંવિગ્ન એટલે મોક્ષનો અર્થી થાય છે.

**આ રીતે ભાવથી સાધુધર્મની પ્રાપ્તિના ઉપાયભૂત અર્થને સૂચવનાર આ બીજા સૂત્રની વ્યાખ્યા પૂર્ણ થઈ.**

* * *

## ३-अथ प्रव्रज्याग्रहण विधि सूत्रम् ।

ધર્મગુણ અંગીકાર કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થયે સતે અણુ-વ્રતાદિક ગ્રહણ કરવા દ્વારા સાધુધર્મની ભાવના ભાવવી. એ હકીકત

બીજા સૂત્રમાં કહી. હવે સાધુધર્મની ભાવના ભાવીને પછી શું કરવું? તે કહેવા માટે શાસ્ત્રકાર આ ત્રીજું સૂત્ર આરંભે છે:—

परिभाविते साधुधर्मे यथोदितगुणो यतेत सम्यगमुं प्रतिपत्तुं अपरोपतापं। परोपतापो हि तत्प्रतिपत्तिविघ्नः, अनुपाय एवैष, न खल्वकुशलारम्भतो हितं। अप्रतिबुद्धो कथञ्चित् प्रतिबोधेन्मातापितरौ। उभयलोकसफलं जीवितं (प्रशस्यते), समुदायकृतानि कर्माणि-समुदायफलानीति। एवं सुदीर्घः (च) वियोगः अन्यथा। एकवृक्ष-निवासिशकुनतुल्य मेतत्। उद्दामो मृत्युः प्रत्यासन्नश्च। दुर्लभं मनुजत्वं समुद्रपतितरत्नलाभतुल्यं। अतिप्रभूता अन्ये भवा दुःखबहुला मोहा-न्धकारा अकुशलानुबन्धिनोऽयोग्याः शुद्धधर्मस्य। योग्यं चैतत् पोत-भूतं भवसमुद्रे युक्तं स्वकार्ये नियोक्तुं संवरस्थगितच्छिद्रं ज्ञानकर्णधारं तपः पवनजवनं। क्षणो दुर्लभः सर्वकार्योपमातीतः सिद्धिसाधकधर्म साधकत्वेन। उपादेया चैषा जीवानां। यन्नास्यां जन्म, न जरा, न मरणं, नेष्टवियोगः, नानिष्टसंप्रयोगः, न क्षुधा, न पिपासा, नान्यः कश्चिद्दोषः। सर्वथाऽपरतन्त्रं जीवावस्थानमशुभरागादिरहितं शान्तं शिवमव्याबाधम्॥

સાધુધર્મની ભાવના થવાથી સંસાર વિરક્ત, સંવિગ્ન, મમતા રહિત, અપરોપતાપી, વિશેષ વિશેષ વિશુદ્ધ થતા પરિણામ યુક્ત એવા ગુણવાળો ભાવિત આત્મા કોઇને ઉપતાપ-સંતાપ-અસમાધિ ન થાય, તેવી રીતે આ સાધુધર્મને અંગીકાર કરવા માટે યત્ન કરે. કેમકે-પરને ઉપતાપ કરવો, તે ધર્મ અંગીકાર કરવામાં વિઘ્ન રૂપ છે. એ ધર્મપ્રાપ્તિનો ઉપાય નથી, એટલે કે-ધર્મ અંગીકાર કરવામાં પરોપતાપ કરવો તે અકુશલ આરંભ જ છે. ધર્મ અંગીકાર કરવામાં પ્રાયઃ પરોપતાપજ અકુશળ આરંભ સંભવે છે. માટે આ કાર્યમાં સંભવી શકે એવા પરોપતાપને દૂર કરવા કહે છે. કોઈ પણ પ્રકારે કર્મના વિચિત્રપણાને લીધે માતાપિતા પ્રતિબોધ ન પામેલા

હોય, તો તેમને પ્રયત્ન પૂર્વક પ્રતિબોધવા–શાન્તિથી સમજાવવા. ઘણું કરીને તો મહા સત્ત્વશાળીના માતાપિતા પ્રતિબોધ પામેલા જ હોય છે, છતાં કદાચ તેવા ન હોય તો તેમને આ પ્રમાણે કહી પ્રતિબોધ પમાડવા. "હે માતાપિતા! આ જીવિત બંને ભવમાં સફળ થાય તોજ તે પ્રશંસા કરવા લાયક છે તથા સમુદાયે કરેલા શુભકર્મ સમુદાયને ફળ આપનાર થાય છે, અન્યથા એટલે શુભકર્મ નહિ કરવાથી તો ભવપરંપરા વડે આપણા સર્વનો અતિ દીર્ઘકાળનો વિયોગ થશે. અને એમ થવાથી તો એક વૃક્ષ પર રાત્રે નિવાસ કરતા અને પ્રાતઃકાળે ઉડીને જતાં રહેતા પક્ષીઓ તુલ્ય આપણી વિયોગચેષ્ટા ગણાશે. કેમકે–ભયંકર એવું મૃત્યુ અલ્પ આયુષ્યપણાને લીધે આપણી સમીપજ રહેલું છે, અને મનુષ્યભવ સમુદ્રમાં પડી ગયેલા ચિંતામણિ રત્નની પ્રાપ્તિની જેમ અતિ દુર્લભ છે. મનુષ્યભવ સિવાયના બીજા પૃથ્વીકાયાદિક ભવો તો આ જીવે અસંખ્ય કરેલા છે, પણ તે સર્વે અત્યંત દુઃખવાળા, તીવ્ર મોહાંધકારવાળા અને અશુભકર્મનો અનુબંધ કરાવનારા છે, તેથી તે સર્વે ભવો ચારિત્ર રૂપ શુદ્ધધર્મને અયોગ્ય છે. માત્ર એક મનુષ્યભવ જ સંસારસમુદ્રમાં નાવની જેમ ચારિત્રધર્મ માટે યોગ્ય છે. તેથી કરીને સંવર વડે પ્રાણાતિપાદિક છિદ્રોને બંધ કરનારૂં, જ્ઞાન રૂપી સુકાનવાળું અને અનશનાદિક તપ રૂપ પવન વડે વેગથી ચાલનાર આ મનુષ્યભવ રૂપી વહાણને ધર્મ રૂપ આત્મકાર્યમાં જોડવું યોગ્ય છે. કેમકે–સર્વ કાર્ય કરવામાં અનુપમ એવો આ મનુષ્યભવ રૂપી અવસર મોક્ષને સાધનારા ધર્મનો સાધક હોવાથી અતિ દુર્લભ છે. આ તક અનુપમ છે. વળી આ મોક્ષ જ સર્વ જીવોને આદરવા લાયક છે, કેમકે–એ મોક્ષને વિષે જન્મ, જરા, મરણ, ઈષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગ, ક્ષુધા, તૃષા કે બીજા શીત ઉષ્ણાદિક કાંઈ પણ ઉપદ્રવ નથી, અને સર્વથા પ્રકારે સ્વતંત્ર, અશુભરાગાદિક રહિત, શાન્ત, શિવ (કલ્યાણ રૂપ) અને અવ્યાબાધપણે જીવોનું અવસ્થાન છે.

विपरीतश्च संसारोऽस्याः अनवस्थितस्वभावः। अत्र खलुसुखय्यसुखी, सदप्यसत्, स्वप्न इव सर्वमालमालमिति। ततोऽलमत्र प्रति-

वन्धेन । कुरुत ममानुग्रहं । उद्यच्छतैनं व्यवच्छेत्तुं । अहमपि युष्मा-कमनुमत्या साधयाम्येतत् । ।निर्विण्णो जन्ममरणाभ्यां । समृध्यति च मम समीहितं गुरुप्रभावेण । एवं शेषाण्यपि बोधयेत् । ततः सम-मेभिः सेवेत धर्मं । कुर्यादुचितकर्तव्यं निराशंस एव सर्वदा । एतत् परममुनिशासनम् ॥

"ઉક્ત સિદ્ધિથી વિપરીત અસ્થિર સ્વભાવવાળો આ સંસાર છે, કેમકે-આ સંસારમાં પર્યાય ફરી જવાથી સુખી હોય તે પણ સહજમાં દુ:ખી થાય છે, છતી વસ્તુ પણ અછતી થઈ જાય છે-વિનાશ પામી જાય છે. સ્વજન આદિ સ્વપ્નની જેમ આ સર્વ આળપંપાળ-ક્ષણવિનશ્વર છે, તેથી આ સંસારમાં મમતાદિક વડે પ્રતિબંધ કરવો યોગ્ય નથી. માટે મારા પર કૃપા કરો અને આ સંસારનો ઉચ્છેદ કરવા તમે પણ યથાશક્તિ ઉદ્યમવંત થાઓ! હું પણ તમારી આજ્ઞાથી આ સંસાર-વિચ્છેદને સાધું, કેમકે-આ સંસારમાં નિરંતર થતા જન્મ-મરણાદિક વડે હું અત્યંત નિર્વેદ-ખેદ-કંટાળો પામ્યો છું તથા મારૂં સંસારવિચ્છેદ રૂપ વાંચ્છિત ગુરૂના પ્રભાવ વડે સિદ્ધ-પૂર્ણ થવા સંભવ છે." આ પ્રમાણે માતાપિતાદિકની જેમ બીજા પણ સ્ત્રી-પુત્રાદિ સ્વજનોને ઉચિત પ્રમાણે પ્રતિબોધ કરે-સમજાવે. પછી તેમની સાથે ચારિત્રધર્મનું સેવન કરવું, અને પંચમહાવ્રતના સેવન રૂપ ઉચિત કર્ત્તવ્ય આશંસા રહિત થઇ નિરંતર કરવું, એમ પરમમુનિ શ્રી વીતરાગનું વચન-આજ્ઞા છે.

તેમ છતાં માતાપિતાદિ પ્રતિબોધ ન પામે તો શું કરવું? તે કહે છે.

अबुध्यमानेषु च कर्मपरिणत्या विदध्याद्यथाशक्ति तदुपकरण-मायोपायशुद्धं स्वमत्या । कृतज्ञता खल्वेषा करुणा च धर्मप्रधानजननी जने ततोऽनुज्ञातः प्रतिपद्येत धर्मं । अन्यथाऽनुपध एवोपधियुक्तः स्यात् । धर्माराधनं खलु हितं सर्वसत्त्वानां । तथा तथैतत् संपादयेत् । सर्वथाऽप्रतिपद्यमानान् त्यजेत् तानस्थानग्लानौषधार्थत्यागज्ञातेन ॥

કદાચ તથાવિધ કર્મપરિણામને લીધે માતાપિતાદિક પ્રતિબોધ ન પામે-સમજે નહિ તો પોતાની શક્તિ પ્રમાણે પોતાની બુદ્ધિથી તેમને આવક અને ઉપાય વડે શુદ્ધ એવું નિર્વાહનું સાધન કરી આપવું, કેમકે-એ જ કૃતજ્ઞતા અને કરૂણા છે. વળી એજ લોકમાં શાસનની ઉન્નતિ કરનારી છે. ત્યાર પછી તેમની અનુજ્ઞા લઈ ચારિત્રધર્મ અંગીકાર કરવો. તેમ કર્યા છતાં પણ તેમની અનુજ્ઞા ન મળે, તો ભાવથી માયા રહિત છતાં જ દ્રવ્યથી-બહારથી માયા-યુક્ત થવું; કેમકે-ધર્મનું આરાધન જ સર્વ પ્રાણીઓને હિતકારક છે. તેથી ખોટી માયા વડે તે તે પ્રકારે "મને દુષ્ટ સ્વપ્ન આવ્યું છે, તેથી મારૂં મરણ નજીક લાગે છે"-ઈત્યાદિક કહીને પણ-તેમની અનુજ્ઞા મેળવીને આ ધર્મનું આરાધન પ્રાપ્ત કરે. તેમ છતાં પણ સર્વથા પ્રકારે આજ્ઞા ન આપે તો "અસ્થાને રહેલા ગ્લાનનો ઔષધ મેળવવા ત્યાગ કરવો પડે-ઔષધ લેવા પરદેશમાં જવું પડે"-એ દષ્ટાંતે તેમનો ત્યાગ કરવો. તે દષ્ટાંત શાસ્ત્રકાર કહે છે:—

**तद्यथा नाम कश्चित् पुरुषः कथञ्चित् कान्तारगतो मातापितृसमेतः तत्प्रतिबद्धो व्रजेत् । तयोस्तत्र नियमघाती पुरुषमात्रासाध्यः संभवदौषधो महातङ्कः स्यात् । तत्रासौ पुरुषस्तत्प्रतिबन्धादेवमालोच्य न भवत एतौ नियमत औषधमन्तरेण, औषधभावे च संशयः कालसहौ चैतौ । तथा संस्थाप्य संस्थाप्य तदौषधनिमित्तं स्ववृत्तिनिमित्तं च त्यजन् साधुः । एष त्यागोऽत्यागः । अत्याग एव त्यागः । फलमत्र प्रधानं बुधानां । धीरा एतद्दर्शिनः ॥**

જેમ કોઈ પુરૂષ માતા, પિતા કે પત્ની આદિ સહિત કોઈ પણ પ્રકારે અટવીમાં આવી પડ્યો છે. ત્યાં તેમના પ્રતિબંધવાળો એટલે તેમના પર મમતા રાખી તેમની સાથે રહે છે. તેવામાં તેમને (માતાપિતાને) અવશ્ય ઘાત કરનાર એટલે મૃત્યુ પમાડનાર અને કેવળ મનુષ્યથી ન સાધી શકાય પરંતુ જેના ઔષધનો સંભવ હોય એવો મહા વ્યાધિ ઉત્પન્ન થયે છતે, તે પુરૂષ તેમના પ્રતિબંધથી

એવો વિચાર કરે કે-"આ માતાપિતાદિક ઔષધ વિના અવશ્ય મરણ પામશે, અને ઔષધ હશે તો મરણમાં સંદેહ છે, એટલે કે-કદાચ જીવશે પણ ખરા. વળી આ માતાપિતાદિક કાળને સહન કરે તેવા છે અર્થાત્ ટુંક સમયમાં મરી જાય તેમ નથી, એમ વિચારી તેમના ભોજનરક્ષણ પુરતી સારી ગોઠવણ કરીને તેમના ઔષધ નિમિત્તે તથા પોતાની આજીવિકા નિમિત્તે તેમનો ત્યાગ કરે. તે ત્યાગ સારો છે, કેમકે-આ ત્યાગ ફરીથી પરિણામે તેમનો સંયોગ કરનાર હોવાથી વાસ્તવિક રીતે અત્યાગ છે, અને ઔષધાદિક માટે તેમનો ત્યાગ ન કરે તો તેવો અત્યાગ પરિણામે મરણજનક થવાથી વિયોગ રૂપ હોવાથી વાસ્તવિક રીતે ત્યાગ રૂપ જ લેખાય. આ બાબતમાં પંડિતજનોને ફળની-પરિણામનીજ પ્રધાનતા-મૂખ્યતા છે, એમ નિપુણ બુદ્ધિથી ફળને જોનારા ધીરપુરૂષો કહે છે.

स तौ औषधसंपादनेन जीवयेत् संभवात् । पुरुषोचितमेतत् । एवं शुक्लपाक्षिको महापुरुषः संसारकान्तारपतितो मातापितृसंगतो धर्मप्रतिबद्धो विहरेत् । तयोस्तत्र नियमविनाशकोऽप्राप्तबीजादिपुरुषमात्रासाध्यः संभवत्सम्यक्त्वाद्यौषधो मरणादिविपाकः कर्मातङ्कः स्यात् । तत्रासौ शुक्लपाक्षिकः पुरुषो धर्मप्रतिबन्धादेवं समालोच्य विनश्यत एतौ अवश्यं सम्यक्त्वाद्यौषधविरहेण । तस्य संपादने विभाषा, कालसहौ चैतौ व्यवहारतः । तथा संथाप्य संथाप्येहलोक चिन्तया तयोः सम्यक्त्वाद्यौषध निमित्तं विशिष्टगुर्वादिभावेन स्ववृत्तिनिमित्तं च कृत्यकरणेन त्यजन् संयमप्रतिपत्त्या साधुसिद्धौ एष त्यागोऽत्यागस्तत्त्वभावनातः, अत्याग एव त्यागो मिथ्याभावनातः । तत्त्वफलमत्र प्रधानं परमार्थतः । धीरा एतद्दर्शिन आसन्नभव्याः ॥

તે પુરૂષ તે માતાપિતાદિકને તેવો સંભવ હોવાથી ઔષધ લાવી આપી જીવાડી શકે છે. આ રીતે ત્યાગ કરવો તે પુરૂષને ઉચિત છે. આ દૃષ્ટાંતનો ઉપનય કહે છે. એજ પ્રમાણે કોઇ શુક્લ-

પાક્ષિક મહાપુરૂષ માતાપિતા સહિત સંસાર અટવીમાં પડયો છતો ધર્મને વિષે પ્રતિબંધવાળો થઈને વિચરે. તેમાં તે માતાપિતાદિકને અવશ્ય વિનાશ કરનારો બોધિબીજાદિક રહિત સામાન્ય પુરૂષથી ન સાધી શકાય ( સુધરી શકે ) તેવો અને જેનું સમ્યક્ત્વાદિક ઔષધ સંભવે છે એવો મરણાદિકના વિપાક-ફળવાળો મહા વ્યાધિ ઉત્પન્ન થાય, ત્યારે તે શુક્લપાક્ષિક પુરૂષ ધર્મના પ્રતિબંધને લીધે આ પ્રમાણે વિચાર કરે કે-આ માતાપિતાદિક સમ્યક્ત્વાદિક ઔષધને અભાવે અવશ્ય વિનાશ પામશે અને સમ્યક્ત્વાદિક ઔષધની પ્રાપ્તિ વડે કદાચ વિનાશ નહિ પામે ( બચી શકશે ). વળી વ્યવહારથી જોતાં તેમનું આયુષ્ય હજુ છે, એમ વિચારી તેમના મનને સંતોષ થાય તે પ્રકારે તેમનું આ લોકની ચિંતા રૂપ નિર્વાહનું સાધન કરી આપી વિશિષ્ટ ગુર્વાદિકના યોગ વડે સમ્યક્ત્વાદિક ઔષધને નિમિત્તે તથા પોતાની વૃત્તિને નિમિત્તે યોગ્ય કૃત્ય કરવાના હેતુથી સંયમ ગ્રહણ કરી માતાપિતાદિકનો ત્યાગ કરે, તે સિદ્ધિની પ્રાપ્તિના વિષયમાં સારો છે. આવો ત્યાગ તત્ત્વની ભાવનાથી અત્યાગ રૂપ છે અને અત્યાગ જ મિથ્યાભાવના હોવાથી ત્યાગ રૂપ છે. પરમાર્થથી તાત્ત્વિક ફળ જ પંડિતોને પ્રધાન-માન્ય છે. આવા નિપુણ બુદ્ધિથી જોનારા ધીરપુરૂષો આસન્નભવ્ય હોય છે.

स तौ सम्यक्त्वाद्यौषधसंपादनेन जीवयेत् आत्यन्तिकममरणावन्ध्यबीजयोगेन संभवात् । सुपुरुषोचितमेतत् । दुष्प्रतिकारौ च मातापितरौ । एष धर्मः सतां । भगवानत्र ज्ञातं परिहरन् अकुशलानुबन्धिनं मातापितृशोकमिति । एवमपरोपतापं सर्वथा सुगुरु समीपे पूजयित्वा भगवतो वीतरागान् साधूंश्च, तोषयित्वा विभवोचितं कृपणादीन्, सुप्रयुक्तावश्यकः सुविशुद्धनिमित्तः समभिवासितो विशुध्यमानो महता प्रमोदेन सम्यक् प्रव्रजेत् लोकधर्मेभ्यो लोकोत्तरधर्मगमनेन । एषा जिनानामाज्ञा महाकल्याणेति न विराधितव्या बुधेन महानर्थभयात् सिद्धिकांक्षिणा ॥

इति प्रव्रज्याग्रहण विधिसूत्रं समाप्तम् ॥ २ ॥

તે નિકટભવી મહાપુરૂષ પોતાના માતાપિતાને મોક્ષના અમોઘ બીજ રૂપ સમ્યક્ત્વાદિક ભાવઔષધની પ્રાપ્તિ કરાવી મોક્ષના અવંધ્ય બીજના યોગ વડે જીવાડવાનો સંભવ હોવાથી અત્યંતપણે-ફરીથી મરવું ન પડે તેમ જીવાડી શકે છે. આ હેતુથી જે ત્યાગ કરવો તે સત્પુરૂષને ઉચિત છે, કેમકે-માતાપિતાનો પ્રત્યુપકાર થઈ શકતો નથી. સત્પુરૂષનો ધર્મ છે કે-માતાપિતાદિકને કોઈ પણ પ્રકારે ધર્મ પમાડવો. આ બાબતમાં અકુશલાનુબંધી ( શોક કરનારા ) માતાપિતાના શોકને અભિગ્રહ વડે દૂર કરનાર ભગવાન્ શ્રી વર્ધમાનસ્વામી પોતે જ દષ્ટાંત રૂપ છે. તેથી કરીને આ રીતે સર્વથા પ્રકારે પરને ઉપતાપ ઉપજાવ્યા વિના ભગવંત વીતરાગ શ્રી જિનેશ્વરદેવોની દ્રવ્ય અને ભાવપૂજા કરી, સાધુઓને-સુપાત્રોને દ્રવ્ય-ભાવથી સંતોષ પમાડી, વૈભવ પ્રમાણે બીજા દીન-હીન વિગેરેને દાનાદિક વડે સંતોષ પમાડી, મુનિને ઉચિત એવા વેષને ધારણ કરી, આવશ્યક ( સામાયિક )નો ઉચ્ચાર કરી ( કરેમિભંતે ઉચ્ચરી ), સારૂં શુભ મુહૂર્ત્ત જોઈને, ગુરૂએ ગુરૂમંત્ર વડે અધિવાસિત કરેલો અને મોટા હર્ષ વડે વિશુદ્ધ વિશુદ્ધ પરિણામવાળો થઇ લૌકિક ધર્મનો ત્યાગ અને લોકોત્તર ધર્મનું ગ્રહણ કરવા વડે સદ્ગુરૂની સમીપે સમ્યક્ પ્રકારે એટલે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે પ્રવ્રજ્યા ગ્રહણ કરે. આવી શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મહા કલ્યાણકારક છે એમ જાણી, મોક્ષના ઈચ્છક બુદ્ધિમાન પુરૂષે તેની વિરાધનાથી મહા અનર્થ થાય છે એવા ભયથી જિનાજ્ઞા કરી વિરાધવી નહિ, કેમકે-એના જેવો બીજો કોઈ અનર્થ નથી.

આ રીતે પ્રવ્રજ્યાગ્રહણના વિધિનું ત્રીજું સૂત્ર સમાપ્ત થયું.

* * *

## ४–अथ प्रव्रज्यापरिपालना सूत्रम् ।

સાધુધર્મની ભાવના કર્યા પછી વિધિ વડે પ્રવ્રજ્યા ગ્રહણ કરવી એમ ત્રીજા સૂત્રમાં કહ્યું. હવે આ ચોથા સૂત્રમાં એ પ્રવ્રજ્યાની ચર્યા કહે છે:—

स एवमभिप्रव्रजितः सन् सुविधि भावतः क्रियाफलेन युज्यते। विशुद्धचरणो महासत्त्वो न विपर्ययमेति । एतद्भावेऽभिप्रेतसिद्धिरुपायप्रवृत्तेः । नाविपर्यस्तोऽनुपाये प्रवर्तते । उपायश्चोपेयसाधको नियमेन । तत्स्वतत्त्वत्यागः अन्यथाऽतिप्रसङ्गात्, निश्चयमतमेतत् ॥

તે મુમુક્ષુ ઉપર કહ્યા પ્રમાણે દીક્ષા ગ્રહણ કરી સારી વિધિપણાને ક્રિયાના ફળ વડે જોડાય છે, એટલે કે-આ ચારિત્રક્રિયા સમ્યક્ક્રિયા હોવાથી તેનું ફળ તેને પ્રાપ્ત થાય છે. વળી તે મુમુક્ષુ વિશુદ્ધ ચારિત્રવાળો અને મહાસત્ત્વવાળો હોવાથી મિથ્યાજ્ઞાનરૂપ વિપર્યયને પામતો નથી. એ વિપર્યયને અભાવે ઉપાયમાં પ્રવૃત્તિ હોવાને લીધે સામાન્યપણે જ ઇચ્છિતની સિદ્ધિ થાય છે, કેમકે-વિપર્યયને નહિ પામેલો પ્રાણી ઉપાયને છોડી અનુપાયને વિષે પ્રવર્તતો નથી. અને જે ઉપાય એટલે કારણ હોય તે નિશ્ચે ઉપેયને એટલે કાર્યને સાધનાર હોય જ છે. અન્યથા જો ઉપાય ઉપેયને સાધ્ય કરે નહિ તો ઉપાય પોતાના તત્ત્વનો (કારણપણાનો) ત્યાગ જ કરે, કેમકે-તેથી અતિપ્રસંગ દોષ આવે છે. આ પ્રમાણે નિશ્ચયનયનો મત છે, તેથી કાંઇ વ્યવહારનયનો ઉચ્છેદ થવાની શંકા રહેતી નથી. આ નિશ્ચયનય સૂક્ષ્મ મતિવાળા જ જાણી શકે છે.

स समलोष्ठकाञ्चनः समशत्रुमित्रो निवृत्ताग्रहदुःखः प्रशमसुखसमेतः सम्यक् शिक्षामादत्ते । गुरुकुलवासी गुरुप्रतिबद्धो विनीतो भूतार्थदर्शी 'नेतो हितं तत्त्वं' इति मन्यते। शुश्रूषादिगुणयुक्तः तत्त्वाभिनिवेशात् विधिपरः परममन्त्र इति (कृत्वा) अधीते सूत्रं बद्धलक्ष आशंसाविप्रमुक्त आयतार्थी । संतदवैति सर्वथा। ततः सम्यक् नियुङ्क्ते। एतद्धीराणां शासनम् ॥

अन्यथाऽनियोगोऽविधिमन्त्रज्ञातेन । अनाराधनायां न किञ्चित् तदनारंभतो ध्रुवं । अत्र मार्गदेशनायां दुःख १ अवधीरणा २ अप्रतिपत्तिः ३ । नैवमधीतमधीतमवगमविरहेण । नैषा मार्गगामिनः ।

विराधनाऽनर्थमुखाऽर्थहेतुः तस्यारम्भात् ध्रुवं । अत्र मार्गदेशनायामनभिनिवेशः प्रतिपत्तिमात्रं २ क्रियारम्भः ३ एवमप्यधीतमधीतमवगमलेशयोगतः । अयं सबीजो नियमेन । मार्गगामिनः खल्वेषाऽपायबहुलस्य । निरपायो यथोदितः सूत्रोक्तकारी भवति प्रवचनमातृसंगतः पञ्चसमित स्त्रिगुप्तः । अनर्थपरएतत्त्यागोऽव्यक्तस्य शिशुजननीत्यागज्ञातेन । व्यक्तोऽत्र केवली एतत्फलभूतः सम्यगेतद्विजानाति द्विविधया परिज्ञया ॥

તે દીક્ષિત, પત્થર અને કાંચનને વિષે તથા શત્રુ અને મિત્રને વિષે સમદૃષ્ટિવાળો, આગ્રહ રહિત (સરળ સ્વભાવવાળો) અને પ્રશમ સુખયુક્ત થઈ સમ્યક્ પ્રકારે ગ્રહણ અને આસેવનારૂપ શિક્ષાને ગ્રહણ કરે છે-પામે છે-આદરે છે. તથા ગુરૂકુળવાસી, ગુરૂનું બહુમાન કરનાર, બાહ્ય વિનય કરનાર અને પરમાર્થને જાણનાર એવો તે ગુરૂકુળવાસને જ તત્ત્વથી હિતકારક માને છે. તથા શુશ્રૂષાદિક (શુશ્રૂષા-૧, શ્રવણ-૨, ગ્રહણ ૩, ધારણા ૪, વિજ્ઞાન-૫, ઈહા-૬, અપોહ-૭, અને તત્ત્વાભિનિવેશ ૮) બુદ્ધિના આઠ ગુણે કરીને યુક્ત, તત્ત્વને વિષે આગ્રહ હોવાથી વિધિયુક્ત ક્રિયા કરવામાં તત્પર, સાધ્યને વિષે લક્ષ રાખનાર, આલોક-પરલોક સંબંધી આશંસા દોષ રહિત અને મોક્ષનો અર્થી એવો તે સૂત્રને પરમ મંત્રરૂપ જાણી તેનો અભ્યાસ કરે છે. અને તે જ સર્વથા યથાર્થપણે તે સૂત્ર અને તેના અર્થને જાણે છે. તે જાણવાથી સમ્યક્ પ્રકારે તે સૂત્રનો સદુપયોગ કરી શકે છે અર્થાત્ પોતાના વર્તનમાં મૂકે છે. આ ભણેલા સૂત્રનો જે સદુપયોગ કરવો તે જ તીર્થંકરાદિક ધીરપુરૂષોનું શાસન છે-આજ્ઞા છે.

અન્યથા, વિધિ વિના (અવિધિએ) સૂત્રનો અભ્યાસ કરે તો અવિધિએ ગ્રહણ કરેલો મંત્ર જેમ ઉન્માદાદિક દોષ ઉત્પન્ન કરે છે, તેમ વિપરીત ફળ આપનાર થાય છે.

પરંતુ જે એકાંતપણે અભ્યાસ એટલે શાસ્ત્રોક્ત વિધિ મુજબ

ચારિત્રમાં પ્રવર્તન એમાં નજ પ્રવર્તે, તેણે તો અભ્યાસનો આરંભ નહિ કરેલો હોવાથી તેને કાંઈ પણ મોક્ષરૂપ શુભફળ કે ઉન્માદાદિક અશુભફળ મળતું નથી. આ અનારાધકની પાસે તાત્ત્વિક માર્ગદેશના કરવામાં આવે તો તેને સાંભળતાં જ દુઃખ ઉત્પન્ન થાય છે. એટલે શુદ્ધમાર્ગદેશના તેના કર્ણને કટુક લાગે છે. (શુદ્ધદેશના ક્ષુદ્ર પ્રાણીરૂપી મૃગસમુહને ત્રાસ પમાડવામાં સિંહના જેવી છે.) તથા જો તે કાંઈક લઘુકર્મી હોય તો તેને તેવું દુઃખ ન થાય, તો પણ તેના પર અવધીરણા–અવગણના–અનાદર તો થાય છે. અને જો વધારે લઘુકર્મી હોય તો તેને દુઃખ કે અવધીરણા થતી નથી, પરંતુ તે દેશનાનો સ્વીકાર થતો નથી–અસ્વીકાર હોય છે. આ પ્રમાણે અનારાધનાવડે કદી કાંઈક સૂત્રનો અભ્યાસ કર્યો હોય, તો પણ તે સમ્યક્‌જ્ઞાન રહિત હોવાથી તાત્ત્વિક અભ્યાસ કરેલો કહેવાય નહિ.

આવી અનારાધના માર્ગગામીને હોતી નથી, કેમકે–તે સમ્યક્‌ત્વાદિક સહિત હોવાથી સર્વથા સત્ક્રિયામાં જ પ્રવર્તે છે. તે વિષે કહે છે કે–અભ્યાસની વિરાધના ઘણી કરી હોય તો પ્રથમ તેને ઉન્માદાદિક દોષ પ્રાપ્ત થાય છે, પરંતુ પરિણામે મોક્ષના આરંભવાળી તે ક્રિયા હોવાથી પરંપરાએ મોક્ષના હેતુરૂપ થાય છે; કારણ કે–આવા વિરાધક પાસે તાત્ત્વિક માર્ગદેશના કરવામાં આવે, તો તેને તે દેશના સાંભળતાં હેય (ત્યાગ કરવા લાયક) અને ઉપાદેય (ગ્રહણ કરવા લાયક)ના વિષયમાં અભિનિવેશ એટલે કદાગ્રહ થતો નથી: એટલું જ નહિ પણ અલ્પ વિરાધક હોય તો અંગીકાર પણ કરે છે. અને તેથી પણ વધાર અલ્પ વિરાધક હોય તો તે ક્રિયાનો આરંભ પણ કરે છે. આવી વિરાધનાથી પણ જે સૂત્ર ભણાયું હોય, તે સમ્યક્‌જ્ઞાનના લેશની પણ પ્રાપ્તિ હોવાથી ભાવથી (પારમાર્થિક) ભણ્યું કહેવાય છે.

આ ઉપર કહ્યો તે વિરાધક અવશ્ય સમ્યક્‌ત્વાદિક બીજયુક્ત હોય છે, કેમકે–આવી વિરાધના માર્ગગામીને જ હોઈ શકે છે. તેમાં

પણ જે અતિ ક્લિષ્ટ કર્મવાળો હોય તેને જ સંભવે છે અને જે તેવા ક્લિષ્ટ કર્મરહિત હોય તે તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે માર્ગગામી હોય છે. એટલે કે-સૂત્રમાં કહ્યા પ્રમાણે ક્રિયા કરનાર તથા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ-એ આઠ પ્રવચનમાતા સહિત હોય છે.

આ અષ્ટ પ્રવચનમાતાનો ત્યાગ ચારિત્રરૂપી પ્રાણનો નાશક હોવાથી અવ્યક્ત (બાળજીવ) ને, જેમ માતાના ત્યાગ દષ્ટાંતે એટલે જેમ માતાનો ત્યાગ કરનાર બાળક અનર્થને પામે છે, તેમ અનર્થ પમાડનાર થાય છે. અહીં ભાવચિંતાને વિષે વ્યક્ત તો પ્રવચન માતાના ફળરૂપ સર્વજ્ઞભગવાન્ જ્ઞપરિજ્ઞા અને પ્રત્યાખ્યાન પરિજ્ઞા-એ બંને પ્રકારની પરિજ્ઞાવડે સમ્યક્ પ્રકારે આ સર્વ કહ્યું તે જાણે છે.

**तथाऽऽश्वासप्रकाशद्वीपं (दीपं वा) स्पन्दनास्थिरादिभेदम् । अस्पन्दनस्थिरार्थमुद्यच्छति यथाशक्ति। असंभ्रान्तोऽनुत्सुकोऽसंसक्तयोगाराधको भवति । उत्तरोत्तरयोगसिध्ध्या मुच्यते पापकर्मणेति । विशुध्यमानः (सन्) आभवं भावक्रियामाराधयति । प्रशमसुखमनुभवति अपीडितः संयमतपःक्रियया‌ऽव्यथितः परीषहोपसर्गैर्व्याधितसुक्रियाज्ञातेन ॥**

આ જગત્માં સંસારરૂપી સાગરમાં ભમતા જીવોને વિશ્રાંતિ માટે ચારિત્રરૂપી દ્વીપ છે, અને ગાઢ દુઃખવાળા મોહરૂપી અંધકારમાં પડેલા જીવોને માટે જ્ઞાનરૂપી દીપક-દીવો છે. તેમાં પહેલો દ્વીપ સ્પન્દનવાળો એટલે જળના તરંગથી ડૂબે તેવો અને અસ્પન્દનવાળો એટલે ન ડૂબે તેવો-એમ બે પ્રકારનો છે. અને બીજો દ્વીપ પણ અસ્થિર-પ્રતિપાતી અને સ્થિર-અપ્રતિપાતી-એમ બે પ્રકારનો છે. તેમાં જે સ્પન્દનવાળો દ્વીપ તે જીવને ક્ષાયોપશમિક ચારિત્ર રૂપ છે અને અસ્પન્દનવાળો દ્વીપ તે ક્ષાયિક ચારિત્રરૂપ છે. તથા અસ્થિર દીપ જીવને ક્ષાયોપશમિક જ્ઞાનરૂપ છે અને સ્થિર દીપ તે ક્ષાયિક જ્ઞાનરૂપ છે. તે બંનેમાં પ્રથમ જે ક્ષાયોપશમિક ચારિત્રરૂપ દ્વીપ અને ક્ષાયોપશમિક જ્ઞાનરૂપ દીપ છે, તે પ્રતિપાતી-આવેલું

જાય તેવું પતનશીલ હોવાથી ચીરકાળે ઇષ્ટસિદ્ધિને માટે થાય છે અને જે ક્ષાયિક ચારિત્રદ્વીપ તથા ક્ષાયિક જ્ઞાનદીપ છે, તે તો અપ્રતિપાતી હોવાથી તત્કાળ–તે ભવમાં જ સિદ્ધિને માટે થાય છે. આ પ્રમાણે દ્વીપ અને દીપના બે બે ભેદો છે, તે લક્ષમાં રાખી સૂત્રનો ભાવાર્થ નીચે પ્રમાણે સમજવો.

તથા તે મુનિ ભવસાગરમાં સ્પન્દનાદિક ભેદવાળા આશ્વાસન દ્વીપને અને અસ્થિરાદિક ભેદવાળા પ્રકાશક દીપને સારી રીતે જાણે છે એટલુંજ નહિ પણ તે સર્વ ભેદોમાંથી અસ્પંદન (ક્ષાયિક ચારિત્ર) દ્વીપ અને સ્થિર (ક્ષાયિક–જ્ઞાન) દીપને અર્થે શક્તિ પ્રમાણે ઉદ્યમ કરે છે. તથા ભ્રાન્તિ રહિત, ફળ પ્રત્યે ઉત્સુકતા રહિત અને સૂત્રાનુસારે નિઃસંગ યોગનો આરાધક એટલે શુદ્ધ ચારિત્ર-વ્યાપારનો આરાધક થાય છે અને એજ પ્રમાણે ઉત્તરોત્તર શુદ્ધ ચારિત્રવ્યાપારની શુદ્ધિવડે તે તે ગુણના રોધક પાપકર્મથી વિમુક્ત થાય છે એ રીતે વિશુદ્ધ પરિણામવાળો થતો થતો જન્મપર્યંત કે સંસારપર્યંત મોક્ષસાધક ભાવક્રિયાને આરાધે છે. ત્યાર પછી સંયમ અને તપની ક્રિયાથી શરીરે પીડા પામ્યા વિના અને ક્ષુધાદિક પરિષહો તથા દિવ્યાદિક ઉપસર્ગોથી મનમાં ક્ષોભ પામ્યા વિના વ્યાધિવાળાને જેમ શુભક્રિયાની પરંપરાથી આરામ થાય છે, તે દૃષ્ટાંતવડે તે પ્રશમસુખ–શાંત સુધારસને અનુભવે છે

વ્યાધિવાળાનું દૃષ્ટાંત નીચે પ્રમાણે:—

**तद्यथा नाम कश्चिन्महाव्याधिगृहीतोऽनुभूततद्वेदनो विज्ञाता स्वरूपेण निर्विण्णस्तत्त्वतः । सुवैद्यवचनेन सम्यक् तमवगम्य यथाविधानतः प्रपन्नः सुक्रियां । निरुद्धयथेच्छाचारस्तुच्छपथ्यभोजी मुच्यमानो व्याधिना निवर्तमानवेदनः समुपलभ्यारोग्यः प्रवर्धमानतद्भावस्तल्लाभनिर्वृत्त्या तत्प्रतिबन्धात् शिराक्षारादियोगेऽपि व्याधिशमारोग्यविज्ञानेनेष्टनिष्पत्तेरनाकुलभावतया क्रियोपयोगेनापीडितोऽव्यथितः शुभलेश्यया वर्धते । वैद्यं च बहु मन्यते ॥**

કોઈ પુરૂષ કોઢપ્રમુખ મહાવ્યાધિથી ઘેરાયો હોય, તેથી તેની વેદનાને અનુભવતો વેદનાનું સ્વરૂપ જાણી ખરેખર તે વેદનાથી ખેદ પામ્યો હોય, તેવામાં સુવૈદ્યના વચનવડે સમ્યક્ પ્રકારે તે વ્યાધિને જાણી તેની સલાહ મુજબ યથાવિધ ઉપાય કરવા લાગે, અને મરણાદિકના ભયથી સ્વેચ્છાચારને તજી દઈ હલકું અને પથ્ય ભોજન કરી કુષ્ઠાદિક વ્યાધિથી મુક્ત થતો જાય છે. પછી ખરજ વિગેરે દૂર થયે વેદના રહિત થઈ, આરોગ્યતા પામી, તે આરોગ્યના લાભથી મળેલી શાંતિવડે વૃદ્ધિ પામતું છે આરોગ્યપણું જેને એવો થાય છે. તેથી તે આરોગ્યતા મેળવવામાં તત્પર હોવાથી શિરાવેધ અને ક્ષારાદિક (વૈદ્યે નસો વિંધવી અને તેમાં ક્ષાર નાંખવો)ના પાતરૂપ આકરા ઉપચાર કરીને પણ વ્યાધિના ઉપશમથી મને આરોગ્ય થશે એમ જાણવાથી, ઇષ્ટ એવા આરોગ્યની થતી જતી પ્રાપ્તિને લીધે આકુળતા રહિતપણે વૈદ્યે બતાવેલી ક્રિયામાં ઉપયોગ રાખી શરીરમાં તથા મનમાં થતી પીડા ગણ્યા વિના, પ્રશસ્તભાવરૂપ શુભ લેશ્યાવડે (શુભ વિચારવડે) વૃદ્ધિ પામે છે અને વૈદ્યને મહાદુઃખરૂપ નિવૃત્તિના હેતુરૂપ સમજીને બહુમાને છે.

એ દૃષ્ટાંતનો ઉપનય બતાવે છે:—

एवं कर्मव्याधिगृहीतोऽनुभूतजन्मादिवेदनो विज्ञाता दुःखरूपेण निर्विण्णस्तत्त्वतस्ततः। सुगुरुवचनेनानुष्ठादिना तमवगम्य पूर्वोक्तविधानतः प्रपन्न (सन्) सुक्रियां प्रव्रज्यां निरुद्धप्रमादाचारोऽसारशुद्धभोजी मुच्यमानः कर्मव्याधिना निवर्तमानेष्टवियोगादिवेदनः समुपलभ्य चरणारोग्यं प्रवर्धमानशुभभावः तल्लाभनिर्वृत्या तत्प्रतिबन्धविशेषात् परीषहोपसर्गभावेऽपि तत्त्वसंवेदनात् कुशलाशयवृद्ध्या स्थिराशयत्वेन धर्मोपयोगात् सदा स्तिमितस्तेजोलेश्यया प्रवर्धते। गुरुं च बहु मन्यते यथोचितमसङ्गप्रतिपत्त्या निसर्गप्रवृत्तिभावेन। एसा गुर्वी व्याख्याता भाववता विशेषतो भगवद्बहुमानेन ; यो मां प्रतिमन्यते स गुरुमिति तदाज्ञा। अन्यथा क्रियाऽक्रिया कुलटानारी-

क्रियासमा गर्हिता तत्त्ववेदिनामफलयोगतो विषान्नतृप्तिफलमत्र ज्ञातं, आवर्त एव तत्फलमशुभानुबन्धः ॥

ઉપરના દૃષ્ટાંતનો ઉપનય કહે છે કેઃ—

એજ રીતે કર્મરૂપ વ્યાધિથી ગ્રસ્ત થયેલો કોઈ પુરૂષ, કે જેણે જન્મ-મરણાદિકની વેદના અનુભવી છે એવો તથા તે વેદનાને દુઃખરૂપે જાણી તે વેદનાને લીધે ખરેખર સંસાર પરથી નિર્વેદ-ખેદ પામે છે, ત્યાર પછી સદ્ગુરૂના વચનથી ક્રિયાનુષ્ઠાનાદિકવડે તે ગુરૂને અને કર્મવ્યાધિને બરાબર જાણી પૂર્વે ત્રીજા સૂત્રમાં કહેલા વિધિવડે શુભ ક્રિયાવાળી પ્રવ્રજ્યા ગુરૂ પાસે અંગીકાર કરે છે. પછી પ્રમાદાચરણને રૂંધી અંતપ્રાંત (લુખો-સુકો) અને નિર્દોષ આહાર કરી કર્મવ્યાધિથી અનુક્રમે જેમ જેમ મૂકાતો જાય છે, તેમ તેમ તેની ઇષ્ટવિયોગાદિકજનિત વેદના દૂર થતી જાય છે-તેને તે વેદનારૂપે ગણતો નથી. પછી ચારિત્રરૂપી આરોગ્યતાને પામી, કર્મવ્યાધિના ઘણાખરા વિકારો નિવૃત્ત થવાથી તે પુરૂષનો ચારિત્ર સંબંધી શુભભાવ વધતો જાય છે. એ રીતે ચારિત્ર આરોગ્યની પ્રાપ્તિથી ઉત્પન્ન થયેલી શાંતિવડે તે ચારિત્રારોગ્ય મેળવવામાં વિશેષ આગ્રહવાળો હોવાથી, ક્ષુધાદિક પરિષહો અને દિવ્યાદિક ઉપસર્ગો થયા છતાં પણ તત્ત્વજ્ઞાન હોવાથી, તથા ક્ષાયોપશમિક ભાવરૂપ કુશલાશયની વૃદ્ધિવડે ચિત્તની સ્થિરતા થવાથી, તથા અમુક કાળે અમુક ક્રિયા કરવી છે એવો ઉપયોગ (જ્ઞાન) હોવાથી સદા રાગદ્વેષ, સુખદુઃખ વિગેરે દ્વંદ્વને અભાવે શાંતિ-સમતા યુક્ત થઈ શુભભાવ રૂપ તેજોલેશ્યાવડે વૃદ્ધિ પામે છે તથા ઉચિતતા પ્રમાણે ગુરૂના અભિપ્રાયને નિઃસંગપણે-સ્નેહરહિતપણે (દૃષ્ટિરાગ નહિ પરંતુ વાસ્તવિક રીતે) જાણી તે પ્રમાણે આચરણ કરવાવડે તે ગુરૂનું બહુમાન કરે છે કારણ કે-આ નિઃસંગપણે ગુરૂના અભિપ્રાયનું જ્ઞાન સ્વાભાવિક પ્રવૃતિરૂપ હોવાથી તથા ભગવંત ઉપર બહુમાનપણું હોવાથી વિશેષે કરીને પ્રધાન ભાવવાળું અને મોટું છે, એમ ભગવંતે કહ્યું છે. એટલે કે-'જે મને ભાવથી માને-સ્વીકારે તે ગુરૂને

પણ માને છે'–એવી ભગવંતની આજ્ઞા છે. અન્યથા, ગુરૂનું બહુમાન કર્યા વિના જે પડિલેહણાદિક ક્રિયા કરાય તે તત્ત્વથી અસત્ક્રિયા જ છે. અને તે કુલટા સ્ત્રીની ઉપવાસાદિક ક્રિયા જેવી હોવાથી તત્ત્વજ્ઞાનીઓએ અફળની અથવા અલ્પ ફળની–સાંસારિક ફળની પ્રાપ્તિ કરનાર હોવાથી ગર્હી–નિંદી છે. (ઈષ્ટફળ મોક્ષ સિવાયના સર્વ સાંસારિક ફળ અફળ કહેવાય છે.) અહીં આવી અસત્ક્રિયા કરવામાં તત્ત્વવેત્તાઓએ વિષમિશ્રિત અન્ન ખાવાથી જેમ અલ્પ કાળ માટે તૃપ્તિ થાય છે પણ પરિણામે પ્રાણ જાય છે, તેમ અલ્પ સાંસારિક સુખરૂપ ફળ થવાનું કહ્યું છે. એનું તાત્ત્વિક ફળ તો અશુભકર્મના અનુબંધવાળો આવર્તસંસાર જ પ્રાપ્ત થાય છે એમ જાણ્યું છે–કહ્યું છે.

આ પ્રમાણે ગુરૂના અબહુમાનનું ફળ કહ્યું. હવે તેના બહુમાનનું ફળ કહે છે:—

आयतो गुरुबहुमानोऽवन्ध्यकारणत्वेन । अतः परमगुरुसंयोगः । ततः सिद्धिरसंशयं । एषोऽत्रशुभोदयः प्रकृष्टतदनुबन्धो भवव्याधिचिकित्सकः । नेतः सुन्दरं परं । उपमाऽत्र न विद्यते । स एवंप्रज्ञ एवंभाव एवंपरिणामोऽप्रतिपतितो वर्धमानस्तेजोलेश्यया द्वादशमासिकेन पर्यायेणातिक्रामति सर्वदेवतेजोलेश्यां, एवमाह महामुनिः । ततः शुक्लः शुक्लाभिजात्यो भवति । प्रायच्छिन्नकर्मानुबन्धः क्षपयति लोकसंज्ञां । प्रतिस्रोतोगामी अनुस्रोतोनिवृत्तः । सदा शुभयोग एष योगी व्याख्यातः । एप आराधकः श्रामणस्य यथागृहीतप्रतिज्ञः सर्वोपधाशुद्धः संधत्ते शुद्धं भवं सम्यगभवसाधकं भोगक्रियाः सुरूपादिकल्पं । ततस्ताः संपूर्णाः प्राप्नोति अविकलहेतुभावतोऽसंक्लिष्टसुखरूपा अपरोपतापिन्यः सुन्दरा अनुबन्धेन । न चान्याः संपूर्णाः ॥

ગુરૂનું બહુમાન જ મોક્ષનું અવંધ્ય–સફળ કારણ હોવાથી મોક્ષરૂપ છે. તે ગુરૂના બહુમાનથી પરમગુરૂ શ્રી તીર્થંકરદેવનો સંયોગ

પ્રાપ્ત થાય છે, અને તે સંયોગથી અવશ્ય મુક્તિ મળે છે. તેથી કરીને આ ગુરૂબહુમાન જ અહીં ઉત્કૃષ્ટ શુભોદયના અનુબંધવાળું અને ભવવ્યાધિની ચિકિત્સા કરનાર શુભ ઉદયરૂપ છે. આ કારણથી આ ગુરૂબહુમાન થકી બીજું કાંઈ સુંદર નથી, તથા એ ગુરૂ બહુમાનને કોઈની ઉપમા ઘટી શકે તેમ નથી. આ પ્રમાણે નિર્મળ વિવેકને લીધે આવી બુદ્ધિવાળો અથવા વિવેક વિના પણ સ્વભાવથી જ આવા ભાવવાળો અને ગુરૂના અભાવે પણ ક્ષયોપશમને લીધે માષ તુષ મુનિની જેવા શુભ પરિણામવાળો તે સાધુ સંયમમાર્ગથી ભ્રષ્ટ થતો નથી. અને શુભ પ્રભાવરૂપ તેજોલેશ્યાવડે વૃદ્ધિ પામતો પામતો બાર માસના દીક્ષાપર્યાયવડે સર્વ દેવોની તેજોલેશ્યાને ઓળંગે છે ( અહીં વિવક્ષેલી તેજોલેશ્યા ચિત્તસ્વાસ્થ્ય લક્ષણવાળી જાણવી ), એટલી બધી ચિત્ત શાંતિને અનુભવે છે, એ પ્રમાણે મહામુનિ શ્રી વર્ધમાનસ્વામીએ કહ્યું છે. ત્યાર પછી તે સાધુ શુકલ એટલે અખંડ વ્રતવાળો, મત્સર રહિત, કૃતજ્ઞ, શુભ આરંભવાળો અને હિતપરિણામી થાય છે, તથા શુકલાભિજાત્ય એટલે તે જ અખંડ વ્રતાદિક ઉત્કૃષ્ટ ગુણવાળો થાય છે. તથા પ્રાય: કરીને કર્મના અનુબંધનો છેદ કરેલો હોવાથી ઘણા ભવાભિનંદી જીવોને રૂચે એવી ક્રિયામાં પ્રીતિવાળી '**લોકસંજ્ઞા**'ને ખપાવે છે-સમૂળગો ત્યાગ કરે છે, અને તેથી કરીને જ '**પ્રતિસ્રોતગામી**' ( લોકસંજ્ઞારૂપ મહા નદીના પ્રવાહ સામે તરી પાર જનાર ) થઇ '**અનુસ્રોત**' ( લોકાચાર પ્રવાહરૂપ નદી ) ગમનથી નિવૃત્ત થયેલો હોય છે. આવા સર્વદા શુભ યોગવાળાને શ્રી તીર્થંકરદેવોએ '**યોગી**' કહેલો છે. આ પ્રમાણે ચારિત્રધર્મનો આરાધક, ગ્રહણ કરેલી પ્રતિજ્ઞાને યથાર્થ પાળનાર, અતિચાર રહિતપણે સર્વ ક્રિયાએ શુદ્ધ, એવો તે સાધુ સમ્યક્ પ્રકારે શુભક્રિયા કરવાથી મોક્ષને સાધનાર શુભભવને ધારણ કરે છે. તે ઉપર દૃષ્ટાંત આપે છે. ભોગની ક્રિયાઓ સુરૂપાદિકને તુલ્ય હોય છે, એટલે કે-સારૂં રૂપ, વય, વિચક્ષણતા, સૌભાગ્ય, માધુર્ય અને ઐશ્વર્ય-એ સર્વ ભોગના સાધન છે. અર્થાત્ જેમ સુંદર રૂપ વિગેરેને આશ્રી સુંદર ભોગસામગ્રી પ્રાપ્ત થાય છે, તેમ

શુભક્રિયાને આશ્રી શુભભવ પ્રાપ્ત થાય છે. તેથી કરીને સંપૂર્ણ કારણની પ્રાપ્તિને લીધે સંક્લેશ રહિત, સુખરૂપ અને પરને ઉપતાપ નહિ કરનાર તથા અનુબંધવડે સુંદર એવી તે ભોગની સામગ્રી સંપૂર્ણ પામે છે. એ સિવાયની બીજી ભોગસામગ્રી સંપૂર્ણ હોતી નથી.

तत्तत्त्वखण्डनेनैतज्ज्ञानमित्युच्यते । एतस्मिन् शुभयोगसिद्धि- रुचितप्रतिप्रत्तिप्रधाना । अत्र भावः प्रवर्तकः । प्रायो विघ्नो न विद्यते निरनुबन्धाशुभकर्मभावेन । आक्षिप्ता एते योगा भावाराधनातस्तथा । ततः सम्यक् प्रवर्तते । निष्पादयत्यनाकुलः । एवं क्रिया सुक्रिया (भवति) एकान्तनिष्कलङ्का निष्कलङ्कार्थसाधिका तथाशुभानुबन्धोत्तरोत्तरयोगसिध्द्या ॥

ततः स साधयति परं परार्थं सम्यक् तत्कुशलः सदा तैस्तैः प्रकारैः सानुबन्धं महोदयो बीजबीजादिस्थापनेन । कर्तृवीर्यादियुक्तोऽवन्ध्यशुभचेष्टः समन्तभद्रः सुप्रणिधानादिहेतुर्मोहतिमिरदीपो रागामयवैद्यो द्वेषानलजलनिधिः संवेगसिद्धिकरो भवति अचिन्त्यचिन्तामणिकल्पः । स एवं परंपरार्थसाधकस्तथाकरुणादिभावतः, अनेकैर्भवैर्विमुच्यमानः पापकर्मणा, प्रवर्धमानश्च शुभभावैः, अनेकभविकयाऽऽराधनया प्राप्नोति सर्वोत्तमं भवं चरममचरमभवहेतुमविकलपरपरार्थनिमित्तं । तत्र कृत्वा निरवशेषं कृत्यं विधूतरजोमलः सिध्यति, बुध्यते, मुच्यते, परिनिर्वाति, सर्वदुःखानामन्तं करोति ॥

इति प्रव्रज्यापरिपालनासूत्रं समाप्तम् ॥ ४ ॥

ઉભય લોકની અપેક્ષાએ એટલે આ ભવ તથા પરભવમાં ભોગક્રિયા પ્રાપ્ત થાય છે તે પણ સંક્લેશરૂપ જ છે, એમ જાણી તે ભોગક્રિયાના સ્વરૂપનું ખંડન (નિષેધ) કરી જે ઇષ્ટ વસ્તુતત્ત્વ (મોક્ષ)નું નિરૂપણ કરવું તે ખરૂં જ્ઞાન કહેવાય છે. આવું જ્ઞાન હોવાથી ઉચિત ક્રિયાના અંગીકારવડે શુભક્રિયા વ્યાપારની સિદ્ધિ થાય છે. આ શુભપ્રવૃત્તિ કરવામાં અંતઃકરણનો ભાવ જ પ્રવર્ત્તક-પ્રેરણા કરનાર હોય છે તેમાં પ્રાયઃ કરીને અશુભકર્મનો અનુબંધ

નહિ હોવાથી કાંઈ પણ વિઘ્ન આવતું નથી. તથાપ્રકારે જન્માંતરમાં પ્રવ્રજ્યાનું બહુમાનાદિક કરવાવડે તે પ્રવ્રજ્યાની ભાવથી આરાધના થઈ છે તેથી તેને આ શુભપ્રવ્રજ્યાના વ્યાપારો પ્રાપ્ત થયેલા જ છે. તે શુભવ્યાપાર પ્રાપ્ત થવાથી સમ્યક્ પ્રકારે તેમાં જ પ્રવૃત્તિ કરે છે અને આકુળતા રહિતપણે ઈષ્ટ વસ્તુને (પ્રવ્રજ્યાને) પ્રાપ્ત કરે છે. આ રીતે કરેલી ક્રિયા એકાંતપણે કલંક રહિત અને નિષ્કલંક અર્થ (મોક્ષ)ને સાધનારી સુક્રિયારૂપ થાય છે, કારણ કે-ઉત્તરોત્તર શુભયોગની સિદ્ધિ થવાવડે તે ક્રિયા તથાપ્રકારે શુભઅનુબંધવાળી હોય છે, તેથી તે (સાધુ) સમ્યક્ પ્રકારે પરાર્થ સાધવામાં કુશળ (સમર્થ) એવો સતો, પ્રધાન એવા પરમાર્થને એટલે મોક્ષરૂપ સત્યાર્થને સાધનાર બને છે. તે આ રીતે-સત્યાર્થ સાધનાર હોવાથી મોટા ઉદયવાળો તે સાધુ તે તે પ્રકારે બીજ એટલે સમકિત અને બીજ બીજ એટલે સમકિતની પ્રાપ્તિ કરાવનાર શાસનની પ્રશંસાદિક સ્થાપન કરવાવડે પરાર્થને સાધે છે. વળી તે સાધુ પરાર્થ સાધવામાં કર્ત્તાપણાના વીર્યાદિકથી યુક્ત, સફળ અને શુભ ચેષ્ટાવાળો, સુંદર આકૃતિવાળો હોવાથી સમંતભદ્ર, (સર્વ પ્રકારે ભદ્ર-મનોહર) શુભ પ્રણિધાનાદિકનો હેતુ, મોહરૂપી અંધકારનો નાશ કરવામાં દીપક સમાન, રાગરૂપી વ્યાધિને દૂર કરવામાં ઉત્તમ વૈદ્ય સમાન, દ્વેષરૂપી અગ્નિને બુઝાવવામાં સમુદ્ર સમાન, સંવેગની સિદ્ધિ કરનાર અને અચિંત્ય ચિંતામણિ રત્ન સમાન થાય છે. આ પ્રકારે તે સાધુ તથાપ્રકારની કરૂણાદિકથી પ્રધાન પરાર્થને (મોક્ષને) સાધનાર હોઈ અનેક ભવવડે ઉપાર્જન કરેલા જ્ઞાનાવરણીયાદિક પાપકર્મવડે મૂકાતો સતો અનેક ભવોમાં કરેલી સાચી આરાધનાએ કરીને સર્વોત્તમ, મોક્ષના હેતુરૂપ તથા સંપૂર્ણ અને ઉત્કૃષ્ટ પરમાર્થ (મોક્ષ)ને સાધવાના નિમિત્તરૂપ છેલ્લા ભવને પામે છે. તે ભવમાં મહાસત્ત્વશાળી આત્માને ઉચિત સમગ્ર કાર્ય કરી કર્મરૂપી રજ અને મળ (બંધાતું અને પૂર્વે બાંધેલું કર્મ) રહિત થયો છતો, તે વ્યવહારથી સિદ્ધ, બુદ્ધ, મુક્ત અને પરિનિર્વાત થઈ સર્વ દુઃખોનો અંત કરે છે. અત્ર સિદ્ધ થાય છે એટલે સામાન્ય રીતે

અણિમાદિક ઋદ્ધિ-સિદ્ધિ-ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે, બુદ્ધ એટલે સર્વજ્ઞ-કેવળી થાય છે, મુક્ત એટલે ભવોપગ્રાહી-ઘાતીકર્મથી મૂકાય છે. અને પરિનિર્વાત એટલે સર્વથા-સર્વ પ્રકારે કર્મનો વિનાશ કરી નિર્વાણ પામે છે. તેમજ સદા પુનર્ભવનો અભાવ થવાથી સર્વ દુઃખોનો અંત કરે છે. અર્થાત્ સર્વ કાર્યની પરિસમાપ્તિવડે સિદ્ધ થાય છે.

**એ પ્રમાણે પ્રવ્રજ્યાપરિપાલના નામનું ચોથું સૂત્ર સમાપ્ત.**

* * *

## ૫-अथ प्रव्रज्याफलसूत्रम् ।

ચોથા સૂત્રમાં પ્રવ્રજિત (સાધુ)ની ચર્યા કહી. હવે આ પાંચમાં સૂત્રમાં તેનું ઉત્કૃષ્ટ ફળ કહે છે:—

**स एवमभिसिद्धः परमब्रह्म मङ्गलालयो जन्मजरामरणरहितः प्रक्षीणाशुभोऽनुबन्धशक्तिवर्जितः संप्राप्तनिजस्वरुपोऽक्रियः स्वभावसंस्थितोऽनन्तज्ञानाऽनन्तदर्शनः ॥**

**स न शब्दः, न रुपं, न गन्धः, न रसः, न स्पर्शः । अरुपिणी सत्ता, अनित्थंस्थसंस्थाना, अनन्तवीर्या, कृतकृत्या, सर्वाबाधाविवर्जिता, सर्वथा निरपेक्षा, स्तिमिता, प्रशान्ता ॥**

તે દીક્ષિત સાધુ આ પ્રમાણે સુખની પરંપરાએ કરીને સર્વથા સિદ્ધ થયો છતો સદા શિવપણાએ કરીને પરમ બ્રહ્મરૂપ થાય છે, ઉત્કૃષ્ટ ગુણનો યોગ થવાથી મહામંગળના સ્થાનરૂપ હોય છે, કારણનો અભાવ હોવાથી જન્મ, જરા અને મરણ રહિત હોય છે. કહ્યું છે કે-" જેમ બીજ બળી જવાથી તેનો અંકુરો પ્રગટ થતો નથી, તેમ કર્મરૂપી બીજ બળી જવાથી સંસારરૂપી અંકુરો પ્રગટ થતો નથી." વળી જેનું અશુભ (કર્મો) સર્વથા ક્ષીણ થઈ ગયું છે, એવો અશુભ અનુબંધની શક્તિ રહિત, પોતાના આત્મસ્વરૂપને પામેલો, ગમનાદિક ક્રિયારહિત, પોતાના આત્મસ્વભાવમાં જ રહેલો, અને

તેથી કરીને જ જ્ઞેય પદાર્થો અનંતા હોવાથી તે અનંતજ્ઞાન અને અનંતદર્શનવાન્ હોય છે.

તે સિદ્ધ પરમાત્માને શબ્દ નથી, રૂપ નથી, ગંધ નથી, રસ નથી, સ્પર્શ નથો અર્થાત્ ઇંદ્રિયાયાદિક કાંઈ પણ નથી, છતાં તે અભાવરૂપે નથી; પરંતુ જ્ઞાનની જેમ રૂપરહિત ( અરૂપી ) સત્તા એટલે તેનું સાક્ષાત્ વિદ્યમાનપણું તો છે. વળી તેનું કોઈ પણ પ્રકારનું કહી શકીએ તેવું સંસ્થાન ( આકૃતિ ) નથી, સ્વભાવથી જ અનંતવીર્ય છે. તે સદા કૃતાર્થ ( જેને કોઇ પણ કાર્ય કરવાનું બાકી નથી. ) દ્રવ્યથી કે ભાવથી કોઇ પણ પ્રકારની પીડા રહિત, સર્વથા નિરપેક્ષ–સ્વતંત્ર તેથી કરીને જ તે ( સિદ્ધ જીવની સત્તા ) તરંગરહિત શાન્ત મહાસાગર જેવી પ્રશાંત એટલે સુખના પ્રકર્ષને લીધે અનુકૂળ વર્તે છે.

આવી આત્મસત્તા જ પરમ સુખરૂપ છે, તે કહે છે:—

**असांयोगिक एष आनन्दः अत एव परा मतः । अपेक्षाऽनान्ददः, संयोगो वियोगकारणं, अफलंफलमेतस्मात्, विनिपातपरमेव तत्, बहुमतं मोहादबुधानां, यदतो विपर्ययः, ततोऽनर्था अपर्यवसिताः, एष भावरिपुः परोऽत एवोक्तो भगवता ॥**

**नाकाशेन योग एतस्य । स स्वरुपसंस्थितः । नाकाशमन्यत्र न सत्ता सदन्तरमुपैति । अचिन्त्यमेतत्केवलिगम्यं तत्त्वं । निश्चयमतमेतत् । वियोगवांश्च योग इति नैष योगो भिन्नं लक्षणमेतस्य । नात्रापेक्षा । स्वभाव एवैषोऽनन्तसुखस्वभावकल्पः । उपमाऽत्र न विद्यते । तद्भावेऽनुभवः परं तस्यैव । आज्ञैषा जिनानां सर्वज्ञानामवितथैकान्ततः । न वितथत्वे निमित्तं । न चानिमित्तं कार्यमिति । निदर्शनमात्रं तु नवरम् ॥**

આ કારણથી જ એટલે સિદ્ધને અપેક્ષારહિતપણું હોવાથી જ તેમનો આનંદ ઉત્કૃષ્ટ માનેલો છે, કેમકે–પરની અપેક્ષાથી જે આનંદ મળે તેમાં ઉત્સુકતારૂપ દુઃખ હોવાથી તે વાસ્તવિક આનંદ જ કહે-

વાતો નથી. વળી સંયોગ જ વિયોગનું કારણ છે, એટલે કે-પરિણામે સંયોગનો વિયોગ અવશ્ય થાય જ છે, તેથી પરવસ્તુના સંયોગે થયેલો આનંદ દુઃખરૂપ જ છે. અન્ય વસ્તુના સંયોગથી જે સુખરૂપ ફળ થાય તે વિયોગ સમયે દુઃખરૂપ હોવાથી અફળ જ છે, કારણ કે-સંયોગથી ઉત્પન્ન થતું સુખરૂપ ફળ અધઃપાતને જ આપનારૂં છે. છતાં આવા ફળને અપંડિત-મૂર્ખજનો મોહથી બહુ ઇષ્ટ માને છે. આ મોહથી જ બુદ્ધિનો વિપર્યાસ થાય છે, તેથી અફળને વિષે ફળબુદ્ધિ માનવામાં આવે છે. આ વિપર્યાસથી અનુબંધવાળી અશુભપ્રવૃત્તિ થવાથી અપાર અનર્થો થાય છે. તેથી કરીને જ ભગવાન શ્રી તીર્થંકરદેવોએ આ મોહને મોટો ભાવશત્રુ-અભ્યંતરશત્રુ કહ્યો છે. તે વિષે ભગવાને કહ્યું છે કે-" પ્રાણીઓને અજ્ઞાન જેવો બીજો કોઈ શત્રુ નથી, કેમકે-તે અજ્ઞાનથી અશુભક્રિયામાં પ્રવૃત્તિ થાય છે, અને તેવી પ્રવૃત્તિથી ચોતરફ પ્રચારવાળા અનેક અનર્થો પ્રાપ્ત થાય છે."

અહીં કોઇ શંકા કરે કે-જો સંયોગ જ દોષવાળો હોય તો સિદ્ધને પણ આકાશનો સંયોગ છે, તેથી તે પણ દોષવાળો કેમ ન થાય ?

આ શંકાના ઉત્તરમાં કહે છે કે-સિદ્ધને આકાશ સાથે સંયોગ નથી, કેમકે-તે સિદ્ધના જીવ પોતાના સ્વરૂપને વિષે જ રહેલા છે. આધાર વિના શી રીતે રહી શકે ? એ શંકા ઉપર કહે છે કે-આકાશ પોતે જ બીજાના આધાર વિના રહેલું છે. અહીં એવી યુક્તિ છે કે એક સત્તા બીજી સત્તાને આધારે રહેતી નથી, અર્થાત્ આકાશ સત્ છે તે બીજાને આધારે રહેતું નથી, તે જ પ્રમાણે સિદ્ધના જીવ પણ સત્ છે તેથી તે પણ બીજાને આધારે રહેતા નથી. આ તત્ત્વ કેવળીગમ્ય હોવાથી અચિંત્ય છે. આવો નિશ્ચયનયનો મત છે. વ્યવહારનયનો મત જુદી રીતે છે.

આ રીતે વિયોગવાળો સંયોગ સિદ્ધ થવાથી સિદ્ધ અને આકાશ એ બેઉને સંયોગ છે જ નહિ. આ સંયોગનું લક્ષણ જુદું જ છે. આકાશનો પણ સંયોગ ન હોવાથી સિદ્ધને કોઈની અપેક્ષા

નથી એમ સિદ્ધ થયું વળી કોઈ શંકા કરે કે-અહીંથી લોકાંત સુધી સિદ્ધની ગતિ કેમ થાય છે? તેનો ઉત્તર આપે છે કે-કર્મના ક્ષયથી જેમ અનંત સુખ પ્રાપ્ત થવાનો તેમનો સ્વભાવ છે, તેજ રીતે લોકાંતગમન થવાનો પણ તેમનો સ્વભાવ જ છે. તે સિદ્ધના જીવને કેવું અનંત સુખ છે? તે માટે કહે છે કે-આ સિદ્ધના સુખને કોઈની ઉપમા આપી શકાય તેમ નથી. તે સુખનો અનુભવ તે (સિદ્ધ)ને જ હોય છે. કહ્યું છે કે-" જેમ કુંવારી કન્યા પરણેલી સ્ત્રીના સુખને જાણી શકતી નથી અને જન્માંધમનુષ્ય ઘટાદિક પદાર્થને જાણી શકતો નથી, તેમ સયોગી-છદ્મસ્થ સિદ્ધના સુખને જાણી શકતા નથી, પણ સિદ્ધ પોતે જ જાણે છે. આ વાતની ખાત્રી શી રીતે થાય? તે વિષે કહે છે કે-આવી સર્વજ્ઞ શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞા-તેમનું કથન એકાંતે સત્ય જ છે, કેમકે-રાગ, દ્વેષ અને મોહરહિત એવા શ્રી જિનેશ્વરદેવને અસત્ય બોલવાનું કાંઇ પણ કારણ નથી, અને કારણ વિના કાર્ય નિપજે જ નહિ. કહ્યું છે કે-" રાગ, દ્વેષ કે મોહને લીધે અસત્ય વચન બોલાય છે, પરંતુ જેનામાં તે દોષો નથી એવા સર્વજ્ઞને અસત્ય બોલવાનું કાંઈ કારણ નથી " આથી કરીને શ્રી જિનેશ્વરદેવનું એવું વચન છે કે-સિદ્ધનું સુખ સિદ્ધ જ જાણે છે. માત્ર તે ઉપર નિદર્શન એટલે દૃષ્ટાંત જ આપી શકાય છે.

સિદ્ધનું સુખ દૃષ્ટાંતથી બતાવે છે:—

सर्वशत्रुक्षये सर्वव्याधिविगमे सर्वार्थसंयोगेन सर्वेच्छासंप्राप्त्या यादृशमेतत्, अतोऽनन्तगुणमेव तत् भावशत्रुक्षयादितः। रागादयो भावशत्रवः, कर्मोदया व्याधयः, परमलब्धयस्त्वर्थाः, अनिच्छेच्छा इच्छा। एवं सूक्ष्ममेतत् न तत्त्वत इतरेण गम्यते, यतिसुखमिवायतिना, आरोग्यसुखमिव रोगिणेति विभाषा। अचिन्त्यमेतत् स्वरुपेण। साद्य-पर्यवसितमेकसिद्धापेक्षया, प्रवाहतोऽनादि। तेऽपि भगवन्त एवं। तथाभव्यत्वादिभावतः। विचित्रमेतत् तथाफलभेदेन। नाविचित्रे सह-कारिभेदः, तदपेक्षस्तक इति, अनेकान्तवादस्तत्त्ववादः। स खलु एवं। इतरथैकान्तः मिथ्यात्वमेष, नातो व्यवस्था। अनार्हतमेतत्॥

જેમ કોઈ ચક્રવર્તિઆદિકને સર્વ શત્રુનો ક્ષય થવાથી, સર્વ વ્યાધિનો અભાવ હોવાથી, સર્વ અર્થનો સંયોગ થવાથી અને સર્વ પ્રકારની ઇચ્છા ફલભૂત થવાથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે કરતાં પણ સિદ્ધને ભાવશત્રુના ક્ષયાદિકથી અનંતગણું સુખ હોય છે. રાગ, દ્વેષ અને મોહ એ જીવનો અપકાર કરનાર હોવાથી ભાવશત્રુ છે, કર્મના ઉદય જીવને પીડા કરનાર હોવાથી વ્યાધિતુલ્ય છે, ઉત્કૃષ્ટ લબ્ધિઓ પરાર્થ-પરોપકારનું કારણ હોવાથી અર્થરૂપ છે, અને નિઃસ્પૃહતાની એટલે સર્વ સંગના ત્યાગની જે ઇચ્છા છે તે જ ઇચ્છારૂપ છે. આ રીતે આ સૂક્ષ્મ એવું સિદ્ધનું સુખ તત્ત્વથી બીજા કોઈ જાણી શકે તેવું નથી. જેમ યતિનું સુખ વિશેષ પ્રકારના ક્ષાયોપશમિક ભાવ-વડે જ અનુભવવા લાયક હોવાથી યતિ સિવાય બીજા કોઈ જાણી-અનુભવી શકતા નથી, અને આરોગ્યનું સુખ જેમ રોગી માણસ જાણી-અનુભવી શકતા નથી, તે જ રીતે સિદ્ધનું સુખ બીજા કોઈ જાણી-અનુભવી શકતા નથી. કહ્યું છે કે-"રાગ, દ્વેષ અને મોહના અભાવે જે સ્વાભાવિક સુખ આત્માને થાય છે, તે માત્ર શ્રી વીતરાગ-દેવ-પરમાત્મા જ જાણે છે, કેમકે-સંનિપાતના વ્યાધિવાળો નિરોગીનું સુખ જાણી શકતો નથી." આ સિદ્ધના સુખનું તાત્ત્વિક સ્વરૂપ બુદ્ધિનો વિષય ન હોવાથી સર્વથા અચિંત્ય-મતિથી કલ્પી ન શકાય તેવું છે. વળી તે સુખ એક સિદ્ધની અપેક્ષાએ સાદિ અનંત છે, એટલે એક સિદ્ધના સુખની આદિ છે પણ તેનો અંત નથી, અને પ્રવાહની એટલે સિદ્ધના સુખસમુહની અપેક્ષાએ તે સુખ અનાદિ-અનંત છે. એટલે કે-સિદ્ધનું સુખ કયારે શરૂ થયું એવી તેની આદિ નથી તેમજ તેનો અંત પણ નથી. એ જ પ્રમાણે ભગવંત સિદ્ધ પણ જાણવા. એટલે કે-એક સિદ્ધની અપેક્ષાએ સિદ્ધની આદિ છે પણ અંત નથી અને પ્રવાહની અપેક્ષાએ સિદ્ધોની આદિ નથી અને અંત પણ નથી.

અહીં કોઈ શંકા કરે કે-સર્વ ભવ્યજીવોમાં ભવ્યત્વાદિકનું સમાનપણું છતાં તેમાં ભેદ શી રીતે હોઈ શકે ? એટલે કે-કોઈ જીવ અમુક વખતે અને કોઈ અમુક વખતે સિદ્ધ થાય એવો ભેદ

કેમ હોય ? તેના ઉત્તરમાં કહે છે કે–તથાભવ્યત્વાદિક–(વિશેષ પ્રકારનું ભવ્યત્વ વિગેરે) પણાને લીધે આવો ભેદ થઈ શકે છે. અહીં તથાભવ્યત્વ એટલે તથાપ્રકારનું (અમુક) ફળ આપનાર ભવ્યત્વનો પરિપાક (ઉદય). એ જ કારણ માટે કહે છે કે–આ તથાભવ્યત્વાદિક ફળભેદવડે વિચિત્ર પ્રકારનું છે ( દરેક જીવોમાં જુદી જુદી જાતનું હોય છે ), કેમકે–તે જુદે જુદે કાળે જુદું જુદું ફળ આપનાર છે.

ફરીથી કોઈ શંકા કરે કે–સર્વ ભવ્યજીવોમાં ભવ્યપણું તો તો સમાન જ છે, પણ સહકારી કારણોના ભેદથા ફળનો ભેદ થાય છે એમ કેમ ન માનવું ?

તેનો ઉત્તર આપે છે કે–તથાભવ્યત્વાદિક વિચિત્ર પ્રકારનું ન હોય તો સહકારીનો ભેદ હોઈ શકે નહિ. એટલે કે–તથાભવ્યત્વાદિક જુદા જુદા પ્રકારનું છે, તેથી જ સહકારી કારણો પણ જુદાં જુદાં જુદે જુદે વખતે મળી શકે છે. કેમકે–સહકારીના ભેદને તથાભવ્યત્વાદિકના ભેદની અપેક્ષા છે, અર્થાત્ ભવ્યત્વાદિકનો તેવો સ્વભાવ ન હોય તો સહકારીની તેવી પ્રાપ્તિ ન હોય. આનું નામ જ અનેકાંતવાદ ( સ્યાદ્વાદ ) છે અને તે જ તાત્ત્વિક છે. તે અનેકાંતવાદ તથાભવ્યત્વાદિક જુદા જુદા માનવાથી ઘટે છે. અન્યથા, એટલે સર્વથા પ્રકારે ભવ્યત્વાદિકની તુલ્યતા માનીએ તો તે એકાંતવાદ–નિશ્ચયવાદ કહેવાય, અને જે એકાંતવાદ તે જ મિથ્યાત્વ છે. આ એકાંતવાદ માનવાથી કાંઈ પણ વ્યવસ્થા થઈ શકે નહિ, કેમકે તથાભવ્યત્વાદિકનો ભેદ ન માનવાથી સહકારીનો પણ ભેદ થઈ શકે નહિ. કર્મ પણ તેવા પ્રકારનું કર્મ હોવાથી કારક એટલે કર્ત્તા થઈ શકે છે. કર્મનું તેવું સ્વભાવપણું ન હોય તો તે કારક કહી શકાય નહિ. અને તેથી કરીને જ એકાંતવાદથી ભિન્ન ભિન્ન કાળે ભિન્ન ભિન્ન ફળની પ્રાપ્તિનો સંભવ ન હોવાથી સર્વ વ્યવસ્થા ઘટે નહિ. એ જ કારણ માટે આ એકાંતવાદનો આશ્રય કરવો તે અર્હત્‌નો મત નથી.

આજ બાબત સિદ્ધ કરવા બીજો ન્યાય બતાવે છે:—

संसारिण एव सिद्धत्वं । नाबद्धस्य मुक्तिः शब्दार्थरहिता । अनादिमान् बन्धः प्रवाहेणातीतकालतुल्यः । अबद्धबन्धने वाऽमुक्तिः पुनर्बन्धप्रसङ्गतः । अविशेषश्च बद्धमुक्तयोः । अनादियोगेऽपि वियोगः काञ्चनोपलज्ञातेन । न दिदृक्षाऽकरणस्य । न चादृष्टे एषा । न सहजाया निवृत्तिः । न निवृत्तौ आत्मस्थानम् ॥

સંસારી જીવનેજ સિદ્ધપણું પ્રાપ્ત થાય છે, કેમકે-અબદ્ધને મુક્તિ શબ્દનો અર્થ લાગુ નહીં પડવાથી તાત્વિક મુક્તિ ઘટતી નથી. એટલે કે-બંધરહિત હોય તેને કોનાથી મુક્ત થવાનું હોય? વળી આ બંધ પ્રવાહની અપેક્ષાએ અતીતકાળની જેમ અનાદિકાળનો છે, એટલે કે-ભૂતકાળ (ગયેલો કાળ) ક્યારથી શરૂ થયો? તેનો પ્રારંભ જેમ નથી અર્થાત્ અનાદિ છે, તેમ જીવોને કર્મબંધ ક્યારથી થયો? તેનો પ્રારંભ નહીં હોવાથી તે બંધ પણ અનાદિ છે. તેમ જ વળી જીવો પ્રથમ અબદ્ધ-બંધરહિત હતા અને પછી તેમને બંધ થયો એમ માનીએ, તો સિદ્ધના જીવો પણ અબદ્ધ છે તેથી તેમને પણ ફરીથી બંધની પ્રાપ્તિ થવી જોઈએ. તેમ થાય તો તો મુક્તિનો જ અભાવ થઈ જાય, અને તેથી કરીને બદ્ધ અને મુક્ત (સિદ્ધ) જીવો વચ્ચે કાંઈ પણ તફાવત રહે નહિ

અહીં કોઈ શંકા કરે કે-જ્યારે બંધ અનાદિ છે, ત્યારે તેનું કારણ કાંઈ પણ નહીં હોવાથી તે બંધ સ્વાભાવિક કહેવાશે. અને એમ કહેવાથી સ્વાભાવિકપણાને લીધે જ તે બંધનો મોક્ષ પણ નહિ થાય. આનો ઉત્તર આપે છે કે-બંધ અનાદિ છતાં પણ સુવર્ણ અને પત્થરના દૃષ્ટાંતવડે બંધનો વિયોગ સંભવે છે. એટલે કે-જેમ સુવર્ણ અને પત્થર-માટીનો સંયોગ અનાદિકાળનો છે, તો પણ અગ્નિના સંયોગથી તેનો વિયોગ થઈ કેવળ સુવર્ણ જુદું પડે છે, તેમ તપઆદિક ક્રિયાના સંયોગથી બંધનો વિનાશ થઈ આત્મા કેવળ શુદ્ધ નિર્લેપ થઈ રહે છે. તેમાં કાંઈ પણ વિરોધ દેખાતો નથી.

ફરી શંકા કરે છે કે-"પ્રથમ અબદ્ધ જીવને દિદૃક્ષા એટલે જોવા-જાણવાની ઈચ્છા પ્રગટ થવાથી તેને બંધ થાય છે, અને બદ્ધ થઈને

પછી મુક્ત થયેલાને તે દિદૃક્ષા ઉત્પન્ન થતી નથી તેથી તેને ફરીથી બંધ થશે નહીં. એ રીતે માનવાથી બદ્ધમુક્તનો તફાવત રહેશે અને કાંઈ દોષ આવશે નહીં માટે બંધને સાદિ (આદિ સહિત) માનવો યોગ્ય છે." આ શંકાનો ઉત્તર આપે છે કે-પ્રથમ અબદ્ધ જીવ ઇંદ્રિયરહિત હોવાથી તેને દિદૃક્ષા ઉત્પન્ન થાય જ નહિ, કેમકે જોવાની ઇચ્છા તે દિદૃક્ષા કહેવાય છે, જે ઇંદ્રિયોથી જ થઈ શકે છે. ફરી શંકાકાર કહે છે કે-તે દિદૃક્ષા સ્વાભાવિક જ કહીશું, એટલે કે-આત્માનો ધર્મ માની આત્માની સાથે જ રહેલી છે એમ માનવામાં શો દોષ છે? તેનો ઉત્તર આપે છે કે-જો દિદૃક્ષાને સ્વાભાવિક માનીશું, તો જેમ ચૈતન્ય સ્વાભાવિક હોવાથી તેની કદાપિ નિવૃત્તિ થતી નથી, તેમ દિદૃક્ષા પણ સ્વાભાવિક હોવાથી તેની કદાપિ નિવૃત્તિ-અભાવ થશે નહીં. છતાં દિદૃક્ષાની નિવૃત્તિ થશે એમ એમ માનીએ તો તે આત્માથી જુદી નહીં હોવાથી આત્માનું સ્થાન જ નહીં રહે, અર્થાત્ તેની નિવૃત્તિ સાથે જ આત્માની પણ નિવૃત્તિ-અભાવ થશે

તે જ બાબત કહે છે:—

**न चान्यथा तस्यैषा, न भव्यत्वतुल्या न्यायेन, न केवलजीवरूपमेतत्, न भावियोगापेक्षया तुल्यत्वं, तदा केवलत्वेन सदाऽविशेषतः, तथास्वभावकल्पनमप्रमाणमेव । एष एव दोषः परिकल्पितायां, परिणामभेदाद्बन्धादिभेद इति साधु । सर्वनयविशुध्ध्या निरुपचरितोभयभावेन । नात्मभूतं कर्म । न परिकल्पितमेतत् । नैवं भवादिभेदः । न भवाभाव एव सिद्धिः ॥**

અન્યથા, એટલે જો દિદૃક્ષાની નિવૃત્તિ થયા છતાં પણ આત્માનું સ્થાન રહેતું હોય-આત્મા રહેતો હોય, તો તે દિદૃક્ષા આત્માની નહીં કહેવાય. અહીં કોઈ શંકા કરે કે-આત્મા અને દિદૃક્ષાનો અભેદ છતાં પણ જેમ મોક્ષ પ્રાપ્ત થતાં ભવ્યત્વ નિવૃત્ત-થાય છે,

તેમ દિદક્ષા પણ નિવૃત્ત થશે તેથી કાંઈ દોષ આવશે નહીં, અર્થાત્ આત્માનું સ્થાન રહેશે. તે ઉપર આચાર્ય મહારાજ જવાબ આપે છે કે–આ દિદક્ષા ન્યાયથી જોતાં ભવ્યત્વ જેવી નથી, કેમકે–આ ભવ્યત્વ કેવળ–સર્વથા જીવરૂપ નથી અને દિદક્ષા તો કેવળ જીવરૂપ જ છે ( તેથી મોક્ષમાં ભવ્યત્વ નહીં રહે, પણ દિદક્ષા તો રહેશે. ); કારણ કે–ભાવી યોગની અપેક્ષાએ ( મહદાદિકનો યોગ કોઈ વખત થયો નથી, હજુ હવે થવાનો છે એ અપેક્ષાએ. ) શુદ્ધ આત્માને જ્યારે મહદાદિક–મહાતત્ત્વ, અહંકાર વિગેરેનો સંબંધ થાય છે, ત્યારે કેવળ–માત્ર એકલી સ્વાભાવિક દિદક્ષા જ હોય છે : તેથી દિદક્ષા અને ભવ્યત્વ એ બંને સરખા નથી. તેમાં યુક્તિ એ છે કે–જ્યારે ભાવી યોગ નહોતો ત્યારે કેવળ–એકલી સ્વાભાવિક જ દિદક્ષા હતી, તેથી કેવલત્વને લીધે જ સ્વાભાવિકપણું હોવાથી ત્યાર પછી પણ એટલે સંસારથી મુક્ત થયા પછી પણ દિદક્ષા હોવી જ જોઇશે. તેની નિવૃત્તિ થઈ શકશે નહીં. આ જવાબ ઉપર શંકાકાર કહે છે કે–આ દિદક્ષાનો એવો જ સ્વભાવ છે કે–તે દિદક્ષા મહદાદિકનો યોગ થયા પછી, તેમાં વિકાર જોવાને લીધે કેવળ અવસ્થામાં એટલે મુક્તાવસ્થામાં નિવૃત્ત થશે. તે ઉપર આચાર્ય મહારાજ કહે છે કે–કેવળપણું સમાન છતાં આવા સ્વભાવની જે કલ્પના કરવી, એટલે કે–એક કેવળ–અવસ્થામાં દિદક્ષાનો ભાવ અને એક કેવળ–અવસ્થામાં દિદક્ષાનો અભાવ, આવી જે કલ્પના કરવી તે અપ્રમાણ જ છે : કેમકે–એમ માનવાથી તો આત્માથકી દિદક્ષા ભિન્ન થઈ જશે–બંનેનો અભેદ રહેશે નહિ. માટે આવી કલ્પિત દિદક્ષા માનવામાં પ્રમાણનો અભાવ–અપ્રમાણરૂપ દોષ આવે છે, તેથી તેવી કલ્પના અકિંચિત્કર છે. તેથી કરીને આત્માના પરિણામના ભેદથી બંધાદિકનો એટલે બંધ અને મોક્ષનો ભેદ માનવો એજ ન્યાયયુક્ત છે; અર્થાત્ આત્માના અમુક પરિણામથી બંધ અને અમુક પરિણામથી બંધ અને અમુક પરિણામથી મોક્ષ થાય છે. આ રીતે સર્વ નયની વિશુદ્ધિએ કરીને ઉપચાર રહિત એટલે યથાર્થપણે બંધ અને મોક્ષ એ બંને સિદ્ધ થાય છે.

---

આ દ્રવ્યાસ્તિકનયના મતની અપેક્ષાએ પ્રરૂપણા કરી. હવે પર્યાયાસ્તિકનયની અપેક્ષાએ કહે છે. કર્મ આત્મભૂત એટલે જ્ઞાનસ્વરૂપ નથી તથા તે કર્મ કલ્પિત પણ નથી એટલે અસત્ વાસનાદિરૂપ પણ નથી, કેમકે-એ પ્રમાણે કર્મને જ્ઞાનસ્વરૂપ કે કલ્પિત માનવાથી ભવ અને મોક્ષનો ભેદ થઈ શકશે નહીં. તથા વળી કોઈ ભવના અભાવને જ મુક્તિરૂપ માને છે, એટલે કે-બુઝાઈ ગયેલા દીવાની જેમ આત્માના સંતાનનો જે ઉચ્છેદ-વિનાશ એજ મુક્તિ, એમ જે માનવું તે પણ અસત્ય છે.

આ વિષે યુક્તિ કહે છે.

**न तदुच्छेदेऽनुत्पादः । नैव समञ्जसत्वं । नानादिवान् भवः । न हेतुफलभावः । तस्य तथास्वभावकल्पनमयुक्तं निराधारोऽन्वयः कुतो नियोगेन । तस्यैव तथाभावे युक्तमेतत् सूक्ष्ममर्थपदमेतत् विचिन्तितव्यं महाप्रज्ञयेति ॥**

સંતાનના ઉચ્છેદને મોક્ષ માનવામાં સંતાનનો ઉચ્છેદ થયા પછી પણ તે સંતાનની ફરીથી ઉત્પત્તિ થશે, એટલે કે-જેમ છતા સતાનનો પણ ઉચ્છેદ-વિનાશ થાય તેમ અછતા સંતાનની ઉત્પત્તિ પણ થાય, એમ માનવામાં કાંઇ પણ વિરોધ નથી. ત્યારે શંકાકાર કહે છે કે-ભલે અછતા સંતાનની ઉત્પત્તિ થાય, તેમાં શો વિરોધ છે? ઉત્તર-એમ માનવું ન્યાયયુકત નથી, કેમકે-તેમ માનવાથી સંતાનની ઉત્પત્તિ કોઇક જ વખત થશે, તેથી અનાદિ ભવ સિદ્ધ નહિ થાય. તથા સંતાનના ઉચ્છેદનો છેલ્લો ક્ષણ અને ઉત્પત્તિનો પહેલો ક્ષણ-એ બંને કાર્ય અને કારણરૂપ નહિ હોવાથી છેલ્લો ક્ષણ હેતુરૂપ (કારણરૂપ) અને પહેલો ક્ષણ ફળરૂપ (કાર્યરૂપ) નહીં થાય. અહીં શંકાકાર કહે છે કે-'તથાપ્રકારનો જ તેનો સ્વભાવ માનીશું.' તો તે વિષે પણ આચાર્ય મહારાજ કહે છે કે-તે સંતાનનો તેવો જ સ્વભાવ છે. એવી જે કલ્પના કરવી તે અયોગ્ય છે, કેમકે-તેવી કલ્પનાથી તો તે સંતાન અવશ્ય (કેવળ) નિરાધાર

થઇ જાય છે એટલે કે–'સ્વ' એટલે પોતાનો 'ભાવ' એટલે સત્તા તે સ્વભાવ કહેવાય છે. તેથી તે સંતાન નિવૃત્તિ સ્વભાવવાળો પણ કહેવો અને પોતાની સ્વભાવિક સત્તાવાળો પણ કહેવો, એ રીતે તો સ્વભાવ શબ્દનો અર્થ જ નહીં રહેવાથી તે અવશ્ય નિરાધાર જ થઈ જાય છે; તેથી કરીને આત્માના જ તથાપ્રકારના સ્વભાવની કલ્પના કરવી યોગ્ય છે. આ સૂક્ષ્મ અર્થપદ છે. મહાપ્રજ્ઞાવડે વિચારવા યોગ્ય છે. અન્યથા તે સમજાવું અશક્ય છે.

આ પ્રમાણે પ્રાસંગિક બાબત જણાવી. હવે પ્રસ્તુત (ચાલતી બાબત) કહે છે.

अपर्यवसितमेव सिद्धसौख्यं । अत एवोत्तममिदं । सर्वथाऽनुत्सुकत्वे ( सति ) अनन्तभावात् । लोकान्तसिद्धिवासिन एते । यत्र चैकस्तत्र नियमादनन्ताः । अकर्मणो गतिः पूर्वप्रयोगेणालाबुप्रभृतिज्ञाततः । नियमोऽत एवास्पृशद्गत्या गमनं । उत्कर्षविशेषत इयं । अव्युवच्छेदो भव्यानामनन्तभावेन । एतदनन्तानन्तकं । समया अत्र ज्ञातं । भव्यत्वं योगतामात्रमेव केषाञ्चित् प्रतिमायोग्यदारुनिदर्शनेन । व्यवहारमतमेतत् । एषोऽपि तत्त्वाङ्गं प्रवृत्तिविशोधनेनानेकान्तसिद्धितो निश्चयाङ्गभावेन । परिशुद्धस्तु केवलं । एषाऽऽज्ञा इह भगवतः समन्तभद्रा त्रिकोटिपरिशुध्ध्याऽपुनर्बंधकादिगम्या ॥

આ પ્રમાણે સિદ્ધિનું સુખ અનંતુ છે. એજ કારણ માટે ઉત્સુકતારહિતપણું અને અનંતપણું હોવાથી આ સિદ્ધસુખ સર્વોત્કૃષ્ટ છે. આવા સુખવાળા તે સિદ્ધજીવો ચૌદ રજ્જુપ્રમાણલોકને અંતે રહેલા સિદ્ધિ નામના ક્ષેત્રમાં (સિદ્ધશિલા ઉપર) વસનારા છે. કેવી રીતે રહેલા છે? તે કહે છે કે-જ્યાં એક સિદ્ધનો જીવ રહેલો છે, ત્યાં નિશ્ચે બીજા અનંતા સિદ્ધજીવો રહેલા છે. તે વિષે કહ્યું છે કે-"જ્યાં એક સિદ્ધ છે, ત્યાં ભવના ક્ષયથી મુક્ત થયેલા અનંત સિદ્ધ પરમાત્માઓ સુખને પામ્યા સતા અન્યોન્ય બાધાપીડારહિત પરમાનંદમાં ઝીલતા રહેલા છે." અહીં કોઈ શંકા કરે

કે-કર્મરહિત થયેલા જીવની લોકાંત સુધી ગતિ શી રીતે હોય? ઉત્તર આપે છે કે-કર્મરહિત થયેલા સિદ્ધની અહીંથી લોકાંત સુધી ગતિ તથાપ્રકારના સ્વભાવને લીધે પૂર્વપ્રયોગે કરીને થઇ શકે છે (જેમ ધનુષથી છૂટેલું બાણ પૂર્વપ્રયોગે કરીને દૂર સુધી જાય છે તેમ.) તથા અલાબુ એટલે તુંબડાંને આઠ માટીના લેપ કરી પાણીમાં મૂકીએ તો તે તળીએ જઇને બેસે છે, પછી તેના લેપ અનુક્રમે દૂર થવાથી તે ઉપર આવતું જાય છે, અને આઠેય લેપ દૂર થવાથી તે છેક પાણીની ઉપર આવી જાય છે, તેમ જ્ઞાનાવરણીય આદિ આઠે કર્મરહિત થયેલો જીવ લોકને છેડે પહોંચે છે. શંકા-સિદ્ધક્ષેત્રથી પણ ઉંચે તેનું ગમન કેમ થતું નથી? ઉત્તર-તે અલાબુના દૃષ્ટાંતથી જ જેમ જળ ઉપર આવ્યા પછી તેની ઉપર જતું નથી, તેમ સિદ્ધના જીવો લોકાંતે પહોંચ્યા પછી આગળ ધર્માસ્તિકાય ન હોવાથી તેની ગતિ થઈ શકતી નથી. શંકા-ઉપરાઉપર મૂકેલા કમળના સો પત્રને વિંધવાના દૃષ્ટાંતવડે પણ એક સમયમાં તેની તેટલી મોટી ગતિ શી રીતે થઈ શકે? ઉત્તર-સિદ્ધના જીવ અસ્પર્શમાન ગતિવડે એટલે કોઇને સ્પર્શ કર્યા વિના જ સિદ્ધક્ષેત્ર પ્રત્યે જાય છે, અને આ કમળપત્ર વિંધવાનું દૃષ્ટાંત તો સ્પર્શવાળી ગતિની અપેક્ષાએ છે તેથી તે દૃષ્ટાંત અહીં ઘટતું નથી. શંકા-ત્યારે આવી અસ્પૃશત્ ગતિ શી રીતે સંભવે? ઉત્તર-વિશેષ પ્રકારની ઉત્કૃષ્ટ ગતિ (ગમન ઉત્કર્ષ) હોવાથી આવી અસ્પૃશત્ ગતિ સંભવે છે. શંકા-સિદ્ધના જીવ તો ફરીથી કોઈ પણ વખત સંસારમાં આવવાના નથી અને કાળ અનાદિ છે, તેથી પ્રાયઃ છ માસની અંદર (અર્થાત્ અમુક વખતે) અનેક જીવોની સિદ્ધિ થવાથી ભવ્યજીવ કોઈ બાકી સંસારમાં રહેશે નહીં. ઉત્તર-તથાપ્રકારે એટલે શ્રેણિબંધ ભવ્યજીવો સિદ્ધિમાં જાય છે, તો પણ અહીં જીવો અનંતાનંત હોવાથી ભવ્યનો વિચ્છેદ થશે નહીં. શંકા-વનસ્પત્યાદિકને વિષે અનંતકાળની કાયસ્થિતિ છે તો પણ તેનો ક્ષય થાય છે, તેમ અનંતી ભવ્યરાશિનો પણ ક્ષય કેમ નહીં થાય? ઉત્તર-આ ભવ્યજીવોનું અનંતક સમયની જેમ અનંતાનંતક છે, એટલે કે-જેમ

ક્ષણે ક્ષણે સમયોનો અતિક્રમ થતાં છતાં પણ અનંતાનંતક હોવાથી તેનો ક્ષય થવાનો નથી, તેમ ભવ્યજીવનો પણ ક્ષય થવાનો નથી. શંકા-" વીતી ગયેલી ઋતુઓ ફરી ફરીને આવે છે અને ક્ષય પામેલો ચંદ્ર પણ ફરી ઉદય પામે છે, પરંતુ નદીનું જળ અને મનુષ્યનું આયુષ્ય એ ગયું છતું પાછું આવતું નથી. " આ પ્રમાણે પંડિતોએ કહ્યું છે, છતાં કેમ કહેવાય છે કે-ગયો કાળ પાછો આવતો નથી ? ગયેલો કાળ તો પાછો આવે છે. ઉત્તર-એ તો માત્ર વ્યવહારથી જ કહેવાય છે, કેમકે-તેજ કાળ પાછો આવતો નથી, માત્ર તે નામની ઋતુ વિગેરે આવે છે. જો કાળ પાછો આવતો હોય તો કાળનો સ્વભાવ બાલ્યાદિક અવસ્થા કરનાર હોવાથી તે બાલ્યાદિક અવસ્થા જ નિવૃત્ત નહીં થાય, અથવા નિવૃત્ત થયેલી ફરીથી પાછી આવશે. માટે ગયેલો કાળ પાછો આવે છે એમ સમજવું નહીં.

વળી આ ભવ્યત્વ કેટલાક જીવોને યોગ્યતા માત્ર જ હોય છે, એટલે કે-તેઓ ભવ્ય છતાં કદાપિ સિદ્ધિપદ પામવાના જ નથી. શંકા-એમ જો છે તો અભવ્યમાં અને ભવ્યમાં શો તફાવત ? જેમ પ્રતિમા કરી શકાય એવું ગાંઠ આદિક દોષરહિત કાષ્ઠ છતાં પણ તેવી સામગ્રી નહિ મળવાથી તેની પ્રતિમા થતી નથી, તેમ તેવા ભવ્યો (જાતિભવ્યો) સામગ્રી નહીં મળવાથી મોક્ષ સાધી શકવાના નથી. આ સર્વ હકીકત વ્યવહારનયને આશ્રી કહી છે. આ વ્યવહાર-નય પણ અહીં તથાપ્રકારની યોગ્યતાની બુદ્ધિનું ઉત્તમ કારણ હોવાથી તત્ત્વાંગ એટલે પરમાર્થનું (મોક્ષનું) અંગ છે. તેવા સ્વભાવનો વિશેષ ન હોય, તો પ્રતિમા યોગ્ય કાષ્ઠની જેમ અયોગ્ય કાષ્ઠને વિષે પણ તેવી એટલે અયોગ્યતાવાળી બુદ્ધિ નહીં થાય, ઈત્યાદિ સવિસ્તર અન્ય ગ્રંથથી જાણવું. અહીં તો શુદ્ધ ક્રિયાનુષ્ઠાનને આશ્રીને કહ્યું છે કે-આ વ્યવહારનય પણ તત્ત્વાંગ છે. તે વિષે કહ્યું છે કે-" જો તું જિનમતને અંગીકાર કરતો હો તો તું વ્યવહાર અને નિશ્ચય-એ બંને નયને તજીશ નહિ, કારણ કે-વ્યવહારનયનો ઉચ્છેદ થવાથી અવશ્ય નિશ્ચયનયનો (અથવા મતાંતરે તીર્થનો) પણ ઉચ્છેદ થશે. "

વ્યવહારનય પણ મોક્ષનું અંગ છે, કેમકે-તે વ્યવહારનય પ્રવ્રજ્યાદિક આપવાથી (આપનાર હોવાથી) પરલોક સંબંધી પ્રવૃત્તિને શુદ્ધ કરે છે, અને સ્યાદ્વાદ-અનેકાંત મતની સિદ્ધિ થવાથી તથા નિશ્ચયનયનું અંગ હોવાથી તત્ત્વાંગ-પરમાર્થ જે મોક્ષ તેનું અંગ છે. આવી વ્યવહારનયની પ્રવૃત્તિથી અપૂર્વકરણાદિકની પણ પ્રાપ્ત થાય થાય છે અને પરિશુદ્ધ (નિશ્ચય) નય તો કેવળ-માત્ર આજ્ઞાની અપેક્ષાવાળો પુષ્ટાલંબનરૂપ છે. આવી વ્યવહાર અને નિશ્ચયગર્ભિત અથવા સર્વ પંચસૂત્રમાં કહેલી ભગવાનની આજ્ઞા અહીં કષ, છેદ અને તાપરૂપ ત્રણ કોટિની શુદ્ધિવડે સમંતભદ્ર એટલે સર્વથા નિર્દોષ છે, તથા અપુનર્બંધક, માર્ગાભિમુખ અને માર્ગપતિત (ધર્મમાર્ગે ચાલેલો) વિગેરે જીવોએ જ જાણી શકાય તેવી છે. જેઓ ઉત્કૃષ્ટ કર્મસ્થિતિને ખપાવે છે અને ફરીથી તેવી ઉત્કૃષ્ટ કર્મસ્થિતિને બાંધવાના નથી તેઓ અપુનર્બંધક (સમકિતદૃષ્ટિ) કહેવાય છે. તેઓ દૃઢ પ્રતિજ્ઞા અને સત્-અસત્નો વિચાર વિગેરે કરનારા હોય છે, તેથી તેઓ જ ભગવાનની આજ્ઞાને જાણી-સમજી શકે છે. પરંતુ જેમને કેવળ સંસાર જ પ્રિય છે, એવા ભવાભિનંદી જીવો જાણી શકતા નથી. તેમને તો વિષયોનો જ પ્રતિભાસ થાય એવું જ્ઞાન થાય છે.

અપુનર્બંધક વિગેરેનું લક્ષણ કહે છેઃ—

**एतत्प्रियत्वं खल्वत्र लिङ्गं, औचित्यप्रवृत्तिविज्ञेयं संवेगसाधकं नियमात् । नैषाऽन्येभ्यो देया लिङ्गविपर्ययात्तत्परिज्ञा । तदनुग्रहार्थं-मामकुम्भोदकन्यासज्ञातेन, एषाकरुणेत्युच्यते । एकान्तपरिशुद्धाऽविराधनाफला त्रिलोकनाथबहुमानेन निःश्रेयससाधिका, इति प्रव्रज्याफलसूत्रम् ॥**

*　　　　*　　　　*

જેને ભગવાનની આજ્ઞા ઉપર-પ્રવચન ઉપર પ્રીતિ હોય તથા જે તેનું શ્રવણ, અભ્યાસ વિગેરે કરતા હોય, તે અપુનર્બંધાદિક જાણવા. અર્થાત્ પ્રવચન સંબંધી પ્રીતિ, શ્રવણ અને અભ્યાસ એ

અપુનર્બંધાદિકનું લિંગ–ચિહ્ન–લક્ષણ છે. તે આજ્ઞાપ્રિયત્વ પણ આજ્ઞાના આરાધનવડે તેનું બહુમાન કરવાથી ઉચિત પ્રવૃત્તિએ કરીને જાણી શકાય છે. ઉચિત પ્રવૃત્તિ વિના આજ્ઞાપ્રિયત્વ હોય તો તે મોહ જ કહેવાય છે. વળી તે આજ્ઞાપ્રિયત્વ અવશ્ય સંવેગને સાધનાર છે, એટલે કે–જેને ભગવાનની આજ્ઞા પ્રિય હોય તેને અવશ્ય સંવેગ પ્રાપ્ત થાય છે. આથી કરીને આ ભગવાનની આજ્ઞા અપુનર્બંધાદિક વિના બીજા ભવાભિનંદી જીવોને આપવા લાયક નથી–ઉપદેશ કરવા લાયક નથી. જેનામાં અપુનર્બંધાદિકનાં ચિહ્ન વિપરીતપણે હોય અર્થાત્ તેનાથી વિપરીત લક્ષણો હોય, તે ભવાભિનંદી જીવ છે એમ જાણી શકાય છે. કહ્યું છે કે–" ક્ષુદ્ર, લોભી, દીન, મત્સરી, ભયવાન, શઠ, (મૂઢ), અજ્ઞાની અને નિષ્ફળ આરંભ કરનારો જીવ ભવાભિનંદી કહેવાય છે." આ ભવાભિનંદીને ભગવાનની આજ્ઞા શા માટે ન આપવી ? તે ઉપર કહે છે કે–તેના પર અનુગ્રહને માટે એટલે તેના હિતની ખાતર જ તે આજ્ઞા આપવી યોગ્ય નથી. જેમ કાચા માટીના ઘડામાં જળ નાંખ્યું હોય તો તે જળ તે ઘડાનો જ વિનાશ કરે છે, તેમ અયોગ્ય જીવને આપેલું આગમ (સિદ્ધાંત)નું રહસ્ય તેનો વિનાશ (અહિત) કરે છે. કહ્યું છે કે–" જેની મતિ પ્રશાંત–સ્થિર ન હોય તેને જે શાસ્ત્રનું રહસ્ય કહેવું તે નવા જ્વરવાળાને ઔષધ આપવાની જેમ અહિતને માટે જ થાય છે." આ કારણથી અયોગ્યને આ આજ્ઞા ન આપવી એ તેના પરની કરૂણા જ કહેવાય છે, કેમકે–આ કરૂણા તેના અહિતનું નિવારણ કરવાથી એકાંત શુદ્ધ છે; અને તેથી કરીને જ સમ્યક્ વિચારને લીધે અવિરાધનાનું ફળ આપનારી છે. આવી કરૂણા આગમરહસ્ય જાણનાર જ કરી શકે છે, તેથી તેનું ભગવાનને વિષે બહુમાન હોય છે અને તેથી જ સાનુબંધ શુભપ્રવૃત્તિને લીધે તેવી કરૂણા મોક્ષને સાધી શકે છે.

આ પ્રમાણે પ્રવ્રજ્યાના ફળને કહેનારૂં પાંચમું સૂત્ર સમાપ્ત થયું.

* * *

હવે ટીકાકાર શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજા પોતે પ્રાર્થના કરે છે કે—

**ભગવતી શ્રુતદેવતાને નમસ્કાર હો ! નમસ્કાર કરવા લાયક સર્વ પૂજ્યોને નમસ્કાર હો ! વંદન કરવા લાયક સર્વેને વંદન હો ! સર્વ ઉપકારી મહાત્માઓનું વૈયાવચ્ચ ઇચ્છીએ છીએ. આ સર્વના પ્રભાવથી ધર્મમાં મારી ઔચિત્ય પ્રવૃત્તિ હો ! સર્વ જીવો સુખી થાઓ ! સર્વ જીવો સુખી થાઓ ! સર્વ જીવો સુખી થાઓ ! ઇતિશમ્ શ્રીરસ્તુ.**

શ્રી પંચસૂત્ર છાયા—વ્યાખ્યા સહિત સંપૂર્ણ.

  

श्री चिरन्तनाचार्यविरचितम्

# श्री पञ्चसूत्र–( मूलम् )।

## १–पावपडिग्घाय गुणबीजाहाण सुत्तं ।

णमो वीअरागाणं सव्वन्नूणं देविंदपूइआणं जहट्ठिअवत्थुवाईणं तेलुक्कगुरूणं अरुहंताणं भगवंताणं ॥

जे एवमाइक्खंति–इह खलु अणाइजीवे, अणाइ जीवस्स भवे, अणाइ कम्मसंजोगनिव्वत्तिए, दुक्खरूवे, दुक्खफले, दुक्खाणुबंधे ॥

एअस्स णं वुच्छित्ती सुद्धधम्माओ, सुद्धधम्मसंपत्ती पावकम्मविगमाओ, पावकम्मविगमो तहाभव्वत्ताइभावओ ॥

तस्स पुण विवागसाहणाणि–चउसरणगमणं, दुक्कडगरिहा, सुकडाण सेवणं । अओ कायव्वमिणं होउकामेणं सया सुप्पणिहाणं भुज्जो भुज्जो संकिलेसे तिकालमसंकिलसे ॥

जावज्जीवं मे भगवंतो परमतिलोगनाहा अणुत्तरपुन्नसंभारा, खीणरागदोसमोहा, अचिंतचिंतामणी, भवजलहिपोआ एगंतसरणा अरहंता सरणं ॥

तहा पहीणजरामरणा अवेअकम्मकलंका पणट्ठवाबाहा केवलनाणदंसणा सिद्धिपुरनिवासी निरुवमसुहसंगया, सव्वहा कयकिच्चा सिद्धा सरणं ॥

तहा पसंतगंभीरासया, सावज्जजोगविरया, पंचविहायारजाणगा, परोवयारनिरया, पउमाइनिदंसणा झाणज्झयणसंगया विसुज्झमाणभावा साहू सरणं ॥

तहा सुरासुरमणुअपूइओ, मोहतिमिरंसुमाली, रागदोसविसपरमंतो, हेऊ सयलकल्लाणाणं, कम्मवणविहावसू, साहगो सिद्धभावस्स, केवलिपण्णत्तो धम्मो जावज्जीवं मे भगवं सरणं ॥

सरणमुवगओ अ एएसिं, गरहामि दुक्कडं ॥

जण्णं अरहंतेसु वा, सिद्धेसु वा, आयरिएसु वा, उवज्झाएसु वा, साहुसु वा, साहूणीसु वा अन्नेसु वा धम्मट्ठाणेसु माणणिज्जेसु पूअणिज्जेसु, तहा माईसु वा, पिईसु वा, बंधुसु वा, मित्तेसु वा, उवयारिसु वा, ओहेण वा जीवेसु मग्गट्ठिएसु, अमग्गट्ठिएसु मग्गसाहणेसु अमग्गसाहणेसु, जं किंचि वितहमायरिअं अणायरिअव्वं अणिच्छिअव्वं पावं पावाणुबंधि सुहुमं वा बायरं वा मणेण वा वायाए वा काएण वा, कयं वा काराविअं वा, अणुमोइअं वा, रागेण वा दोसेण वा मोहेण वा, इत्थ वा जम्मे जम्मंतरेसु वा, गरहिअमेअं दुक्कडमेअं उज्झिअव्वमेअं विआणिअं मए कल्लाणमित्तगुरुभगवंतवयणाओ एवमेअं ति रोइअं सद्धाए, अरिहंतसिद्धसमक्खं गरहामि अहमिणं दुक्कडमेअं उज्झिअव्वमेअं । इत्थ मि च्छामि दुक्कडं, मि च्छामि दुक्कडं, मि च्छामि दुक्कडं ॥

होउ मे एसा सम्मं गरिहा । होउ मे अकरणनिअमो । बहुमयं ममेअं ति इच्छामि अणुसट्ठिं अरहंताणं भगवंताणं गुरुणं कल्लाणमित्ताणं ति ॥

होउ मे एएहिं संजोगो, होउ मे एसा सुपत्थणा, होउ मे इत्थ बहुमाणो, होउ मे इओ मुक्खबीअं ति ॥

पत्तेसु एएसु अहं सेवारिहे सिआ, आणारिहे सिआ, पडिवत्तिजुत्ते सिआ, निरइआरपारगे सिआ ॥

संविग्गो जहासत्तीए सेवेमि सुकडं । अणुमोएमि सव्वेसिं अरहंताणं अणुट्ठाणं । सव्वेसिं सिद्धाणं सिद्धभावं । सव्वेसिं आयरिआणं आयारं । सव्वेसिं उवज्झायाणं सुत्तप्पयाणं । सव्वेसिं साहूणं साहु-

કંટક વિઘ્ન

તાત્પર્ય એ કે—માર્ગે જવા નીકળેલ મનુષ્યને કદાચિત્ માર્ગમાં કાંટાઓ, કાંકરાઓ, પત્થરાઓ પગમાં ખૂંચે-લાગે, છતાં કાંઈક હિંમતી અને સમર્થ મનુષ્ય એ સર્વને અલગ કરી, સાવચેતી રાખી, જોઈ જોઈને પગ મૂકતો, જરાયે ખેદ ન કરતો પોતાના સ્થાને પહોંચે છે. અહીં સ્વીકાર કરેલા ધર્મપ્રતિજ્ઞાના પાલન કરવામાં પ્રવર્તનારને કદાચિત્ કાંટા આદિ સમાન ઠંડી, ગરમી, ક્ષુધા, પિપાસા, ડાંસ, મચ્છર, યાચના આદિ પરિષહો પ્રાપ્ત થાય, જે પરિષહો આવવાથી આત્મા ત્રાસ પામે, કંટાળી જાય, ચલિત પરિણામી થાય, મેઘકુમાર મુનિની માફક આર્ત્તધ્યાન કરે. એથી જ ધર્મસ્થાનથી આત્માને આ પરિષહો યતકિંચિત્ ખસેડનાર હોવાથી આ પરિષહો હીનવિઘ્નં કંટક તુલ્ય કહ્યા. હીનતા એટલા માટે કે—આ પરિષહોનો આત્મા સ્હેજે વિજય કરી શકે છે. સ્વાર્થથી કે લાલચથી પણ લોકો કાંઈ આવા દુઃખોને ગણતા નથી. જે લોકો આ વિઘ્નોનો વિજય કરી આગળ વધે એટલે પોતાની ધર્મવિષયક પ્રતિજ્ઞાનું રક્ષણ કરે, વિઘ્નોથી કદાપિ ન ડરે, કિન્તુ આનંદ સાથે તેની સામે ખડા રહે તેજ યોગ્ય છે.

જ્વર વિઘ્ન

તથા તેજ મનુષ્ય કાંટા આદિથી નહીં ડરતો આગળ વધતા માર્ગમાં જો તેને બુખાર—તાવ આવી જાય, તો તે આગળ વધવામાં હિંમત હારી જાય છે. એટલે આગળ જવાની ઇચ્છા છતાં બુખારના કારણથી જઈ શકતો નથી. છતાં જવાને થોડું-ઘણું સાહસ કરે તો પણ તેના પગ બરાબર ચાલતા નથી. એટલે કાંટાના વિઘ્નને જીતવા પુરતું જે બળ હોય, તેના કરતાં પણ તીવ્ર અધિક બળ જ્યારે હોય ત્યારે જ તે આગળ વધી શકે. એ પ્રમાણે અહીં ધર્મ-પ્રતિજ્ઞા સ્વીકાર્યા પછી કદાપિ શરીર સંબંધી અનેક વ્યાધિઓ આવી પડે. આથી ધર્મ આરાધવાની ઇચ્છા છતાં તે રોગોના કારણે ધર્મને પડતો મૂકે માટે આ વિઘ્નો વિશિષ્ટ અંતરાયભૂત હોવાથી

મધ્યમ વિઘ્નો બુખાર તુલ્ય કહ્યા. કિન્તુ જે પુરૂષ ગમે તેવા વ્યાધિના સમયમાં પણ પોતાની ધર્મપ્રતિજ્ઞાઓ અચળ રાખી નિત્ય કર્ત્તવ્ય-નિયમોમાં ખામી આવવા ન દે અને વિશિષ્ટ ઉત્સાહથી શુભધર્મની આરાધના કરે, તો જ દર્શાવ્યા પ્રમાણે કંટકતુલ્ય હીન વિઘ્નજય અને જ્વરતુલ્ય મધ્યમ વિઘ્નજય નામે શુભ આશયનો આવિર્ભાવ થયો છે તેવું જાણી શકાય. આવું અદ્ભૂત બળ પ્રાપ્ત થવાથી જ પ્રથમ કહ્યા પ્રમાણે 'પ્રવૃત્તિ' નામક આશયની સફળતા થાય છે.

### મોહજય વિઘ્ન

ફરી તે મનુષ્યને માર્ગમાં આંધી, રજોવૃષ્ટિ, જલવૃષ્ટિ અને ધૂમસ વિગેરે હોય, તો તો ઉપરના બને પ્રકારના વિઘ્નો જીતવાનું સામર્થ્ય છતાં, ઘણા માણસો પૂર્વ-પશ્ચિમ વિગેરે દિશાઓ ભૂલી જવાથી માર્ગમાં જ ઇધર-ઉધર આથડયા કરે છે, ઉલટા માર્ગ પર ચડી જાય છે અગર તો નાહિંમત થઈ બેસી જાય છે, પાછા ફરી જાય છે: કિન્તુ વિવેકી પુરૂષ આવા સંયોગોમાં પણ વિશિષ્ટ વિચારો કરી પોતાની નિશ્ચળ બુદ્ધિની પરીક્ષાથી નિડરપણે આગળ વધ્યે જાય છે, અથવા બીજાઓથી માર્ગનું જ્ઞાન કરી-તેના પર વિશ્વાસ રાખી-તીવ્ર ઉત્સાહનું અવલંબન કરી માર્ગ સન્મુખ ચાલ્યો જાય છે. તથાપ્રકારે અહીં પણ ધર્મમાર્ગમાં ચાલતા થકા કદાચિત્ મિથ્યાત્વભાવના ઉદયથી ઘણા ધર્મોમાં કયો ધર્મ સત્ય હશે? જૈનધર્મના પ્રવર્તકો સર્વજ્ઞ હતા કે નહીં? ધર્મનું ફળ બીજા જન્મમાં મળશે કે નહીં? નિગોદ વિગેરે ભાવો કહ્યા છે તે શું સત્ય છે? અર્થાત્ યથાર્થતત્ત્વશ્રદ્ધાન ન થાય આવા આવા મનના સંશયો પેદા થાય, એટલે આત્મા તેનાથી વ્યાકુળ થઈ ધર્મમાં અસ્થિર પરિણામી થઇ જાય. સમ્યક્તયા ધર્મ આરાધન કરી શકે, નહીં, એટલે મિથ્યાત્વભાવના કારણથી આત્મા ધર્મપંથને છોડી અધર્મના માર્ગે ચડી જાય છે. માટે આ વિઘ્ન અનર્થકારી જાણી તેનો સર્વથા વિજય તેજ કરી શકે કે-સમ્યક્ ધર્મમાર્ગની પોતાની

અપૂર્વ શુદ્ધબુદ્ધિથી પરીક્ષા કરી ચલિત પરિણામી ન થાય, યા તો અન્ય ગુર્વાદિકો જે ધર્મમાર્ગ દર્શાવે તેના પર બરાબર શ્રદ્ધા-વિશ્વાસ રાખે અને મનના ખોટા અસદ્ભૂત સંશયોને આધીન ન થાય. આ ત્રણે પ્રકારના વિઘ્નો આત્માને ધર્મથી ભ્રષ્ટ કરે છે, જેથી આત્માની નિશ્ચલ પરિણતિ સ્થિર કરી, મનના વિભ્રમોનો નાશ કરી, જે ધર્મ આરાધન કરવાનું અદ્ભૂત બળ ધારણ કરે, કોઈ પણ વિઘ્નોથી પરાભૂત ન જ થાય, તેજ આત્મા ધર્મમાર્ગના ઇષ્ટ સ્થાન પ્રતિ પહોંચી શકે છે. આવા આશયનું નામ અત્ર '**વિઘ્નજય**' નામે ત્રીજો આશય કહ્યો છે.

અત્ર ત્રણ પ્રકારના વિઘ્નો પૈકી કંટક તુલ્ય શીત, ઉષ્ણ આદિ પરિષહ રૂપ હીન વિઘ્નો માત્ર ધર્મ આરાધનામાં આત્માને કાયર-પ્રમાદી બનાવે છે, અને જ્વર તુલ્ય રોગાદિરૂપ મધ્યમ વિઘ્નો ધર્મમાં પ્રવૃત્તિ કરવાની આત્માની ઇચ્છાઓને મંદ કરે છે, કિન્તુ આત્માને સર્વથા ધર્મભ્રષ્ટ કરી મિથ્યાત્વના માર્ગે ઘસડી શકતા નથી. એટલે તે વિઘ્નો અહીં સામાન્ય કોટીના જણાવ્યા. ત્યારે '**મોહજય**' નામે ઉત્કૃષ્ટ વિઘ્ન તો આત્માને અવળા માર્ગમાં ઉતારી નાંખે છે, એટલે આ વિઘ્નને નાશ કરવાનું સામર્થ્ય જેનામાં હોય તે આત્મા કદાપિ પ્રથમના બે પ્રકારના વિઘ્નોથી પરાભૂત થતો નથી. અને ઉપરના બંને વિઘ્નોથી જે પરાભવ પામે તે તો નિશ્ચયેન ત્રીજા નંબરના વિઘ્નથી પરાભૂત થાય જ, જેથી જ આ વિઘ્ન જીતવાની શક્તિ પ્રાપ્ત કરવી અધિક આવશ્યક ગણાય. કારણ કે-પ્રથમ કહ્યા પ્રમાણે ધર્મમાં ગતિ કરનારને વિઘ્ન તો જરૂર આવે, માટે વિઘ્નોથી ડરી ધર્મમાં ગતિ ન કરવી યા તો ધર્મ છોડી દેવો તેનું નામ ધર્મીપણું ન જ કહેવાય, પરંતુ ખરી રીતે વિઘ્નોની સામા થઈ ધર્મારાધન કરવું તે જ સત્ય ધર્મીપણું કહેવાય અને તો જ 'પ્રવૃત્તિ' નામક આશયનું ફળ પ્રાપ્ત થયું બરાબર ગણાય. અર્થાત્ આ 'વિઘ્નજય' કરવો એ અહીં 'પ્રવૃત્તિ' આશયનું પ્રધાન ફલ ગણ્યું છે. આથી જ મૂલ કર્તાએ કહ્યું '**प्रवृत्तिफलः**' સંક્ષેપમાં ઉપર કહ્યા પ્રમાણે

જેઓ વિઘ્નોનો વિજય કરી ધર્મમાં ' પ્રવૃત્તિ ' કરે તેઓમાં મૂખ્ય રીતે " **પ્રણિધાન, પ્રવૃત્તિ અને વિઘ્નજય** " આ આશયોનો આવિર્ભાવ થયો છે એમ પ્રવૃત્તિ દ્વારા જાણી શકાય.

એ રીતે વિઘ્નનો જય કર્યા પછી અવશ્ય પ્રસ્તુત ધર્મની સિદ્ધિ થાય, એ કારણથી ' સિદ્ધિ ' નામે ચતુર્થ આશયનું સ્વરૂપ ગ્રંથકર્તા અત્રે દર્શાવે છે.

**सिद्धिस्तत्तद्धर्मस्थाना-वाप्तिरिह तात्त्विकी ज्ञेया ।**
**अधिके विनयादियुता हीने च दयादिगुणसारा ॥ १० ॥**

**મૂલાર્થ**-પોતે અંગીકૃત તે તે ધર્મમર્યાદાઓની પ્રાપ્તિ તે જ અત્ર પરમાર્થભૂત ' સિદ્ધિ ' નામે આશય જાણવો. આ આશય ત્યારે જ થયો જાણવો કે-જ્યારે પોતાથી અધિક ગુણીજનો પર વિનય આદિ ગુણયુક્ત હોય અને ગુણહીન જનો પર અનુકંપાદિ ગુણપ્રધાન હોય.

<u>સિદ્ધિ-ભેદો</u>

**સ્પષ્ટીકરણ**—આશયો-પરિણામોના ભેદો પૈકી ' **સિદ્ધિ** ' નામે ચોથો આશય છે એ વાત આગળ જણાવી ગયા છીએ. ' **સિદ્ધિઃ**'-**નિષ્પત્તિઃ** સિદ્ધિ એટલે નિષ્પત્તિ-તૈયાર થવું. પ્રથમ તો ક્રિયામાં પ્રવર્તવું, વચમાં ઉદ્ભવતા વિઘ્નોનો વિજય કરવો, એટલે પછી બરાબર ક્રિયાની સિદ્ધિ-નિષ્પત્તિ થાય. આ રીતે આ આશયનો પૂર્વોક્ત આશયો સાથે અનંતર સંબંધ સારી રીતે બને છે, એટલે આશય અધિકારમાં આની ' વિઘ્નજય ' પછી સ્થાપના બરાબર યોગ્ય રીતે થાય છે. ' સિદ્ધિ ' બે પ્રકારની કહી-એક તો પરમાર્થભૂતા તાત્ત્વિકી અને બીજી અપરમાર્થભૂતા અતાત્ત્વિકી, અથવા વ્યવહારિક કાર્યો સંબંધી અને આત્મિક અધિકાર સંબંધી, જેથી આત્માનું આલોક તથા પરલોક ઉભય લોકમાં કલ્યાણ થાય તે તો તાત્ત્વિકી અને જેથી આત્માનું કદાચિત્ આલોક સંબંધી જ હિત સધાય તે અતાત્ત્વિકી વ્યવહાર સંબંધી. પ્રસ્તુત અધિકારમાં જે

સિદ્ધિ નામે ચતુર્થ આશય કહ્યો છે તે કેવળ તાત્ત્વિક-આત્મિક કલ્યાણ સંબંધી જ આશયવાળો જાણવો, પરંતુ વ્યવહારિક કાર્યોની સિદ્ધિરૂપ આશય અહીં ન લેવો. એથી જ ગ્રંથકર્તાએ આ સિદ્ધિનું '**તાત્ત્વિકી**' એ વ્યવચ્છેદક વિશેષણ આપ્યું તથા આ સિદ્ધિનો સત્ય અર્થ આચાર્યવર્ય પોતે જ દર્શાવે છે.

**સિદ્ધિ-સ્વરૂપ**

સિદ્ધિ એટલે તે તે ધર્મસ્થાનકોની પ્રાપ્તિ અર્થાત્ પૂર્વે આત્માએ જે જે ધર્મ સંબંધી મર્યાદાઓ-પ્રતિજ્ઞાઓ સ્વીકારી હોય તેની અખંડ રીતે બરાબર સમાપ્તિ થવી, આત્માને તે તે ધર્મ-પ્રતિજ્ઞાના સંસ્કારોથી બરાબર વાસિત કરી ઉત્તમ પરિણતીવાન્ બનાવવો. જેમકે-સામાયિક, પૂજા આદિના નિયમો લીધા પછી નિર્વિઘ્નપણે અખંડતયા દોષ રહિતપણે પૂરા પાળવા. ટીકાકાર અહીં ખૂલાસો કરે છે-**વિવક્ષિત**-સ્વીકૃત ધર્મસ્થાન જે અહિંસા આદિ તેની પ્રાપ્તિ-લાભ તે સિદ્ધિ કહેવાય છે. એટલે આત્મા અહિંસા આદિ વ્રતોની બરાબર નિષ્પત્તિ જે આશયના બળથી કરે તે આશયનું નામ '**સિદ્ધિ**' જાણવું. કારણ-આ આશયના જોરથી આત્મા પરમાર્થભૂત ધર્મમાં કુશળતા પ્રાપ્ત કરે છે. માત્ર લોકદૃષ્ટિએ ધર્મમાં નિપુણતા કરવી તે કાંઈ સિદ્ધિ ન કહેવાય, કારણ કે-બીજા પ્રકારની નિપુણતાથી કાંઈ આત્માનું કલ્યાણ થતું નથી, કિન્તુ તેનાથી તો માત્ર યત્કિંચિત્ સુખ કે માન-પ્રતિષ્ઠા મળે છે. માટે જ આ સિદ્ધિને અતાત્ત્વિકી દર્શાવી. જ્યારે પહેલી સિદ્ધિથી નિશ્ચયેન આત્માનું અદ્ભૂત કલ્યાણ થાય છે. એથી જ આને તાત્ત્વિકી એ વિશેષણ આપ્યું. વધુમાં પરમાર્થ તથા ધર્મમાર્ગમાં નિપુણતા પ્રાપ્ત થવાથી આત્મા આકરા પ્રબળ કષાયોથી નિર્મુક્ત થાય છે. હેતુ એ કે-પ્રબળ કષાયવાન્ આત્મા કદાપિ ઉત્તમ ધર્મમાર્ગમાં પવિત્ર આશય સાથે પ્રવૃત્તિ કરી શકતો નથી, પરંતુ જેના કષાયો નરમ હીન બની ગયા હોય તે જ પ્રવૃત્તિ કરી શકે. એથી આ આશયના પ્રબળ પ્રતાપથી અમુક અંશે મૈત્રી,

પ્રમોદ આદિ ભાવનાઓના સંસ્કારવાળો આત્મા બને છે, માટે પણ આ આશયને તાત્ત્વિક આશય કહ્યો છે.

પ્રધાન સિદ્ધિ

ફરી ગ્રંથકર્તા આ આશયની પ્રાધાન્યતા દેખાડવા ઉત્તરાર્ધમાં બીજા બે વિશેષણો આપી અધિક પુષ્ટિ કરે છે. "**अधिके विनया-न्वियुता**" એટલે સ્વ–આત્માથી અધિક ગુણવાન્ જે સજ્જનો, વડીલો, મહાપુરૂષો પર બહુમાન–વિનય આદિ કરવા અથવા તેવા શ્રેષ્ઠ પુરૂષો કે જેમણે સૂત્ર–અર્થનો અભ્યાસ કર્યો હોય, મહાવ્રતોની ભાવનાઓનો અભ્યાસ જેઓએ કર્યો હોય એવા તથા સાક્ષાત્ તીર્થસમાન ગુરૂ મહારાજ આદિની ભક્તિ, સેવા, વૈયાવચ્ચ, વિનય આદિ કરવા. ભાવાર્થ એ કે–ધર્મમાર્ગની સિદ્ધિ આ ગુણો સિવાય અપૂર્ણ કહેવાય, એટલે સિદ્ધિની સિદ્ધિ કરવા આ ગુણો તો અવશ્ય-મેવ આત્માએ પ્રાપ્ત કરવા જોઇએ. જે આત્મા ગુણીજનોનો સત્કાર વિનય આદિ કરે છે, તેજ આત્મા ધર્મમાર્ગની સિદ્ધિ પામે છે. અત્ર મહાવ્રતો તથા દર્શનાદિ ભાવનાનું સ્વરૂપ **આચારાંગ** તથા **તત્ત્વાર્થસૂત્ર**માં કહેલું છે તે વિચારવું.

આમ હોવા છતાં સ્વ–આત્મા અનુકંપાહીન હોય, દુઃખીઓનો બેલી પરોપકારી ન હોય તો તે ધર્મની સિદ્ધિ કરી શકતો નથી. માટે અહીં ગ્રંથકર્તા મહાત્મા વધુ વિશેષણ આપી ખૂલાસો કરે છે કે–'हीने दयादिगुणसारा' પોતાની અપેક્ષાએ ન્યૂન ગુણીજનો પર અનુકંપા–દયાભાવ રાખવો, અર્થાત્ ગુણહીન મનુષ્યોની પ્રવૃત્તિઓ દેખી તેના પર દ્વેષ ન કરવો કિન્તુ તેઓના પર દયાના વિચારો કરવા. એટલે તે લોકો પણ ગુણવાન્ બને તેવી ભાવના રાખવી, એટલું જ નહીં પરંતુ આપત્તિગ્રસ્તનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરવો, દુઃખીઓને દાન આપવું, તેઓનું દુઃખ દૂર કરવું વિગેરે ચેષ્ટા કરવાથી આત્મા યોગ્ય રીતે ધર્મની સિદ્ધિ કરી શકે છે. અહીં અધિકગુણી તથા હીનગુણીનું ગ્રહણ કરવાથી મધ્યમ ગુણી-જનોનું પણ ગ્રહણ થઈ જાય છે. આવી ચેષ્ટાઓદ્વારા ધર્મી–

આત્મામાં સિદ્ધિ નામનો ચોથા આશયનો જન્મ થયો છે એમ જાણી શકાય. ટુંકમાં જ્યારે આ પ્રકારનો સિદ્ધિ નામનો આશય પ્રાપ્ત થાય ત્યારે જ પૂર્વના ત્રણે આશયો સફળ થાય, અન્યથા તે નકામા જેવા ગણાય. માટે ઉપરોક્ત ત્રણ આશય પામ્યા પછી આ આશયને પામવા પ્રયત્ન સેવવો ઉચિત ગણાય તથા સિદ્ધિના અંગના જે જે ગુણો શ્લોકમાં આચાર્યશ્રીએ દર્શાવ્યા, તે તે ગુણોની પ્રાપ્તિ થાય ત્યારે જ સિદ્ધિ નામના આશયની સિદ્ધિ થઈ જાણવી.

એ પ્રમાણે સિદ્ધિનું સ્વરૂપ કહ્યા પછી તેના ફળભૂત 'વિનિયોગ'નું સ્વરૂપ કહે છે.

**सिद्धेश्चोत्तरकार्यं विनियोगोऽवन्ध्यमेतदेतस्मिन् ।**
**सत्यद्वयसंपत्त्या सुन्दरमिति तत्परं यावत् ॥ ११ ॥**

**મૂલાર્થ**–સિદ્ધિનું ઉત્તરકાર્ય અર્થાત્ ફળ વિનિયોગ, એટલે જે ધર્મસ્થાનોની સિદ્ધિ થયા પછી અન્ય જનોને તે ધર્મસ્થાનો યોગ્યતયા પમાડવા. આ વિનિયોગ નામક લક્ષણ પામ્યા પછી અહિંસા દાન આદિ ધર્મો કદાપિ નિષ્ફળ થતાં નથી કિન્તુ પરંપરાએ અહિંસા આદિ ધર્મસ્થાનો સુંદરતાને પામી ઉત્કૃષ્ટ રૂપને ધારણ કરે છે. ભાવાર્થ નિશ્ચયતયા મોક્ષને અર્પે છે.

**સ્પષ્ટીકરણ**—પૂર્વના શ્લોકમાં 'સિદ્ધિ'ના ઉપાયો બતાવ્યા. અહીં સિદ્ધિ કર્યા પછી 'વિનિયોગ' નામક ધર્મનું પાંચમું લક્ષણ આચાર્યશ્રી દર્શાવે છે. પ્રથમ તો આત્માને અમુક અમુક ધર્મોની યોગ્યતાવાળો સંપૂર્ણતયા બનાવવો. તેમ થયા પછી અન્યને પોતાના સમાન કરવા પામેલા ધર્મો અન્યમાં વિનિયોગ–સ્થાપન કરી ધર્મસ્થાનોની અવિચ્છિન્નતા કરવી, જેથી આત્મા જન્માંતરમાં સુગમતયા તેજ ધર્મો પામી અખંડ કલ્યાણનો અનુભવી બને. એજ ભાવ અહીં ગ્રંથકર્તા સ્પષ્ટ સમજાવે છે.

પ્રથમ પદાર્થની સિદ્ધિ–ઉત્પત્તિ અને પછી જ તેનો વ્યાપાર કરાય. એથી જ સિદ્ધિનું ઉત્તરકાર્ય–ફલકાર્ય 'વિનિયોગ' વ્યાપાર (સ્થાપન) નામે પાંચમો આશય સિદ્ધિના ફળરૂપે કહ્યો. એટલે

અહિંસા, સત્યવચન, બ્રહ્મચર્ય, દાન, પૂજા વિગેરેની પૂર્ણ કુશલતા આવ્યા પછી જ અન્ય આત્માને તે તે કાર્યોમાં જોડવા પ્રયત્ન કરવો. ભાવાર્થ એ કે-સ્વ-આત્મામાં પ્રત્યેક ધર્મસ્થાનો પ્રાપ્ત થયા પહેલાં, યોગ્યતા આવ્યા પહેલાં, બરાબર પરિણમ્યા પૂર્વે વિધિજ્ઞાન અને સ્વરૂપ સમજ્યા વિના અન્યને ઉપદેશવા પ્રયત્ન કરવો, તે વિના રસવતીએ ભોજનનો આગ્રહ કરવા બરોબર કહેવાય. એ પ્રમાણે અપૂર્ણ ધર્મસ્થાન અવસ્થામાં અન્યને ઉપદેશ કરવાથી સ્વ અને પર બંનેને હાનિકારક થાય છે. આ 'વિનિયોગ' નામે આશય આવ્યા પછી અહિંસા આદિ ધર્મસ્થાનો કદાપિ નિષ્ફળ બનતાં નથી, એટલે અહિંસાદિ ધર્મસ્થાનનું મૂખ્ય ફળ નિર્જરા કરવા સાથે આત્મા નિતાન્ત ધર્મમય બને છે તેમજ અન્યને ઉપદેશવાથી તે તે ધર્મો અવિચ્છેદરૂપે કાયમ બન્યા રહે છે. ભાવાર્થ એ કે-વિનિયોગ કર્તા જો કદાચિત્ ધર્મભાવથી ખસી પણ જાય, તથાપિ કનક-કલશભંગ એ ન્યાયે ફરી ધર્મસંસ્કારોની જાગૃતિ થવાથી જન્માંતરની પરંપરાએ તે ધર્મો કાયમ સ્થિર રહે છે, અને પરિણામે ઉચ્ચ ધર્મસ્થાનની સરહદ ભૂમિ પર આત્માને દોરી જઈ યાવત્ મોક્ષરૂપ ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરાવે છે. એથી જ પ્રથમ ધર્મની બરાબર પ્રાપ્તિ કરવી અને ત્યાર બાદ સ્વ-પરના ઉપકાર માટે અન્યને પોતા સમાન બનાવવા જરૂર ધર્મસ્થાનનો વિનિયોગ કરવો, જેથી ધર્મસ્થાનોના સંસ્કાર જન્માંતર માટે બન્યા રહે. ધર્મસિદ્ધિ થયા પછી જરૂર '**વિનિયોગ**' નામે આશય પ્રગટે અને ત્યારે જ પંચાંગપૂર્ણ ધર્મ પ્રાપ્ત થયો કહેવાય. પ્રાપ્તધર્મનું મૂખ્ય ફળ અન્યને પોતાસમાન કરવો એજ છે અને '**વિનિયોગ**'નું લક્ષણ પણ તેજ કહ્યું છે. આ 'વિનિયોગ' આશય આવ્યા પછી ધર્મી-આત્મા માટે કાંઈ પણ બાકી રહેતું નથી.

અહીં '**વિનિયોગ**'નું સ્વરૂપ દેખાડવાથી ધર્મના પાંચ આશયોનું સ્વરૂપ સંપૂર્ણ થયું. આ પાંચે આશયો ક્રિયાદ્વારા જ જણાય છે. માટે આશયની મહત્તા બતાવવા ગ્રંથકર્તા મહાત્મા હરિભદ્રસૂરિ મહારાજા જણાવે છે કે—

आशयभेदा एते, सर्वेऽपि हि तत्त्वतोऽवगन्तव्याः ।
भावोऽयमनेन विना, चेष्टा द्रव्यक्रिया तुच्छा ॥ १२ ॥

મૂલાર્થ-પહેલા કહ્યા તે સર્વે પરમાર્થથી નિશ્ચયતયા આશય-અંતઃકરણના વિચારભેદો-પ્રકારો જાણવા. આને જ શાસ્ત્રકારો 'ભાવ' કહે છે. આના વિના કેવળ મન-વચન-કાયાની ચેષ્ટા-વ્યાપાર અસાર દ્રવ્યક્રિયા જાણવી.

સ્પષ્ટીકરણ—દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારે ક્રિયા શાસ્ત્રોમાં કહી છે. આ બંને ક્રિયાનું સ્વરૂપ પાંચ આશયનું સ્વરૂપ ધ્યાનમાં ઉતરવાથી સહજતયા સમજાય તેવું છે. એથી જ શ્રીમાન્ હરિભદ્રસૂરિજીએ 'एते सर्वेऽपि' એ પદથી પૂર્વે કહેલ પ્રણિધાન[૧], પ્રવૃત્તિ[૨], વિઘ્નજય, સિદ્ધિ[૪] અને વિનિયોગ[૫] એ પાંચે પરમાર્થથી આશય-અભિપ્રાયના ભેદો-પ્રકારો જાણવા કહ્યું. મૂળમાં આપેલ 'तत्त्वतो' એ વાક્યનો ભાવ આ છે કે-જો કે પ્રણિધાન આદિ સર્વ કેટલેક અંશે ક્રિયા-પ્રવૃત્તિરૂપ જ છે તો પણ અંતઃકરણનો ભાવ ક્રિયા વિના ઓળખી ન શકાય, એટલે ક્રિયાનું કારણ અંતઃકરણનો ભાવ જ હોવાથી એ સર્વે 'तत्त्वतो' 'પરમાર્થથી' આશયભેદો જાણવા. અહીં આશય અને ભાવમાં શું તફાવત છે? એના ઉત્તરમાં મૂલકર્તા જ 'भावोऽयम्' એ વાક્યથી સ્પષ્ટપણે આ આશયભેદો ભાવ જ છે એમ કહે છે. આ ઉપર બતાવેલ પ્રણિધાન આદિ ભાવો-આશયો વિના જે કાંઈ ક્રિયાદ્વારા શુભક્રિયાનો વ્યાપાર કરાય તેનું જ નામ 'દ્રવ્યક્રિયા' સમજવી, અર્થાત્ તેવી ક્રિયાથી આત્મકલ્યાણરૂપી ફળ મલતું નથી. અને 'अप्पहाणे दव्व सद्दो' એ વચનથી દ્રવ્ય શબ્દ અપ્રધાન અર્થનો વાચક હોવાથી ભાવ વિનાની દ્રવ્યક્રિયા તુચ્છ જાણવી. અર્થાત્ જે ક્રિયામાં કર્ત્તાને ક્રિયાનું જ્ઞાન અને 'भावे उपयोगः' આ વાક્યથી તેજ ક્રિયાનું પવિત્ર ધ્યાન-ઉપયોગ તે ક્રિયા સ્વફળ-મોક્ષસાધક હોવાથી તેને આચાર્યોએ પ્રધાન ભાવક્રિયા અને એથી વિપરીત ક્રિયાને ભાવ-ઉપયોગના અભાવવાળી હોવાથી દ્રવ્યક્રિયા કહી છે.

જે કારણથી દ્રવ્યક્રિયાને તુચ્છ ગણી ભાવની પ્રાધાન્યતા કહી, તે કારણ શ્રીમાન્ હરિભદ્રસૂરિજી બતાવે છે.

**अस्माच्च सानुबन्धा–च्छुद्धयन्तोऽवाप्यते द्रुतं क्रमशः ।**
**एतदिह धर्मतत्त्वं, परमो योगो विमुक्तिरसः ॥ १३ ॥**

**મૂલાર્થ**–ઉપરોક્ત ભાવની પરંપરાથી જ ક્રમે ક્રમે શીઘ્ર અંતઃકરણની શુદ્ધિનો વધારો પ્રાપ્ત થાય છે. એટલે અવિચ્છિન્ન ભાવની પરંપરા ચાલે છે, તેમજ ઉપરોક્ત ભાવ એ ધર્મનું ખાસ તત્ત્વ છે અને ભાવ એ પરમ યોગ છે–ભાવ એ જ વિશિષ્ટ મુક્તિનો રસ છે.

**સ્પષ્ટીકરણ**—પૂર્વે કહેલા પાંચ આશયોનો વારંવાર અભ્યાસ કરવાથી ભાવની દૃઢતા વધે છે. આત્મામાં શુભ સંસ્કારો સ્થાપવા શુભક્રિયાનો વારંવાર અભ્યાસ કરવો એમ શાસ્ત્રો ઉપદેશે છે. એથી જ ' પ્રણિધાન ' આદિ ભાવોનો અભ્યાસ કરવાથી તેની દૃઢતા થાય અને તેથી અનુબંધ પ્રાપ્ત થાય છે. પછી તેની અવિચ્છિન્ન પરંપરા ચાલે, જેથી અંતઃકરણની તીવ્ર શુદ્ધિ શીઘ્ર દીર્ઘકાળના વિલંબ વગર પમાય છે. અંતમાં આ જન્મ અથવા અન્ય જન્મમાં તીવ્ર શુદ્ધિ થવાથી અધિક કર્મક્ષય આત્મા કરે છે. અહીં આ ભાવ જ ધર્મતત્ત્વ છે કે અન્ય કાંઈ ધર્મતત્ત્વ છે ? એના ઉત્તરમાં ગ્રંથકર્તા ' एतदिह धर्मतत्त्वं ' એ પદથી પૂર્વે કહેલ પાંચ આશયો–ભાવો એજ સત્ય રીતે ધર્મનું તત્ત્વ છે અર્થાત્ ભાવ વગર અન્ય કાંઈ પણ ધર્મતત્ત્વ નથી. ' योगश्चित्तवृत्तिनिरोधः ' મનના વિચારો–વિકલ્પનો રોધ કરવો તેજ ' યોગ ' કહ્યો છે. આ યોગની પ્રાપ્તિ શુભ અનુષ્ઠાનનો વ્યાપાર કરવાથી જ બને. એટલે મનને શુભધ્યાન, અભ્યાસ, ઈશ્વરગુણસ્મરણ આદિમાં જોડવાથી અન્ય વિકલ્પો બંધ થાય છે અને પરિણામે નિર્વિકલ્પ દશામય મન બને છે. અહીં ઉપરના આશય–ભાવને પામવાથી ચિત્તની શુદ્ધિ અને છેવટે સંપૂર્ણ કર્મક્ષય થવાથી ' मोक्षेण योजनात्योगः ' ' મોક્ષની

સાથે જે સંબંધ કરાવી આપે તેજ વાસ્તવિક યોગ કહેવાય.' એ પ્રમાણેનો યોગ–શબ્દાર્થ આ ભાવોનો લાગુ પડવાથી આ પાંચ ભાવોને જ શાસ્ત્રકાર 'પરમયોગ'પણે સંબોધે છે તથા આ ભાવમાં જ વિશિષ્ઠ કર્મક્ષયરૂપ મુક્તિ આપવાની શક્તિ–પ્રીતિવિશેષ રસ હોવાથી ભાવ એજ 'विमुक्तिरसः' જાણવો. તાત્પર્ય એ કે–ભાવ એજ ધર્મતત્ત્વ, પરમયોગ અને વિમુક્તિરસ છે. આ હેતથી પ્રથમ તત્ત્વજ્ઞોએ ઉપરના પાંચ આશયો પ્રાપ્ત કરવા એજ ફલિતાર્થ અને ધર્મતત્ત્વનો મથિતાર્થ છે.

ઉપર '**પાંચ આશયદ્વારા મનની તીવ્ર શુદ્ધિ થાય**' એમ કહ્યું અને પ્રથમ '**શુદ્ધિ પાપના ક્ષયથી થાય**' એ પ્રમાણે કહેવાયું. હવે પાપ તો અતીત–અનાદિકાળમાં વારંવાર અનેક પ્રકારે આત્માએ સેવ્યું, તો પાપસ્વભાવભૂત આત્મા પાપનો ત્યાગ કરી 'પાંચ ભાવની' જ અભિલાષા કરે અને પાપને બહુમાન ભાવથી ન માને એ કેમ બને? અર્થાત્ પૂર્વકાળથી જેની સાથે ગાઢ સંબંધ–તન્મયપણે છે એવા પાપભાવને મૂકી શુભ આશયોની પ્રાપ્તિ આત્માને ક્યાંથી થાય? તાત્પર્ય એ કે–ન જ થાય. એ શંકાના નિરસન માટે **શ્રીમાન્ હરિભદ્રસૂરિજી** કહે છે:–

**अमृतरसास्वादज्ञः कुभक्तरसलालितोऽपि बहुकालम् ।**
**त्यक्त्वा तत्क्षणमेनं वाञ्छत्युच्चैरमृतमेव ॥ १४ ॥**

**મૂલાર્થ**–અમૃતના ભોજનનો સ્વાદ જાણનાર લાંબા કાળથી તુચ્છ ભોજનના રસથી પુષ્ટ થયેલ હોય, તો પણ અમૃત જે વખતે મળે તેજ ક્ષણે તુચ્છ ભોજનને તજી દઈ કેવળ અમૃતના ભોજનની જ ઇચ્છા રાખે છે.

**સ્પષ્ટીકરણ**—જેમ કોઇ મનુષ્ય દરિદ્ર કુટુંબમાં જન્મ પામ્યો તેને જન્મથી જ તુચ્છ મકાઇ, જુવાર આદિના ભોજન મળે, તેનાથી જ તે મોટો થયો હોય, પરંતુ અન્ય સ્વાદિષ્ટ ઉત્તમ ભોજન દેખ્યા પણ ન હોય, તો પછી તેણે દેવતાઓનું ભોજ્ય અમૃત ભોજન

તો ક્યાંથી દેખ્યું હોય ? આ મનુષ્ય પર કોઈ દેવ આદિ તૃષ્ટ થાય અને અમૃત ભોજનનો સ્વાદ, તેના ગુણો, તેનું સ્વરૂપ અને તેની દુર્લભતા તેને બતાવે, એટલે તુરત જ આ પેલો મનુષ્ય લાંબા કાળનું પોતાનું તુચ્છ ભોજન છોડી દઈ, તેજ ઉત્તમ-દુર્લભ-દેવભોજ્ય અમૃતભોજનની ઈચ્છા કરે છે, પણ દીર્ઘકાળના કુભોજનની ચાહના કરતો નથી. તથાપ્રકારે—

**एवं त्वपूर्वकरणात्–सम्यक्त्वामृतरसज्ञ इह जीवः ।**
**चिरकालसेवितमपि न जातु बहुमन्यते पापम् ॥ १५ ॥**

**મૂલાર્થ**—એવી રીતે અપૂર્વકરણ નામે ઉત્તમ અધ્યવસાયથી સમ્યક્ત્વરૂપી અમૃતરસનો જ્ઞાતા આત્મા અહીં દીર્ઘકાળથી અનુભવેલા એવા પણ પાપોને કદાપિ કાળે બહુમાનની દૃષ્ટિથી માનતો નથી-ઇચ્છા કરતો નથી.

**સ્પષ્ટીકરણ**—યથાપ્રવૃત્તિકરણના બળથી આત્મા શુદ્ધ પરિણતિમય બની ગ્રંથીભેદની ભૂમિકા પર આવીને ઉભો રહે છે, એટલે વિશુદ્ધતર પરિણામના બળથી ગ્રંથીભેદની ક્રિયા કરે છે. ત્યારપછી અનાદિથી અપ્રાપ્ત અને એથી જ અપૂર્વ-નવીન એવા અપૂર્વકરણ નામે અધ્યવસાય વિશેષથી શુદ્ધતત્ત્વમાર્ગની રૂચિરૂપ સમ્યક્ત્વના અપૂર્વ લાભને પામે છે, જેથી અહીં આત્મા હિંસા-અહિંસા, સત્ય-અસત્ય, ત્યાજ્ય, આદેય, જ્ઞેય, ભોજ્ય-અભોજ્ય, ગ્રાહ્ય-અગ્રાહ્ય, દેવ-કુદેવ, ગુરૂ-અગુરૂ, ધર્મ-અધર્મ, તત્ત્વ-અતત્ત્વ, પાપકારણો-પુણ્યકારણો વિગેરે સર્વ પદાર્થોને યથાર્થતયા નિરીક્ષે છે અને પછી વિવેકને આદરી અપૂર્વ આનંદને અનુભવે છે. એટલું જ નહીં કિન્તુ ક્રોધાદિનો ઉપશમ, સંસાર પર અપ્રેમ, વિષયોથી કંટાળો, દીન-હીન-દુઃખીપર દયાળુ, તત્ત્વમાં જ પ્રેમ અને અતત્ત્વ પર અશ્રદ્ધા પ્રાપ્ત કરી સંસારના કારણોની અરૂચિ લાવી એકાંત નિઃશ્રેયસ ભાવના કારણો પ્રતિ આત્મા આત્માને પ્રેરે છે. એટલે આ પ્રમાણે અપૂર્વકરણ અધ્યવસાયના બળથી સમ્યક્ત્વરૂપી અમૃતનું પાન કર્યા પછી અથવા સમ્યક્ત્વનું બરાબર

સ્વરૂપ જાણ્યા પછી દીર્ઘકાળથી આ સેવેલ વિપરીત માન્યતા, જ્ઞાન, જ્ઞાની, ધર્મ, દેવ આદિની નિન્દા, નાશ આશાતનારૂપ પાપોને બહુમાનભાવથી કદાપિ તે આત્મા માનતો નથી.

અહીં અમૃતરસ તે સમ્યક્ત્વ અને પાપ તે મિથ્યારૂચિ અથવા પ્રવચન, સંઘ, પ્રથમ ગણધર, દ્વાદશાંગી, વિગેરે તેની નિંદા, ઉપઘાત, આશાતના વિગેરે. પૂર્વના શ્લોકમાં આ વિષય સમજવા માટે ગ્રંથકાર પ્રથમ દૃષ્ટાંત કહી ગયા, એટલે આ દાષ્ટાન્તિકનું સ્વરૂપ અહીં જણાવ્યું. પૂર્વે દીર્ઘકાલિક જેમ કુભોજનને અમૃતનો સ્વાદ જાણનાર ઇચ્છતો નથી, તેમ અહીં કુભોજન સમાન લાંબા કાળ સુધી અભ્યાસ કરેલા મિથ્યાત્વ આદિ પાપોને અમૃતભોજન તુલ્ય સમ્યક્ત્વના સ્વરૂપને જાણનાર કદાપિ ઇષ્ટપણે માનતો નથી. પરમાર્થ એ કે-મિથ્યાત્વાદિ પાપોની ઇચ્છા જ્યાં સુધી સમકિતનું સ્વરૂપ યથાર્થ જાણ્યું-અનુભવ્યું નથી, ત્યાં સુધી જ આત્મા કરે છે અર્થાત્ સમકિતને ઓળખ્યા પછી કરતો નથી.

**'સમ્યક્ત્વરૂપી અમૃતરસને જાણનાર આત્મા કદાપિ પાપને ઇચ્છતો નથી'**-એમ કહ્યું, તો પછી જેને કોઈ પ્રકારના સામાન્ય વિશેષ વ્રતો-નિયમો નથી એવો સમ્યક્ત્વધારી જીવ જગત્માં પાપ કરે છે એમ પ્રત્યક્ષ અનુભવાય છે તેનું શું? આ પ્રશ્નનું સમાધાન કર્યા પછી આચાર્યશ્રી આ **'ધર્મલક્ષણ'** પ્રકરણની સમાપ્તિ કરે છે.

**यद्यपि कर्मनियोगात् करोति तत्तदपि भावशून्यमलम् ।**
**अत एव धर्मयोगात् क्षिप्रं तत्सिद्धिमाप्नोति ॥ १६ ॥**

**મૂલાર્થ**-જો કે કર્મના સંયોગથી તે તે પાપકર્મો સમકિતધારી આત્મા કરે છે, તો પણ તે આત્મા તે તે પાપો ભાવ વિના કરતો હોવાથી કાળાંતરે ધર્મસંયોગના સાધનોદ્વારા પૂર્વના સર્વ પાપોનો અલ્પકાળમાં નાશ કરી સિદ્ધિ-મોક્ષને પ્રાપ્ત કરે છે.

**સ્પષ્ટીકરણ**—કેવળ નિતાન્ત સમ્યક્ત્વધારી યદિ નિકાચિત ચારિત્રમોહનીયકર્મના ઉદયથી દેશથી અથવા સર્વથી વ્રતો

સ્વીકારી ન શકવાથી આરંભ, સમારંભ, પરિગ્રહાદિ પાપોને સેવે છે, તો પણ તે સર્વ પાપો અકર્તવ્યબુદ્ધિએ અશક્યપણાથી જ કરતો હોવાથી તેને પાપકાર્યોમાં આસક્તિ-તીવ્રતા-ગાઢપ્રેમ ન હોવાથી તેને વિશિષ્ટ નિકાચિત પાપબંધ થતો નથી, કારણ કે-પાપના તીવ્ર અગર મંદ બંધનો મુખ્ય આધાર અધ્યવસાય પર જ હોય છે. એટલે આસક્તિપૂર્વક કરનારો તીવ્ર બંધ કરે છે અને આસક્તિ-ભાવ વિના કરનારો મંદ બંધ કરે છે. સમ્યક્ધારીની પ્રવૃત્તિ '**तप्तलोहपदन्यास**' તપેલા લોઢા પર જેમ પગ સ્થાપન કરાય, એ ન્યાયથી પાપકાર્યોમાં ભય સહિતની જ હોય છે. આ કારણથી તે આત્મા પાપને બહુમાનથી માનતો નથી, જેથી છેવટે ધર્મના યોગથી ધર્મમાં અતિ ઉત્સાહ ધારણ કરી તુરત જ ધર્મની સંપૂર્ણ સિદ્ધિ પામે છે, અર્થાત્ સમકિતી જીવ અલ્પ બંધ કરે છે ને ધર્મના યથાર્થ ફળો પામે છે, એટલે તીવ્ર બંધ ન થવાથી સંસાર-ભ્રમણ તેને દીર્ઘકાળ પર્યંત કરવું પડતું નથી.

અહીં '**સમકિતી જીવ પાપ કરે છે**'-એ પ્રશ્નનું સમાધાન કરીને ગ્રંથકર્તાએ ધર્મની સિદ્ધિ પામવાની યોગ્યતા કેમ પમાય, એ વિષયનું વિસ્તૃત કથન કર્યા પછી '**ધર્મસિદ્ધિ**' નામે આ અધિકારની સંપૂર્ણતા જણાવી.

## ધર્મેચ્છુ લિંગ.

ગયા અધિકારમાં "**अस्य स्वलक्षणमिदं धर्मस्य.**" એ શ્લોકોથી ધર્મનું લક્ષણ, ધર્મનું સ્વરૂપ અને તેના પાંચ આશયો તથા તેનું સ્વરૂપ, તેમજ ધર્મસિદ્ધિના અધિકારી વિગેરે જણાવ્યા. હવે એ રીતે સિદ્ધ થયેલ ધર્મ ધર્મીમાં છે કે નહીં ? તે લિંગ-ચેષ્ટા, ક્રિયાલક્ષણો વિના ઓળખી શકાય નહીં, તેમજ '**ધર્મસિદ્ધિ**' કાર્ય દ્વારાએ જ જાણી શકાય છે. એથી જ **ધર્મસિદ્ધિ** નામે અધિકાર કહ્યા પછી તેજ ધર્મતત્ત્વના વિસ્તાર લિંગ-ચેષ્ટાઓ, હેતુઓ દર્શાવવા માટે શ્રીમાન્ હરિભદ્રસૂરિજી આ પ્રકરણ કહે છે.

सिद्धिस्य चास्य सम्यग्-लिंगान्येतानि धर्मतत्त्वस्य ।
विहितानि तत्त्वविद्भिः सुखावबोधाय भव्यानाम् ॥ १ ॥

**મૂલાર્થ**-કહ્યા પ્રમાણે સિદ્ધ થયેલ ધર્મતત્ત્વને જાણવા માટે યોગ્ય પુરૂષો સુખેથી સમજી શકે, તે હેતુથી આ ધર્મતત્ત્વના યથાર્થ લિંગો-લક્ષણો તત્ત્વજ્ઞ પુરૂષોએ આ પ્રમાણે કહ્યા છે.

**સ્પષ્ટીકરણ**—ગત પ્રકરણમાં જે કહ્યું તે પ્રમાણે વર્તવાથી જરૂર ધર્મનું યથાર્થ સ્વરૂપ અને તેની સિદ્ધિ આત્મા પામી શકે એ સંદેહ રહિત છે. આ ધર્મસિદ્ધિને યોગ્ય પુરૂષો-જેને ધર્મનું તત્ત્વ અને તેની સિદ્ધિ કરવાની અપેક્ષા હોય એવા જનો અલ્પ પ્રયત્નથી કેમ જાણી શકે, એવા ઉદ્દેશથી ધર્મતત્ત્વના લિંગો-લક્ષણો તત્ત્વદર્શી જનોએ કહ્યા છે, જે લિંગો અહીં બતાવશે. લક્ષણોથી '**ધર્મસિદ્ધિ**' જાણી શકાય તેમજ 'ધર્મસિદ્ધિ'ના અર્થીઓ લક્ષણ જાણ્યા વિના ધર્મસિદ્ધિ પામી શકે નહીં, એટલે આ અધિકારમાં તેજ લક્ષણો પરમાર્થજ્ઞાતા પૂર્વપુરૂષોએ જે પ્રમાણે કહ્યા છે તેજ પ્રમાણો ભગવન્ હરિભદ્રસૂરિજી અહીં દર્શાવે છે.

આ લક્ષણો પ્રથમ ગ્રંથકાર સ્વરૂપ માત્રથી શરૂઆતમાં દર્શાવે છે.

औदार्यं दाक्षिण्यं, पापजुगुप्साथ निर्मलो बोधः ।
लिंगानि धर्मसिद्धेः, प्रायेण जनप्रियत्वं च ॥ २ ॥

**મૂલાર્થ**-ઉદારતા-૧, દાક્ષિણ્યતા-૨, પાપની નિંદા-૩, સુંદર બોધ-૪, અને પ્રાયે લોકરૂચિ-૫, એ પ્રમાણે આ પાંચ લક્ષણો 'ધર્મસિદ્ધિ'ના પૂર્વપુરૂષોએ કહ્યાં છે.

**સ્પષ્ટીકરણ**—૧-ઔદાર્ય-વિશાલ ચિત્તની વૃત્તિ, ૨-દાક્ષિણ્ય-સર્વને અનુકૂળ વર્તન, ૩-પાપજુગુપ્સા-પાપનો ત્યાગ, પાપનો ખેદ, ૪-નિર્મળ બોધ-યથાર્થતત્ત્વજ્ઞાન, ૫-જનપ્રિયત્વ-લોકોનો પ્યાર. આ પાંચેય ધર્મસિદ્ધિના ચિહ્નો-લક્ષણો જાણવા. આથી ધર્મની સિદ્ધિ બરાબર જાણી શકાય છે. પૂર્વોક્ત પ્રત્યેક લક્ષણનું સ્વરૂપ

ગ્રંથકાર પોતે જ આગળ દર્શાવે છે. અહીં લોકોનો પ્યાર ગમે તેટલા સુંદર સદ્વર્તનથી સર્વથા પ્રાપ્ત કરવો અશક્ય છે, કારણ કે-દુર્જન સ્વભાવ કોઇથી જીતાય તેવો નથી. એટલે સર્વજ્ઞો પણ સર્વના પ્રેમને પામવા અશક્ય બન્યા છે, તો સામાન્ય સજ્જન પ્રકૃતિ કેમ લોકપ્યાર પામી શકે. એથી જ ગ્રંથકર્તાએ મૂળમાં '**प्रायेण**' એ વાક્ય પ્રાયે કરીને લોકપ્રિયતા એ ગુણ દર્શાવ્યો.

**ઔદાર્ય** નામે પ્રથમ લક્ષણનું વિસ્તારથી સ્વરૂપ દર્શાવે છે.

**औदार्यं कार्पण्यत्यागा-द्विज्ञेयमाशयमहत्त्वम् ।**
**गुरुदीनादिष्वौचित्य-वृत्ति कार्ये तदत्यन्तम् ॥ २ ॥**

**મૂલાર્થ**-'**ઔદાર્ય**' એ ગુણ કૃપણ ભાવના ત્યાગથી-તુચ્છ સ્વભાવ છોડવાથી હૃદયની જે વિશાળતા પ્રગટે તેનું નામ છે, તથા ગુર્વાદિકો અને અનાધારવંત લોકો પર ઔચિત્યતા-ઉત્તમ સદ્ભાવ રાખવો તેમજ વિશિષ્ટ કાર્યોમાં અતિ ઉદારતા કરવી, એ પણ ઉદારતા જ કહી છે.

**સ્પષ્ટીકરણ**—પ્રથમ કહેલ 'ધર્મસિદ્ધિ'ના પાંચ લક્ષણનો અર્થ ક્રમશઃ એકેક શ્લોકથી વિસ્તારથી દર્શાવે છે. પ્રથમ 'ઔદાર્ય' નામે એ લક્ષણનું સ્વરૂપ આ પ્રમાણે છે. '**धर्मश्चित्तप्रभवो**' ચિત્તની વિશુદ્ધિ એજ ધર્મ. '**આ ધર્મ ચિત્તથી પ્રગટે છે.**'-એમ કહી આવ્યા એટલે ચિત્તની વિશુદ્ધિ વિના બાહ્યક્રિયા માત્રથી ધર્મ પામવો અશક્ય છે, અને જ્યાં સુધી અધમ વૃત્તિઓ હોય ત્યાં સુધી ચિત્તવિશુદ્ધિ દુર્લભ કહી છે. આ હેતુથી ધર્માર્થીએ પ્રથમ તુચ્છ સ્વભાવનો ત્યાગ કરવો આવશ્યકીય છે. અહીં ઔદાર્ય-ઉદારતા એટલે કૃપણ ભાવનો-કંજુસાઇનો ત્યાગ. ભાવાર્થ એ કે-પૈસાની ઉદારતા કરવી તેનું જ નામ શાસ્ત્રકાર ઉદારતા નથી બતાવતા, કિન્તુ તુચ્છપણાનો ત્યાગ તેજ ઉદારતા કહી છે. અન્યથા ધનવાન જ ધર્મ પામી શકે, ધનહીન ધનના અભાવે ઉદારતા ક્યાંથી કરી શકે ? તેથી કરીને કદાપિ ધનહીન ધર્મ ન જ પામે

એ સિદ્ધ થયું, જેથી એ માન્યતા અનિષ્ટ છે. આ હેતુથી ગ્રંથકાર 'ઔદાર્ય' એ પદની વિસ્તૃત વ્યાખ્યા કરતા જણાવે છે કે-તુચ્છ સ્વભાવના ત્યાગથી હૃદયના આશયની વિપુલતા ટુંક વિચારો, હલકી દૃષ્ટિ, મારા-તારાપણાનો અતિ આગ્રહ, લોભબુદ્ધિ, જડતા, અવિનયપણું આ સર્વ દુર્ગુણો કંજુસાઈના આધારે રહે છે. કંજુસાઈ છુટવાથી તે દુર્ગુણોનો પણ નાશ થાય અને વિપુલ વિચારદૃષ્ટિ જાગવાથી ઔચિતબુદ્ધિ-વિવેકમતિ ધર્મકર્મમાં દીર્ઘબુદ્ધિ પ્રાપ્ત થાય છે ને છેવટે તેનાથી ધર્મને જ આદેયપણે તથા વ્યવહારને ગૌણ માની પોતાની બુદ્ધિ, ધન, વિચારશક્તિ વિગેરેનો ધર્મના માટે હોમ કરી શકે છે અને ગમે તે કાર્યોમાં તુચ્છતાને મૂકી ગંભીર બુદ્ધિવાળો બને છે. તેજ ઉદારતા સાચી ઉદારતા અહીં આપેક્ષિક છે, તથા માનવાયોગ્ય જનો સાથે ઉચિત વૃત્તિ એટલે ઉચિત આચરણ-અનુકૂળ વર્તન રાખવું. અહીં માનયોગ્ય જનો માતા, પિતા, કલાચાર્ય-ઉપાધ્યાય તથા જ્ઞાતિસ્વજનો, વૃદ્ધો અને ધર્મો-પદેશકો એ સર્વ સજ્જનોનો ગુરૂવર્ગ કહ્યો છે, તેમજ દીનજનો, આધાર વિનાના દુઃખી લોકો તેને વિષે પણ ઉચિતતા-ઉદારતા ધારણ કરવી અને કાર્યવિશેષે દાનાદિમાં ઉચિત બુદ્ધિ અતિશય રાખવી. એ સર્વે ઉદારતાના કાર્યો જાણવા. તાત્પર્ય એ કે-માન-યોગ્ય જનો અને દીન, દુઃખી, અપંગ, અંધ, કૃપણ જનો સાથે ઉચિત સદ્ભાવ રાખવો, હૃદયની વિશાળ ભાવના ધારણ કરવી, કંજુસાઈને મૂકી સર્વે ધર્મકાર્યોમાં અતિ ઉચિત બુદ્ધિ, ગંભીર અંતઃકરણ ધારવું. આનું નામ 'ઔદાર્ય' નામે ધર્મનું પ્રથમ લક્ષણ શાસ્ત્રકાર કહે છે.

હવે બીજા 'દાક્ષિણ્ય' નામક ગુણનું સ્વરૂપ દર્શાવે છે.

**दाक्षिण्यं परकृत्येष्वपि, योगपरः शुभाशयो ज्ञेयः ।**
**गाम्भीर्यधैर्यसचिवो, मात्सर्य विघातकृत्परमः ॥ ४ ॥**

**મૂલાર્થ**-અન્ય જન સંબંધી કોઈ પણ શુભકાર્ય હોય, તે કાર્ય કરી આપવામાં અડગ ઉત્સાહથી સામેલ થવું એવો જે શુભ

અધ્યવસાય, તે પણ ગાંભીર્યતા અને ધૈર્યતાની સાથે મત્સર ભાવનો નાશ કરીને જ પ્રવર્તે, ત્યારે પરમ ઉત્કૃષ્ટ આ દાક્ષિણ્ય ગુણ આવ્યો કહેવાય.

**સ્પષ્ટીકરણ**—દાક્ષિણ્યતાનો ટૂંક અર્થ એટલો જ કે-સર્વને અનુકૂળ પોતાનું વર્તન રાખવું અર્થાત્ હીન, મધ્યમ અને ઉચ્ચ એવા ત્રણે વર્ગ પૈકીના કોઈ પણ મનુષ્ય સાથે એવું વર્તન રાખવું, કે જેથી સ્વ નિમિત્તે તે તે આત્માઓને નકામો કલેશ અથવા અધર્મ ન થાય, અથવા જે કાર્યો અગર ક્રિયાઓ કરવાથી બીજાના કાર્યોની હાનિ થાય તેવા કાર્યો બંધ કરવા. અહીં ટીકાકાર આ ગુણની વિશિષ્ટ વ્યાખ્યા કરતા બહુ ઉંડાણમાં ઉતર્યા છે. પ્રથમ કહ્યા પ્રમાણે વર્તન રાખનારો હોય અને વિશેષતયા અન્ય જનોના શુભકાર્યો પોતાની દૃષ્ટિમાં દેખવામાં આવે, ત્યારે ત્યારે તે લોકો પોતાની સહાયતા યાચે અથવા ન યાચે તો પણ પોતાની શક્તિને ગોપવ્યા વગર મન-વચન-કાયા એ ત્રણે યોગથી તે કાર્યો સંપૂર્ણતયા વિના નુકશાને સાધી આપવામાં ઉત્સાહિત દીલ ધારવું. આનું નામ તાત્ત્વિક '**દાક્ષિણ્યતા**' કહી છે. દાક્ષિણ્યતાનો કેટલીક વાર લોકો એવો અર્થ કરે છે કે-કોઈને પણ ખોટું ન લગાડવું. કોઇના દીલોને ન દુઃખવવા, આથી સર્વને રાજી રાખવા. જૂઠ, પ્રપંચ, ખોટી ખુશામતો કરવી, આનું નામ દાક્ષિણ્યતા માની તેવું વર્તન પોતે રાખે છે અને અન્યને રાખવા તેવો ઉપદેશ પણ આપે છે. જો બીજાઓ આ ઉપરની માન્યતા ન કબુલે અને ન સેવે તો તેને હલકો ગણવો, ઉતારી પાડવો, પોતાના ટોળાથી તે બહાર છે, દુર્ગુણી અને આચારહીન છે. વ્યવહારને સમજતો નથી, ઈત્યાદિ પ્રકારે નિંદે છે. આથી વસ્તુતઃ ખરી 'દાક્ષિણ્યતા'નું સ્વરૂપ મરી જવાથી અને આ ગુણને અન્યથાપણે લોકો સમજી લઈ તેવા ટોળામાં સામેલ બને છે. વર્તમાનમાં આ માન્યતાનો આશય મોટા જન-સમૂહમાં અને ત્યાગી સમુદાયમાં પણ ઘર કરી ગયો છે. પરંતુ વસ્તુતઃ એ 'દાક્ષિણ્યતા' નામક ગુણ નથી, કિન્તુ દાક્ષિણ્યતાના

મ્હાના નીચે માનલોલુપીપણું, પૂજાવાની લાલસાઓ અને વિના ગુણે ગુણીપણામાં ખપવાની પ્રપંચી તૃષ્ણાઓને પોષવાનો એક માર્ગ છે. ખરૂં દાક્ષિણ્યપણું આચાર્યશ્રીએ કહ્યું તેજ કહેવાય, અર્થાત્ જેઓ અન્યના કાર્યોની હાનિ કર્યા વગર પોતાના પ્રત્યેક કાર્યોને સાધે અને અન્યના કાર્યોની વખતે પોતાના લાભોને પણ મૂકી દઈ તે કાર્યો પેલા પાર પહોંચાડવાને અહર્નિશ કટિબદ્ધ રહે.

અહીં કેટલીક વાર કેટલાકો અન્યના કાર્યો સાધી આપે છે, તેના માટે અપૂર્વ પોતાના ભોગો પણ આપે છે, પરંતુ અમુક સમયે જનસમૂહમાં તે તે કાર્યોને પ્રકાશમાં લાવી કહી બતાવે છે કે–'અમુક વખતે અમુકનુ કાર્ય મેં કર્યું હતું' ઈત્યાદિ. અથવા તે તે કાર્યો કરી આપી જીંદગી સુધી સામાની જીંદગીને પોતાના ગુલામ તરીકે કરવાનો પ્રયત્ન કરે છે. કેટલાકો આ ગુણના કાર્ય નીચે દબાઈ જઈ અતિ દુઃખને અનુભવે છે. એથી જ આચાર્યવર્ય '**गांभीर्यधैर्यसचिवो**'–એ પદથી વિશિષ્ટતા જણાવે છે કે–દાક્ષિણ્યતાપ્રિય ઉપકારબુદ્ધિએ અન્યના ગમે તેવા કાર્યો કરી આપે, ગમે તેવા સામાના ગુપ્ત ભેદો જાણે તથાપિ કાળાંતરે પોતાના પર મહાન્ વિપત્તિનો સમય આવે ત્યારે પણ તે તે કરેલા ઉપકારો કે કાર્યોની ગંધ સરખી અન્યના કાન પર ન લાવે, એટલે કે–આંતરનો ભેદ ખોલે નહીં. આવા પ્રકારનું જે વર્તન તેનું નામ '**ગંભીરતા**' કહેવાય. આ ગંભીરતાવાળો આશય ઉપરોક્ત ગુણવંતમાં જો હોય તો જ સત્ય દાક્ષિણ્યપણું પ્રગટ્યું કહેવાય, અર્થાત્ ગંભીર આશય વિશિષ્ટ દાક્ષિણ્યપણું રાખનારના હસ્તે ઉપર કહેલા જુલ્મો કે અનર્થો થવા પામે નહીં. ગંભીર આશયનું વર્ણન અન્યત્ર આ પ્રમાણે કહ્યું છે–"જે ગુણના પ્રભાવથી વ્યક્તિગત ચેષ્ટાઓ અને હૃદયના વિકારો, ક્રોધ, હર્ષ, ભય આદિના અવસરે પણ ન જણાય તેનું નામ ગાંભીર્યપણું કહ્યું છે" મૂલકર્તા ભગવાન્ ઉપરોક્ત ગુણવાળો કેવો હોય, તેના માટે ફરીને '**धैर्यसचिवः**' એ પદથી ધૈર્યતાની સાથે જ દાક્ષિણ્યતા ધારનારો અહીં જણાવે છે તાત્પર્ય એ કે–જેના હૃદયની

અવિચળ વૃત્તિ હોય કે ગમે તેવા ઉપદ્રવો આવી પડે, તો પણ 'न्यायत्पथः प्रविचलन्ति पदं न धीराः 'એ નિયમાનુસારે ન્યાયમાર્ગનું કદાપિ ઉલ્લંઘન કરે નહીં. તેમજ આરંભેલ કાર્યો વચમાં પડતાં મૂકે પણ નહીં. એ રીતે ગાંભીર્યતા, ધૈર્યતા એ બન્ને પવિત્ર આશયની સાથે જેમાં દાક્ષિણ્યપણું હોય તો જ તેનું સત્ય દાક્ષિણ્યપણું કહેવાય, અન્યથા તે બને આશય વિનાનું દાક્ષિણ્યપણું ભદ્રિક આત્માને મારનારૂં કાતિલ શસ્ત્ર જાણવું. આટલું હોવા છતાં જો પોતાથી અધિક ગુણવંતની પ્રશંસા-કીર્તિ આદિને સહન ન કરી શકે તો, અથવા અન્ય લોકોએ કરેલ પ્રશંસા-ગુણસ્તુતિ સહન ન કરી શકે અને મદમાં ચડી જાય તો, ઉપરોક્ત ગુણ છતાં પણ તે આત્માઓ જગતને ઘણી વખત શ્રાપભૂત થાય છે. આથી જ ગ્રંથકર્તા ફરી 'मात्सर्ये विघातकृतपरमः' એ પદથી ઉપર કથિત ગુણની વ્યાખ્યામાં વધારો કરે છે. માત્સર્ય એટલે અધિક ગુણની પ્રશંસા અથવા સ્વગુણની પ્રશંસા શ્રવણ કરીને જે 'અસહિષ્ણુપણું અગર અભિમાન ઉદ્ભવે તે. આ દોષને મૂળમાંથી જ ઉખાડી નાંખી અધિક ગુણી પરનો પ્રેમ અથવા પક્ષપાતવાળી જેની દૃષ્ટિ છે, એવા ઉત્કૃષ્ટ પવિત્ર સુદાક્ષિણ્ય સ્વભાવ જેનો હોય તેનું નામ '**દાક્ષિણ્ય**' નામે બીજો શુભાશય જાણવો.

ઉપરોક્ત સુગુણ જો પાપકાર્યો-અશુભકાર્યો પ્રતિ ઘૃણાની બુદ્ધિ ન પ્રગટે તો દુર્ગુણપણે પરિણમે, અને જેને લોકો છલપ્રપંચ કે માખણીયાવાળો આ ગુણ માને છે તેવા રૂપમાં જ આ ગુણની વ્યાખ્યા પર્યવસિત થાય, તેમજ પાપકાર્યો પ્રતિ તિરસ્કાર દૃષ્ટિ વિનાનો ઉપરોક્ત ગુણ નકામો જ ગણ્યો છે. માટે ક્રમપ્રાપ્ત 'पापजुगुप्सा' નામે ત્રીજા ગુણનું વર્ણન ગ્રંથકાર કરે છે.

पापजुगुप्सा तु तथा, सम्यक्परिशुद्धचेतसा सततम् ।
पापोद्वेगोऽकरणं, तदचिन्ता चेत्यनुक्रमतः ॥ ५ ॥

મૂલાર્થ-'પાપજુગુપ્સા' એટલે પાપનો ત્યાગ અર્થાત્ યથાર્થ

શુદ્ધ ચિત્તવડે નિરંતર પૂર્વે કરેલ પાપકાર્યોની વારંવાર નિન્દા ભાવવી, અને વર્તમાનકાળમાં પાપો નહીં કરવા તેમજ ભવિષ્ય-કાળમાં પાપકાર્યોનો કદાપિ વિચાર કરવો નહીં, અથવા કાયાથી પાપો આચરવા નહીં, વચનથી કરવા નહીં અને મનથી ચિતવવા નહીં. એ પ્રમાણે **પાપજુગુપ્સા** નામે ત્રીજું ધર્મતત્ત્વનું લિંગ જાણવું.

**સ્પષ્ટીકરણ**—અહીં ધર્મતત્ત્વના બે લિંગો કહ્યા પછી ત્રીજું '**પાપજુગુપ્સા**' એ પદમાં અને જુગુપ્સા એ બે શબ્દો છે, તેથી પાપ એટલે દુષ્ટ વ્યાપારો જેવાં કે-ચોરી, જૂઠ, હિંસા, મૈથુન આદિ તેની જુગુપ્સા એટલે નિન્દા, પશ્ચાત્તાપ, ખેદ, ફરી નહીં કરવા માટેની ધારણાઓ કરવી. અર્થાત્ અતીતકાળમાં પોતાના આત્માએ જે જે પાપકાર્યો કર્યા હોય તેને યાદ કરી વારંવાર પશ્ચાત્તાપ કરવો, જેથી પોતાનો આત્મા ભવિષ્યમાં ફરી તેવા કાર્યો કરવા લલચાય નહીં. આ સ્થળે ટીકાકાર 'પાપજુગુપ્સા' એટલે '**પાપ-પરિહારરૂપા**' પાપનો ત્યાગ કરવો એવો અર્થ કરે છે. પરમાર્થ એ કે-કરેલા પાપનો પશ્ચાત્તાપ એવો કરવો કે-ભવિષ્યમાં ફરીને તેવા પાપો બને નહીં અન્યથા પશ્ચાત્તાપ કર્યા પછી પણ તે પાપો સેવાય તો તે પશ્ચાત્તાપ દંભ જ ગણાય. આ પશ્ચાત્તાપ પણ **લક્ષ્મણા સાધ્વી**ની માફક અશુદ્ધ મનથી ન કરવો, કિન્તુ '**सम्यक्परिशुद्ध-चेतसा**' એ પદથી અંતઃકરણની પવિત્ર વૃત્તિથી જ કરવો. તે પણ એકાદ વખત કરવામાં આવે અને પછી વિસરી જવાય, તો સમાર્જન કર્યા વગરનું શસ્ત્ર જેમ કાટ ખાઈ જાય તેમ તે કરેલ પશ્ચાત્તાપ પણ નકામો થાય. આ હેતુથી કર્તાએ મૂળમાં '**सततम्**' એ પદ આપ્યું છે. અર્થાત્ શસ્ત્રાર્થી પોતાના હથિયારની નિત્ય સંભાળ કરે છે, તેમ પાપથી બચવા માટે પૂર્વના પાપોની નિત્ય શુદ્ધ મનથી ગર્હા કર્યા કરવી. આનું કારણ એ કે-અનાદિથી આત્માની ટેવ વિપરીત કાર્યો કરવાની અને પોતાનું અહિત કરનાર પદાર્થોના સંયોગોમાં રહેવાની પડેલી છે. આથી જો તેને થોડો પણ અવકાશ મળે તો પાપના પરિચયમાં આવતા વિલંબ ન થાય. મૂળમાં '**तु**'

અને 'તથા' એ શબ્દો તથાપ્રકારે પાપનો નિષેધ બતાવનાર મુખ અને હસ્તાદિની વિશિષ્ટ ચેષ્ટાદ્વારાએ સ્પષ્ટ જણાતો એવો પાપનો નિષેધ–ત્યાગ કરવો, એ ભાવને ધ્વનિત કરવા માટે આપ્યા છે. પાપોની ગર્હા કેવી રીતે કરવી? તેનો ઉત્તર ગ્રન્થકર્ત્તા જ શ્લોકના ઉત્તર ભાગથી વ્યક્ત કરે છે. પૂર્વકાળે જે જે પાપો સેવ્યા હોય તેની ગર્હા કરવી, એટલે મેં પૂર્વે અજ્ઞાનવશપણે બહુ ખોટા કાર્યો કર્યા, અધન્ય છે મારા તે આત્માને! હવે હું ફરીને તેવા કાર્યો નહીં કરીશ. 'મારા કરેલા પાપો ફરીને નહીં કરવાપણે મિથ્યા–નિષ્ફળ બનો.'

વ્યવહારમાં વૈદ્યો રોગીના રોગની શાન્તિ માટે પ્રથમ વિવેચન આદિ આપ્યા પછી વર્તમાન દર્દોની શાન્તિ કરવાને અન્ય અન્ય ઔષધીઓ આપે છે. તેમજ અહીં આત્મશુદ્ધિ વિષયમાં પણ જ્યાં સુધી પૂર્વના પાપોની ગર્હા–નિન્દા આદિ પ્રકારથી પાપનો સંબંધ અલ્પ ન થાય, ત્યાં સુધી નવા નવા પાપોનો બંધ પણ અળગો ન જ થાય. એથી જ ગ્રંથકર્ત્તાએ અહીં પ્રથમ પૂર્વના પાપોનો ક્ષય કરવા માટે ગર્હા કરવાનું બતાવ્યું. ત્યારપછી વિશેષ શુદ્ધિ માટે હવે '**अकरण**' એ પદથી વર્તમાનની શુદ્ધિ દર્શાવે છે. એટલે વર્તમાનમાં પાપો સેવવા નહીં. પૂર્વના પાપોનો સંસ્કાર અલ્પ થાય ત્યારે જ નવા પાપો થતાં અટકે. તેમજ ભવિષ્યના પાપો બંધ કરવાનો ઉપાય એજ કે–'**तदचिन्ता**' કોઈ પણ ક્ષણે પાપકાર્યો કરવાનો સંકલ્પ માત્ર પણ ન થવા દેવો, કારણ કે–પાપવૃત્તિ પ્રેરનારા પ્રથમ સંકલ્પો–સ્મરણો જ પ્રગટે છે અને પછી જ તેનો અનુરાગ તથા ગ્રહણ કરવાની તીવ્ર લાલસાઓ જન્મે છે. એટલે જેનું મૂળ જ કાપી નાખ્યું હોય તેનું વૃક્ષ ક્યાંથી વધે? અર્થાત્ ન જ વધે. જ્યાં સ્મરણ થયું ત્યાં અવશ્ય અનુરાગ ઉપજે અને અનુરાગ થયા પછી લેવાને મન લલચાય છે. '**लोभमूलानि पापानि**' એ નીતિવાક્ય યથાર્થતયા સુઘટિત થાય છે. કાલત્રયપણે પાપોની સામે તિરસ્કારની દૃષ્ટિથી દેખવું અર્થાત્ સર્વથા પાપોની

ઉપેક્ષા કરવી. મન, વચન અને કાયા એ ત્રણે યોગથી પાપોને ત્યાગ કરવો. આ પ્રમાણે '**પાપજુગુપ્સા**'નો ગુણ પ્રગટે એટલે પ્રથમના '**ઔદાર્ય**' અને '**દાક્ષિણ્યતા**' એ બન્ને ગુણો યોગ્ય રીતે સાર્થક ગણાય. અહીં આગળ આગળના ગુણો ઉત્તર ઉત્તરના ગુણો સાથે નિકટ સંબંધ ધરાવે છે. એટલે ઉત્તરના ગુણો પ્રગટવાથી ઉપરના ગુણોમાં વધારે તાત્ત્વિકતા આવે છે. અહીં ધર્મતત્ત્વના ગુણ તરીકે '**પાપજુગુપ્સા**' નામે ત્રીજો ગુણ વર્ણવ્યો છે. 'તેનો અર્થ કાલત્રયપણે અથવા ત્રિકયોગથી સર્વથા પાપનો અભાવ કરવો એવો ન કરવો, કિન્તુ જે જે મોટા પાપકાર્યો હોય તેના પર અપ્રેમભાવ–નહીં સેવન કરવાની બુદ્ધિ એજ અર્થ જાણવો.' અન્યથા સર્વથા પાપનો અભાવ તો શૈલેશીકરણના અન્તિમ સમયમાં જ થાય છે.

પ્રથમ 'પાપ' આદિનું યથાર્થ સ્વરૂપ સમજવામાં ન આવ્યું હોય તો પાપની ગર્હા કેમ બને? તથા સમજણ વિનાની નિન્દા પણ ઘણી વાર અધિક પાપ કરાવનારી બને છે, તેમજ શાસ્ત્રવચન પણ '**ज्ञात्वा**' આદિ વાકયોથી પ્રથમ તો જ્ઞાનની જરૂરીઆત સ્વીકારે છે. એથી જ 'પાપજુગુપ્સા' એ ગુણની અધિક દૃઢતા કરનારો ચતુર્થ ગુણ '**निर्मलबोध**' નામે શાસ્ત્રકર્તા દર્શાવે છે.

**निर्मलबोधोऽप्येवं, शुश्रूषाभावसंभवो ज्ञेयः ।**
**शमगर्भशास्त्रयोगा–च्छ्रुतचिन्ताभावनासारः ॥ ६ ॥**

**મૂલાર્થ**–'નિર્મળબોધ એટલે શુદ્ધબોધ, શમ–શાન્તિ રસ–પ્રધાન એવા જે શાસ્ત્રો તેને શ્રવણ કરવાની ઇચ્છાથી જ આ નિર્મળબોધ–શુદ્ધબોધ પ્રગટે છે. અર્થાત્ વૈરાગ્ય, પ્રશમ આદિ રસોનું પોષણ કરનાર શાસ્ત્રદ્વારાએ જે બોધ પ્રગટયો હોય તે '**નિર્મલ બોધ**' નામે ધર્મતત્ત્વનું લિંગ જાણવું. આ 'નિર્મળબોધ' ૧–શ્રુતસાર ૨–ચિન્તાસાર અને ૩–ભાવનાસાર એમ ત્રણ પ્રકારનો હોય છે.

**સ્પષ્ટીકરણ**—'નિર્મળબોધ' એટલે વિમળબોધ અર્થાત્ જે જ્ઞાનમાં અજ્ઞાનનો–વિકારભાવનો મળ ન હોય. કારણ કે–બોધ એ

પ્રકારનો હોય છે. એક તો વ્યવહારિક તત્ત્વનો અને બીજો ધાર્મિક તત્ત્વનો. વ્યવહારિક તત્ત્વનો બોધ કેવળ ઉપાધિ વધારનાર અને આરંભ-સમારંભાદિ વધારનાર હોવાથી શાસ્ત્રકર્તાએ તેને અશુદ્ધ બોધ કહ્યો છે. ધાર્મિક તત્ત્વનો બોધ પણ બે પ્રકારનો કહ્યો છે, જેમાં રાગ, દ્વેષ કે અજ્ઞાનતાથી આગ્રહવિશિષ્ટ પુરૂષોના વાક્યો હોય, એવા શાસ્ત્રો શ્રવણ કે અભ્યાસ કરવાથી જે બોધ ઉદ્ભવે તે, અને વીતરાગકથિત કેવળ ત્યાગ-વૈરાગ્ય પ્રશમરસને જ પોષનારા શાસ્ત્રો શ્રવણ તથા અભ્યાસ કરવાથી જે જ્ઞાન ઉદ્ભવે તે. આ બે પ્રકારના બોધમાં પ્રથમનો બોધ આત્માને ખોટા માર્ગ પર લઈ જનાર હોવાથી સર્વથા ઉપેક્ષા યોગ્ય છે, તથા બીજા બોધમાં પણ વીતરાગના નામે આગ્રહી પુરૂષોના કહેલા જે જે વચનો હોય તે પણ ઉપેક્ષાને જ પાત્ર છે. આ હેતુથી જ ગ્રંથકર્ત્તાએ મૂળમાં સામાન્ય 'બોધ' એ પદ ન મૂકતાં "નિર્મલ બોધ" એ વિશિષ્ટ પદ મૂકયું છે અને ટીકાકારે તેની વ્યાખ્યા '**વિમલબોધ**' એવી કરી છે. ભાવાર્થ એ કે-'**विगतः मलः यस्मात् स विमलबोधः**' જેમાંથી મળ વિશેષપણે ગયો છે એવો જે બોધ તે 'વિમળબોધ' જાણવો. આ વિમળબોધની પ્રાપ્તિનો માર્ગ શાસ્ત્રકર્તા '**शुश्रूषाभावसंभवः**' એ વાક્યથી જણાવે છે. '**श्रोतुं इच्छा शुश्रूषा**' 'શાસ્ત્રો શ્રવણ કરવાની ઇચ્છા.' શાસ્ત્રોના શ્રવણ વિના અભ્યાસ ન થાય તેમજ બોધ પણ ન જ બને, માટે અહીં શાસ્ત્ર શ્રવણભાવ 'વિમલબોધ' પ્રાપ્તિનો માર્ગ કહ્યો. આ ઇચ્છા પરમ અને અપરમ એ બે પ્રકારે વર્ણવી છે. જે શાસ્ત્રશ્રવણ કરવામાં વિનય, ભક્તિ, આદર અને શ્રદ્ધા હોય તે પરમ, તથા જે કુતૂહલ, માન આદિની બુદ્ધિથી શ્રવણ કરાય તે અપરમ ઇચ્છા. '**નિર્મલબોધ**' નામે ગુણ કેવા શાસ્ત્રો શ્રવણ કરવાથી ઉદ્ભવે તે ગ્રંથકર્તા જણાવે છે. '**शमगर्भशास्त्रयोगात्**' જે શાસ્ત્રોમાં પ્રશમ, વૈરાગ્ય, ત્યાગ તથા અધ્યાત્મભાવનું સ્વરૂપ યથાર્થતયા વર્ણવ્યું હોય તેવા શાસ્ત્રો શ્રવણ કરવાથી શ્રોતાના હૃદયમાં 'નિર્મલબોધ' ગુણ પ્રગટે છે, કારણ કે-અન્યથા પ્રકારના શાસ્ત્રો શ્રવણ કરવાથી

મલિન વાસનાઓનું અધિક પોષણ થાય માટે વિમલબોધ ઇચ્છિકોએ કેવલ શ્રૃંગાર, વીર કે હાસ્ય રસને બતાવનાર શાસ્ત્રો સાંભળવા નહીં. આ નિર્મલ બોધ શ્રુતસાર, ચિન્તાસાર અને ભાવનાસાર એમ ત્રણ પ્રકારે કહ્યો છે. આ ત્રણેનું સ્વરૂપ અને પ્રત્યેકની ભિન્નતા શાસ્ત્રકર્તાએ અન્ય અધિકારમાં વિસ્તારથી દર્શાવી છે. અહીં સમજવાનું એટલું કે–આ 'નિર્મલ બોધ' ગુણની જાગૃતિ થયા પછી 'પાપજુગુપ્સા' નામે ત્રીજા ગુણનું સ્વરૂપ બરાબર ખ્યાલમાં આવી શકે છે અને તેને પ્રવૃત્તિમાં યોગ્ય રીતે મૂકી શકાય છે અને એ ગુણ માયા રહિતપણે શુદ્ધ તાત્ત્વિક ભાવનાને પામી શકે છે. એથી જ ગ્રંથકર્તાએ 'પાપજુગુપ્સા'ની પછી ઉપરોક્ત 'નિર્મલ બોધ' નામે ચોથો ગુણ બતાવ્યો.

પ્રથમ દર્શાવેલ ઔદાર્ય, દાક્ષિણ્ય, પાપજુગુપ્સા, અને નિર્મલ બોધ એ ગુણના અભાવથી જ લોકનિન્દા, અપયશ, માનહાનિ, અપકીર્તિ આદિ દુર્ગુણો આત્માને લાગુ થાય છે અને તે ગુણો આવ્યા પછી આ દુર્ગુણો સત્વર નાશ પામે છે. પરમાર્થ એ કે–ઉપરોક્ત ચારે ગુણવાળો આત્મા અવશ્ય જનપ્રિય બને. માટે અહીં ગ્રંથકર્તા ઉપરના ચાર ગુણોનું કથન કર્યા પછી તેના જ ફલરૂપ 'જનપ્રિય' નામે પાંચમું ધર્મતત્ત્વનું લિંગ સાતમા શ્લોકમાં દર્શાવે છે.

અથવા પ્રથમ કહેલા ચાર ગુણવાળો આત્મા બન્યા પછી પણ જો તેની કેટલીક પ્રવૃત્તિ લોકોને રૂચે તેવી ન હોય, અગર ઔચિત્યતા, વિનય, નમ્રતા, સમયજ્ઞપણું ન હોય તો ચારે ગુણો ધર્મતત્ત્વનું બરાબર કાર્ય સાધવામાં નિષ્ફળ બને. આ હેતુથી 'જનપ્રિય' નામે લિંગ દર્શાવે છે.

**युक्तं जनप्रियत्वं, शुद्धं तद्धर्मसिद्धिफलदमलम् ।**
**धर्मप्रशंसनादे—र्बीजाधानादिभावेन ॥७॥**

**મૂલાર્થ**—પોતે આચરિત ધર્મની લોકો પ્રશંસા કરે, તેમજ-

અન્ય લોકો તેનું અનુકરણ કરે જેથી અનુક્રમે પુણ્યાનુબંધી પુણ્યરૂપ ફળ ધર્મીજનને પ્રાપ્ત થાય, અર્થાત્ આ રીતે અતિશે પોતે કરેલ ધર્મસિદ્ધિનું ફળ જેનાથી પ્રાપ્ત થાય છે એવું શુદ્ધ-નિર્મલ અને યોગ્ય 'જનપ્રિય' નામે પાંચમું ધર્મતત્ત્વનું લિંગ જાણવું.

**સ્પષ્ટીકરણ**—ગ્રંથકર્તા શરૂઆતમાં જ 'જનપ્રિય' નામે ધર્મતત્ત્વનું 'લિંગ બરાબર ઉચિત જ છે એમ 'युक्तं' પદથી ધ્વનિત કરે છે. પણ અનુચિત નથી એવું ભાર મૂકીને જણાવે છે, કારણ કે ખરો 'જનપ્રિય' તેજ હોઈ શકે કે દંભ વિના ધર્માચરણ કરતો હોય તથા લોક નિંદે તેવું આચરણ ન કરતો હોય. જનપ્રિય થવાના કારણો આ પ્રમાણે કહ્યા છે. પ્રથમ જન-પ્રિયપણું દાંભિક, જૂઠ, કપટભાવથી ઉપજાવેલું ન હોવું જોઈએ. કેમકે-ઘણા લોકો જનતામાં પોતાનું સારૂં દેખાડવા માટે અને સર્વને પ્રિય થવા સારૂં અનેક પ્રકારની ખોટી મીઠાસો તથા અસત્ય-કપટભાવો આદિને સેવે છે. આ હેતુથી જ શ્લોકમાં 'शुद्धं' એ વિશેષણ આપ્યું છે. એ જે જનપ્રિયપણું રાગદ્વેષ વિનાનું દંભ રહિત નિર્મલ હોય તેજ અહીં આપેક્ષિક છે. આવા મનુ-ષ્યો જ પરિણામે સ્વ તથા પરને અત્યંત ધર્મસિદ્ધિના ફળને અર્પણ કરે છે. તાત્પર્ય એ કે-દંભ અને જૂઠ વર્તન વગરના મનુષ્યો જે કાંઈ અલ્પ પણ ધર્મ આચરે તે નિર્મલભાવથી સેવે છે. આથી તેઓ થોડા ધર્મ આરાધનથી પણ ઘણા જ ફળને પામે છે તથા અન્ય આત્માઓ તેવાઓની ક્રિયા દેખી પ્રશંસા-અનુમોદના કરી અંતમાં તે તે ક્રિયાઓ તેઓ સ્વીકારે છે. એટલે વસ્તુતઃ તેઓ ધર્મ જ પામે છે, કારણ કે-**यद्यदाचरति श्रेष्ठः तत्तदेवेतरो जनः। स यत्प्रमाणं कुरुते, लोकस्तदनुवर्तते ॥ १ ॥** "પ્રતિષ્ઠિત જન જે જે કાર્યોને આદરે તે તે કાર્યોનું અનુકરણ ઇતર-પ્રાકૃત જન કરે તથા તેઓ જેને પ્રમાણતયા માને તેને જ ઇતરજનો અનુસરે." સામાન્યથી અલ્પજ્ઞ જનો પોતાનાથી અધિક બુદ્ધિમાનના કાર્યો તરફ વધારે વિશ્વાસ રાખે છે. હેતુ એ છે કે-

તેઓમાં વિશેષ બુદ્ધિ, હિંમત અને લાભાલાભનો વિચાર કરવાની શક્તિ અલ્પ હોય છે તથા ઘણા ભાગે આવા લોકોની દૃષ્ટિ અન્યનું અનુકરણ કરવાની ટેવાયેલી હોય છે. એટલે અન્યના અનુમોદનીય કાર્યો અવલોકી આવા લોકો પોતાની સરળ મતિથી તેનું અનુમોદન કરી તેવા ઉચા કાર્યોમાં ધર્મીઓની પાછળ થોડી થોડી ગતિ કરે છે ને પરિણામે અલ્પજ્ઞ જનો પણ ઉત્તમ જનોના વર્તનના આધારે પોતાનું હિત પરંપરાએ સિદ્ધ કરે છે. એથી જ ઉપદેશકો, ગુરૂજનો અને પ્રખ્યાત કીર્તિનાયકો માટે શાસ્ત્રકર્તાએ કથન કર્યું છે કે–'યદિ આ લોકો જો થોડું પણ વિપરીત આચરણ કરે તો તેઓ અનંત દુ:ખના ભાગી બનવા સાથે અસંખ્ય લોકોને અનંત દુ:ખના ભાગી બનાવે છે. માટે ઉપદેશક ગુર્વાદિકોએ તેવું વર્તન કરવું કે જે સ્વ–પરને હિતાવહ હોય.' તાત્પર્ય એ કે–ઉપરોક્ત જનપ્રિયપણાની શુદ્ધ નિર્વિકારી વર્તન અને ધાર્મિક નિર્મલ ક્રિયાઓ કરવી, તથા અન્ય સામાન્ય જનો સદાચારી ધર્મીલોકોના વર્તનની પ્રશંસા કરી પોતાના આત્માને અનુક્રમે ધર્મી બનાવે છે. એવું સમજી ગુર્વાદિકો પોતાની મહત્તાને બરાબર ખ્યાલમાં લઈ પોતાના ચારિત્રને ઉચ્ચત્તર બનાવે, કદાપિ દોષ લાગવા દે નહીં, ધર્મપ્રશંસા ઇતરજનો અને ધર્મીજનની હૃદયભૂમિમાં ધર્મબીજની ઉચ્ચ શુદ્ધ વાવણી કરે છે. એમ વાવણી થયા પછી જેમ બીજ ઉત્તમ ભૂમિમાં પડયા પછી અનુકૂળ વાયુ અને જળવૃષ્ટિના સંયોગદ્વારાએ પત્ર, પુષ્પ, ફલાદિને ઉપજાવે છે, તેમ અહીં ધર્મપ્રશંસા નામક બીજ પણ પરિણામે સ્વ–પરને મોક્ષરૂપ ફળ આપનારૂં થાય છે. અત્રે મૂળમાં કહેલ "**धर्मप्रशंसादेः**" એ પદની ટીકામાં ઉપાધ્યાયજી આદિ પદથી ધર્મ કરવાની ઇચ્છા, ઇચ્છાનો અનુબંધ, ધર્મના ઉપાયો શોધવા, ધર્મમાં પ્રવૃત્તિ કરવી, ગુરૂ સંયોગ મેળવવો અને છેવટે સમ્યક્ત્વની પ્રાપ્તિ એટલી વસ્તુઓ સૂચવે છે. આટલા પદાર્થો આદિ પદથી લેતાં ધર્મપ્રશંસાને બીજની ઉપમા સારી રીતે લાગુ થાય છે. અન્યથા તેને બીજપણે ઘટાવવામાં કલ્પનાનો આશ્રય લેવો પડે છે, તેમજ મૂલકર્તાએ આપેલ આદિ

પદ પણ સાર્થક બને છે. યશોભદ્રસૂરિજીએ આદિ પદની વ્યાખ્યાને ટુંકાવી નાંખી છે, તેનું કારણ એટલું જ કે–વિસ્તારમાં ન ઉતરવું.

ફરી મૂલના "बीजाधानादि" એ પદની ટીકામાં અંકુર, પત્ર, પુષ્પ અને ફલ–એ ચાર પદાર્થો સૂચિત કરે છે. અંકુરાદિનું સ્વરૂપ **લલિતવિસ્તરા**માં આ પ્રમાણે કહ્યું છે–"ધર્મનું ચિંતવન એ અંકુરા સમાન, ધર્મનું શ્રવણ કરવું તે કાંડા સમાન, ધર્મનું આચરણ એ નાલ સમાન તથા પરંપરાએ તે ધર્મસાધનથી દેવ–મનુષ્યની સિદ્ધિ પામવી એ પુષ્પતુલ્ય માનેલ છે." અને મોક્ષ તે ફળતુલ્ય જાણવું. અહીં બીજ બે પ્રકારનું હોય છે. જેને રોપવાથી ફલ આદિ પ્રાપ્ત થાય તે અને જેને રોપ્યા પછી નિષ્ફળ જાય તે. તેમ 'ધર્મપ્રશંસા' નામક બીજમાં પણ અદ્‌ભૂત શક્તિ હોવાથી ઉત્તરોત્તર ફળ વિગેરે પ્રાપ્ત થાય છે, કારણ કે–આ ધર્મપ્રશંસાને શાસ્ત્રકર્તા પુણ્યાનુબંધી પુણ્યનું કારણ કહે છે. જે પુણ્ય કર્યા પછી અનુક્રમે પુણ્યકર્મોનો પ્રવાહ ચાલ્યા કરે, યાવત્ જે પુણ્ય સર્વથા કર્મોની નિર્જરા કરાવી પછી જ આત્માથી અલગ થાય, આ પ્રમાણે પુણ્યાનુબંધી પુણ્યપદની વ્યાખ્યા કરી છે. એટલે ધર્મ અને સદાચારની પ્રશંસા કરવાથી પ્રશંસા કરનાર ઉત્તરોત્તર પુણ્યકાર્યોની પરંપરા જ હસ્તગત કરે છે. આજ હેતુથી શુદ્ધ એવા 'જનપ્રિયત્વ' નામક પાંચમા ગુણને ધર્મસિદ્ધિના ફળ આપનાર તરીકે વર્ણવ્યો. પુણ્યાનુબંધી પુણ્ય માટેજ શ્રીમાન્ હરિભદ્રસૂરિજી કહે છે કે–"સુંદર મહેલમાં રહેનાર અધિક સુંદર મહેલમાં નિવાસ અર્થે જાય, તેમજ પુણ્યના પ્રભાવથી મનુષ્યો ઉત્તરોત્તર અધિક સમૃદ્ધિઓ પામે છે. એથી જ ગુણનો અનુબંધ કરનારૂં એવું પુણ્ય ભવિક આત્માઓએ સર્વથા ઉપાર્જન કરવું ઉચિત છે, કારણ કે–એજ પુણ્યના પ્રભાવથી નાશ નહીં પામનારી એવી સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થાય છે." પુણ્યાનુબંધી પુણ્યના કારણો ગ્રંથકર્તાએ અષ્ટકજીમાં આ પ્રમાણે કહ્યા છે. "એકેન્દ્રિયથી પંચેદ્રિય પર્યંત જીવો પર દયા, વિધિપૂર્વક ગુરૂજનોની પૂજા, વિશુદ્ધ એટલે પવિત્ર સદાચારો,

આ કારણોથી–આના યથાર્થ સેવનથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે." એ રીતે પરંપરાએ ધર્મસિદ્ધિ અને તેના ફળો આવવાથી '**જન-પ્રિયત્વ**' નામે પાંચમો ગુણ '**ધર્મતત્ત્વ**'ના લક્ષણ તરીકે યોગ્ય અને સુસંબદ્ધ કહ્યો. ભાવાર્થ એ કે–ઉપર કહેલ ચારિત્રવંતની ક્રિયાઓ પ્રશંસાપાત્ર બનવાથી, સદાચારી શુદ્ધ વર્તન હોવાથી, લોકોને હાનિ ન થાય તેવી પ્રવૃત્તિ આદરવાથી, હાસ્ય અને નિંદા ન બને તેવું આચરણ કરવાથી પોતે 'જનપ્રિયત્વ' બનવા સાથે પરને અનુકરણીય ચારિત્ર દ્વારા સ્વ–પર ઉભયને ધર્મસિદ્ધિકારક બને છે. એથી જ આ લક્ષણથી ધર્મ પામેલ ધર્મી આત્મામાં '**ધર્મતત્ત્વ**'ની પ્રાપ્તિ થઈ છે કે નહીં એવું અનુમાન સુંદર રીતે કરી શકાય છે.

ઉપર કહ્યા પ્રમાણે 'ધર્મતત્ત્વ'ના પાંચ લક્ષણો પાંચ શ્લોકથી ગ્રંથકર્તાએ વિસ્તારથી બતાવ્યા, જે પરથી તેનું સ્વરૂપ સમજાવ્યા પછી વિવેકી કોઈ પણ આત્મા ધર્મીઓની પરીક્ષા કરવા જરૂર સમર્થ થાય એમાં સંદેહ નથી, તથાપિ વિશિષ્ટ પરીક્ષા માટે ફરી ગ્રંથકર્તા તે ધર્મી આત્મામાં વિશિષ્ટ દોષો જેવાં કે–વિષયતૃષ્ણા વિગેરેનો જરૂર અભાવ હોય, તે સમજાવવા માટે દૃષ્ટાંતપૂર્વક આદિ દોષોનું વિસ્તૃત સ્વરૂપ દર્શાવે છે.

**आरोग्ये सति यद्वद्, व्याधिविकारा भवन्ति नो पुंसाम् ।**
**तद्वद्धर्मारोग्ये, पापविकारा अपि ज्ञेयाः ॥ ८ ॥**

**મૂલાર્થ**—આરોગ્યતા–રોગનો અભાવ થયા પછી જેમ મનુષ્યને કાંઈ પણ વ્યાધિ સંબંધી વિકારો ઉદ્ભવતા નથી તેમજ, ધર્મ સંબંધી આરોગ્યતા મળ્યા પછી પાપરૂપ વિકારોનો જન્મ થતો નથી.

**સ્પષ્ટીકરણ**—આરોગ્યતા એટલે તંદુરસ્તીપણું, રોગનો અભાવ. એટલે તંદુરસ્તીપણામાં વ્યાધિઓ જન્મે તો તંદુરસ્તીપણું ન કહેવાય, કારણ કે–તંદુરસ્તીપણું તથા વ્યાધિયો એ બંનેને પરસ્પર પ્રતિબંધક પ્રતિબધ્યભાવ છે. તેજ પ્રમાણે પ્રથમ જણાવેલ પાંચ લક્ષણ વિશિષ્ટ 'ધર્મતત્ત્વ' પામ્યા પછી પાપવિકારો, જેનું

સ્વરૂપ ગ્રંથકર્તા નીચે જણાવે છે તે કદાપિ ઉદ્ભવે નહીં. અર્થાત્ એ પાપવિકારોને બંધ કરનાર ઉપરોક્ત ધર્મતત્ત્વરૂપ આરોગ્યતા જાણવી. આ શ્લોકના પૂર્વભાગમાં ગ્રંથકર્તાએ દષ્ટાંત આપ્યું અને ઉત્તરભાગમાં દષ્ટાન્તિકની ઘટના કરી છે. પરમાર્થ એ કે–આરોગ્યતાની સામે ધર્મઆરોગ્યતા અને વ્યાધિવિકારોની સામે પાપવિકારો એ પ્રમાણે દષ્ટાંત દાષ્ટાન્તિકની ઘટના સમજવી.

ધર્મતત્ત્વના પ્રભાવથી જે જે પાપવિકારોનો નાશ થાય અથવા ઉદ્ભવે નહીં, તેનું સ્વરૂપ ગ્રંથકર્તા વિસ્તારથી દર્શાવે છે.

**तत्रास्य विषयतृष्णा, प्रभवत्युच्चैर्न दृष्टिसम्मोहः ।**
**अरुचि र्न धर्मपथ्ये, न च पापा क्रोधकंडूतिः ॥ ९ ॥**

**મૂલાર્થ**—આ ધર્મતત્ત્વ પામેલ મનુષ્યને અતિ ગાઢ વિષયતૃષ્ણા ઉદ્ભવતી નથી તેમજ દષ્ટિસંમોહ પણ પરાભવ કરી શકતો નથી અને ધર્મરૂપી પથ્ય પર અરૂચિ આવતી નથી. એ પ્રમાણે પાપીષ્ટ ક્રોધની ખુજલીઓ, કે જેનાથી ધર્મધનનો નાશ થાય તે પણ આવિર્ભાવ પામતી નથી.

**સ્પષ્ટીકરણ**–આ શ્લોકથી મૂલકર્તા ધર્મતત્ત્વ પામ્યા પછી તેના પ્રભાવથી શુભ આત્માને કયા કયા પાપવિકારો ઉદ્ભવતા નથી, તેનો કેવળ નામનિર્દેશ કર્યા પછી વિશેષ સ્વરૂપ કહેવાની સુગમતા થાય. ઉપર ધર્મતત્ત્વના પ્રભાવથી પાંચ વિશિષ્ટ ગુણોનો લાભ થાય એવું વિધિમુખે પ્રતિપાદન કર્યું. હવે નિષેધમુખે દોષો ન ઉદ્ભવે તે અહીં જણાવે છે. જો કે ગુણપ્રાપ્તિ જણાવ્યા પછી દોષ અભાવનું સ્વરૂપ કહેવું ' કાકદંત ' પરીક્ષા જેવું જ ગણાય. પરંતુ અહીં વિશિષ્ટતા આ સમજવી કે–જ્યાં ગુણ અને દોષોનો પરસ્પર પ્રતિબંધક પ્રતિબધ્યભાવ સુઘટિત હોય, ત્યાં જ ઉપરોક્ત ન્યાય લાગુ થાય. દષ્ટાંત તરીકે શીલ અને વ્યભિચાર, દાન અને કૃપણતા વિગેરે. તથાપ્રકારે અહીં પણ ઉપરોક્ત પાંચ ગુણો અને આગળ કથન કરતાં પાપવિકારોને પરસ્પર પ્રતિબંધક પ્રતિબધ્યભાવ નથી, અર્થાત્

ઉપર કહેલા ગુણોની પ્રાપ્તિ થયા પછી ગુણઆગલ કથન કરાતા પાપવિકારો જાગૃતિને પામે છે. એથી જ ગ્રંથકર્તાએ 'દોષાભાવ' સ્વરૂપ વ્યતિરેક મુખથી વિસ્તારપણાવડે ભિન્ન ભિન્નપણે સ્પષ્ટ કથન કરે છે. અન્યથા આ 'દોષાભાવ'નું ભિન્ન સ્વરૂપ દર્શાવવાની જરૂર નથી. આ પાપવિકારો વિષયતૃષ્ણા[1], દૃષ્ટિસંમોહ[2], ધર્મપથ્યમાં અરૂચિ અને ક્રોધકંડૂતિ[4] જાણવા. આ ચારે વિકારોનું વિશેષ સ્વરૂપ ગ્રંથકર્તા પોતે જ વિસ્તારથી દર્શાવશે. અહીં તો નામ માત્રનું જ સૂચન કર્યું છે.

પ્રથમ વિષયતૃષ્ણાનું લક્ષણ દર્શાવે છે.

**गम्यागम्यविभागं, त्यक्त्वा सर्वत्र वर्त्तते जन्तुः ।**
**विषयेष्ववितृप्तात्मा, यतो भृशं विषयतृष्णेयम् ॥ १० ॥**

**મૂલાર્થ**—શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધ—એ પાંચ વિષયો છે. આ વિષયોથી જેઓનો આત્મા સંતોષ નથી પામ્યો તેવાઓ ગમ્ય અને અગમ્ય વિવેક વિચાર્યા વગર ચારે તરફ ફાંફાં મારે છે. માટે અન્ય વિષયવાસનાની અપેક્ષાએ આ ગાઢ તૃષ્ણા ભાન ભૂલાવનાર હોવાથી આનું નામ 'વિષયતૃષ્ણા' નામે પાપવિકાર વિદ્વાનોએ કહ્યો.

**સ્પષ્ટીકરણ**—વિષયતૃષ્ણા નામે પ્રથમ પાપવિકારનું સ્વરૂપ અહીં જણાવે છે. તેમાં સંસારીને અંગે વિષયેચ્છાનો સર્વથા અભાવ માનવો અકલ્પનીય છે. અનાદિની ઉદયગત વિષયેચ્છા પૂર્ણ કરવાને જ સંસાર સંસારીઓ રચે છે, આથી અહી વિષયતૃષ્ણાને બે વિભાગમાં વ્હેંચી શકાય. એક સાધારણ વિષયતૃષ્ણા અને બીજી અસાધારણ અતિ વિષયતૃષ્ણા. જો કે બંને વિષયેચ્છાઓ પાપ જ માની છે તથા જે વિષય ઇચ્છાની પૂર્ણતા કરવાને આત્મા પોતાનો વિવેક અને મર્યાદા તોડવા પર્યંત નીચી દશામાં ઉતરે નહી, તેમજ આલોક, પરલોકના અકાર્યોથી ભયસહિતપણે પ્રવૃત્તિ આદરે, તેને સાધારણ

વિષયતૃષ્ણા જણાવી પાપવિકારના લક્ષણથી બહિર્ભૂત માની છે. કારણ કે-આ વિષયેચ્છા વ્રતધારી જૈનો તથા સમ્યક્ત્વધારી આત્માઓ પણ એકાએક ત્યાગી શકતા નથી અને પરિણામે સ્વહિત સાધવાને સમર્થ થાય છે. સમ્યક્ત્વ પામ્યા પછી ભરતચક્રવર્તી, ચેડા રાજા, ઉદાયી મહારાજા, કૃષ્ણ વાસુદેવ અને શ્રેણિક રાજા વિગેરે ભોગ ભોગવતા હતા એ શાસ્ત્રોમાં દૃષ્ટાંત પ્રસિદ્ધ છે. પરમાર્થ એ કે-ધર્મ અને આત્મહિતનું સાધ્ય ભ્રષ્ટ ન થવું જોઈએ. આ વિષયેચ્છા પણ આસક્તિ અને અનાસક્તિ ભેદોથી બે પ્રકારની જાણવી. શ્રી તીર્થંકરદેવ વિગેરેના જીવો મતિ-શ્રુત-અવધિજ્ઞાનવંત છતાં, જે અમુક વર્ષો પર્યંત ગૃહવાસમાં રહી રાજભોગ, ભોગવિલાસો સેવતા હતા, તે માત્ર ઉદયગત કર્મોના ફળોની વિચિત્રતા જાણીને તેના અનુભવાર્થે જ ભોગવતા અર્થાત્ અનાસક્તિપણે રહ્યા હતા, અને જ્યારે કર્મનો ઉદય શાંત થયો એટલે તુરત જ વસ્ત્રના છેડે લાગેલ તૃણની માફક સર્વ ભોગનો ત્યાગ કરતા. તેમજ શ્રી નેમિનાથ પ્રભુએ કર્મોદય ન હોવાથી ગૃહવાસ સેવ્યો નહીં, એજ અનાસક્ત વિષયેચ્છાની અવધિ જાણવી. વાસુદેવ, ચક્રવર્તિ અને રાજાઓ વિગેરે ધર્મસ્વરૂપ જાણ્યા પછી, વ્રત અને સમકિત પામ્યા પછી જે વિલાસ આદિ સેવતા, તે અનાસક્તિ નહીં કિન્તુ આસક્તિ જ હતી. આ પરથી સમજવાનું કે-જેઓ નિશ્ચયની વાતો કરી, અધ્યાત્મનો ડોળ ઘાલી, તિથિ કે અતિથિ, રાત્રિ કે દિવસ, ખાદ્ય કે અખાદ્ય, ગમ્ય કે અગમ્યનો વિચાર બાજુ પર મૂકી વિષયેચ્છાઓ-તૃષ્ણાઓ પૂર્ણ કરવામાં જ લીન બની અન્યને અમને આસક્તિ નથી, માત્ર કર્મોદયના લીધે જ આ અમારી પ્રવૃત્તિઓ ચાલુ છે, જો આસક્તિપૂર્વક ચેષ્ટા હોય તો જ ફરી કર્મનો બંધ થાય, એથી જ શ્રી જિનેશ્વરદેવોએ શાસ્ત્રમાં અધ્યવસાયે બન્ધ માન્યો છે એ પ્રમાણે સમજાવે છે, તેઓ પ્રતિ અહીં અમે વિશેષ નથી કહેવા માંગતા, પણ આ લોકોએ ઉપરના ભેદો વિચારવા તેમજ પોતાની ચેષ્ટાઓ અનાસક્તિપણાની છે! એ વાત ઉપર દેખાડેલા સ્વરૂપની સાથે વિચારવી, કે જેથી બેવડા પાપબંધથી પોતાના આત્માને બચાવી લેવાય.

અત્રે ચાલુ શ્લોકમાં કેવળ અતિ વિષયતૃષ્ણાનું સ્વરૂપ ગ્રંથકર્તા જણાવે છે. જે વિષયેચ્છાના બલથી કોઈ પણ આત્મા મૂઢ અને વિવેકમર્યાદા રહિત થાય, શ્વાનવૃત્તિએ વિષયાન્ધ બની વિષયેચ્છા-પૂર્વક શબ્દ, સ્પર્શ, રસ, રૂપ અને ગંધાદિ પદાર્થોની પ્રાપ્તિ અર્થે અતિ તૃષ્ણાથી ચેષ્ટાઓ કરે છે, એથી જ આ તૃષ્ણાને શાસ્ત્રકર્તાએ પ્રથમની તૃષ્ણાથી અલગ પાડી 'અતિ વિષયતૃષ્ણા' એવું નામ આપ્યું. કારણ કે-આ તૃષ્ણાના ઉદયથી આત્મા પોતાનું હિત અને આ લોક-પરલોકનું કલ્યાણ વિચારી શકતો નથી અને ધર્મ પણ કરી શકતો નથી. આ સ્થળે **રાવણનું** ચરિત્ર હિતાર્થીએ મનન કરવા જેવું છે. જે રાવણ મહાસમર્થ, મહાપ્રજ્ઞાશાલી, નીતિશાલી હોઈ પ્રજાનું વાત્સલ્યભાવથી પાલન કરતો હતો, આવો સમર્થ અને ચતુર છતાં સીતા પ્રતિ પોતાનું ભાન ભૂલી સર્વથા ભ્રષ્ટ થયો અને પોતાની પાછળ જગત્ પર સદાને માટે અપકીર્તિનો પુંજ રાખી ગયો. આવી સ્થિતિએ પહોંચેલ મનુષ્યને ધર્મના સાધનો તથા ધર્મ કયાંથી ઉપલબ્ધ થાય ?

આ સર્વ સ્થિતિઓ ઉપર કહેલ અતિ વિષયતૃષ્ણાનું જ કાર્ય સમજવું. વિષય શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એમ પાંચે પ્રકારના સમજવા, જેથી જ ગ્રંથકાર આ તૃષ્ણાને 'પાપવિકાર' જણાવી ધર્મી આત્મામાં આનો અભાવ જણાવે છે. તેમજ ખાસ શ્લોકમાં જણાવ્યું છે કે-'**विषयेष्ववितृप्तात्मा**' આ તૃષ્ણાના ઉદયથી સમર્થ આત્મા પણ સર્વદા વિષયોમાં અતૃપ્ત જ રહે છે. એટલે ગમે તેવા સુંદર અપ્રાપ્ય અને અલૌકિક ભોગ્ય પદાર્થો ઉપલબ્ધ થાય, તો પણ અન્ય અન્ય વિષયો મેળવવાને અભિલાષા રહે છે. આ હેતુથી જ આ તૃષ્ણા તજવા લાયક જ ગણી અને આ તૃષ્ણાના ઉદયમાં ઉપરોક્ત 'ધર્મતત્ત્વ' પામવું દુર્લભ બતાવ્યું.

હવે દૃષ્ટિસંમોહ નામે બીજા પાપવિકારનું સ્વરૂપ પ્રગટે કરે છે.

**गुणतस्तुल्ये तत्त्वे, संज्ञाभेदागमान्यथा दृष्टिः ।**
**भवति यतोऽसावधमो-दोषः खलु दृष्टिसंमोहः ॥ ११ ॥**

**મૂલાર્થ**—જેનું ફળ એક સરખું હોય એવા બે તાત્વિક પદાર્થો છે, છતાં બન્ને પદાર્થો નામભેદથી અથવા પોતપોતાના આગમમાં બતાવેલ પ્રકારથી અન્યથાપણે માને એવા પ્રકારનો દોષ જેના બળથી પ્રગટે તેને નિશ્ચયતયા વિદ્વાનો '**દષ્ટિસંમોહ**' નામે બીજો પાપવિકાર માને છે.

**સ્પષ્ટીકરણ**—પ્રથમ પાપવિકાર 'વિષયતૃષ્ણા' જણાવી. હવે 'દષ્ટિસંમોહ' નામે પાપવિકાર જણાવે છે. "દર્શન એટલે આગમ–જિનમત. તેમાં મૂઢતા અર્થાત્ આગમમાં કહેલ વસ્તુને અન્યથાપણે સ્વીકારવી તેનું નામ દર્શનસંમોહ જાણવું." એ પ્રમાણે મૂળમાં '**દષ્ટિસંમોહ**' નામે પદની ટીકામાં કહ્યું છે. આથી દષ્ટિ એટલે માન્યતા–વસ્તુ પ્રતિપત્તિ. તેમાં મતિની વ્યાકુળતા તેજ દષ્ટિમોહનું ખરૂં સ્વરૂપ સમજવું. અહીં દષ્ટિમોહ તે વસ્તુબોધમાં મુંઝવણ કરાવી વસ્તુસ્વીકારના રાગમાં ખેંચી જાય છે અને દષ્ટિરાગ છે તે અમુક વ્યક્તિમાં રાગ ઉપજાવી વ્યક્તિપ્રેમ તરફ ખેંચી જાય છે. આથી જે પ્રેમ બન્યા પછી અનેક અનર્થો તથા આત્મ–અહિત વેઠવા છતાં આ રાગને સમજુ મનુષ્ય પણ છોડી શકતો નથી. "**दृष्टिरागस्तु पापीयान्दुरुच्छेदः सतामपि**" એથી જ આ બન્ને દુર્ગુણો (દષ્ટિમોહ અને દષ્ટિરાગ) અલગ અલગ સમજવા પણ બન્નેની ઐક્યતા કરવાની ઉતાવળ કરવી નહીં. આ દષ્ટિમોહ ઉપજવા પછી આભિનિવેશિક નામે મિથ્યાત્વભાવને અવશ્ય ઉપજાવે છે. અર્થાત્ આભિનિવેશિક મિથ્યાત્વ વિના કેવળ દષ્ટિમોહ રહી શકતો નથી, માટે દષ્ટિમોહ આભિનિવેશિક મિથ્યાત્વનું ખાસ ઉપાદાન કારણ માન્યું છે. એથી જ મૂળકર્તાએ અહીંઆ મૂળમાં '**अधमो दोषः**' એ પદથી આ દોષ અધમ–નિકૃષ્ટ છે એમ કહ્યું, એટલું જ નહીં પણ '**खलु**' એટલે નિશ્ચય એ પદ ખાસ વધારે ભાર મૂકવાને આપ્યું છે. અર્થાત્ આ દોષ ખરેખર અધમ જ છે, આત્માનો ઘાતક આ દોષ છે. હવે આ શ્લોકના પૂર્વાર્ધથી આ દોષનું સ્વરૂપ સમજાવે છે. '**गुणतस्तुल्ये तत्त्वे संज्ञाभेदागमान्यथा**

दृष्टिः ' ગુણનો અર્થ ઉપકારફળ તેને આશ્રીને તુલ્ય એટલે સમાન અને તત્ત્વનો અર્થ પદાર્થ. 'तत्त्वे' અહીં દ્વિવચન હોવાથી બે પદાર્થો લેવા. પરમાર્થ એ કે-બે પદાર્થો એવા હોય કે જેનું ફળ બરાબર એકસરખું જ હોય. છતાં માત્ર બન્નેના નામો ભિન્ન ભિન્ન હોય તેથી અને પોતપોતાના માનેલ આગમોમાં ભિન્ન પ્રકાર બતાવ્યો હોય તેથી-આ બન્ને કારણોથી તે બન્ને પદાર્થોને વસ્તુતઃ એક છતાં ભિન્નરૂપે માનવા. જેમકે 'मा हिंस्यात् सर्वं भूतानि' એ વાક્યથી ભૂત-પ્રાણીહિંસામાં પાપ માન્યું. તો પણ અમુક જીવનો કોઈ માણસ માંસના લોભથી અથવા અન્ય કારણથી વધ કરે એટલે આ વધ કરવામાં જેમ પાપ માન્યું, તેમ વૈદિકો વેદવાક્યથી યજ્ઞના માટે અમુક જીવોને વધ કરે આ વધમાં પાપ નથી માન્યું. હવે અહીં પોતાના સ્વાર્થ નિમિત્તે કરેલ વધમાં દુષ્ટચિત્ત મારવાના ક્લિષ્ટ પરિણામો અને સ્વાર્થની તૃપ્તિ તેમજ માંસાસ્વાદ આદિ ફળો વધકર્તા અનુભવે છે. આ હેતુથી પ્રાણીવધમાં પાપ માન્યું. તેજ રીતે યજ્ઞ માટે હિંસા થાય ત્યાં પણ હિંસાકર્તામાં દુષ્ટચિત્ત મારવાની બુદ્ધિ, સ્વાર્થલોભ અને યજ્ઞશેષાનો ભોગ વિગેરેનો અવશ્ય સદ્ભાવ છે, તથાપિ આ હિંસામાં વેદવચનથી દોષ ન માનવો. આનું નામ જ શાસ્ત્રકર્તા 'દૃષ્ટિસંમોહ' જણાવે છે, કારણ કે-ઉપરોક્ત બન્ને હિંસા પરમાર્થથી હિંસા જ છે. બન્નેનું ફળ પણ એકસરખું છે. કિન્તુ યજ્ઞહિંસા વેદમાં કર્તવ્ય તરીકે જણાવી એટલે તેને વૈદિકોએ હિંસા ન માની અને બીજી હિંસામાં અધર્મ માન્યો. એજરીતે અમુક સંપ્રદાયમાં આચાર્ય ગૃહવાસી અને શિષ્ય સમુદાયત્યાગી તથા બ્રહ્મચારી આચાર્યની પાલખી વહન કરે, ચામર ઢાળે, જે ગૃહસંસાર અન્યને માટે પાપરૂપ માન્યો, ત્યારે આચાર્ય પ્રભુનો અવતાર મનાવી ભોગવિલાસો કરે અને તેમાં પાપનો અંશ માત્ર નથી પરંતુ એ તો ઈશ્વરની લીલા છે એમ વદે, તેમજ ગુંસાઈઓ પણ કૃષ્ણાવતાર મનાવી ભોગ વિલાસો કરે તથા પાપ ન માને, જૈનમતમાં પણ કેટલાક શુષ્ક અધ્યાત્મવાદીઓ અમુક અમુક પોપોનું સેવન કરે, છતાં 'એ તો શરીરની પ્રવૃત્તિ છે'-એમ કહી પાપ

નથી માનતા. એ સર્વ ચેષ્ટાઓ 'દૃષ્ટિસંમોહ' નામે દુર્ગુણની ઉપજાવેલી સમજવી, કે જે દુર્ગુણના ઉદયથી તે તે આત્માઓ પાપને પાપરૂપ ન માનતા કર્ત્તવ્યધર્મ માને છે. આજ દોષના બળથી ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલ આત્માઓ ઉંધે મુખે પડી અધોમાર્ગગામી બન્યા છે. '**જમાલી**' શ્રી મહાવીર પ્રભુથી ઉલટો થયો, ત્રૈરાશિકમત પ્રરૂપક સંઘ આચાર્ય અને ભગવંતના સિદ્ધાન્તથી ઉલ્ટો ચાલ્યો, વિગેરે 'દૃષ્ટિસંમોહ' ના સામ્રાજ્યનો જ પ્રભાવ કહ્યો છે.

અથવા પ્રકારાંતરે દૃષ્ટિમોહનું સ્વરૂપ જાણવું '**गुणतः**' એ પદનો ભાવ–અધ્યવસાય એ અર્થ લેવો, અર્થાત્ ક્રિયાઓ સરખી હોય, તેના કર્તાઓ બન્ને જણ એકસરખા પરિણામવાળા હોય અગર બન્ને ક્રિયાઓ સમાન ભાવવાળી હોય, છતાં તેમાં નામભેદથી અથવા આગમવચનથી પૂર્વે કહેલ વૈદિકોની યજ્ઞહિંસાની માફક એકને પાપરૂપ માનવી અને બીજાને કર્ત્તવ્યધર્મ તરીકે માનવી, આ લક્ષણ જે પ્રવૃત્તિમાં સુઘટિત થાય, તે '**દૃષ્ટિસંમોહ**' જાણવો. અને જે ક્રિયા ઉપલક દૃષ્ટિએ સરખી હોય, તેમાં પ્રવર્તન કરનાર પણ ઉપલક દૃષ્ટિએ પાપ આચરણ કરતો દેખાય, છતાં પરિણામની ધારા ભિન્ન જ હોય. તે ક્રિયામાં પોતાનો યત્કિંચિત્ સ્વાર્થ ન હોય, તેમજ ક્રિયાજન્ય ફળની ઇચ્છા પોતાના માટે ન રાખતો હોય કિન્તુ ધર્મસંરક્ષણ બુદ્ધિ જ હોય. તો તે ક્રિયા ઉપલક દૃષ્ટિએ પાપરૂપ દેખાવા છતાં તેના કર્તાને નિતાન્ત શુભબંધ જ થાય, પરંતુ પાપ લાગે નહીં. દૃષ્ટાંત તરીકે એક માણસ કુટુંબ, સ્રી, પુત્ર, અને ધન આદિની લાલસાથી વ્યાપાર, ખેતી, વ્યાજ આદિ કરતો હોય, અને એક મનુષ્ય કેવળ ધર્મના માટે હાટ, હવેલી, વ્યાજ, સુવર્ણાદિનો સંચય કરતો હોય– આ બેમાં પહેલા મનુષ્યને સ્વાર્થ, તૃષ્ણા, લોભ અને પાપબુદ્ધિ હોવાથી તેને આરંભજન્ય પાપબંધ અવશ્ય થાય છે. કારણ કે– સ્વાર્થને માટે સ્રી આદિના મોહને લીધે આરંભાદિ સેવનારમાં શુભ પરિણામ સંભવતો નથી, જ્યારે બીજા મનુષ્યમાં સ્વાર્થ,

લોભ અને દુષ્ટ પરિણામો ન હોવાથી-કેવળ ધર્મ તથા શાસનની અપૂર્વ ભક્તિ હોવાથી શુભ પરિણામ સંભવે છે. એટલે તેને શુભ બંધ જ થાય, એજ વાત શાસ્ત્રોમાં વિસ્તારથી પશ્નોત્તરપૂર્વક જણાવી છે.

અત્ર એક ખૂલાસો કરવો રહે છે કે-શ્રી 'અષ્ટકજી'માં પૂજ્ય શ્રીમાન્ હરિભદ્રસૂરિ મહારાજાએ જણાવેલું છે કે-

**धर्मार्थ यस्य वित्तेहा, तस्यानीहा गरीयसी ।**
**प्रक्षालनाद्धि पङ्कस्य, दूरादस्पर्शनं वरम् ॥ १ ॥**

["ધર્મને માટે ધન ઉપાર્જન કરાવાની ઈચ્છા કરતાં, (ધન ઉપાર્જન કરવાને સમર્થ અને સાધનપાત્ર વ્યક્તિની) ધન નહી ઉપાર્જન કરવાની ઈચ્છા વધારે સારી છે. જેમ કાદવથી પગ ખરડીને પગ ધોવા કરતાં, કાદવનો સ્પર્શ નહી કરવો તે વધારે સારો છે."

તેવી જ રીતે વેપાર-વાણિજ્યાદિ આરંભસેવન કરીને ધર્મને માટે પરિગ્રહરૂપી કાદવથી ખરડાવું, તેના કરતાં આરંભસેવન-પરિગ્રહનો સ્પર્શ નહી કરવો તેજ ઉત્તમ છે. આથી આળસુ, એદી, ઓશીયાળા, નમાલા, નામર્દ, મફતનું ખાનારાઓને ઉત્તેજન ન મળે એ ખ્યાલ રાખવાનો છે.]

ફરી આ વિષયમાં અહીં શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી ત્રીજો પ્રકાર દર્શાવે છે. "ગુણથી-શબ્દાર્થથી હિંસાદિનું સ્વરૂપ સમાન હોય, પરંતુ નામભેદથી પોતપોતાના શાસ્ત્રોમાં ભિન્ન ભિન્ન શબ્દોથી દર્શાવેલ હોય." ભાવાર્થ એ કે-સર્વ દર્શનકારોએ પોતપોતાના મતોમાં હિંસાદિનું સ્વરૂપ સ્પષ્ટ જણાવી તેનો નિષેધ દર્શાવ્યો છે. એ પ્રમાણે જૈનો પણ હિંસાદિનું સ્વરૂપ સ્પષ્ટ કર્યા પછી, તેના ત્યાગ માટે 'મહાવ્રત' શબ્દ, પાતંજલ 'અકરણ' શબ્દ, બૌદ્ધો 'નિયમ' શબ્દ કહે છે. એટલે માત્ર નામભેદ સિવાય અન્ય કાંઈ તત્ત્વ નથી. વસ્તુતઃ મહાવ્રત, અકરણ, નિયમ-એ ત્રણેનો એક જ ભાવ શબ્દ વ્યુત્પત્તિ કરવાથી ઉપસ્થિત થાય છે.

તથાપિ મહાવ્રત કથનકર્તા અમારૂં જૈનાગમ સુંદર છે, અકરણ તથા નિયમ દર્શાવનાર શાસ્ત્રો સમીચીન–સારા નથી. એ પ્રકારે આગ્રહ વિશિષ્ટ વસ્તુ સ્વીકાર કરવાથી ઉપાધ્યાયજી કહે છે કે–તે દૃષ્ટિમોહ જ ગણાય. કારણ કે–યદ્યપિ અન્ય શાસ્ત્રો સમીચીન માન્યા નથી, તો પણ જે અંશમાં સર્વજ્ઞમતને અનુસરતા હોય અને નામભેદથી જ અલગ પડતા હોય, તે અંશને અસમીચીન અને અસત્ય સ્થાપવાથી વિપરીત માન્યતા જ ગણી શકાય. એથી જ આ દૃષ્ટિને 'દૃષ્ટિમોહ' જણાવ્યો. તેમજ અન્ય મતમાં જે સર્વજ્ઞવચનનું અનુસરણ દેખાય છે, તે સર્વજ્ઞમતના વાક્યોના આલંબન લીધા પછી જ સંભવે, અન્યથા અંશ માત્ર પણ સત્ય વસ્તુબોધ અન્ય મતમાં ક્યાંથી ઘટે? ઉપદેશપદમાં પ્રસ્તુત: ગ્રંથકર્તાએ કહ્યું છે કે–"દ્વાદશાંગીમાંથી અમુક અમુક વચનો સ્વીકાર્યા પછી પ્રત્યેક મતો ઉપસ્થિત થયા છે. આ હેતુથી આ દ્વાદશાંગી રત્નાકર સમાન હોવાથી સર્વ મતોનું મૂળ જિનકથિત દ્વાદશાંગી કહી છે, એટલે પરમતના શાસ્ત્રોમાં જે જે સુંદર હોય તે તે દ્વાદશાંગી અંતર્ગતનું જાણવું." ટુંકાણમાં એટલું જ સમજવાનું કે–જ્યાં નામભેદ સિવાય વસ્તુત: પદાર્થભેદ ન હોય, પરમાર્થતયા એક જ હોય, છતાં નામભેદના લીધે આગ્રહમાં ખેંચી જઈ, પોતાનું તે સારૂં અને અન્યનું સારૂં છતાં ખોટું માનવું તે દૃષ્ટિમોહનું લક્ષણ છે. અહીં એક અંશ માત્ર સત્ય પદાર્થ જણાવનાર અન્ય મતને સુંદર મનાવવાનો ઉપાધ્યાયજીનો આશય નથી, કિન્તુ નામભેદ જાણી વસ્તુનો વિચાર નહીં કરવો અને નામના મોહમાં ખેંચાઈ જવું એ ખોટું છે–અહિતકર્તા છે–સત્ય વસ્તુની પરીક્ષાથી ઠગાવાનું છે. એજ બતાવવાનો મનોરથ ઉપાધ્યાયજીનો છે. આ ત્રણે પ્રકારો 'દૃષ્ટિમોહ'નું સ્વરૂપ જણાવે છે અને 'દૃષ્ટિમોહ' મિથ્યાત્વભાવજનક હોવાથી ગ્રંથકર્તાએ તેને અધમ–નિકૃષ્ટ દોષ જણાવી, ધર્માર્થી આત્માને સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે એમ માની આ પ્રમાણે વિસ્તૃત સ્વરૂપ કહ્યું.

એ રીતે 'દૃષ્ટિસંમોહ'નું સ્વરૂપ જણાવ્યા પછી 'ધર્મ-પથ્યમાં અરૂચિ' એ ત્રીજા દોષનું સ્વરૂપ જણાવે છે.

**धर्मश्रवणेऽवज्ञा, तत्त्वरसास्वादविमुखता चैव ।**
**धार्मिकसत्त्वासक्तिश्च, धर्मपथ्येऽरुचेर्लिंगम् ॥ १२ ॥**

**મૂલાર્થ**—ધર્મવ્યાખ્યાનોના શ્રવણમાં અનાદર, પરમાર્થભૂત પદાર્થ સંબંધી જે રસ તેના સ્વાદમાં વિમુખપણું, ધર્મિષ્ટજનોની સંગતિ નહીં કરવી એ સર્વે ધર્મપથ્યના અરૂચિ ચિહ્નો છે.

**સ્પષ્ટીકરણ**—ધર્મપથ્યની અરૂચિના પ્રકારો દર્શાવે છે. ધર્મ-શાસ્ત્રો અને ધર્મવ્યાખ્યાનો જ્યાં વંચાતાં હોય ત્યાં તેને સાંભળ-વાની રૂચિ ન થાય, પ્રમાદ આડો આવે અથવા નિદ્રા વિગેરે અનેક વિઘ્નો ખડાં થાય, તેમજ નિવૃત્તિ નથી, વ્યવસાય બહુ છે, એમ કહી ધર્મશ્રવણ ન કરે અને શ્રૃંગારરસની, વિકથાની, હાસ્યની, વિલાસોની જ્યાં કથાઓ થતી હોય ત્યાં ઉત્સાહથી જાય, નિદ્રા કે પ્રમાદ નડે નહીં, વ્યવસાયનો પણ વિચાર આવે નહીં. વળી નાટકો, સીનેમા આદિ દેખવા માટે પૈસાનો વ્યય કરી ગાઢ પ્રેમથી ગમન કરે, જ્યારે ધર્મશ્રવણ કરવાને કોઈ પ્રેરણા કરે તો 'એમાં શું સાંભળવાનું છે. આપણે જાણીએ છીએ તેમાં કાંઇ નવું નથી અથવા અત્યારે ધર્મશ્રવણનો સમય નથી. અવસ્થા થયા પછી ઘણું સાંભળીશું.' ઈત્યાદિ કથન કરી ધર્મશ્રવણમાં અનાદરભાવ ઉપજવો તે વળી રમણીરસ મોજશોખમાં લીનતા રાખવી અને તત્ત્વભૂત પદાર્થોમાં, આત્મહિતમાં, નિઃશ્રેયસમાર્ગમાં જે પ્રેમ ઉપજવો જોઇએ, તે ન ઉપજે વિગેરે ધર્મપથ્યના અરૂચિના પ્રકારો છે. વળી જેની સંગતિ કરવાથી આત્માના ગુણો આવિર્ભૂત થાય એવા સજ્જન-સંગતિના સંસર્ગમાં રહેવાને ચિત્ત પ્રેરાય નહીં, કિન્તુ જેના સંગથી દુર્ગુણો, પાપમતિ, કુવ્યસનો અને ખરાબ પરિણામો મળે તેવી સંગતિ કરવાને ચિત્ત રાજી થાય. આ લક્ષણોને શાસ્ત્રકર્તા 'ધર્મ-પથ્યમાં અરૂચિ' નામે ત્રીજો પાપવિકાર જણાવે છે. આ પાપવિકારના

બળથી આત્મા ધર્મામૃતનું પાન કદાપિ અનુભવી શકતો નથી અને તેથી આત્મહિત સમજવાને હતભાગ્ય રહે છે. આ શ્લોકમાં ઉપર કહ્યા પ્રમાણે ધર્મશ્રવણમાં અનાદરભાવ, તત્ત્વરસાસ્વાદમાં વિમુખતા, સજ્જનોની અસંગતિ જે દર્શાવ્યા તે '**ધર્મપથ્યની અરૂચિ**' વિવેકીઓને ઓળખવા માટે આ ત્રણ લિંગો જણાવ્યા છે. કારણ કે-લિંગોને જાણ્યા પછી સ્વ આત્મા અને પર આત્માના અંગે 'ધર્મ-પથ્યની અરૂચિ' વિવેકીઓ બરાબર વિચારી શકે, તેમજ તેનો વિચાર કર્યા પછી આત્માને હિતમાર્ગથી ભ્રષ્ટ થતો બચાવી શકે.

હવે 'ક્રોધકંડૂતિ' જાણવાનો ઉપાય જણાવે છે.

**सत्येतर दोषश्रुति-भावादन्तर्बहिश्च यत्स्फुरणम् ।**
**अविचार्य कार्यतत्त्वं, तच्चिन्हं क्रोधकण्डूतेः ॥ १३ ॥**

**મૂલાર્થ**—સત્ય અને અસત્ય દોષો એટલે યથાસ્થિત દોષ અથવા અસદ્ભુત દોષો પરમુખથી શ્રવણ કરી અંતઃકરણમાં જે વિકાર ઉદ્ભવે અને પછી બાહ્ય આકૃતિદ્વારા તે વિકારો પ્રત્યક્ષ દેખાય, તેમજ આ વિકારથી પરમાર્થ કાર્યતત્ત્વનો વિચાર બાજુ પર રહે, તે માટે આ વિકારને ક્રોધકંડૂતિનું ચિહ્ન કહ્યું છે.

**સ્પષ્ટીકરણ**—જે કારણોથી આત્માની સમધારણ પ્રકૃતિ-મધ્યસ્થભાવનો વિકાર થાય અને આત્મા સ્વભાવથી ઉલટો ચાલે, કે જે સમયે શરીરના પ્રત્યેક અવયવો આવેશમય જણાય, તે વિકારને શાસ્ત્રકર્તા ક્રોધવિકાર જણાવે છે. આ વિકાર ઉદ્ભવવાના અનેક ગૌણ-મૂખ્ય કારણો છે. કેટલાક માનલોલુપી બુદ્ધિના લીધે, કેટલાક હાસ્ય સ્વભાવથી, કેટલાક કૌતકપણાને લીધે અને કેટલાક અણસમજના કારણોથી ક્રોધી બને છે. એમ વિચિત્ર કારણો આવેશ ઉદ્ભવવાના અનુભવાય છે. અહીં ક્રોધકંડૂતિના જે કારણો કહેશે, તે માત્ર કાંઈક સમજુ અને વિવેકીજનને જે કારણોથી ક્રોધ પ્રગટે તેજ જાણવા. અવિવેકી પુરૂષોને ઉપરના કારણોથી ક્રોધ ઉદ્ભવે છે,

તો પણ અહીં જે કારણો દર્શાવે છે તે કારણોનો અંતર્ભાવ થવાથી ઉપરોક્ત કારણો અહીં દર્શાવ્યા નથી, અને ગ્રંથમાં દેખાડેલા કારણો એવા છે કે-જે કારણો બાલ, મધ્યમ અને પ્રાજ્ઞ-એ ત્રણે વર્ગમાં ઘટી શકે. મધ્યમ જનોને ક્રોધ શાથી ઉપજે તે આ પ્રમાણે જાણવું. 'સદ્‌ભૂત દોષો સાંભળવાથી અને આરોપિત દોષો સાંભળવાથી અંતરંગમાં જે વિકારો તરી આવે તે.' તાત્પર્ય એ કે-કર્મદોષથી અગર અનાદિ અભ્યાસબળથી અથવા અમુક સંયોગોથી સુંદર પ્રવૃત્તિ છોડી થોડું યા વધારે જે કાંઇ અસુંદર આચરણ કર્યું હોય અથવા અન્યને નુકશાન થાય તેવી ક્રિયા સેવી હોય, જે પરથી બાલજીવો-પ્રાકૃત લોકો લોકસમૂહમાં અગર અમૂક વ્યક્તિ સમીપે તે તે દોષો જાહેર કરે, નિંદા કરે, માનહીન કરે. આ હેતુથી વિવેકીઓ પોતાના દોષનો વિચાર અને પ્રાકૃત જનસ્વભાવ ન વિચારતા બાલ-અજ્ઞાની જીવોની સામે મધ્યસ્થભાવ મૂકી ઉગ્રતાનું રૂપ હૃદયમાં ધારણ કરે. પછી અસદ્‌ભૂત વર્તન, આવેશની નજર, શરીરના પ્રત્યેક અવયવોમાં તેજસ્વીપણું અંગીકાર કરે. તેમજ પોતાનામાં કોઈ વિરૂદ્ધ દોષ ન હોય, મિથ્યા આચરણ થયું ન હોય, તેમજ અન્યને નુકશાન થાય તેવી ક્રિયા તેઓએ આચરી ન હોય છતાં પણ સમજણની ખામીના કારણથી, ઈર્ષાબુદ્ધિથી, બાલસ્વભાવને લીધે વિવેકીઓની સુંદર ક્રિયાને પણ અસુંદર ક્રિયા માની વધુમાં ખોટા દોષો આરોપી બાલજીવો, વિવેકીઓને નિંદે, તેઓ પર ઈર્ષા કરે, હલકા પાડવા માટે અનેક પ્રપંચો કરે. આજ હેતુઓથી વિવેકીઓ હૃદયમાં ખિન્ન થઈ બાહ્ય આકારોમાં ક્રોધનું રૂપ ધારણ કરે છે અને વસ્તુતત્ત્વનો વિચાર પણ ભૂલી જાય છે. ક્રોધનો એ સ્વભાવ જ છે કે-પોતાના ઉદયથી વિવેકીઓને પણ ભાનભૂલ્યા કરે છે. પરિણામે આ ક્રોધ વધતાં સર્વથા વિવેકીઓ વિવેકભ્રષ્ટ થવા સાથે વસ્તુતત્ત્વના વિચારથી વિહીન થાય છે. **યશોવિજયજી** મહારાજ આ ઉદ્‌ભૂત ક્રોધના ચિહ્નોને આત્માનું અત્યંત અહિત કરનાર, દુર્ગતિના કટુક ફળને અર્પનાર અને અકાર્યોને જન્મ આપનાર એવા ક્રોધના દુષ્ટ વિકારો ઉપરોક્ત કારણોથી શરીરના પ્રત્યેક ભાગમાં મધ્યમજનોને ઉપજે

છે, એમ સ્પષ્ટ જાહેર કરે છે. એ રીતે અહીં મધ્યમજનોને ક્રોધ ઉદ્‌ભવવાના સદ્‌ભૂત દોષશ્રવણ-૧, આરોપિત અથવા અસદ્‌ભૂત દોષશ્રવણ-૨, અને કાર્યતત્ત્વનો નિર્વિચાર-૩, એ ત્રણ કારણો દર્શાવ્યા છે, તેમાં બાલજીવોને જે જે કારણોથી ક્રોધ ઉદ્‌ભવે છે. તે કારણો બહુધા અહીં દેખાડેલા 'કાર્યતત્ત્વનો નિર્વિચાર' નામના ત્રીજા કારણમાં અંતર્ગત થઈ જાય છે-થઈ શકે છે.

ઉપર દર્શિત કારણોથી અને પ્રથમ દર્શિત કોઈ પણ કારણોથી છદ્મસ્થભાવને લીધે અથવા વસ્તુબોધની ખામીના લીધે ક્રોધવિકારો જનતાને ઉદ્‌ભવે એ સાહજિક છે, તથાપિ ક્રોધના ઉદયને દાબવા માટે અને ઉદ્‌ભવ થવા ન પામે તે સારૂ તેમજ પશ્ચાત્તાપ કરવા અર્થે શાસ્ત્રકર્તાએ અનેક માર્ગો કહ્યા છે, આ કારણો આગળ પાંચ પ્રકારની ક્ષમાના સ્વરૂપ વખતે વિસ્તારથી કહ્યા છે. તે વિવેકીઓએ વિચારવા અને તેનું અનુકરણ કરવાને દત્તચિત્ત થવું એ વધારે ઉચિત છે.

એ રીતે વિષયતૃષ્ણા-૧, દૃષ્ટિસંમોહ-૨, ધર્મપથ્યમાં અરૂચિ-૩ અને ક્રોધકંડૂતિ-૪, એ ચાર પાપવિકારોનું વિસ્તૃત સ્વરૂપ કહી, ધર્મી આત્મામાં આ વિકારો ન હોય એમ વ્યતિરેક મુખથી તેનો અભાવ જણાવ્યો. હવે અહીં ઉપસંહાર કરતાં તે જ વાતનો, નિર્દેશ કરી ફરી ધર્મતત્ત્વ પામ્યા પછી ધર્મની ઉચ્ચ ભૂમિકાએ આરૂઢ થયેલા આત્માઓને ધર્મતત્ત્વના પ્રભાવથી વિશિષ્ટ મૈત્રી આદિ ગુણો પ્રાપ્ત થાય છે, એ વાતનો સામાન્ય નિર્દેશ ગ્રંથકર્તા કહે છે

**एते पापविकारा, न प्रभवन्त्यस्य धीमतः सततम् ।**
**धर्मामृतप्रभावाद्, भवन्ति मैत्र्यादयश्च गुणाः ॥ १४ ॥**

**મૂલાર્થ**—ઉપર જે પાપવિકારો જણાવ્યા તે પાપવિકારો ધર્મતત્ત્વ પામેલ આ બુદ્ધિવાન્ આત્માને નિરંતર ઉદ્‌ભવતા નથી, તેમજ ધર્મરૂપી અમૃતપાનના પ્રભાવથી મૈત્રી-૧, પ્રમોદ-૨, કરૂણા-૩ અને મધ્યસ્થ-૪, એ ચાર ગુણો અવશ્ય ઉત્પન્ન થાય છે.

સ્પષ્ટીકરણ—વિશિષ્ટ રસાયણ ખાધા પછી રોગાદિ વિકારો ખાનારને ઉત્પન્ન થતા નથી, એવં પૂર્વે કહ્યા પ્રમાણે ગુર્વાદિકના ઉપદેશથી અથવા યથાભવ્યત્વના પરિપાકથી 'ધર્મતત્ત્વ' નો આવિર્ભાવ થયા પછી, આગળ જે પાપવિકારોનું સ્વરૂપ કહી ગયા તે અનાદિના અભ્યાસ કરાયેલા પાપવિકારોનું કટુક ફળ અને તેનું યથાસ્થિત સ્વરૂપ સમજવાથી, તેમજ તેનો અનુભવ–સ્મરણ જાગૃત હોવાથી એથીજ મારૂં અપ્રાપ્ય દુર્લભ એવું ધર્મતત્ત્વ ' ફરીને વિનાશ ન પામો '–એ રીતે ભય સહિતપણે આ ધર્મી આત્માઓ પ્રવૃત્તિ કરે છે. આ કારણથી આ બુદ્ધિમાન્ આત્માને તે પાપવિકારો ફરીને કદાપિ ઉદ્ભવતા નથી, યાવત્ ધર્મામૃતપાનના પ્રભાવથી મૈત્રી આદિ ચાર ભાવનાઓ અવશ્ય ઉપજે છે. 'ધર્મ' આત્મામાં ઉતાર્યા પછી અને આત્મા ધર્મ સાથે અભેદભાવ પામ્યા પછી જન્મ–મરણાદિ પ્રપંચોને કરતો નથી, માટે ધર્મને શાસ્ત્રકર્તાએ અમૃતરૂપે જણાવ્યો. એ પ્રમાણે અમૃત ખાનારને અનેક નવા ઉત્તમ ગુણો પણ પ્રાપ્ત થાય છે, તેમ ધર્મ પામનાર પણ અહીં તેના પ્રભાવથી પોતાની સુંદર માન્યતાને–તત્ત્વ પ્રતીતિને સ્થિર બનાવનાર મૈત્રી આદિ ચાર પવિત્ર બુદ્ધિઓને પ્રાપ્ત કરે છે. શ્રીમાન્ યશોવિજયજી ઉપાધ્યાયજી પોતાની કરેલ ટીકામાં મૈત્રી આદિ ચાર ગુણોને ધર્મના અભ્યાસરૂપ લિંગો જણાવે છે, અર્થાત્ વિશિષ્ટ ધર્મ અભ્યાસદ્વારાએ આત્માને એકાંત ધર્મમય બનાવનારા આ ચાર ગુણો છે. નિદાન એ કે–આ ગુણો ઉદ્ભવ્યા પછી આત્મા કદાપિ ધર્મભ્રષ્ટ બનતો નથી ઉપર કહેલા દોષનો અભાવ થવાથી ધર્મતત્ત્વ આત્મા પામ્યો એવું અનુમાન બુદ્ધિમાનો કરી શકે અને પામેલા ધર્મતત્ત્વની ઉચ્ચતા તથા વૃદ્ધિ કરવાને અવશ્યમેવ મૈત્રી આદિ ગુણોનો અભ્યાસ ધર્મીએ કરવો જોઇએ. આ હેતુથી આ ગુણો આભ્યાસિક ગુણો છે, એવો શ્રીમાન્ ઉપાધ્યાયજીના કથનનો ભાવ છે. અથવા બાલ, મધ્યમ, બુધ–એ ત્રણ ધર્મના અધિકારી વર્ગો શાસ્ત્રકર્તાએ કહ્યા છે. બાલજીવો ધર્મ પામ્યા પછી ઔદાર્યતા આદિ સદ્ગુણોને પ્રાપ્ત કરે છે. અને મધ્યમજનો ઔદાર્યતા આદિ ગુણો પામવા સાથે વિષયતૃષ્ણા આદિ

પાપવિકારોને દૂર કરે છે અર્થાત્ મધ્યમજનો બાલજીવોની અપેક્ષાએ ધર્મની ઉચ્ચ ભૂમિકાએ પહોંચી ગયા હોવાથી ગુણોની શ્રેણી પણ તેઓને વધે જ છે, જ્યારે બાલજીવો ધર્મ પામ્યા પછી તેના પ્રભાવથી ઔદાર્યતા આદિ ગુણો પામ્યા હોય, પણ વિષયતૃષ્ણા આદિનો નાશ ન થયો હોય એટલે અદ્યાપિ ધર્મની પ્રથમ ભૂમિકાએ જ સ્થિર છે, અને બુદ્ધજનો બન્ને ભૂમિકાને પસાર કરી ત્રીજી ભૂમિકાએ પહોંચી જાય છે. માટે તેઓ બન્નેની અપેક્ષાએ વિશિષ્ટ ધર્મતત્ત્વ પામ્યા હોવાથી વિશિષ્ટ ધર્મતત્ત્વતા લિંગ તરીકે મૈત્રી આદિ ઉચ્ચતર આધ્યાત્મિક ગુણો પ્રાપ્ત કરે છે. તાત્પર્ય એ કે-જેમ જેમ લાઈન વધતી જાય તેમ તેમ ઉત્તરોત્તર ગુણની સ્થિતિ પણ એક પછી એક ઉચ્ચતર બનતી જાય છે. આ પ્રકારે બાલ, મધ્યમ અને બુધ-એ ત્રણ વર્ગ સંબંધી ધર્મતત્ત્વનો વિષય-વિભાગ પાડવાથી પ્રથમ સામાન્ય ગુણો, પછી વિશિષ્ટ દોષ અભાવ અને ત્યાર પછી પ્રકૃષ્ટ ગુણો એ પ્રમાણે ગ્રંથકર્તાએ અનુક્રમ દર્શાવ્યો છે, તેનું તત્ત્વ યથાર્થતયા સમજાશે.

'મૈત્રી' આદિ ચાર ગુણોનું લક્ષણ હવે જણાવે છે.

परहितचिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ १५ ॥

**મૂલાર્થ**—અન્ય આત્માઓ પોતાનું હિત કેમ પામે એમ વિચારવું તે મૈત્રી-૧, અન્ય આત્માઓ દુઃખ રહિત કેમ થાય એ વિચારવું તે કરૂણા-૨, અન્યનું સુખ દેખી પ્રસન્ન થવું તે મુદિતા-૩, અને અન્યના દોષો દેખી તેની ઉપેક્ષા કરવી તે ઉપેક્ષા-૪.

આ પ્રકારે અભ્યાસરૂપ મૈત્રી આદિ ગુણોનું સ્વરૂપ કહ્યા પછી 'ધર્મતત્ત્વ'ના લક્ષણોનો ઉપસંહાર કરવાની ઇચ્છાથી ગ્રંથકર્તા ચતુર્થ પ્રકરણ સમાપ્તિ સૂચન કરે છે.

एतज्जिनप्रणीतं, लिंगं खलु धर्मसिद्धिमज्जन्तोः ।
पुण्यादिसिद्धिसिद्धेः सिद्धं सद्धेतुभावेन ॥ १६ ॥

**મૂલાર્થ**—ધર્મની યથાર્થ સિદ્ધિ જે આત્મા પામ્યો હોય તેને ઓળખાવનાર આ "ઔદાર્ય" આદિ પૂર્વે કહેલ જિનપ્રણીત લિંગ જાણવું, તેમજ ઉત્તરોત્તર પુણ્યના ઉપાયો પ્રાપ્ત કરાવી પુણ્યાદિના નિષ્પત્તિ સાધનમાં અબાધિત–અવંધ્યફલજનક પ્રતિષ્ઠિત કારણ પણ આ "ઔદાર્યાદિ"જ લિંગો છે.

**સ્પષ્ટીકરણ**—ગ્રંથકર્તાએ અહીં પૂર્વે જણાવ્યા પ્રમાણે ધર્મસિદ્ધિમાન્ આત્માની પરીક્ષા માટે "ઔદાર્ય" આદિ પાંચ આશયો બતાવ્યા. આ આશયોનું વિસ્તૃત સ્વરૂપ સમજ્યા પછી ગમે તેવો સામાન્ય જન પણ પોતાની અને પરની સ્વ–પરના વ્યવહાર પરથી ધર્મીપણાની કસોટી નીકાલી શકે. આ હેતુથી 'ઔદાર્ય' આદિ પાંચ આશયોને ધર્મના લિંગ–ચિહ્નો કહ્યા. અહીં ગ્રંથકાર 'जिनप्रणीतं' એ પદથી સર્વજ્ઞોએ આ લિંગો–ચિહ્નો જણાવ્યા છે, એમ કહી સર્વજ્ઞકથનના આધારે આ સર્વ સ્વરૂપ કહ્યું છે, પણ સ્વમતિથી ઉપજાવીને કાંઇ પણ કથન કર્યું નથી એ ભાવ દર્શાવે છે. ફરી આ 'ઔદાર્ય' આદિ ભાવો ધર્મીપણાને ઓળખાવે છે, તેમ આત્માને ધર્મી પણ બનાવે છે. કારણ કે–આ 'ઔદાર્ય' આદિ ભાવોની પ્રાપ્તિ થયા પછી ઉત્તરોત્તર ક્રમશઃ પુણ્યપ્રાપ્તિના સાધનો પ્રાપ્ત કરાવે છે, જેથી ઉત્તરોત્તર પુણ્યનો પ્રવાહ ચાલ્યા કરે છે તેમજ જ્ઞાનયોગના સાધનોની પણ અનેક પ્રકારે પ્રાપ્તિ થાય છે. એથી જ આ લિંગ–ચિહ્ન સ્વજન્ય ફળપ્રાપ્તિ કરાવવા માટે અવંધ્ય સતકારણભૂત છે, અર્થાત્ જ્ઞાનયોગની અને પુણ્યબંધના સાધનોની પ્રાપ્તિ 'ઔદાર્ય' આદિ ગુણ વિના સર્વથા અશક્ય જ છે. હેતુ એ કે–"સર્વભૂતો પર દયા, વૈરાગ્યભાવ, યથોચિત વિધિપૂર્વક દાન અને નિર્મળ–નિષ્કલંક શીલવૃત્તિ, એ ચારે પુણ્યપ્રાપ્તિના ઉપાયો કહ્યા છે." આ કહેલા પુણ્યના સાધનો એકત્ર કરવા અવશ્યમેવ પૂર્વે જણાવેલ "ઔદાર્ય" આદિ ભાવોની અપેક્ષા રહે છે. આથી જ પુણ્યપ્રાપ્તિની સાધનસિદ્ધિનું અને જ્ઞાનયોગ સાધનપ્રાપ્તિનું અવંધ્ય કારણ શ્રી જિનેશ્વરદેવોએ ઉપરોક્ત લિંગ

દર્શાવ્યું. ફરી 'સિદ્ધં' એ પદથી આ દેખાડેલા ચિન્હ પ્રતિષ્ઠિત એટલે પ્રમાણોપપન્ન છે, એમ કહી જેઓને સ્વ આત્માને ધર્મી બનાવવો હોય તેઓએ પ્રથમ ઉપર કહેલ ગુણો પ્રાપ્ત કરવા દૃઢ સંકલ્પ સામે દૃઢ પ્રયત્ન કરવાની ખાસ આવશ્યકતા છે. એ ભાવ ધ્વનિત કરી તે ગુણો પ્રતિ ગ્રંથકર્તા ભવ્ય આત્માનું ખાસ ધ્યાન ખેંચે છે.

આ પ્રમાણે ગ્રંથકર્તાએ આ પ્રકરણમાં ધર્મના લિંગ રૂપે "ઔદાર્ય" આદિ પાંચ આશયોનું વિસ્તૃત સ્વરૂપ, પાપવિકારોનું કથન અને મૈત્રી આદિ ચાર ભાવોનું દર્શન કરાવી બાલ, મધ્યમ તથા બુધને ધર્મપ્રાપ્તિ થયા પછી ઉત્તરોત્તર ગુણની સ્થિતિ જેમ વધતી ચાલે તેને દર્શાવી આ છેલ્લા શ્લોકથી આ પ્રકરણનો ઉપસંહાર કર્યો. ગ્રંથકર્તા પ્રકરણની સમાપ્તિમાં 'સિદ્ધં' એ પદથી સંપૂર્ણ પ્રકરણને મંગલમય જણાવી ઉત્તર પ્રકરણની સાથે આ પ્રકરણનો સંબંધ દર્શાવે છે. અર્થાત્ પ્રકરણની સમાપ્તિમાં જે ખાસ વાક્ય આવે તેજ વાક્યથી ગ્રંથકર્તા ઉત્તર પ્રકરણ ખાસ પ્રારંભ કરે છે. આથી ગ્રંથકર્તા મહાત્મા કેવા પ્રૌઢ કવિ હશે તે તેમની વાક્યરચના પરથી વિદ્વાનોએ સમજવાનું છે.



## લોકોત્તર ધર્મપ્રાપ્તિ અધિકાર.

આગલા પ્રકરણમાં ધર્મતત્ત્વોના જે જે લિંગો કહ્યા, તેથી આત્મા સામાન્ય પ્રકારનો ધર્મ પામ્યો એટલું જ જાણી શકાય. એ પ્રમાણે સામાન્ય ગુણો પણ આત્મા પામ્યો છે એ પણ ઓળખી શકાય. તાત્પર્ય એ કે-ઉપરના પ્રકરણમાં ધર્મતત્ત્વ પામ્યા પછી જે ગુણો પ્રાપ્ત થાય તેજ ગુણસમૂહ નીતિથી ચાલનારાઓ પામી શકે છે. પરંતુ આટલા માત્રથી આ આત્માઓ તાત્ત્વિક ધર્મ પામ્યા એવો નિર્ણય કેમ કરી શકાય ? કારણ કે-નીતિ અને લૌકિક ધર્મ પામેલ

આત્માઓમાં પણ "ઔદાર્ય" આદિ ભિન્ન ભિન્ન ભાવો ઘણા અંશે હોય છે. એટલે સામાન્ય દૃષ્ટિએ "તાત્ત્વિક ધર્મ" અને "લૌકિક ધર્મ" પામેલા આત્માઓનો ભેદ પાડવો અસાધ્ય છે. એથી જ ભગવન્ હરિભદ્રસૂરિજી આ પાંચમા પ્રકરણમાં "**તાત્ત્વિક-ધર્મ**" પામેલ આત્માઓ "તાત્ત્વિક ધર્મ" ના પ્રભાવથી કયા વિશિષ્ટ ગુણો પ્રાપ્ત કરે અને કયા વિશિષ્ટ ગુણોથી આત્મા તાત્ત્વિક ધર્મ પામ્યો છે એ જાણી શકાય, એ પ્રમાણે કયા વિશિષ્ટ ગુણો વિના "તાત્ત્વિક ધર્મ" નો અભાવ છે એમ નિર્ણય કરી શકાય, ઈત્યાદિ ભાવો સમજાવવા માટે વિસ્તારથી "**લોકોત્તર ધર્મ-પ્રાપ્તિ**" નું સ્વરૂપ દર્શાવે છે.

**एवं सिद्धे धर्मे, सामान्येनेह लिंग संयुक्ते ।**
**नियमेन भवति पुंसां, लोकोत्तरधर्मसंप्राप्तिः ॥ १ ॥**

**મૂલાર્થ**—એ પ્રમાણે "ઔદાર્યાદિક" ચિહ્નો સહિત લૌકિક ધર્મની સિદ્ધિ થયા પછી અથવા સામાન્ય ધર્મ (લૌકિક ધર્મ) પામ્યા પછી 'ભવ્યાત્માઓને' નિશ્ચયથી "લોકોત્તર તત્ત્વ" ની પ્રાપ્તિ થાય છે.

**સ્પષ્ટીકરણ**—ઉપાધ્યાયજી કહે છે કે—આગળના પ્રકરણમાં લિંગ-ચિહ્ન સહિત સામાન્ય પ્રકારે ધર્મસિદ્ધિ બતાવી. આનું ફળ એજ કે—વિશેષ ગુણો અને વિશિષ્ટ ધર્મપ્રાપ્ત થાય, ખરૂં એ છે કે—સામાન્ય ગુણો અને સામાન્ય ધર્મ પામ્યા પછી વિશેષ ધર્મ અને વિશેષ ગુણોનો લાભ થાય, એજ વાત અહીં દર્શાવે છે.

ગયા પ્રકરણમાં લૌકિક ધર્મ અને નીતિ નિપુણતા પામવાનો જે પ્રકાર દર્શાવ્યો, તે પ્રમાણે વર્તન કરવાથી અવશ્ય આત્મા સામાન્ય ધર્મ તથા 'ઔદાર્ય'—'દાક્ષિણ્યતા' આદિ લિંગો પામી શકે છે. પરંતુ આ ધર્મરૂચિમાં લૌકિક અને લોકોત્તર ધર્મનો વિભાગ ન હોવાથી તેને શાસ્ત્રકર્તા સામાન્ય ધર્મ દર્શાવે છે. એનું

કારણ એટલું જ કે આ પરિણામથી આત્મતત્ત્વનું ભાન ઉપજી શકતું નથી, કિન્તુ લૌકિક સુખની વાસનાઓને જ તે તૃપ્ત કરે છે, તો પણ આ પરિણામદ્વારા આસ્તે આસ્તે આત્મા ધર્મના ઉંડા સ્વરૂપમાં ઉતરી શકે છે. એથી જ ગ્રંથકર્તા સામાન્ય ધર્મની સિદ્ધિ થયા પછી "નિયમેન" એ પદથી નિશ્ચયથી "**લોકોત્તર તત્ત્વ**" પ્રાપ્ત થાય છે એમ ભારપૂર્વક કહે છે. અર્થાત્ જે આત્મા અદ્યાપિ 'ધર્મ' શું છે? એટલું પણ જાણતો નથી, તે આત્મા લોકોત્તર ધર્મને ક્યાંથી જાણે? માટે તેવા આત્માએ પ્રથમ 'લૌકિક ધર્મ' જાણવો જોઈએ-સિદ્ધ કરવો જોઇએ, એટલે કાળાંતરે લોકોત્તર ધર્મ પણ પામી શકે. અહીં લોકોત્તર ધર્મના અધિકારી કોણ હોઈ શકે, એ વાતને ટીકાકારો સ્પષ્ટ કરે છે કે-જેઓ પોતપોતાના ધર્મગ્રંથોમાં કહેલ મુમુક્ષુજન યોગ્ય અનેક પ્રકારના આચારો, ક્રિયાઓ અને અવસ્થાઓની અપેક્ષાએ શુદ્ધ હોય અર્થાત્ તેમાં રંગાયા ન હોય તેમજ પરિણામની અપેક્ષાએ સ્વચ્છ પરિણામી હોય તથા સ્વતંત્ર વ્યવહારમાં અપુનર્બંધક પરિણામવાળા હોય. એ પ્રમાણે સમ્યક્ત્વશાળી દૃષ્ટિવંત હોય એવો હરકોઈ આત્મા તે "લોકોત્તર તત્ત્વ" ની પ્રાપ્તિ કરવા ભાગ્યશાળી થાય છે. સામાન્ય લોકો જે તત્ત્વના પરમાર્થને જાણી શકતા નથી-વિચારી શકતા નથી અને દૃષ્ટિની બહાર છે, એવા તત્ત્વને શાસ્ત્રકર્તાઓ "**લોકોત્તર તત્ત્વ**" કહે છે. ભાવાર્થ એ કે-પરમાર્થથી ધર્મને પામવાને ઉપરોક્ત અધિકારી આત્માઓ જ યોગ્ય છે.

આ 'લોકોત્તર તત્ત્વ' ની પ્રાપ્તિ જે સ્વરૂપમાં થાય તે અને કયા કાલમાં થાય તે વાતને ગ્રંથકર્તા દર્શાવે છે.

**आद्यं भावारोग्यं, बीजं चैषा परस्य तस्यैव ।**
**अधिकारिणो नियोगा-च्चरम इयं पुद्गलावर्त्ते ॥ २ ॥**

**મૂલાર્થ**—શુદ્ધ ધર્મના લાભ પહેલાં અનાદિથી નહીં પ્રાપ્ત થયેલો આશય-પવિત્રતારૂપ આરોગ્યતાનો જે લાભ થાય અર્થાત્

સમકિતનો લાભ થાય તેને "લોકોત્તર તત્ત્વ" પ્રાપ્તિ કહી છે. આ લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ પરમ મોક્ષરૂપ આરોગ્યતાનું બીજ (સમકિત) નો લાભ ક્ષીણપ્રાય: સંસારી એવા આત્માને નિશ્ચયથી અંત્ય પુદ્ગલપરાવર્તકાલમાં જ થાય છે.

સ્પષ્ટીકરણ—વ્યાધિવિકારો શાન્ત થયા વિના આરોગ્યતા દુર્લભ હોય છે. એ પ્રમાણે અનાદિથી આત્માને લાગેલાં પાપવિકારો શાન્ત ન થાય ત્યાં સુધી આશયની આરોગ્યતા ક્યાંથી થાય? એથી જ ગ્રંથકર્તા "आदौ भावारोग्यं" એ પદથી "લોકોત્તર તત્ત્વ" નો લાભ દેખાડે છે. પૂર્વે અનાદિકાળમાં નહીં થયેલ માટે આદિ એટલે શરૂઆતમાં જ જે અંતઃકરણની પવિત્રતા થાય, કે જેના બળથી તીવ્ર પાપવિકારો શાન્ત થાય, આનું નામ—"ભાવ-આરોગ્ય" જાણવું. બીજા શબ્દમાં "સમકિત" કહ્યું છે. ભાવાર્થ એ કે-લૌકિક ધર્મમાં સમકિત નથી હોતું અને તેથી તે ધર્મ તાત્ત્વિકધર્મ ન કહેવાય. એટલે દેશન્યૂન ઓગણોત્તેર કોટાકોટી સાગરોપમ પ્રમાણે મોહનીય કર્મની સ્થિતિનો હ્રાસ થયા પછી જ આ ભાવઆરોગ્યતા-સમકિતનો લાભ આત્માને થાય છે, અને સમકિતનો જે લાભ તેને જ શાસ્ત્રકર્તા લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ કહે છે. એ પ્રધાનતર ભાવ-આરોગ્યતાનું મૂખ્ય બીજ આ "લોકોત્તર તત્ત્વ" સમકિતપ્રાપ્તિ સિવાય બીજું કાંઈ નથી. ભાવાર્થ એ કે-આદિ ભાવઆરોગ્યતા, સમકિતપ્રાપ્તિ અને પરમ આરોગ્યતા તે સકલ કર્મક્ષયરૂપ મોક્ષ છે અને મોક્ષપ્રાપ્તિ સમકિત સિવાય અસાધ્ય છે. આથી સમકિતને બીજ કારણની ગણનામાં ગણ્યું છે. તો જેમ તીવ્ર પાપવિકારોની શાંતિ પછી આદિ ભાવ-આરોગ્યતા ઉપલબ્ધ થાય, તેમ સંપૂર્ણ આરોગ્યની પ્રાપ્તિ પહેલાં રાગ, દ્વેષ, મોહ અને તેના કારણભૂત જન્મ-જરા-મરણાદિરૂપ ભાવરોગોની સર્વથા શાંતિ-ક્ષય કરવાની પરમ આવશ્યકતા છે, અર્થાત્ આ ભાવરોગોની શાંતિ તેનું નામ નિઃશ્રેયસ-મોક્ષ કહ્યું છે. હવે આ આદિ ભાવ આરોગ્યતા, સમકિતના અધિકાર અને તેની પ્રાપ્તિનો સમય ઉત્તરાર્દ્ધથી ગ્રંથકર્તા દર્શાવે છે. જેઓનો સંસાર ઘણા ભાગે

ક્ષીણ થયો છે અને માત્ર અન્તિમ પુદ્ગલપરાવર્તકાલ સંસારમાં રહી મોક્ષ પામવાના હોય, તેઓ જ આ સમકિતને નિશ્ચયથી પામી શકે અને અધિક કાલ જેઓ સંસારમાં રહેવાના હોય તેઓ કદાપિ આદિ ભાવ-આરોગ્યતા પામી શકે નહીં. એટલું જ નહીં પણ ઉપાધ્યાયજી મહારાજ આગળ વધીને ત્યાં સુધી પણ કહે છે કે-સર્વ દર્શન સંબંધી અપુનર્બંધક ક્રિયા એટલે શાન્ત, દાન્ત, જિજ્ઞાસુ, મુમુક્ષુ આદિ ભાવો પામ્યા પછી આત્મા અપુનર્બંધકપણાને પામે, તે ક્રિયાઓ પણ અંત્ય પુદ્ગલપરાવર્તનકાલ સિવાય અન્ય પુદ્ગલપરાવર્તકાલમાં પામી શકાય નહીં. યાવત્ "मोक्खासओ वि न तत्थ." ઈત્યાદિ શ્લોકથી પણ જણાવવામાં આવે છે કે-"મોક્ષ પામવાની જિજ્ઞાસા પણ અન્ય કાળમાં હોય નહીં." જ્યારે મોક્ષની જિજ્ઞાસા ન હોય તો પછી મોક્ષના બીજભૂત સમકિતપ્રાપ્તિ ત્યાં ક્યાંથી સંભવે? એથી જ ગ્રંથકર્તાએ તેનો નિષેધ કર્યો. અન્ત્ય પુદ્ગલપરાવર્તકાલ શાથી થાય? આ પ્રશ્નના સમાધાન અર્થે ગ્રંથકાર મહાત્મા હરિભદ્રસૂરિ મહારાજા આ પ્રમાણે અહીં જણાવે છે.

**स भवति कालादेव, प्राधान्येन सुकृतादिभावेऽपि ।**
**ज्वरशमनौषधसमयव-दिति समयविदो विदुर्निपुणम् ॥ ३ ॥**

**મૂલાર્થ**—જેમ ઔષધ જ્વરનો નાશ કરનાર છતાં પણ સમય પરત્વે જ જ્વર શાન્ત થાય છે, એ પ્રમાણે કર્મ, પુરૂષકાર, નિયતિ વિગેરે કારણો છતાં પણ આ અંત્ય પુદ્ગલપરાવર્ત પ્રધાનતયા કાલપરિપાકથી જ સ્વરૂપત: બને છે, એમ સમયજ્ઞો નિપુણતયા જાણે છે.

**સ્પષ્ટીકરણ**—"મોક્ષ પ્રતિ ઈચ્છા પણ અંત્ય પુદ્ગલપરાવર્તકાલ સિવાય ન થાય" એમ પ્રથમ કહી ગયા. એટલે આત્માને સંસારમાં અનાદિથી પર્યટન કરતાં જ્યારે અંતિમ-એક જ પુદ્ગલપરાવર્તકાલ બાકી રહે ત્યારે જ તેને મોક્ષની અભિલાષા જાગે. અર્થાત્ તે ઉપરાંત કાલ હોય તો આ અભિલાષા ન થાય. આથી

જ્યારે આ અભિલાષા થાય ત્યારે ચરમ-છેલ્લો પુદ્ગલપરાવર્ત-કાલ છે એવો નિર્ણય થાય, અને ચરમ પુદ્ગલપરાવર્તકાલ હોય ત્યારે આ અભિલાષા બને એવો નિર્ણય કરી શકાય. અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે-મોક્ષની અભિલાષા ચરમ પુદ્ગલપરાવર્તકાલમાં જ થાય અને અન્ય કાલે ન થાય, તેમજ ચરમ પુદ્ગલપરાવર્તકાલ શાથી થાય ? આનો ઉત્તર ગ્રંથકર્તા આપે છે કે-જેમ કોઇ માણુસને જ્વર આવતો હોય, તેની શાંતિ માટે ઔષધ આપ્યું હોય તો પણ શરૂઆતમાં તો તે ઔષધ ઉલટું જ પડે છે, પણ જ્વરનો સમય પાક્યા પછી જ્વર શાંત થાય છે અને ઔષધ લાભદાયક બને છે, પરંતુ પાક્યા પહેલાં તે ઔષધ કાંઈ પણ ગુણ ઉત્પન્ન કરતું નથી. એ પ્રમાણે આત્મા પણ સંસારમાં આથડતાં આથડતાં દુ:ખ, ક્લેશ, તાપથી કંટાળે અને સુખનો અભિલાષી બને, એટલે સ્વભાવત: કાલે કરીને તેની સ્થિતિ પરિપક્વ થઈ જાય. આ સમયે આત્માને મોક્ષ અભિલાષા જાગે, એટલે તીવ્ર પાપોનો નાશ થવાથી અધિક કાલપર્યંત સંસારમાં આથડવાનું બંધ થઈ જાય છે. એથી જ આ સમયને મહર્ષિઓ અંતિમ પુદ્ગલપરાવર્ત ભવ-સ્થિતિકાલ એવું ઉપનામ આપે છે. ( આ સ્થિતિકાલપરિપક્વ કરવાનું સાધન શાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે યથાર્થ પ્રયત્ન-વર્તન-આચરણ કરવાથી થાય છે. કાલ એ પ્રધાન કારણ છે, જ્યારે બીજા ગૌણ કારણો માન્યા છે એટલો ફેર છે. ) તાત્પર્ય એ કે-આંબાઓ વર્ષમાં અમુક સમયે જ પાકે, સ્ત્રીઓ અમુક કાલે જ પુત્ર પેદા કરે તેમાં હેતુ શો ? આનું સમાધાન સમય-પરિપાક સિવાય બીજું શું હોઈ શકે ? તેજ પ્રમાણે અહીં પણ સમય-પરિપાક સિવાય બીજું કાંઈ પણ કારણ નથી. આથી જ ગ્રંથકાર '**सुकृतादि भावेऽपि**' એ પદથી સુકૃત-દુષ્કૃતકર્મ, પ્રયત્ન, નિયતિ આદિ કારણો વિદ્યમાન છતાં, જ્યાં સુધી કાલ ન પાકે ત્યાં સુધી અંતિમ પુદ્ગલપરાવર્ત-પણું આત્માને અપ્રાપ્ય હોય છે, એ પ્રમાણે મોક્ષ અભિલાષા પણ દુર્લભતર હોય છે. અર્થાત્ અંતિમ પુદ્ગલ પરાવર્તપણામાં કાલ એ મૂખ્ય કારણ છે અને કર્મ, પ્રયત્ન, નિયતિ આદિ ગૌણ કારણો

માન્યા છે. આ જ હેતુથી ઉત્તમ ધર્મરૂપી ઔષધ પણ અંતિમ પુદ્ગલપરાવર્તકાલપ્રાપ્ત આત્માને આપ્યું હોય તો તે ગુણકારક થાય અને અન્યને આપ્યું હોય તો દોષકારક જ થાય છે. આ પ્રમાણે સિદ્ધાંતવેત્તાઓ ભાર દઇને કહે છે અને નિપુણતયા જાણે છે.

હવે 'લોકોત્તર તત્ત્વ (ધર્મ) પ્રાપ્તિ' સમકિતના લાભમાં અંતિમ પુદ્ગલપરાવર્તનકાલ જ પ્રધાનતયા કારણ છે અને અન્ય સાધનો પ્રધાનતયા કારણભૂત નથી એનું શું કારણ? એ વાત અહીં સ્પષ્ટ કરે છે.

नागमवचनं तदधः, सम्यक्परिणमति नियम एषोऽत्र।
शमनीयमिवाभिनवे, ज्वरोदयेऽकाल इति कृत्वा॥ ४॥

**મૂલાર્થ**—તુરત પ્રગટ થયેલા નવા જ્વરમાં ઔષધ ગુણકારી થતું નથી, કારણ કે–સમય પાક્યો નથી. એ પ્રમાણે શાસ્ત્રોના પથ્ય વચનો પણ અંતિમ પુદ્ગલપરાવર્ત્તથી અધિક સંસારીને સમ્યક્પણે કદાપિ પરિણમતા નથી–હિતકારી બનતા નથી, એ ખાસ અહીં નિયમ છે.

**સ્પષ્ટીકરણ**—ત્રીજા શ્લોકમાં સમકિતપ્રાપ્તિ અંતિમ પુદ્ગલપરાવર્તમાં જ થાય, તેનું કારણ સ્પષ્ટપણે વિસ્તારથી જણાવ્યું. એજ વાત અહીં અધિક સ્પષ્ટ કરે છે. અભિનવ–નવા જ્વરના ઉદયમાં ઔષધ આપ્યું હોય છતાં જ્વર–તાવ પાક્યા વિના તે પોતાનું કાર્ય કરી શકતું નથી, કિન્તુ જ્વરનો કાલ પાકે ત્યારે જ સફલ થાય છે. એ પ્રમાણે શાસ્ત્રવચન પણ અધિક સંસારીને કદાપિ સદ્ભાવને–મોક્ષ–ઇચ્છાને ઉપજાવી શકતું નથી. અર્થાત્ ગ્રાહક, શ્રોતા, અભ્યાસી આત્મા કાંઇક સરલ પરિણામી, પુણ્યરૂચિ, સન્માર્ગ ઇચ્છક બને, ત્યારે જ શાસ્ત્રવચનો હૃદયમાં ઉચ્ચ ભાવ પેદા કરી શકે, અન્યથા તેજ શાસ્ત્રવચનો વિકારભાવ ઉપજાવનાર બને છે એવો દૃઢ નિયમ અહીં બાંધ્યો છે. માટે જ અંતિમ પુદ્ગલપરા-

વર્તકાલમાં સમકિતનો લાભ થાય અને મોક્ષ-અભિલાષા પ્રગટ થાય, પરંતુ તે પહેલાં થાય જ નહીં.

" અંતિમ પુદ્ગલપરાવર્ત " પહેલાં શાસ્ત્રવચન ન પરિણમે, એટલું જ નહીં પણ શાસ્ત્રવચન અધિક સંસારીને વિપરીતપણે જ પરિણમે એ કહે છે.

आगमदीपेऽध्यारोप-मण्डलं तत्त्वतोऽसदेव तथा ।
पशन्त्यपवादात्मकम-विषय इह मन्दधीनयनाः ॥ ५ ॥

મૂલાર્થ—અહીંયા લોકને વિષે મંદબુદ્ધિ ચક્ષુવાલા લોકો પરમાર્થથી સિદ્ધાંતરૂપ દીપકમાં નિતાન્ત ખોટું ભ્રાન્તિરૂપ મંડળ ધારીને, તિમિર-રોગીની માફક જ્યાં અપવાદ પદનો માર્ગ ન હોય તેવા સ્થળમાં અપવાદ સ્થાનને જ દેખે છે અર્થાત્ હલકી દૃષ્ટિથી પદાર્થોને નિહાળે છે.

સ્પષ્ટીકરણ—તિમિર નામનો નેત્રમાં એક પ્રકારનો રોગ થાય છે. આ રોગ થયા પછી રોગી નિત્ય દીપકને ચંદ્રાકારે, નીલ, લાલ અને ભાસ્વર ઇત્યાદિ વિવિધ રંગમય દેખે છે, અર્થાત્ દીપકના પ્રકાશમાં પણ રોગના કારણથી ચંદ્રભ્રાંતિ ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે અહીં પણ દીર્ઘ સંસારીની પરિણતિ યથાસ્થિત ન હોવાથી તેમજ મિથ્યાત્વવાસિત ચિત્ત હોવાથી, તાત્ત્વિક પદાર્થોનો પ્રકાશ કરવામાં સમર્થ અને અજ્ઞાન અંધકારનો નાશ કરનાર સિદ્ધાંતરૂપ દીપકમાં ભ્રાન્તિનો આરોપ કરી વિપરીતરૂપે દેખે છે. ભાવાર્થ એ કે—સિદ્ધાન્તના વચનોના વિપરીત અર્થો કરી સ્વ માન્યતામાં જોડી દે છે, અને તેથી કરી પરમાર્થથી સત્ પદાર્થો હોય તેને પણ અસત્-પણે જ ધારે છે, શ્રદ્ધે છે અને માને છે. આથી છેવટે આ આત્માઓ જ્યાં અપવાદ માર્ગનો વિષય ન હોય, કેવલ ઉત્સર્ગ માર્ગ જ માન્ય હોય, તેવા સ્થલમાં અપવાદ માર્ગનો અધ્યારોપ કરી અપકૃષ્ટવાદને જ સ્વીકારે છે, અર્થાત્ મંદબુદ્ધિવાળા તે આત્માઓ વસ્તુતઃ અસદ્ માન્યતાનો જ મતિવિકારથી અંગીકાર કરે છે.

મતિ-માલિન્યતાથી 'આગમ-દીપક' ને ભ્રાન્તિમંડલરૂપે મિથ્યાત્વી આત્માઓ દેખે છે એટલે વિપરીત માન્યતા સ્વીકારે છે. આથી છેવટે આ આત્માઓનો કેટલો અધ:પાત થાય છે તે અધિકતયા સ્પષ્ટ કરે છે.

तत एवाविधिसेवा-दानादौ तत्प्रसिद्धफल एव।
तत्तत्त्वदृशामेषा, पापा कथमन्यथा भवति ॥ ६ ॥

**મૂલાર્થ**—આગમરૂપી દીપકમાં ભ્રાન્તિનો આરોપ કરવાથી વિધિમાર્ગમાં વિપર્યાસભાવ થાય છે, અને જે આગમમાં દાનાદિ ભાવોનું ફલ સ્પષ્ટ કહ્યું છે એવા દાનાદિ ભાવોને અવિધિભાવે સેવે છે. આ પાપિષ્ટ એવી અવિધિસેવા આગમતત્ત્વને યથાર્થપણે દેખનારાઓને ભ્રાંતિમંડલ વિના ક્યાંથી સંભવે? અર્થાત્ સમ્યગ્દૃષ્ટિઓને આ અવિધિસેવા કદાપિ હોય જ નહીં.

**સ્પષ્ટીકરણ**—ભ્રાન્તહૃદયીને આગમવચન અન્યથા પરિણમે છે અને ત્યારબાદ સત્ય તત્ત્વને અસત્ય તરીકે અને વિધિને અવિધિરૂપે, માર્ગને કુમાર્ગ તરીકે આદરે છે, જેથી દરેક ક્રિયાઓ આ આત્મા અવિધિભાવે સેવે છે; કારણ કે-ભ્રાન્તદૃષ્ટિ તેને સર્વત્ર અન્યથા જ ભાન કરાવે છે. એથી જ અહીં ગ્રંથકર્તાએ **'तत एव'** પદથી ભ્રાન્તભાવ પામવાથી જ આ અન્યથા મતિઆત્મા દાન, શીલ, તપ અને ભાવ વિગેરે ધર્મો અવિધિભાવે સેવે છે એમ જણાવ્યું. આ ધર્મો આદરવાનું ફલ શાસ્ત્રોમાં કર્મનિર્જરા અને તે દ્વારાએ મોક્ષપ્રાપ્તિ કહી છે. સુપાત્રદાન, અભયદાન અને અનુકંપાદાન પવિત્ર આશયપૂર્વક હોવાથી તેનું ફલ કર્મનિર્જરા અને શુભબંધ જણાવ્યું છે. તપનું ફલ એકાન્ત 'કર્મનિર્જરા', શીલનું ફલ 'આત્મસ્વરૂપની નિર્મલતા' અને ભાવનું ફલ 'હૃદયના મલનો નાશ' અને ત્યારપછી આ ધર્મોથી સર્વથા આત્માની કર્મોથી મુક્તિ કહી છે. ભાવાર્થ એ કે-દેવઋદ્ધિ, રાજઋદ્ધિ કે સંપત્તિ અથવા ભોગપ્રાપ્તિ-એ આ ધર્મોનું મૂખ્ય ફલ નથી, તેમજ તેના માટે તે ધર્મો આદરવા તેજ વિપરીત માન્યતા જણાવી છે. હવે

ભ્રાન્તહૃદયથી આ ધર્મોનું મૂખ્ય ફલ દેવઋદ્ધિ, રાજઋદ્ધિ, સંપત્તિ આદિ માને છે અને તેની પ્રાપ્તિ માટે તેમાં પ્રવર્તે છે પણ મોક્ષ-ફલને માનતો નથી. આથી જ ગ્રંથકર્ત્તાએ કહ્યું કે-આગમમાં આ ધર્મનું ફલ સ્પષ્ટપણે પ્રગટતયા કહ્યું છે, છતાં તેને તે માનતો નથી, સ્વીકારતો નથી અને આદરતો નથી. નિદાન એ કે-આજ કારણથી આ અવિધિસેવાને પાપિષ્ઠા કહી. પણ જેઓને સમકિત પ્રગટ થયું છે, આદિ ભાવ-આરોગ્યતા પ્રાપ્ત થઈ છે અને ચરમ પુદ્‌ગલપરાવર્ત-કાલમાં જેઓ દાખલ થયા છે, તેઓના તીવ્ર પાપવિકારો સર્વથા શાન્ત થવાથી તેઓને આગમવચનમાં અરૂચિ, અશ્રદ્ધા અથવા ખોટી માન્યતા કદાપિ ઉદ્‌ભવતી નથી. અર્થાત્ ભ્રાન્તિરૂપી મંડલ વિના આ પાપિષ્ઠા અવિધિસેવા ઉદયમાં આવે નહીં. અને આ ચરમપુદ્‌ગલાવર્તી આત્માઓને તો ભ્રાન્તિ સમૂહનું કારણ જ પહેલાંથી નષ્ટ થઈ જાય છે, કિન્તુ ભ્રાન્તિ સમૂહ ઉપરોક્ત આત્માઓ સિવાય અન્યને ન જ હોય.

'દાનાદિ' ધર્મો અવિધિભાવે સેવે તેનું જ સ્વરૂપ ફરી ગ્રંથકાર સ્પષ્ટ કરે છે.

**येषामेषा तेषामागम-वचनं न परिणतं सम्यक् ।**
**अमृतरसास्वादज्ञः, को नाम विषे प्रवर्त्तेत ॥ ७ ॥**

**મૂલાર્થ**—જે આત્માઓએ અવિધિસેવાને બહુમાનતયા સ્વીકારી છે તેઓને આગમનું વચન સમ્યક્તયા પરિણમતું નથી, કારણ કે-અમૃતરસના સ્વાદનો જાણકાર મૃત્યુ દેનાર વિષનું ભક્ષણ કરવા કદાપિ પ્રવૃત્તિ કરે ખરો ? ન જ કરે.

**સ્પષ્ટીકરણ**—શાસ્ત્રકાર દૃષ્ટાંત સાથે ઉપરની વાત અહીં ખૂલ્લી કરે છે. જેમ એક વાર અમૃત પીધું હોય અને તેનો રસ બરાબર અનુભવ્યો હોય, ત્યારપછી આ અનુભવી વિષ મૃત્યુને આપનાર છે એવું ભાન થવાથી તેનું ભક્ષણ કરતો નથી. એ પ્રમાણે જિનવચન જેઓને સમ્યક્તયા ભાસમાન થયું હોય તેઓને જિન-

વચનમાં કદાપિ ભ્રાન્તિજ્ઞાન ઉત્પન્ન થતું નથી, અને અહીં ઉપરના આત્માઓને ભ્રાન્તિજ્ઞાન થયું હોવાથી જિનવચન યથાર્થરૂપે પરિણમતું નથી. આથી જ સમજાય છે કે-આ આત્માઓને જિનવચન-રૂપી અમૃતરસ-સ્વાદનું જ્ઞાન નથી થયું અને મૃત્યુ દેનાર વિષ-ભક્ષણમાં જ લીન થાય છે. અહીં જિનવચન તે અમૃતરસ જાણવું અને ભ્રાન્તિજ્ઞાન તે વિષભક્ષણ જાણવું. ભાવાર્થ એ કે-અધિક સંસારી આત્મા જ જ્ઞાન-ફળવંચિત અપરિણામી હોય.

અત્યાર સુધી વિધિમુખથી અધિક સંસારીને 'આગમવચન'ની શ્રદ્ધાનો નિષેધ કર્યો. હવે ગ્રંથકાર નિષેધમુખે સ્પષ્ટતયા આગમ-વચનની શ્રદ્ધાનો અભાવ દર્શાવે છે.

**तस्माच्चरमे नियमा–दागमवचनमिह पुद्गलावर्ते ।**
**परिणमति तत्त्वतः, खलु स चाधिकारी भवत्यस्याः ॥ ८ ॥**

**મૂલાર્થ**—એથી જ આગમવચનની શ્રદ્ધા અહીં આત્માને ચરમ પુદ્ગલપરાવર્ત્તકાલમાં જ પરિણમે છે, અને તેથી કરીને પરમાર્થથી આ 'લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ'નો અધિકારી ચરમ પુદ્ગલપરાવર્ત્ત-કાલવર્ત્તી આત્મા જ હોય છે; અર્થાત્ અન્ય આત્મા અધિકારી ન થાય.

**સ્પષ્ટીકરણ**—ઉપર જે કહી ગયા તેનું તાત્પર્ય એ આવ્યું કે-આગમવચનમાં પ્રીતિ ચરમ પુદ્ગલપરાવર્ત્તકાલમાં જ બને પણ અન્ય કાલમાં ન હોય, તથા 'લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ'ની યોગ્યતા-અધિકારીપણું ચરમ પુદ્ગલપરાવર્ત્તકાલવાસી આત્મા સિવાય અન્યને ન બને. ભાવાર્થ એ કે-આગમવચન પર શ્રદ્ધા અને 'લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ' અંત્ય કાલમાં ઉપલબ્ધ થાય. આથી જ અધિક સંસારીને તત્ત્વના અધિકારી ન ગણ્યા.

આગમવચનમાં એવી કઈ અલૌકિકતા રહી છે, કે જેના માટે અધિક સંસારીને તેની શ્રદ્ધાનો નિષેધ જણાવ્યો તથા 'લોકોત્તર તત્ત્વ-(ધર્મ)પ્રાપ્તિ'ના પણ અનધિકારી ગણ્યા ? આ પ્રશ્નના સમાધાન માટે આગમવચનની પ્રશસ્તતા ગ્રંથકાર જાહેર કરે છે.

आगमवचनपरिणति–र्भवरोगसदौषधं यदनपायम् ।
तदिह परः सद्बोधः सदनुष्ठानस्य हेतुरिति ॥ ९ ॥

મૂલાર્થ—આગમવચનની પરિણતિ એટલે યથાર્થપણે આગમમાં કહેલા પદાર્થનો પ્રતિભાસ. આ પ્રતિભાસ અપાય–દોષ રહિત સંસારરૂપ રોગનો નાશ કરનારૂં ઔષધ છે. એથી જ આ ઉત્કૃષ્ટ બોધ–પદાર્થજ્ઞાન સુંદર અનુષ્ઠાનને જન્મ આપવામાં કારણભૂત કહ્યું છે અર્થાત્ તેથી સુંદર અનુષ્ઠાનની પ્રાપ્તિ થાય છે.

સ્પષ્ટીકરણ—"જેથી, જેનાથી, જેના વિષે મર્યાદાપૂર્વક પદાર્થો જાણી શકાય તેનું નામ આગમ, અને તે આગમનું જે વચન તેનું નામ આગમવચન." તાત્પર્ય એ કે–આત્માનું એકાન્ત શ્રેય કરનાર અને હિતમાર્ગ દેખાડનાર જે શાસ્ત્રો હોય તેને જ મહર્ષિઓ આગમશાસ્ત્ર કહે છે, પણ જે શાસ્ત્રો પશુહોમ, અગ્નિહોત્ર આદિ પાપારંભનો ઉપદેશ કરે તેને આગમશાસ્ત્રો કેમ કહેવાય? અરે, શાસ્ત્રો પણ કેમ કહી શકાય? આથી શાસ્ત્રો અને આગમ તો તે જ ગણાય કે–જેમાં લેશ પણ પાપોપદેશ ન હોય. આ શાસ્ત્રો સર્વજ્ઞકથિત અને સર્વજ્ઞવાક્યાવલંબી એમ બે પ્રકારે હોય છે. જે વચનો ભગવંતે કહ્યા અને ગણધરોએ સૂત્રોપણે રચ્યા, તે સર્વજ્ઞકથિત આગમ કહેવાય છે, અને સર્વજ્ઞના અમુક અમુક વચનનો આધાર લઈને આચાર્યોએ જે શાસ્ત્રો રચ્યા હોય તે સામાન્ય શાસ્ત્રો કહેવાય છે. પરંતુ આ બન્ને શાસ્ત્રો નિન્તાતતયા શુદ્ધ સન્માર્ગ સિવાય પાપોપદેશ કદાપિ કરે નહીં. આવા આગમનું જે વચન હોય તેજ આગમવચન અહીં માન્યું છે. આ આગમ-વચનની પરિણતિ એટલે પરિણમવું અર્થાત્ આગમમાં જે પ્રકારે પદાર્થસ્વરૂપ કહ્યું હોય તેજ પ્રમાણે પરિણમવું, એટલે વર્તનમાં–ક્રિયામાં મૂકવું તેનું નામ જ ખરી રીતે આગમવચનપરિણતિ શાસ્ત્રકાર કહે છે. જ્યાં સુધી વિભાવ પદાર્થોનો કંટાળો આત્માને ન આવે, આત્મજ્ઞાન સ્ફુરાયમાન ન થાય, સંસાર પર અપ્રેમ ન

જાગે અને સત્ય સુખ પ્રતિ જિજ્ઞાસા ન વધે ત્યાં સુધી આગમ-વચન તે આત્માઓને કોઈ પણ ગુણ કરવા સમર્થ બનતું નથી. અને આ સ્થિતિ ચરમ પુદ્‌ગલપરાવર્તકાલમાં આવ્યા સિવાય પામવી મહર્ષિઓએ અશક્ય જણાવી છે. પરમાર્થ એ કે–અજ્ઞાનાવરણ કર્મનો હ્રાસ થયા વિના સત્ય ઉપાદેય પદાર્થને ધારી ન શકે અને બાલજીવોના જ્ઞાન જેવું વિષયપ્રતિભાસ નામે જે જ્ઞાન તેને પણ ઉલ્લંઘન કરી જાય. જ્ઞાનાવરણીય કર્મોના નાશથી ગ્રાહ્ય ઉપાદેય પદાર્થોને વિષય કરનારૂં જે જ્ઞાન આત્મામાં પ્રકાશમાન થાય, તેને જ ઉપાધ્યાયજી યશોવિજયજી 'આગમવચનપરિણુતિ'–'આગમ સદ્‌બોધ'–'યથાર્થજ્ઞાન'–'સમ્યક્‌જ્ઞાન' કહે છે. આથી જ ઉપાધ્યાયજી અન્યત્ર કહે છે–"જેના ઉદય પછી રાગાદિકનો સમૂહ પ્રકાશમાન રહે તો તે જ્ઞાન જ ન કહેવાય, કારણ કે–સૂર્યોદય થયા પછી તેના કિરણના પ્રકાશ સામે અંધકાર રહી શકે ખરો ?" અર્થાત્ ન જ રહે. એથી જ આ જ્ઞાન સંસારની અનેક તરેહની વિટંબણાઓને દૂર કરવાને સમર્થ એવું નિર્દોષ બાધા રહિત સુંદર પથ્ય–ઔષધ સમાન છે. એ પ્રમાણે આ જ્ઞાન જાગૃત થયા પછી ઉપાધ્યાયજી મહારાજ જણાવે છે કે–જ્ઞાનજન્ય ઉપાદેય પદાર્થોનો સ્વીકાર કરવામાં અવિરતિ આદિ અંતરાય કર્મો–પ્રતિબંધકો આડે આવે, તો પણ સત્ય પદાર્થની લેશ પણ બાધા આવતી નથી, તથા આગમવચનની પરિણુતિ થયા પછી પ્રકૃષ્ટ જ્ઞાનાવરણીય કર્મોનો નાશ થાય અને શુદ્ધ ઉપાદેયોને સ્વીકારનાર સદ્‌બોધ પ્રાપ્ત થાય છે. અર્થાત્ '**તત્ત્વસંવેદન**' નામે ઉત્તમ જ્ઞાન જાગૃત થાય છે. આ જ્ઞાન થવાથી નિત્ય તત્ત્વ પદાર્થોને જ ઉપાદેયપણે, સ્વીકાર્યપણે, હિતરૂપે અને સ્વકલ્યાણપણે માને છે. આવા જ્ઞાનનું મૂખ્ય ફલ આચારાંગ ટીકાકાર "**ज्ञानस्य फलं विरतिः**" જ્ઞાનનું ફલ હેય પદાર્થનો ત્યાગ અને પુદ્‌ગલ સુખનો અમોહ પ્રાપ્ત થવો એજ કહે છે. આથી અહીં પણ આ જ્ઞાન જાગૃત થવાથી તેના ફલરૂપે સદનુષ્ઠાન એટલે વિરતિરૂપ શુદ્ધ પરિણુતી આત્માને પ્રાપ્ત થાય છે. એથી જ આ આગમપરિણુતિ અતિ પ્રશસ્યતર અહીં જણાવી. પરમાર્થ એ

કે-પુદ્ગલોનો પ્રેમ અને વિષયસુખ પ્રતિ ઉદાસીનતા આત્માને શુદ્ધ જ્ઞાન વિના પ્રગટવી દુર્લભતર હોય છે, તો સદ્ઔષધથી દીર્ઘ-કાલના પણ રોગો નાશ પામે છે, તેમ અનાદિના તીવ્ર રાગ-દ્વેષાદિ ભાવરોગો આ 'તત્ત્વસંવેદન' નામે જ્ઞાન-પ્રકાશરૂપ ઔષધબલથી એકાએક નાશ પામે છે, વિરતિપરિણામ જાગૃત થાય છે. માટે આ **'આગમ પરિણતિ'** ચરમ પુદ્ગલપરાવર્તકાલમાં જ પ્રાપ્ત થાય છે અને તે એકાન્ત પ્રશસ્યતમ મહર્ષિઓએ જણાવી છે. આથી જ આગમવચનના અધિકારી ઉપરોક્ત આત્મા સિવાય અન્ય આત્મા-ઓનો ગ્રંથકર્તાએ નિષેધ કર્યો.

**'તત્ત્વબોધ'** પામવાથી જે વિરતિરૂપ સદનુષ્ઠાનની પૂર્ણતયા પ્રાપ્તિ થાય તેનો ખાસ હેતુ ગ્રંથકાર જણાવે છે. અથવા 'તત્ત્વ-બોધ' પામવાથી જે સદનુષ્ઠાન આત્મા આદરે તેમાં વિશિષ્ટતા શું છે? તેનો ખૂલાસો અહીં દર્શાવે છે.

**दशसंज्ञा विष्कम्भण–योगे सत्यविकलं ह्यदो भवति।**
**पदहितनिरतस्य, सदा गंभीरोदारभावस्य ॥ १० ॥**

**મૂલાર્થ**—પરોપકારમાં આસક્ત અને નિત્ય ગાંભીર્યતા તથા ઔદાર્ય ભાવવડે કરીને યુક્ત, એવા આત્માને દશ પ્રકારની સંજ્ઞા-ઓને યથાશક્તિએ રોકવાની શક્તિ પ્રાપ્ત થવાથી નિશ્ચયેન અખંડ પરિપૂર્ણ સદનુષ્ઠાન પ્રાપ્ત થાય છે.

**સ્પષ્ટીકરણ**—વિરતિરૂપ સદનુષ્ઠાનની પ્રાપ્તિ બાહ્ય વિષય-સુખ, પુદ્ગલ પ્રેમ પરત્વેનો મોહ, આસક્તિ-લોભ અલ્પ ન થાય અથવા નાશ ન પામે ત્યાં સુધી થાય નહીં એ વાત પહેલાં પણ જણાવી છે. ફરી ગ્રંથકાર તેજ વાત શાસ્ત્રીય શબ્દોથી અહીં વધારે સ્પષ્ટ કરે છે. આ **'સદનુષ્ઠાન'** લાભ દશ પ્રકારની સંજ્ઞાઓનો યથાશક્તિએ નિરોધ કરવાથી અગર નાશ કરવાનો જાજ્વલ્યમાન ઉત્સાહ હૃદયમાં આવવાથી થાય છે. પરમાર્થ એ કે-પ્રત્યેક આત્માને

અનાદિકાલથી પ્રત્યેક ગતિમાં દશ પ્રકારની સંજ્ઞાઓ ખાસ હૃદયંગત આત્મસ્વરૂપે વિદ્યમાને હોય છે, જેથી આત્મા અનેક તરેહના કર્મો બાંધી તે સંજ્ઞાકૃત વિકારોને પોતાનો ધર્મ સમજી અનંત સંસારમાં પર્યટન કરે છે, એવં આત્મસ્વરૂપને ઓળખવા જેટલું સદ્જ્ઞાન પણ પામી શકતો નથી, તો પછી વિરતિરૂપ સુંદર ક્રિયા તો ક્યાંથી પામી શકે? આજ હેતુથી ગ્રંથકર્તા મહર્ષિપૂજ્ય પ્રથમ તે દશ સંજ્ઞાઓનો નિરોધ અને નિરોધ કરવાનો પ્રખર ઉત્સાહ પામવાનું ખાસ જણાવે છે, અને પછી કારણ સામગ્રી હસ્તગત થવાથી કાર્યસિદ્ધિમાં વિલંબ લાગતો નથી. તે જ ન્યાયથી અહીં પણ સદ્ક્રિયારૂપ કાર્યસિદ્ધિ દશ સંજ્ઞાનો વ્યવચ્છેદ અને વ્યવચ્છેદ કરવાનો ઉત્સાહરૂપ કારણ-સંયોગ મલવાથી વિના વિલંબે થાય એમાં લેશ પણ શંકાને સ્થાન નથી.

અહીં 'આત્માને તત્ તત્ (તે તે) વસ્તુપ્રાપ્તિનો જે ઉપયોગ તે 'સંજ્ઞા' એમ કેટલાક આચાર્યો સંજ્ઞાનો અર્થ જણાવે છે. અથવા અષ્ટકર્મ પૈકી વેદનીય અને મોહનીય કર્મોદયના પ્રભાવથી એ પ્રમાણે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય કર્મ ક્ષયોપશમના પ્રભાવથી, આહાર વિગેરે પદાર્થની ઇચ્છાવાળો આત્મા આહાર આદિ પદાર્થો સ્વીકારવાને જે પ્રયત્ન-ગતિ આદિ કરે તેનું નામ સંજ્ઞા મહર્ષિયો કહે છે. આ અર્થવાલી 'સંજ્ઞા' આત્માની જુદી જુદી અભિલાષાના કારણથી તથા ભિન્ન ભિન્ન પ્રકારના પ્રયત્નભેદથી દશ પ્રકારની શાસ્ત્રોમાં જણાવી છે. તે દશ સંજ્ઞાઓ 'સ્થાનાંગ સૂત્ર' 'પ્રજ્ઞાપના સૂત્ર' આદિમાં વિસ્તૃતઃ આ પ્રમાણે કહ્યું છે. આહારસંજ્ઞા-૧, ભયસંજ્ઞા-૨, મૈથુનસંજ્ઞા-૩, પરિગ્રહસંજ્ઞા-૪, ક્રોધસંજ્ઞા-૫, માનસંજ્ઞા-૬, માયાસંજ્ઞા-૭, લોભસંજ્ઞા-૮, લોકસંજ્ઞા-૯ અને ઓઘસંજ્ઞા-૧૦. નારકીઓને આ દશે સંજ્ઞાઓ હોય તેમજ યાવત્ વૈમાનિકોને પણ એ દશે સંજ્ઞાઓ હોય, તથા અન્ય આત્માઓને પણ એ દશે સંજ્ઞાઓ હોય ક્ષુધાવેદનીય કર્મનો ઉદય થવાથી કવલ, ઓજ અને લોમ આહારને માટે જે સંજ્ઞાના બળથી આહાર

પુદ્ગલોને ગ્રહણ કરવાની ચેષ્ટા આત્મા આદરે, તેનું નામ 'આહાર-સંજ્ઞા.' ભાવાર્થ એ કે-જ્યારે જ્યારે જઠરાગ્નિના જોરથી આત્માને ક્ષુધા લાગે એટલે અગ્નિનું જોર વધે, ત્યારે ત્યારે તેની શાંતિ માટે આહાર આદિ લેવાની ચેષ્ટા આજ સંજ્ઞાના બલથી આત્મા કરે છે. ભયવેદનીય કર્મોદયથી આત્મા ભયથી કમકમી ઉઠે છે, દૃષ્ટિ અને મુખના વિકારો બદલાઈ જવાથી તેના પર દુઃખની જ છાંયા તરી આવે છે, એવં તેની રોમરાજીઓ પણ એકાએક ઉભી થઈ જાય છે. આ બધા વિકારો જે સંજ્ઞાના પ્રભાવથી જાગૃત થાય તેનું નામ મહર્ષિઓ 'ભયસંજ્ઞા' કહે છે. અહીં એક ખૂલાસો કરવાની આવશ્યકતા છે, તે એ કે-ભયપ્રકૃતિને કર્મગ્રંથમાં નોકષાય ચારિત્ર-મોહનીય પૈકી નવ નોકષાય અંતર્ગત ભયમોહનીય તરીકે જણાવી છે, અને આ સ્થલે 'ભયવેદનીયોદય' કહી 'ભય'ને વેદનીય કર્મ-પ્રકૃતિ તરીકે જણાવી. આનું કારણ એ સમજાય છે કે-જ્યારે ભયના લીધે આત્મા મુગ્ધ બની જઈ ભાનભૂલો થાય ત્યારે તે **ભયમોહ-નીયોદય** સમજવો, અને જ્યારે આ મોહના ઉદયથી અશાંતિ, દુઃખ કે ક્લેશ અનુભવે છે, ત્યારે તે 'ભયવેદનીય'પણે સમજવો, અર્થાત્ મોહોદયથી વ્યાકુલતા બને અને વેદનીયોદયથી અશાંતિ, દુઃખ વિગેરે પેદા થાય છે. એટલે આ પ્રમાણે ભેદ પાડવામાં કાંઇ વિઘાતક જેવું જણાતું નથી, તથા પુરૂષવેદના ઉદયથી મૈથુનક્રિયા (સ્ત્રી-પુરૂષનો સંયોગ) સ્ત્રીઓના ગુહ્ય ભાગો નીરખવા, તેને દેખી પ્રસન્નતા સાથલો સ્તંભિત થવા અને શરીરમાં ધ્રુજારી છૂટવી, આ સર્વ વિકારો જે સંજ્ઞાબલથી થાય તેનું નામ ત્રીજી 'મૈથુનસંજ્ઞા' કહી છે. પરમાર્થ એ કે-ત્રણ વેદ પૈકી કોઈ પણ વેદના ઉદયથી પુરૂષ સ્ત્રીને, સ્ત્રી પુરૂષને અને નપુંસક બંનેને ચાહે. એ પ્રમાણે ત્યારબાદ પોતાની મૈથુન જિજ્ઞાસા તૃપ્ત કરવાને જે કાંઈ કરવાને જે કાંઇ વિરૂદ્ધ ક્રીડા કરે અથવા ઇચ્છા માત્ર કરે, તે સર્વને ગ્રંથ-કર્તાઓ મૈથુનસંજ્ઞાનો જ ઉદય માને છે. મૈથુનસંજ્ઞાનો આ અર્થ જો ન સ્વીકાર્ય થાય તો એકેદ્રિયો, વિકલેંદ્રિયો તથા નારકી અને સંમૂર્છિમ જીવોમાં આ સંજ્ઞા કેમ ઘટાવી શકાય ? એથી જ ઉપરોક્ત

અર્થ સ્વીકાર્ય છે. 'લોભમોહનીય'ના ઉદયથી સંસારવૃદ્ધિના કારણરૂપ અને આસક્તિપૂર્વક સજીવ-નિર્જીવ પદાર્થો એકત્ર કરવા આત્મ સંબંધી જે જે વ્યાપારો તે 'પરિગ્રહસંજ્ઞા.' ક્રોધના ઉદયથી દુષ્ટ પરિણામ સહિત આવેશનો જે પરિણામ અને મુખ, નેત્ર, દાંત, ઓષ્ઠ એ સર્વેનું જે ચેષ્ટાથી સૂકાઈ જવું, તે ક્રોધસંજ્ઞા અથવા આવેશવાળું જે ચિત્ત તે પણ 'ક્રોધસંજ્ઞા' જાણવી. માનના ઉદયથી અહંકારવાલી અભિમાન 'હું' પણાની જે પરિણુતિ તે 'માનસંજ્ઞા.' તથા લોભના ઉદયથી તૃષ્ણા સહિત સજીવ-નિર્જીવ પદાર્થોની ઇચ્છા કરવી તે 'લોભસંજ્ઞા.' અહીં આસક્તિપૂર્વક પદાર્થો એકત્ર કરવા ઉદ્યમ કરવો તે પરિગ્રહસંજ્ઞા અને પદાર્થો મેળવવા આસક્તિ ધારવી તે 'લોભસંજ્ઞા.' આ પ્રમાણે પરિગ્રહ અને લોભસંજ્ઞા બંનેયમાં ભેદ હોવાથી બન્ને સંજ્ઞાઓ અલગ અલગ જણાવી. એ પ્રમાણે મતિ-શ્રુતજ્ઞાન આવરણ ક્ષયોપશમથી શબ્દ અને અર્થજ્ઞાન વિનાનો સામાન્ય માત્ર જે બોધ પ્રગટે, અને તે બોધદ્વારા આત્માના જે વ્યાપારો તે 'ઓઘસંજ્ઞા.' જેમકે વેલડીયો લોકો જે માર્ગ પર ચાલે ત્યાં ન વધતાં પોતાને પીડા ન થાય તે માટે વાડ તરફ જ વધે. વિકલેંદ્રિયો આ તપમાંથી નીકળી છાંયામાં આવે એ ઓઘસંજ્ઞાજન્ય ક્રિયાઓ કહી છે, તથા ઓઘસંજ્ઞામાં જે જ્ઞાન પ્રગટે તેના કરતાં વિશિષ્ટ જે ઉપયોગ તે 'લોકસંજ્ઞા.' આ દશે પ્રકારની સંજ્ઞાઓ પંચેંદ્રિયોમાં સ્પષ્ટતર જણાય છે, જ્યારે એકેંદ્રિયોને કર્મોદયજન્ય આત્મપરિણામરૂપે જ હોય પણ પ્રત્યક્ષ ન હોય.

અહીં જણાવેલ આ દશે સંજ્ઞાઓ પૂર્ણતયા હોય ત્યાં સુધી આત્મા ધર્મની રૂચિને પણ પામી ન શકે, તો પછી 'તત્ત્વબોધ' આગમવચનપરિણુતિ અને સમ્યક્ત્વભાવ ક્યાંથી પામી શકે? માટે જ અહીં ગ્રંથકારે પ્રથમ 'સદનુષ્ઠાન' પામવા અર્થે આ દશે સંજ્ઞાઓનો યથાશક્તિએ નિરોધ કરવાનું દર્શાવ્યું. અર્થાત્ આ સંજ્ઞાનો યથાશક્તિએ નિરોધ કરવાથી તેમજ નિરોધ કરવાને ઉત્સાહ ધારવાથી આ વિરતિ-ત્યાગરૂપ સદનુષ્ઠાન ક્રિયાપ્રાપ્તિની

યોગ્યતા આત્મા પામી શકે છે, કારણ કે–આત્માને સુંદર ભાવથી સ્ખલિત કરવામાં મૂખ્ય કારણભૂત આ અનાદિની દશ સંજ્ઞાઓ જ છે. એથી જ અહીં ગ્રંથકારે મૂલમાં 'योगे सति' એ પદથી 'નિરોધ કરવાનો યોગ–સંબંધ છે તે જ' એમ કહ્યું. આમ છતાં એટલે દશ સંજ્ઞાઓનું જોર છતાં કોઈ આત્મા ત્યાગભાવરૂપ સદનુષ્ઠાન આદરે તો પણ નંદિષેણ મહાત્માની માફક કાલાંતરે જરૂર માર્ગથી નીચો સરી જાય એમાં શંકા નથી. આથી અહીં અવિકલ સદનુષ્ઠાન પ્રાપ્તિ માટે આ સંજ્ઞાઓનો નિરોધ મૂખ્ય બતાવ્યો, અર્થાત્ શ્લોકમાં કહેલ 'अविकलं' એ પદનો ઉપરોક્ત પરમાર્થ છે.

આટલું છતાં પણ ફરી કયો આત્મા અવિકલ સદનુષ્ઠાન પામે તેની પુષ્ટિ માટે અર્ધી આર્યા ગ્રંથકાર જણાવે છે. એટલે જેણે દશે સંજ્ઞાનો યથાશક્તિએ રોધ કર્યો હોય, રોધ કરવાનો ઉત્સાહ ધાર્યો હોય, તો પણ આ ત્રણ ગુણો ન હોય તો તે આત્મા અવિકલ સદનુષ્ઠાન પામવાનો અધિકારી નથી; કિન્તુ જેઓ પરોપકાર કરવાની અભિલાષવંત હોય અને પૂર્વે કહેલ ગાંભીર્યતા, ઔદાર્યતા એ બે ગુણો જેઓમાં હોય તેઓ જ આ માર્ગના અધિકારી બને છે. તાત્પર્ય એ છે કે–દશે સંજ્ઞાનો યથાશક્તિએ રોધ કર્યા પછી પરોપકારી, ઉદારદીલ અને ગભીરાશય પ્રાણી જ અવિકલ સદનુષ્ઠાન પામે.

આ દુર્લભ પણ દશ સંજ્ઞાનો રોધ શાથી થાય ? જેથી આત્મા અવિકલ સદનુષ્ઠાનનો અધિકારી બને એ ભાવને ગ્રંથકાર જણાવે છે.

**सर्वज्ञवचनमागमवचनं, यत्परिणते ततस्तस्मिन् ।**
**नाम्नुलभमिदं सर्वं, ह्युभयमलपरिक्षयात्पुंसाम् ॥ ११ ॥**

**મૂલાર્થ**—સર્વજ્ઞ ભગવાનનું જે વચન તે જ આગમવચન અહીં માન્યું છે, એટલે આ આગમવચન પરિણમ્યા પછી અને ક્રિયામલ તથા ભાવમલનો ક્ષય થવાથી આત્માઓને દશ સંજ્ઞાઓનો યથા-

શક્તિઓ નિરોધ થાવો કાંઈ દુર્લભતર નથી, કિન્તુ સુલભ જ છે.

**સ્પષ્ટીકરણ**—'**सर्वं जानाति सर्वज्ञः तस्य वचनं**' "નિરાબાધપણે જગત ચર-અચર સર્વ પદાર્થોને જે જાણે-દેખે તે સર્વજ્ઞ અને તેનું વચન તે સર્વજ્ઞવચન." સર્વજ્ઞ પુરૂષોનું જે વચન તેને જ અહીં આગમવચન તરીકે સ્વીકાર્યું છે. જેઓને સર્વજ્ઞવચન પર સદ્દભાવ થયો હોય અને સર્વજ્ઞનું વચન જ સત્ય માર્ગદર્શક છે એવી શ્રદ્ધા હૃદયમાં એકાન્તથી પરિણમી હોય, તેઓને આ જગતમાં કોઈ પણ ક્રિયાઓ પ્રાપ્ત થવી દુર્લભતર નથી, કારણ કે-ધન્વંતરી વૈદ્યનું જેઓને ઓઠું મલ્યું હોય તેઓનો રોગ જવામાં શું વિલંબ લાગે ખરો? તથાપ્રકારે અહીં પણ જગત્‌ના રોગોને નિર્મૂલ કરનાર અને પ્રત્યેક રોગના પ્રતિકારો દર્શાવનાર પ્રભુ વીતરાગદેવના વચનો અખંડ નિરાબાધપણે જેઓના હૃદયમાં નિવાસ કરી રહ્યા હોય, તેઓના રોગો અને તામસો ક્યાંથી સ્થિર રહી શકે? અર્થાત્ નજ રહે. કહ્યું પણ છે કે-"પાપરૂપી રોગોને નિર્મૂલનાશ કરનાર અમૂલ્ય ઔષધ તુલ્ય શાસ્ત્ર છે, અને શાસ્ત્ર પુન્યબંધ કરવામાં એક મૂખ્ય સાધન છે. એ પ્રમાણે શાસ્ત્ર સર્વ પદાર્થોને દેખવા માટે અલૌકિક અદ્વિતીય નેત્ર સમાન છે તથા સર્વ અર્થની સિદ્ધિ કરનારૂં પણ શાસ્ત્ર છે." તેમજ ચરમકાલવર્તી ભવી આત્માઓ પ્રત્યેક ક્રિયામાં શાસ્ત્રોનો જ આધાર સ્વીકારે છે, અર્થાત્ સર્વજ્ઞવચનથી ઉલટી રીતે ચાલવાને તેઓ ચંચલચિત્ત થતા નથી. એ જ વાત અન્યત્ર પણ કહી છે. "પરલોક સંબંધી સાધનભૂત ક્રિયામાં શ્રદ્ધારૂપી ધનવાળો અને બુદ્ધિશાળી એવો નિકટભવી આત્મા સર્વજ્ઞશાસ્ત્ર સિવાય અન્ય આલંબન બહુલતાયે કદાપિ સ્વીકારતો નથી-અપેક્ષા રાખતો નથી." ઉપર કહ્યા પ્રમાણે શાસ્ત્રવચનો જેના હૃદયમાં રમી રહ્યા હોય તેમજ તે પર જ જેઓની અખંડ શ્રદ્ધા હોય, તેઓ અવશ્ય શાસ્ત્રમાં જે વાત સ્વીકાર્યરૂપે અને હેયરૂપે હોય, તે તે વાતોને મતિમાન્ આત્માઓ યથાશક્તિએ સ્વીકારવાનો અને ત્યાગ કરવાનો પ્રયત્ન જરૂર કરે. આથી અહીં જણાવ્યું

—'परिणते' શાસ્ત્રવચન યથારૂપતયા પરિણમ્યા પછી એટલે 'ना सुलभमिदं सर्वं' આ સર્વ અનુષ્ઠાનો પ્રાપ્ત કરવા તથા દશે સંજ્ઞાઓનો રોધ કરવો કાંઈ દુર્લભ નથી, કિન્તુ સુલભતર છે. કારણ કે-શાસ્ત્રવચનનો નિર્દોષ રાગ પ્રગટવાથી ભવી આત્માના બે પ્રકારના મલો સ્વતઃ નાશ પામે છે. એક તો જે '**ક્રિયામલ**'ના જોરથી આત્મા સુંદર વર્તન આદરવાને અનાદિકાલથી અસમર્થ રહેતો હતો તે મલનો નાશ થાય અને દુષ્ટ આશયરૂપી મલિનતાથી આત્મા શુદ્ધ વસ્તુને બરાબર વિચારી શકતો નહોતો એવો '**ભાવમલ**' અર્થાત્ આશયની અપવિત્રતા તેનો પણ નાશ થાય છે. આમ થવાથી જરૂર દશ સંજ્ઞાનો નિરોધ અગર નિરોધ કરવાનો ઉત્સાહ આત્માને જાગૃત થાય છે. એમાં અધિક ઉક્તિ જેવું કશુંએ નથી. એ પ્રમાણે જેઓને સર્વજ્ઞવચન પર પ્રેમ જાગૃત થયો નથી, તેઓને જ આ અનુષ્ઠાન પ્રાપ્ત થવું દુર્લભતર હોય. કહ્યું છે કે— "જેને સર્વજ્ઞશાસ્ત્ર ઉપર પ્રેમ કે ભક્તિભાવ નથી તેની ધર્મક્રિયા પણ નિશ્ચયથી અંધની દૃષ્ટિ સંબંધી, ક્રિયાની માફક કર્મદોષના લીધે અસત્ ફલવાળી સમજવી. અર્થાત્ અંધને દૃષ્ટિ હોય તો પણ તેનું ફલ કાંઈ પણ ન હોવાથી, જેમ ફલને નહીં દેનારી હોવાથી નકામી છે તેમ શ્રદ્ધા વિનાની ધર્મક્રિયા પણ ફલ વગરની સમજવી અર્થાત્ મૂખ્ય ફલ આત્મનિર્મળતાને આપતી નથી." આગમવચનમાં જેને ભ્રાંતભાવ પ્રગટ થયો હોય, તેઓજ દાનાદિ સર્વ ધર્મો અવિધિભાવથી સેવે. આ વાત પ્રથમ આપણે તપાસી ગયા, પરંતુ જેઓને આગમવચન પર એકાન્ત શ્રદ્ધા હોય તેઓ દાનાદિ ધર્મો કયા પ્રકારે સ્વીકારે, તે વાતનો ખૂલાસો ગ્રંથકાર કરે છે.

विधिसेवा दानादौ, सूत्रानुगता तु सा नियोगेन।
गुरुपारतंत्र्ययोगा—दौचित्याच्चैव सर्वत्र ॥ १२ ॥

**મૂલાર્થ**—સર્વાંગશુદ્ધિપૂર્વક દાનાદિ કાર્યોમાં પ્રવૃત્તિ કરવી તેનું નામ 'વિધિસેવા.' સિદ્ધાન્તમાં બતાવેલ વિધિસેવાની પ્રાપ્તિ

તો નિશ્ચયથી ગુરૂઆજ્ઞાને આધીન રહેનારને જ થાય છે, અને તે વિધિસેવાવાન્ દીન આદિમાં સર્વત્ર ઔચિત્યતાપૂર્વક જ પ્રવૃત્તિ કરે છે.

**સ્પષ્ટીકરણ**—જિન ભગવાનના વચન પર શ્રદ્ધા રાખનાર જે કાંઈ દાન, પૂજા આદિ કાર્યો કરે, તે જિન ભગવંતે જે પ્રકારે કરવાનું કહ્યું હોય તે પ્રમાણે વિધિપૂર્વક કરે અથવા જેઓ વિધિથી કરતાં હોય તેઓના આધારે કરે, તેમજ વિધિથી કરવાની દૃઢ ઇચ્છા રાખે; કિન્તુ સ્વતંત્ર–સ્વબુદ્ધિના આધારે ન કરે. એટલે આ મનુષ્ય દાનાદિ કાર્યો અવિધિભાવથી કરે નહીં. વિધિ એટલે શાસ્ત્રમાં જે ન્યાય દર્શાવ્યો હોય, તે ન્યાયથી સેવા–આચરણ તે **વિધિસેવા.** પરમાર્થ એ કે–ન્યાયોપાર્જિત ધનથી આવેલ પદાર્થનું સત્પાત્રમાં દાન કરવું તેમજ જિનપૂજા વિગેરે કાર્યો કરવા, એમ આગમમાં કહ્યું છે. "**नायागयाणं कप्पणिज्जाणं अन्नपाणाइदव्वाणं पराए भत्तीए आयाणुगाहवुद्धीए संजयाणं दाणं अतिहिसंविभागो मुक्खफलो**" "ન્યાયથી આવેલ અને સાધુને ઉપયોગમાં આવે તેવા નિર્દોષ અન્ન–પાણી આદિ પદાર્થો ઉત્કૃષ્ટ ભક્તિથી અને સ્વ આત્માનો ઉદ્ધાર કરવાની બુદ્ધિવડે સાધુઓને આપવા અથવા અતિથિસંવિભાગ કરવો તે મોક્ષફલ આપનાર થાય." આથી વિરૂદ્ધ પ્રવૃત્તિ કરનાર દાનાદિ કાર્યો કરે તો પણ તેનાથી મોક્ષફલ ન પામે, કિન્તુ "**दानेन भोगानाप्नोति**" એ વાકયથી ભોગ્ય પદાર્થો જન્માંતરમાં પ્રાપ્ત કરે. **ધનાસાર્થવાહે** અને **ગ્રામના ઠાકુરે** મુનિઓને શુદ્ધ દાન આપ્યું, તેથી તેજ જન્મમાં સમકિત પામ્યા તથા તીર્થંકરગોત્ર બાંધ્યું. એ દાન પરમ શુદ્ધ અને શાસ્ત્રોક્ત વિધિવાળું કહ્યું છે. જ્યારે **શાલિભદ્ર** તથા **ધન્નાકુમારના** જીવે પૂર્વભવમાં મુનિઓને જે દાન આપ્યું તે ઉપયોગી ભક્તિપૂર્વક આપ્યું ખરૂં, પરંતુ સ્વાત્મોઉદ્ધાર દૃષ્ટિ વગરનું ન્યાયથી આવેલું ન હોવાથી આ દાન તુરતમાં ભોગ્ય પદાર્થ દેનારૂં થયું, પણ તે જન્મમાં સમકિત આપનારૂં ન થયું. આથી જ શાસ્ત્રોમાં અલ્પ પણ

દાન આદિ કાર્યો ન્યાયોપાર્જિત ધનવડે જ શુદ્ધ કહ્યા, પણ અન્યાયી દ્રવ્યથી વધુ પણ દાન આદિ કાર્યો અશુદ્ધ જ છે એમ સ્પષ્ટ કહ્યું છે.

ન્યાયનું સ્વરૂપ આ પ્રમાણે શાસ્ત્રમાં દર્શાવ્યું છે. "**સ્વામી-દ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસુને છલવો, ચોરી આદિ નિન્દનીય કાર્યોથી જે ધન પેદા કરવું, તે વિગેરેને છોડી અન્ય વ્યાપારદ્વારા ધન પેદા કરવાના પોતપોતાના કુલને ઉચિત જે આચારો તેનું નામ ન્યાય, અને તેવી પ્રવૃત્તિથી જે ધન પ્રાપ્ત થાય તે ન્યાયોપાર્જિત ધન સમજવું.**" આ રીતથી આવેલ ધન પવિત્ર બુદ્ધિવાળું અને પાપકર્મ રહિત હોવાથી તેનો ભોગ અને સત્પાત્રમાં દાન સુંદર ફલ આપનાર બને છે. શાસ્ત્રો કહે છે–**ન્યાયોપાર્જિત** ધનનો સત્પાત્રમાં ઉપયોગ કરવાથી **પુણ્યાનુબંધી પુણ્ય** બંધાય છે. ઉપર કહ્યા પ્રમાણે ન્યાયથી દ્રવ્ય ઉપાર્જી, તેનાથી પ્રાપ્ત થયેલ દ્રવ્યનો સત્પાત્રમાં એટલે મોક્ષસાધક ઉત્તમ મુનિયોને દાન દેવામાં ઉપયોગ કરવો તેમજ જિનપૂજન પણ ન્યાયોપાર્જિત ધનથી પ્રાપ્ય પુષ્પ–ફલાદિ વડે કરવી. એટલે જિનવચન પર શ્રદ્ધા રાખનાર ઉપરોક્ત વિધિસેવા દાનાદિ કાર્યોમાં પ્રાપ્ત કરે છે, પરંતુ આ વિધિસેવા એટલે શાસ્ત્રમાં જે વિધિ અનુષ્ઠાન દર્શાવેલ છે તેની પ્રાપ્તિ તો ગુર્વાદિની આજ્ઞામાં વર્તવાથી જ થાય, કિન્તુ સ્વતંત્ર વર્તવાથી કદાપિ થાય નહિ, કારણ કે–જિનવચનનું મૂખ્ય રહસ્ય કેવલ મહર્ષિ ગુરૂઓને આધીન હોય છે. અને જે ગુરૂથી નિરપેક્ષ થાય તથા સ્વબુદ્ધિને જ પ્રત્યેક કાર્યમાં આગલ કરે, તે મનુષ્ય જિનવચનના અર્થો તથા ભાવો સ્વકલ્પનાથી જ ઉભા કરે, એટલે જિનવચનનો અમૂલ્ય ભાવ પામી શકે નહીં તેમજ જિનવચનની પણ દરકાર કરે નહીં. એથી જ ગુરૂવચન આરાધક જિનવચનના પરમાર્થને પામે અને તેથી દાનાદિ કાર્યોની વિધિસેવા પણ આજ મનુષ્ય પામે, એમ આચાર્યશ્રીએ કહ્યું. ફરી વિધિસેવા-પ્રાપ્ત મનુષ્ય દાન આદિ કાર્યો ઔચિત્યતાપૂર્વક જ કરે અર્થાત્ અનૌચિત્ય વ્યવહારને બાજુ પર કરી દીન, અનાથ, અપંગ,

મુનિઓ વિગેરેને જે વિધિથી, જેવા સત્કારથી અને જેવા આદર-ભાવ તથા ભક્તિથી દાન આપવું જોઈએ તે પ્રમાણે વર્તન કરે છે. નિદાન એ કે-સર્વત્ર વિવેકપૂર્વક દાનાદિ કાર્યો કરે છે. એ પ્રમાણે આગમવચનમાં અભ્રાન્તમતિ ગુરૂઆજ્ઞાનુસારી વિધિપૂર્વક દાનાદિ કાર્યો આરાધે, એમ આચાર્યશ્રીએ આ શ્લોકમાં સ્પષ્ટ પ્રતિપાદન કર્યું. એટલે વિધિના અર્થિએ અહીં આગમબોધની અથવા ગુરૂઆજ્ઞા આરાધવાની નિશ્ચિત્ આવશ્યકતા છે એ ભાવ જણાવ્યો.

દાનાદિ કાર્યોમાં **વિધિસેવાની** આવશ્યકતા જણાવી. હવે તેમાં મહાદાન તથા દાન-એ બેમાં કયો તફાવત છે તે વાત અહીં દર્શાવે છે.

**न्यायात्तं स्वल्पमपि हि, भृत्यानुपरोधतो महादानम् ।**
**दीनतपस्व्यादौ गुर्वनुज्ञया दानमन्यत्तु ॥ १३ ॥**

**મૂલાર્થ**—ન્યાયોપાર્જિત ધનનો સેવકવર્ગને અનુપરોધપણે દીન, તપસ્વી, અતિથિ આદિ વર્ગમાં થોડો પણ માતાપિતા આદિની આજ્ઞાથી ઉપયોગ કરવો તેનું નામ તે 'મહાદાન,' અને આ રીતથી ઉલટી રીતે જે ઉપયોગ કરવો તે 'દાન' કહ્યું છે.

**સ્પષ્ટીકરણ**—શાસ્ત્રમાં માર્ગાનુસારીના ગુણનું વર્ણન કરતાં આચાર્યશ્રી પ્રથમ ગુણ '**न्यायसंपन्नविभवः**' દર્શાવે છે. એટલે ધર્મસન્મુખ સ્થિત આત્મા જરૂર ન્યાયથી જ આજીવિકા, કુટુંબ-રક્ષણ આદિ કાર્યો કરે તો જ તે **'માર્ગાનુસારી'** કહેવાય, અન્યથા તે માર્ગબાહ્ય કહેવાય. આથી ધર્મને પામેલો અને પ્રથમ જણાવી ગયેલ ધર્મના લક્ષણો જેમાં હોય તે, તેમજ દશ સંજ્ઞાનો નિરોધક આગમવચન પર શ્રદ્ધાલુ જન તો અવશ્ય ન્યાયથી જ વૃત્તિ ચલાવે એમાં આશ્ચર્ય જેવું નથી. મહાદાન અને દાનનો ભેદ આચાર્યશ્રી અહીં દર્શાવે છે. તેમાં 'ન્યાયવર્તન' એ મુખ્ય મહાદાન તથા દાનનો વિભાજક ગુણ માન્યો છે અર્થાત્ ન્યાયસંપન્નતા સિવાય મહાદાનપણું નામક પરમ ગુણ કોઈ પણ આત્મા પામી શકે નહીં.

એથી જ ગ્રંથકર્તા આદિમાં જ ' न्यायात् ' એ પદ મૂકે છે, એટલે વૈશ્ય, ક્ષત્રિય, બ્રાહ્મણ અને શૂદ્ર-એ ચાર મૂખ્ય આર્યજાતિઓ શાસ્ત્રોમાં કહી છે, કિન્તુ કાલક્રમે જાત્યંતર પેટાજાતિઓ આદિ અનેક ભેદો-ઉપભેદો થઈ ગયા. પણ આ સર્વ જાતિઓના પોત-પોતાના કૂલાનુરૂપ જે ઉચિત વ્યવહારો શાસ્ત્રોમાં દર્શાવેલ છે તે પ્રમાણે વ્યવહાર કરવો, આજીવિકા ચલાવવી, વ્યાપાર કરવો, કુટુંબ-રક્ષણ કરવું તે લોકો માટે ન્યાય ગણાય, અને એ પ્રમાણે જે ધન પ્રાપ્ત થાય તે ન્યાયસંપન્ન ધન કહી શકાય. જેમકે-વૈશ્યોએ વ્યાપાર, વ્યાજ, ધીરધાર આદિ, ક્ષત્રિઓએ પ્રજાસંરક્ષણ, અનીતિ-પ્રચારનો નાશ, શત્રુના ભયથી બચાવ, દુષ્ટોનું દમન આદિ, બ્રાહ્મણોએ પઠન-પાઠન, ઉપદેશ, ધર્મવૃદ્ધિ, ધર્મસંરક્ષણ, દેવપૂજા, મંત્રસ્મરણ, ધ્યાન આદિ, અને શુદ્રોએ સેવા, કૃષિ આદિ કાર્યોદ્વારા ધન પ્રાપ્ત કરી તેનાથી આજીવિકા અને કુટુંબસંરક્ષણ કરવું, પણ ઉપરોક્ત ચારે વર્ણો તથા પેટાજાતિઓ એ પ્રમાણે વર્તન કરતાં છલ, પ્રપંચ, ચોરી, વિશ્વાસઘાત આદિ નિંદક કાર્યો ન સેવે અને પોતાના જાતીય નિયમ પ્રમાણે ન્યાયથી વર્તન કરે, તો જ તે ન્યાયી વર્તન કહી શકાય.

આમ છતાં ગ્રંથકાર આચાર્યશ્રી કહે છે કે-ન્યાયથી ધન ઉપાર્જી, તે ધનનો અમુક ભાગ વ્યવહારસંરક્ષણમાં, અમુક ભાગ વ્યાપારમાં, અમુક ભાગ કુટુંબપાલનમાં, અમુક ભાગ નોકર-ચાકર-સેવકોને સંતુષ્ટ રાખવામાં અને અમુક ભાગ ધર્મમાર્ગમાં ખર્ચ કરે, તેમજ અમુક ભાગ નિધાન કરી રાખે આ પ્રમાણે વર્તનાર ભવિષ્યમાં પોતાની જીંદગીને ભયમાં નાખતો નથી, કિન્તુ આવક કરતાં અધિક વ્યય કરે, વૈશ્રમણ જેવી સ્થિતિ રાખે, કુટુંબ અને સેવકોને સંભાળે નહીં, ધર્મની ઉપેક્ષા કરે, તેઓ જ પરિણામે જોખમમાં આવી પડે છે. એજ વાત આચાર્યશ્રી ધર્મબિંદુમાં સ્પષ્ટ કરીને સમજાવે છે " पादमायान्निधिं कुर्यात् " " વ્યાપારાદિ-દ્વારાએ પ્રાપ્ત થયેલ પૈસાનો ચોથો ભાગ નિધિપણે સ્થાપન કરવો."

એટલે અહીં આચાર્યશ્રી ધ્વનિત કરે છે કે–ન્યાયથી ધન આવેલ હોય, છતાં જો નોકર–ચાકરોને નારાજ કરી તેનો ધર્મ-કાર્યમાં વ્યય થાય તો તે વ્યય સુષ્ઠુ–સુંદર ધર્મફલને આપી શકે નહીં, કિન્તુ એ ઉપાંગહીન ધર્મ કહેવાય માટે ધર્મમાં વ્યય કરનારે 'भृत्यानुपरोधतो' સેવક–નોકરોને સંતાપ, ખેદ, અસંતોષ ન થાય તેમ કરી પછી જ, તેમજ માતાપિતાને પણ સંતોષી, તેઓની આજ્ઞામાં વર્તી ધર્મસાધન કરે. આથી જેઓ જીંદગીભર દાનાદિ ઉત્તમ કાર્યો કરે અને માતાપિતાની ઉપેક્ષા કરે, અપમાનિત કરે, સંતાપે, તેઓની સારસંભાળ લે નહીં, આજ્ઞા માને નહીં, તેઓ જૈનશાસ્ત્ર દૃષ્ટિએ સર્વાંગપૂર્ણ ધર્મારાધક ન ગણાય, પણ ઉપાંગહીન ધર્મ આરાધક જ ગણાય છે. એથી તેઓને યોગ્ય ફલ પામવાને અધિકારી નથી માન્યા, કારણ કે–ધર્મીનો પ્રાથમિક સદાચાર "माता-पितृ संपूजकः" એ વાક્યથી 'માતાપિતાની પૂજા કરનાર' એમ વર્ણવે છે. ખરૂં છે કે–જેઓ પરમોપકારી માતાપિતાનો અનાદર કરે તેઓ ધર્મ અને ધર્મોપદેશકોનો અનાદર કેમ ન કરે? કારણ કે–જેઓ લાખોની ચોરી કરે તેઓને સેંકડોની ચોરી કરતાં કાંઈ ભય લાગે નહીં. આટલું જણાવ્યા પછી હવે પૂર્ણ અંગ સહિત થોડા પણ તે ન્યાયથી પ્રાપ્ત થયેલા ધનનો ઉપયોગ ક્યાં કરવો? તે આચાર્યશ્રી કહે છે. 'दीन तपस्व्यादौ' ઉપર કથિત રીતથી તે ન્યાયપ્રાપ્ત ધન જેઓ નિરાધાર હોય, અશક્ત અને વિશિષ્ટ પાપકર્મો સેવનમાં અસમર્થ હોય તેવાઓને અને ત્યાગી, મુમુક્ષુ, મહાવ્રતધારી તપસ્વીઓને આહાર, વસ્ત્ર, પાત્ર, વસતિ, પુસ્તક આદિ આપવામાં અને બીજા જિનપૂજા, સહધર્મીસેવા આદિ અનેક પવિત્ર કાર્યોમાં ઉપયોગ કરવો–ખર્ચ કરવો. આ રીતથી વિવેકદૃષ્ટિએ કરેલો થોડો પણ ખર્ચ મહાન્ ફલને–પુણ્યાનુબંધી પુણ્યને અર્પ-નાર થાય છે. એથી જ આચાર્ય ભગવંત આ વ્યયને–ખર્ચને '**મહાદાન**' એવી સંજ્ઞા આપે છે અર્થાત્ આ ખર્ચની આગળ અન્ય લાખો તથા ક્રોડો ખર્ચી દાન કર્યું હોય, જિનમંદિરો, જિન-પ્રતિમાઓ બનાવી હોય, મ્હોટી દાનશાલાઓ ઉભી કરી હોય,

અસંખ્ય અતિથિને સત્કાર્યા હોય, મ્હોટા સંઘો અને લાખો સહધર્મીઓની સેવા કરી હોય તથાપિ તે 'દાન'જ કહેવાય એટલે મહાદાનમાં જે લાભ થાય તે આ કાર્યો કરવા છતાં લાભ થાય નહીં. આજ હેતુથી ગ્રંથકાર મહર્ષિએ 'दानमन्यत्तु' ઉપરોક્ત વિધાન રહિતના દાનો તે દાન કહેવાય એમ કહ્યું. પરમાર્થ એ કે-ધર્મમાં ખર્ચ કરનારે આશય, પદાર્થ, પાત્ર અને કાલની પવિત્રતા તરફ એકાંત લક્ષ રાખવું જોઈએ, તો જ ખર્ચ ઇષ્ટસાધક બને.

એ રીતે 'મહાદાન' તથા 'દાન'નું સ્વરૂપ કહ્યું. હવે જિનપૂજાનું સ્વરૂપ દર્શાવે છે.

देवगुणपरिज्ञानात्त-द्भावानुगतमुत्तमं विधिना।
स्यादादरादियुक्तं, यत्तद्देवार्चनं चेष्टम् ॥ १४ ॥

**મૂલાર્થ**—વિધિથી આદર પ્રીતિ શ્રદ્ધાપૂર્વક વીતરાગદેવના જે જે વીતરાગત્વ ગુણો હોય, તેના જ્ઞાન સાથે અને તેમાં જ લીનતો તથા ઉત્તમ ભાવ સહિત જે અષ્ટદ્રવ્ય આદિથી ભગવંતની પૂજા, તેનું નામ વાસ્તવિક ઇષ્ટપૂજા સમજવી.

**સ્પષ્ટીકરણ**—પરમ નિવૃત્તિરૂપ જે ફલ ઉદ્દેશથી આપણે જેને પૂજીએ તે દેવનું દેવત્વ શું છે? પૂજાને તે અવિરોધપણે યોગ્ય છે કે નહીં? તેનો સારી રીતે વિચાર કરવો જોઈએ; કારણ કે-તો જ તે સમિચીન પૂજા કહેવાય અને પૂજાનું ઇષ્ટફલ પ્રાપ્ત થાય, અન્યથા તે પૂજા માત્ર જ કહેવાય. જૈનશાસ્ત્રો સંબોધે છે કે-તમે ઇશ્વરની લીલા યા ચમત્કારો દેખી અથવા ગાડરીયા પ્રવાહથી તણાઇને તેમજ કોઈની પ્રેરણા માત્રથી અગર અમારા પર વિશ્વાસ રાખી દેવની પૂજા યા માન્યતામાં પતંગની માફક અગ્નિમાં ઝંપલાવશો નહીં, કિન્તુ પ્રથમ તેની તમે સુવર્ણની જેમ પરીક્ષા કરી ઇશ્વરનું નિર્દોષ-નિષ્કલંક સ્વરૂપ વિચારી-તપાસી પછી જ તેને માનવાને-પૂજવાને લલચાશો. જો આટલી તમારામાં સન્મતિ ન હોય, તો પછી ત્યાગી અસ્વાર્થી શુદ્ધોપદેશક તત્ત્વદર્શી મહર્ષિઓ

જે કહે તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્તન કરશો, તો જ તમે તમારૂં હિત સાધી શકશો. ભગવન્ હરિભદ્રસૂરિજી કહે છે કે- "**पक्षपातो न मे वीरे, न द्वेष कपिलादिषु। युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः**" ॥ १ ॥ "મહાવીર પરત્વે મને રાગ નથી ને કપિલાદિકો પ્રતિ મને દ્વેષભાવ નથી, પરંતુ જેઓનું વચન યુક્તિ અને પ્રમાણાદિથી બાધિત નથી થતું તેઓનું જ વચન સ્વીકારવું યોગ્ય છે." શાસ્ત્રોમાં દેવના ઈશ્વર, પરમાત્મા, પરમેશ્વર, અચિંત્ય-શક્તિ, સર્વદોષાતીત, સર્વજ્ઞ, વીતરાગ, જિનેશ્વર, તીર્થંકર, સચ્ચિદાનંદમય વિગેરે હજારો નામો પ્રસિદ્ધ છે. એટલે આ સર્વ નામોનો સમન્વય દેવમાં અવશ્ય થવો જોઈએ, અન્યથા તે ખાલી નામો ગોવાલના છોકરાનું ઈન્દ્ર નામની જેમ હાસ્યપાત્ર ગણાય. એક બાજુ ઈશ્વરપણાની પ્રખ્યાતી અને બીજી બાજુ તેવા ગુણો ન હોય, તો તે હાસ્યજનક કેમ ન ગણાય? અને આવું ઈશ્વરપણું પ્રાપ્ત કરી કોને પૂજવાનું મન ન લલચાય? એથી જ પ્રથમ તો દેવાધિદેવમાં જગત્ના સર્વ અપલક્ષણો રહિત રાગ-દ્વેષ અને અજ્ઞાન ચેષ્ટા વિનાના શુદ્ધ સત્ય નિરાબાધ તત્ત્વવક્તા તથા સર્વજ્ઞપણું-આ લક્ષણો અવશ્યમેવ સુઘટિત થવા જોઈએ. ઈશ્વરના આ લક્ષણોની પરીક્ષા તેઓની જીવનક્રીડા, વ્યવહાર અને ઉપદેશ પરથી સુલક્ષિત થાય છે. જેઓએ જીવન વ્યવહાર દરમિયાન હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર, તૃષ્ણા આદિ દુર્ગુણોને કર્ત્તવ્ય માની સેવ્યા નથી, લીલા માની લોકોને તેમ કરવાનો ઉપદેશ આપ્યો નથી, ભોગ્ય પદાર્થોની તૃષામાં આસક્તિથી લીન બન્યા નથી, ભૌતિક માયામાં લપટાઈ સ્વ-જીંદગીને વ્યતીત કરવાની તૃષ્ણા રાખી, લોકોને આ તો ઈશ્વરની અલિપ્ત લીલા છે આવા પ્રપંચથી ઠગવાનો પ્રયત્ન કર્યો નથી; કિન્તુ કર્મજન્ય ઉપાધિઓ વેઠી સુઅવસરે સંસારના પ્રપંચને છંડી, રાજ્ય, ધન, કુટુંબ, સ્ત્રી-પુત્રાદિ પરિવારને વસ્ત્રને લાગેલ કચરાની જેમ અલગ કરી, ઘોરતમ તપ આદરી, અજ્ઞ લોકોએ ઉપજાવેલ અસંખ્ય પરિષહો, કષ્ટો, ઉપદ્રવો, તાડન, તર્જના, અપમાન, ઉપસર્ગોને એકાંત ક્ષમાભાવથી, રાગ-દ્વેષ વિના પ્રસન્ન અંતઃકરણથી

અડગપણે સહન કરી, અનાદિના આઠે કર્મોને આત્માથી અલગ કરી, શુદ્ધ નિર્દોષ કંચનવત્ નિષ્કલંક આત્મસ્વરૂપને-અનંતજ્ઞાનને જેઓએ પ્રાપ્ત કર્યું, સમસ્ત ગુણો પ્રાપ્ત કર્યા, કેવલ આત્મિક શુદ્ધ સચ્ચિદાનંદની લીલામાં મગ્ન બની ભવ્ય આત્માઓનો ઉદ્ધાર કરવા માટે શુદ્ધ ઉપદેશ કર્યો તેઓ જ પરમાર્થથી ઈશ્વર, દેવાધિદેવ, પરમાત્મા અને વીતરાગ નામ ધારણ કરવાને યોગ્ય કહેવાય. આજ દેવ પતિતપાવન, જગદુદ્ધારક, અશરણશરણ, હિતદાયી, સંસારભયરક્ષક, કૃતકૃત્ય, ઉત્તમોત્તમ પરમાત્મા કહેવાય અને તેજ પરમાત્મા વિના સ્વાર્થે જગતને સન્માર્ગ દર્શાવી શકે. ઉમાસ્વાતી વાચકજીએ કહ્યું છે કે-" જેઓ કૃતકૃત્ય બની ઉત્તમ ધર્મ પ્રાપ્ત કરી બીજાઓનું કલ્યાણ પ્રાપ્ત કરવા સતધર્મનો ઉપદેશ કરે છે, તેઓ જ ખરેખર સર્વદા ઉત્તમો કરતાં પણ ઉત્તમ અને નિતાન્ત પૂજ્યતમ હોય."

એથી જ આ દેવની પૂજા કરવી તે પૂજા કહેવાય. દેવોની પૂજાને યોગ્ય આ વીતરાગદેવ સિવાય અન્ય કોઈ ન હોઇ શકે. જેને આપણે મોક્ષદાતૃત્વ બુદ્ધિથી પૂજીએ, તેમાં જો તે ગુણ ન હોય, પોતે પણ તે સ્થાનના અનધિકારી હોય, તો તેઓને પૂજવાનું ફલ શું ? આથી જ ઉમાસ્વાતી મહારાજે કહ્યું છે કે-" જગતમાં ઉત્તમોત્તમ અર્હન્ દેવ જ હોવાથી તેજ પૂજા કરવાને યોગ્ય છે, કારણ કે-દેવો, મહર્ષિઓ, નરેન્દ્રોને તેઓ પૂજ્ય હોવાથી અન્ય પ્રાકૃતજનોએ તો અવશ્ય તેઓની પૂજા કરવી જોઇએ." પૂજકોએ પૂજન કરવા પહેલાં પરમેશ્વરનું ઉપરોક્ત સ્વરૂપ ખાસ મનન કરી તેને ધ્યાનમાં રાખવું જોઈએ, જેથી પૂજન કરતાં મનની પ્રસન્નતા થાય, પૂજાનો ઉદ્દેશ બરાબર સાચવી શકાય અને પૂજન શા માટે કરૂં છું એ તત્ત્વનું યથાર્થ ભાન થાય. વસ્તુતઃ જેઓ ઉપકારી હોય, જેઓ પાસેથી ભવિષ્યમાં કાંઈ તત્ત્વ મેળવવાની ઈચ્છા હોય તેઓનો સુયોગ્ય ઉચિત સત્કાર કરવો એ વ્યવહારિક નિયમ પણ છે. જ્યારે પરમાત્મા તો અતુલ ઉપકારી, અનન્ય અસાધારણ સુખદાતા સાંસા-

રિક ત્રિવિધ તાપ દૂર કરનાર હોવાથી અને તેઓ પાસેથી તે પદાર્થો પ્રાપ્તવ્ય હોવાથી, તેઓની પૂજા તેઓને યોગ્ય અવશ્ય કરવી જોઇએ એ પૂજકોનો ધર્મ છે. યોગ્યનું યોગ્ય સન્માન કરવું તે આપણી યોગ્યતા વધવાનું બીજ છે, કારણ કે-યોગ્યને જેટલું આપીએ તેનાથી સહસ્રગણું પાછું આપણને મળે છે, અર્થાત્ જે પદાર્થની આપણને ભવિષ્યમાં ચાહના હોય તેના માટે તે પદાર્થ-વાળાની ઉચિત સેવા-સન્માન-પૂજા વિગેરે કરવાં જોઇએ. આથી જ આચાર્ય શ્રી હરિભદ્રસૂરિજી પૂજાનો ઉપદેશ કરતાં પૂજકોને કહે છે કે-'**देवगुणपरिज्ञानात्**' -એટલે દેવના જે જે અનુકરણીય પ્રાપ્તવ્ય ગુણો છે તેનું જ્ઞાન કરવું, તેનો અભ્યાસ કરવો અને પૂજા કરતી વખતે તેની જ ભાવના કરવી. એટલું જ નહીં પણ '**तद्भावानुगतं**' દેવના ગુણ સ્મરણ-ધ્યાનમાં આત્માને લીન કરી શાસ્ત્રોક્ત વિધિથી ઉત્તમ પ્રકારે વીતરાગદેવની પૂજા કરવી, તેમજ દેવ પરત્વે અને પૂજામાં એકાંત આદર આચરણ પ્રીતિ સહિત પૂજા કરવી, એટલે આ પૂજા પરમાર્થ પૂજા કહેવાય. નિદાન એ કે-ઇશ્વરપૂજન કરતી વખતે ધ્યાતા, ધ્યેય અને ધ્યાન આ ત્રિપુટીની ( ધ્યેય-પરમાત્મા ધ્યાતા-વિચારકર્તા આત્મા અને ધ્યાન-પરમાત્માના સ્વરૂપનો વિચાર-આ ત્રણેનો સમાગમ તે 'સમાપત્તિ.' ) એવી તો ઐક્યતા થવી જોઇએ, કે જેથી શાસ્ત્રોક્ત અમૃતક્રિયાનું લક્ષણ આ પૂજામાં સમન્વિત થાય અને 'ભ્રમરી-કીટક' ન્યાય લાગુ થઈ શકે. ઉમા-સ્વાતી વાચકજી કહે છે કે-"વીતરાગદેવની પૂજા કરવાથી પ્રથમ મનની પ્રસન્નતા વધે, ત્યારપછી તેની સમાધિ શાન્તિ એટલે કષાયો દૂર થાય અને તે પછી એકાંત નિઃશ્રેયસ-મોક્ષ પ્રાપ્ત થાય માટે વીતરાગદેવની પૂજા કરવી, એ ન્યાયયુક્ત ગણાય." તે પ્રમાણે પૂજા કરવાથી ઉત્તરોત્તર અવશ્ય લાભ થાય પરંતુ આ પૂજાનું પ્રકરણ પ્રથમ કહેલ મહાદાન અને દાનના પ્રકરણ પછી જણાવ્યું હોવાથી, મહાદાનની યોગ્યતા પ્રાપ્ત કરવા આચાર્યશ્રીએ જે જણાવ્યું તે યોગ્યતા પૂજકોમાં પ્રથમ અવશ્ય આવવી જોઇએ. એ યોગ્યતા આવ્યા બાદ આ વાસ્તવિક પૂજાનો અધિકાર આત્મા પામી શકે, અન્યથા

પૂજા જ ગણાય. આથી જ ગ્રંથકારે મૂલમાં અહીં 'उत्तमं विधिना' આ પદો પર વધારે વજન આપ્યું છે. પરમાર્થ એ કે—ન્યાયપ્રાપ્ત અને વડીલની આજ્ઞા મુદ્રિત હોય તો જ ઉત્તમ અને વિધિપૂર્વક વીતરાગપૂજા કહેવાય.

ઉપર પ્રમાણે જે વાત વિચારી ગયા તેની જ પ્રકારાંતરથી ફરી પુષ્ટિ કરે છે. અથવા ઉપાધ્યાયજી કહે છે કે—એજ વાત અન્યત્ર કહી છે તેની ભલામણ અહીં પ્રસ્તુત ગ્રંથકર્તા કહે છે.

**एवं गुरुसेवादि च, काले सद्योगविघ्नवर्जनया ।**
**इत्यादिकृत्यकरणं, लोकोत्तरतत्त्वसम्प्राप्तिः ॥ १९ ॥**

**મૂલાર્થ**—વિધિથી જેમ પૂજાનું કહ્યું, તેમ વિધિથી ધર્માચાર્ય આદિની સેવા, ભક્તિ, પૂજા વિગેરે કરવી અને યોગ્ય અવસરે સ્વાધ્યાય, ધ્યાન, પઠન આદિ ધર્મવ્યાપારો વિઘ્નો—અંતરાયોને દૂર કરી કરવા. ઈત્યાદિ ઉપર કહેલા કાર્યોનું વિધાન કરવાથી લોકોત્તર તત્ત્વની પ્રાપ્તિ થાય અર્થાત્ આનું જ નામ લોકોત્તર તત્ત્વનો લાભ કહ્યો છે.

**સ્પષ્ટીકરણ**—દેવની પૂજાનું સ્વરૂપ વિસ્તારથી વિચારી ગયા. હવે ગુરૂસેવા આદિ કાર્યો કેમ કરવા તે વિચાર આચાર્યશ્રી અહીં જણાવે છે. જે વાત અન્યત્ર કહી છે તેજ અહીં પુષ્ટિ માટે દર્શાવે છે. અથવા દેવનું યથાર્થ સ્વરૂપ—પૂજાનુ યથાર્થ સ્વરૂપ ધર્માચાર્યો પાસેથી જ ઉપલબ્ધ થાય છે, માટે ગુરૂભક્તિનું સ્વરૂપ અહીં જણાવે છે. શાસ્ત્રોક્ત વિધિથી પૂજા કરવાનું શાસ્ત્રોમાં જેમ કહ્યું છે, તેમ ગુરૂસેવા, ભક્તિ, પૂજા પણ વિધિપૂર્વક જ કરવી એટલે ધર્માચાર્યો—ત્યાગી શુદ્ધ સન્માર્ગદર્શક ગુરૂઓની આહાર, ઔષધ, પાત્ર, મકાન આદિથી શુશ્રૂષા વિધિથી એટલે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે નિર્દોષ રીતે કરવી. ભાવાર્થ એ કે—ગુરૂ સન્મુખ જવું, પાંચ અભિગમો સાચવવા, ગુરૂને આહારાદિ માટે નિમંત્રણા કરવી, આહાર લેવા આવે તે સમયે સામે જવું, પછી વંદના કરી અભુટ્ઠિઓ ખામી, વિનય,

સરળતા, ઉદારતા, ભક્તિનો અતિરેક, પ્રમોદથી અહોભાગ્ય માની સ્થાનથી પ્રાપ્ત થયેલા કલ્પનીય આહારાદિ ગુરૂપાત્રમાં મૂકવા, અલ્પમાં અલ્પ સાત પગલાં ગુરૂને વળાવવા જવું, વારંવાર સુખશાતા પૂછવી, વિનયથી ધર્મચર્ચા કરવી, તથા પઠન, પાઠન, સ્વાધ્યાય, ધ્યાન, કાયોત્સર્ગ આદિ ક્રિયાઓ કરવી, તેમજ પ્રતિક્રમણ, પ્રતિલેખના પણ ઉચિત કાળે કરવી. શાસ્ત્રમાં જે જે ક્રિયાઓ જે જે કાળે કરવાનો ઉપદેશ કર્યો છે તે તે કાળે તે તે ક્રિયાઓ કરવી.

આ ક્રિયાઓ પણ અનેક પ્રકારની વચમાં આવતી સ્ખલનાઓને દૂર કરી, વિઘ્નો—અંતરાયોથી અડગ રહી કરવી. તાત્પર્ય એ કે—ધર્મક્રિયાઓનું આચરણ કરતાં અવશ્ય પરિષહો, કષ્ટો, ઉપસર્ગો, પ્રમાદો, વિકથાઓ વિગેરે અનેક અંતરાયો ધર્મક્રિયાથી ચલિત કરવા અકસ્માત્ આડે આવે, પણ તે સર્વને દૂર કરી નિર્ભય બની પુરૂષાર્થપૂર્વક ઉપરોક્ત ધર્મક્રિયાનું આચરણ, પાલન, અભ્યાસ વિગેરે કરવા. આ કાર્યોની એ રીતે પ્રાપ્તિ થવાથી એટલે એ કાર્યો આચરવાથી ગ્રંથકર્તા કહે છે કે—આનું નામ લોકોત્તર તત્ત્વપ્રાપ્તિ થઈ કહેવાય, અર્થાત્ એ પ્રમાણે યથાર્થ વર્તન કરવું તેનું જ નામ 'લોકોત્તર તત્ત્વ' છે. એ સિવાય અન્યને લોકોત્તર તત્ત્વની સંજ્ઞા નથી. પૂજ્ય યશોવિજયજી મહારાજ કહે છે કે—વિધિસહ દાન, પૂજા અને સેવાનું આચરણ કરવાથી તેજ મહાદાન, ઇષ્ટપૂજા અને સત્સેવા—એ નામથી આ ક્રિયાઓ અંકિત થાય છે.

હવે આ સર્વ કેમ પ્રાપ્ત થાય ? તેનો અહીં ખૂલાસો કરે છે.

**इतरेतरसापेक्षा त्वेषा, पुनराप्तवचनपरिणत्या ।**
**भवति यथोदितनीत्या, पुंसां पुण्यानुभावेन ॥ १६ ॥**

**મૂલાર્થ**—ઉપર કહેલ સર્વ ક્રિયાઓ પરસ્પર સાપેક્ષ હોવાથી, ઉપરોક્ત સ્વરૂપવાળી અને પરસ્પર અપેક્ષા રાખનારી આ સર્વ ક્રિયાઓની પ્રાપ્તિ પુરૂષોને પુણ્યાનુભાવથી અને સિદ્ધાન્તવચન પરિણમવાથી થાય છે.

**સ્પષ્ટીકરણ**—શાસ્ત્રોક્ત વિધિસહ એક સુષ્ઠુ-સુંદર ક્રિયા પ્રાપ્ત થાય તો તમામ ક્રિયાઓ સુષ્ઠુ અને વિધિયુક્ત પ્રાપ્ત થાય, તેમજ એક ક્રિયા વિધિ રહિત અને અશોભન હોય તો સર્વ ક્રિયાઓ અવિધિવાળી અને અશોભન હોય. આ વાત અહીં દર્શાવે છે, કારણ કે-દાન, પૂજા, સેવા આદિ કાર્યોનું શાસ્ત્રોક્ત વિધાન પરસ્પર એવું તો ગુંથાએલ છે કે-જે મહાનુભાવને સિદ્ધાંતવચનો બરાબર પરિણમ્યાં-સિદ્ધાંતવચનમાં અપૂર્વ શ્રદ્ધા પ્રાપ્ત થઈ, તે મહાનુભાવને શાસ્ત્ર આધારથી, એક જ ક્રિયામાં કુશલતા પ્રાપ્ત થવાથી સર્વ ક્રિયાઓની કુશલતા પ્રાપ્ત થવામાં કાંઈ પ્રત્યવાય નડતો નથી, એટલે આ સર્વ ક્રિયાઓ એકબીજાની અપેક્ષા રાખે છે. જેમકે-મહાદાન નામક ક્રિયામાં ન્યાયવર્તન પોષ્યવર્ગનો અવિરોધ, માતા-પિતાની આજ્ઞા, આશયની પવિત્રતા, ઉદારતા આદિ ગુણોની અપેક્ષા હોય છે, તેજ ગુણોની જિનપૂજા-ગુરૂસેવામાં પણ આવશ્યકતા છે, અને આ ક્રિયાની નિર્મલતા સિદ્ધાન્તવચન પરિણમવાથી-તેના પર સદ્ભાવ પ્રાપ્ત થવાથી જ થાય છે. તેમજ શાસ્ત્રકાર આચાર્યશ્રી કહે છે કે-સદ્બુદ્ધિના હેતુભૂત પુણ્યવિપાકનો જ્યારે ઉદય થાય ત્યારે જ જિનેશ્વરદેવનાં આગમમાં અપૂર્વ શ્રદ્ધા પ્રગટે, અને પૂર્વે જે પ્રમાણે મહાદાન, ઇષ્ટપૂજા અને સદ્ગુરૂસેવાનું સ્વરૂપ કહ્યું છે, તે પ્રમાણે મનુષ્યોને અવિરોધપણે આ શુભ ક્રિયાઓની બરાબર પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે એક જ ક્રિયા અન્ય ક્રિયાને બાધા ન ઉપજાવે તેવી જ્યારે પ્રાપ્ત થાય, ત્યારે જ તે '**લોકોત્તર ક્રિયા**' કહેવાય, અને અન્ય ક્રિયા સાથે એક વિરોધ કરનારી પ્રાપ્ત થાય તો તે '**લૌકિક ક્રિયા**' કહેવાય. તાત્પર્ય એ કે-ઉપર દેખાડેલી અવિરોધીની વિધિસહ ક્રિયાની પ્રાપ્તિ આગમવચન પરિણમવાથી અને મહા-પુણ્યોદયથી, પ્રત્યેક ક્રિયાનો પરસ્પર સુઘટિત સંબંધ સાચવવાથી તેમજ વિધિનો અનુરાગ ધારવાથી થાય છે.

આ પ્રમાણે '**લોકોત્તર તત્ત્વ**' શું અને તેની પ્રાપ્તિ કોને તથા શાથી થાય ? એ વાત કહી, એટલે સામાન્ય ધર્મની '**લૌકિક**

**ધર્મ** 'ની સિદ્ધિ થયા પછી 'લોકોત્તર તત્ત્વ' પ્રાપ્ત થાય એમ જણાવ્યું. સમજવાનું એ કે-પ્રથમ સામાન્ય ધર્મના ગુણો ઔદાર્ય આદિ પ્રાપ્ત થાય, ત્યારબાદ સિદ્ધાંતવચનનો પ્રેમ, પરમ શ્રદ્ધા અને તે પરિણમન થયા પછી વિધિનો બોધ, આદર, કરણપ્રીતિ તથા અનુક્રમે વિધિસહ ક્રિયાકુશલતા તેમજ પ્રત્યેક ક્રિયાનો વિધિ-બોધ થાય. એટલે મહાદાન, ઇષ્ટપૂજા, સત્સેવા આ પ્રમાણે આત્મશુદ્ધિ અને એકાન્ત કર્મક્ષયકારક '**લોકોત્તર તત્ત્વ**'-પરમ ગુણની પ્રાપ્તિ થાય. આથી આત્મા જિનમાર્ગમાં આગળ વધવાને અને ઉત્તરોત્તર પરમ ગુણો ઇષ્ટકાર્ય સિદ્ધિ કરવાને યોગ્યતાવાળો થાય છે.

ઇતિ ધર્મનું લક્ષણ, ધર્મેચ્છુ લિંગ અને
લોકોત્તર ધર્મપ્રાપ્તિ અધિકાર.

  

# યોગની આઠ દૃષ્ટિનું સંક્ષિપ્ત સ્વરૂપ.

[ આ પ્રાણી અનંતકાળ સુધી ઓઘદૃષ્ટિમાં રહ્યો હોય છે. ઓઘ-દૃષ્ટિમાંથી નીકળી યોગદૃષ્ટિમાં આવવું બહુ જ દુષ્કર કાર્ય છે. પહેલી યોગદૃષ્ટિ પ્રાપ્ત થઈ કે સંસાર તરાઈ ગયો સમજવો, પણ તે પ્રાપ્ત થવી જ કઠીન છે. સમકિતનું સ્વરૂપ જાણવાના ખપી અને ધર્મક્રિયા કરનારાઓએ ખ્યાલમાં રાખવું જોઇએ કે-પ્રથમ દૃષ્ટિ માટે પણ કેવા ગુણો વિકસિત થવા જરૂરના છે? એ દરેકે પોતાના આત્માને પૂછીને વિચાર કરવો જોઈએ કે-પ્રથમ દૃષ્ટિને યોગ્ય ગુણોમાં પણ હું ક્યાં સુધી પહોંચ્યો છું? તેવા ગુણો જ્યાં સુધી પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી મિથ્યાત્વવાળી પહેલી દૃષ્ટિ પણ દૂર છે, તો પછી સમ્યક્ત્વની વાત જ શી કરવી? ચાર દૃષ્ટિઓ પસાર થયા પછી જ પાંચમી 'સ્થિરા' નામની દૃષ્ટિએ ગ્રંથિનો ભેદ થતાં સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. એ મિત્રાદિ આઠ દૃષ્ટિમાં કયા કયા દોષોનો ત્યાગ અને કયા કયા ગુણોની પ્રાપ્તિ થાય છે? તે નીચે પ્રમાણે જણાવ-વામાં આવે છે.]

યોગ—એટલે ધ્યાનરૂપ મોક્ષનો ઉપાય.

દૃષ્ટિ—શબ્દનો અર્થ શ્રદ્ધાયુક્ત જે બોધ તેને દૃષ્ટિ કહે છે. તે શાસ્ત્રવિરુદ્ધ પ્રવૃત્તિને દૂર કરી શાસ્ત્ર અવિરુદ્ધ પ્રવૃત્તિ કરાવી સમ્યક્ત્વને મેળવી આપે છે.

અવંચકત્રયનું સ્વરૂપ—

યોગાવંચક—મન-વચન ને કાયાના યોગની પ્રવૃત્તિ આત્મ-ગુણોને ઠગનારી નહીં તે 'યોગાવંચક' અર્થાત્ મનને શુદ્ધ રીતે પ્રવર્તાવવું તે.

ક્રિયાવંચક—ક્રિયા-કાર્ય અઠગાઈરૂપ દંભરહિત વચન અને કાયાને શાસ્ત્રવિહિત રીતે પ્રવર્તાવવા તે 'ક્રિયાવંચક.'

ફલાવંચક—આ બે અવંચક (અઠગાઇ) ના યોગે

મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ, વિષય અને નિદ્રાનો ત્યાગ તે 'ફલાવંચક.'

૧-**મિત્રાદૃષ્ટિ**—આ દૃષ્ટિમાં દર્શન મંદ હોય છે. એવું મંદ છે કે જેને '**તૃણ અગ્નિ**'ની ઉપમા આપવામાં આવી છે. ખડનો પૂળો જેમ ભડભડ કરતો બળી જાય છે, તેની જેમ સામાન્ય પ્રકારનો બોધ આ દૃષ્ટિમાં માનવામાં આવ્યો છે. આ દૃષ્ટિમાં આવ્યા પછી '**ખેદ**' દોષનો નિરાસ થાય છે (પૂજા, સેવા આદિ સારા કામની પ્રવૃત્તિ કરતાં થાક લાગે તેનું નામ ખેદ. આવો ખેદ જેને થાય તેને પ્રભુધ્યાનમાં ચિત્તની એકાગ્રતા રહેતી નથી.) અને બીજાના ઉપર દ્વેષવૃત્તિનો અભાવ હોય છે. એને ભવાભિનન્દીની વૃત્તિઓ ઉછળતી નથી, સ્વાભાવિક સંસાર ઉપરથી વૈરાગ્ય આવે છે. આ કલ્યાણરૂપ દૃષ્ટિ જ્યારે વધુમાં વધુ એકજ પુદ્ગલપરાવર્તકાળ સંસારમાં ભમવાનો બાકી રહે ત્યારે આંતરિક મલનો હ્રાસ થતાં પ્રાપ્ત થાય છે. ગ્રન્થિનો ભેદ કરવાનું કામ જેને નજીકમાં થવાનું છે, એવા ચેતનને છેલ્લા '**યથાપ્રવૃત્તિકરણ**'માં આ દૃષ્ટિનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે. અપૂર્વકરણનો ઉદય નથી, છતાં આ દૃષ્ટિવાળાને તે અતિ દૂર નહિ હોવાથી '**અપૂર્વકરણ**' પણ કહે છે. અહીંઆ યોગના બીજની વાવણી થાય છે. યોગના બીજો ખરેખરા શુદ્ધ ત્યારે જ થાય કે-તેના પ્રત્યે અત્યંત ઉપાદેય બુદ્ધિ ઉત્પન્ન થાય. જગતમાં સારભૂત અંગીકાર કરવા લાયક આજ વસ્તુ છે, પણ આહારાદિ દશ પ્રકારની સંજ્ઞાઓ તે ઉપાદેય નથી. આગળ વધતાં પ્રાણીને તે સંજ્ઞાઓ અટકાવનારી છે. આલોક તથા પરલોકના પૌદ્ગલિક સુખોરૂપી ફળની, વિચારણા પણ જેઓમાં ન હોય તેજ વાસ્તવિક યોગના શુદ્ધ બીજો કહેવાય છે. આ કહેલા યોગના શુદ્ધ બીજો કર્મરૂપી ભાવમળ ઘણો ક્ષય થવાથી મનુષ્યો જ મેળવી શકે છે. આ દૃષ્ટિમાં વર્તમાન ભદ્રમૂર્તિ સુજન દુઃખી પર કૃપાલુ હોય છે. ઔચિત્યનું પાલન કરવામાં તત્પર, યોગ્ય જીવને દાન કરવું, ન્યાયસંપન્ન દ્રવ્ય મેળવી ધર્મમાં ખર્ચવું, શ્રી જિનેશ્વરદેવની

ભક્તિથી વાસિતચિત્ત, શુદ્ધ ગુરૂઓની સેવા, ભગવત્ સ્મરણ, અભિગ્રહનું પાલન કરવું, આત્મકલ્યાણનું સાંભળવામાં ઘણી શ્રદ્ધા, અવંચકત્રયની પ્રાપ્તિ, અહિંસાદિ પાંચ 'યમ,' એ પાંચ યમો પૈકી દેશ થકી અહિંસા તથા સત્ય-આ બે યમો અમલમાં મૂકે છે અને ત્રણ-અચૌર્ય, બ્રહ્મચર્ય તથા પરિગ્રહપણાને અમલમાં મૂકવાની ઇચ્છાવાળો હોય છે. આ જીવનો ઉદયકાળ આ દૃષ્ટિથી શરૂ થાય છે. અત્યાર સુધી ઓઘદૃષ્ટિથી, વગર સમજણથી ગાડરીયા પ્રવાહની માફક અનેક ધર્માનુષ્ઠાનો કર્યાં છતાં ઉદય કાળ શરૂ થયો નહોતો, પણ આ દૃષ્ટિ પ્રાપ્ત થતાં મોક્ષ તરફ પ્રયાણની શરૂઆત થાય છે. એને જગતના દરેક પ્રાણી સાથે મિત્રભાવ હોય છે.

૨-**તારાદૃષ્ટિ**—આ દૃષ્ટિમાં '**ગોમયઅગ્નિ**' (છાણાની અગ્નિ) ના કણ જેવો બોધ હોય છે. પ્રથમ દૃષ્ટિ કરતાં આ દૃષ્ટિમાં કંઈક વધારે બોધ હોય છે, તેમજ તત્ત્વબોધ પ્રાપ્ત કરવાની પ્રબલ '**જિજ્ઞાસા**' ઉત્પન્ન થાય છે, '**ઉદ્વેગ**' દોષનો નિરાસ થાય છે. ધર્મક્રિયા આદિ સારા કામ ઉપર મન-વચન-કાયાના યોગનો અનાદર તેને ઉદ્વેગ કહે છે. આ દૃષ્ટિવાળા જીવની અસત્ પ્રવૃત્તિ ઘણીખરી બંધ પડી જાય છે. અહિંસાદિ પાંચ યમો જે યોગનું પ્રથમ અંગ છે, તે પ્રથમ દૃષ્ટિમાં સામાન્યથી પ્રાપ્ત થાય છે, જ્યારે આ દૃષ્ટિમાં યોગનું બીજું અંગ પાંચ '**નિયમ**' પ્રાપ્ત થાય છે. તે નિયમો ૧-**શૌચ**-શરીર અને મનની પવિત્રતા, મનમાં ખોટા વિચારો આવવા દેવા નહિ તે. ૨-**સંતોષ**-આયુયાત્રાને નિભાવનાર સિવાય અન્યની સ્પૃહા કરવી નહિ, અર્થાત્ પૌદ્ગલિક વસ્તુ તરફ ઇચ્છા ન કરવી. ૩-**તપ**-બાર પ્રકારે દ્રવ્યભાવ બાહ્ય-અભ્યંતર. ૪-**સ્વાધ્યાય**, ૫-**ઈશ્વરપ્રણિધાન**-આત્મતત્ત્વનું ચિંતવન કરવું એ સિવાય યોગકથા પ્રત્યે પ્રેમ, ગુણી પ્રત્યે અધિક વિનયવાન, માનસિક ઉલ્લાસ, ઇંદ્રિયજય, એકાગ્રતા, આત્મસ્વરૂપને જોવાની યોગ્યતા, અવિધિવાળી ક્રિયા તરફ ત્રાસ, શુદ્ધક્રિયા-પ્રવૃત્તિ આદરવાની ઇચ્છા અને શિષ્ટપુરૂષ કહે તે પ્રમાણ, એવી ભાવના

હોવાથી અન્ય મતો તરફ સમભાવ હોય છે. આ દૃષ્ટિવાળાની પ્રવૃત્તિ મન-વચન-કાયાના યોગ તરફ વિશેષ લક્ષ હોય છે, પ્રમાદથી પણ અતિ અનુચિતક્રિયા અહીં સંભવતી નથી, આ સંસાર દુ:ખરૂપ છે. આનો ઉચ્છેદ કયા કારણથી અને કેવી રીતે કરવો, આ જગતમાં મહાત્માઓની પ્રવૃત્તિઓ વિવિધ પ્રકારની હોય છે. આ તમામ પ્રવૃત્તિઓ કેવી રીતે જાણી શકાય? એ આ દૃષ્ટિવાળાના વિચારો હોય છે.

૩-**બલાદૃષ્ટિ**—આ દૃષ્ટિમાં '**કાષ્ટની અગ્નિ**'ના કણસમાન બોધ માનવામાં આવ્યો છે. એથી જ પ્રથમ દૃષ્ટિઓની અપેક્ષાએ આમાં કંઈક વધુ દર્શન હોય છે. અહીંઆં '**ક્ષેપ**'(ચંચલતા)-સારી ક્રિયા કરતાં વચ્ચે બીજી ક્રિયા તરફ ચિત્તનું જવું તે દોષ ટળી જાય છે અને '**શુશ્રૂષા**' (તત્ત્વશ્રવણનો અભિલાષ) ગુણ પ્રગટ થાય છે. બીજી દૃષ્ટિમાં પ્રગટ થએલ તત્ત્વજિજ્ઞાસા ગુણ વિકસ્વર થઈને અહીં તત્ત્વશુશ્રૂષાના રૂપમાં મૂકાય છે. એ એટલો બધો વિકસ્વર હોય છે કે-કોઈ ચતુર યુવકને પોતાની રમણી સાથે દીવ્ય સંગીત સાંભળવા જેટલી ઉત્સુકતા હોય છે, તેટલી ઉત્સુકતા આ દૃષ્ટિવાળાને તત્ત્વજ્ઞાનરૂપ અમૃત પીવામાં હોય છે. વળી તે શુશ્રૂષા કેવી છે કે-જે જ્ઞાનરૂપ પાણીને વધારવા અપૂર્વ સીરા-વેણુ સમાન મહાત્માપુરૂષોએ કહી છે. આ શુશ્રૂષા ન હોય તો શ્રુતજ્ઞાન નકામું જાય, પાણીની વેણ જ્યાં આવતી નથી, એવી જગ્યાએ કુવાનું ખોદવું નકામું જાય છે, તેમ શ્રુતજ્ઞાન પણ શુશ્રૂષા વિના નકામું જાય. અહીં તત્ત્વને ચિત્તમાં પરોવવાથી યોગનું ત્રીજું અંગ '**આસન**' પ્રાપ્ત થાય છે. એ આસનના પરિણામે અંતરાયો શાન્ત થાય છે, અને તેથી જ ચંચલતા દૂર થવાથી સર્વ ધાર્મિક ક્રિયાઓ સાવધાનતાપૂર્વક-મન:પ્રણિધાનપૂર્વક થાય છે. આ દૃષ્ટિ પ્રાપ્ત થતાં આ જીવની પૌદ્ગલિક વસ્તુ તરફ જે આસક્તિ-અસત્ તૃષ્ણા હતી તે સ્વાભાવિક રીતે ઓછી થઈ જાય છે. તૃષ્ણા ઘટી જવાથી બાહ્ય પરિભ્રમણના અભાવને લઈને સર્વ જગ્યાએ

ધર્મના તમામ કાર્યો શાંતિ તથા સ્થિરતાપૂર્વક કરવાને સ્થિત થાય છે. વળી આ દૃષ્ટિમાં રહેલ જીવને શુભયોગની પ્રવૃત્તિ કરતા વિઘ્નો પ્રાય: આવતાં નથી, તેમજ શુભયોગના આરંભમાં ધ્યાનાદિની શુભ પ્રવૃત્તિમાં સુંદર ઉપાય-કૌશલ્યતા પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિવાળો યોગીમહાત્મા એટલો બધો આગળ વધેલો હોય છે કે-તેને પૌદ્‌ગલિક વસ્તુ, ધર્મના ઉપગરણો કે બીજી કોઈ પણ ચીજમાં પ્રાય: ઇચ્છા પ્રતિબંધ-આગ્રહ આ વસ્તુ મળે તો ઠીક, આવો પ્રતિબંધ રહેતો નથી. તેમજ પ્રતિષેધ વસ્તુનો પરિહાર કરવાથી-ઈચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવા સંબંધી આગ્રહ ન હોવાથી, આ પ્રતિબંધઅભાવ તે મોક્ષ મેળવી આપવામાં કારણ થાય છે.

**૪-દીપ્રાદૃષ્ટિ**—આ દૃષ્ટિનું દર્શન (બોધ) '**દીપકની પ્રભા**' સમાન હોય છે. અહીંઆ આત્મબળ વધુ વિકસેલું હોય છે. આ દૃષ્ટિમાં ચિત્તની પ્રશાન્તવાહિતા એવા પ્રકારની પ્રાપ્ત થાય છે કે-આરંભેલી યોગપ્રવૃત્તિમાં '**ઉત્થાન**' થતું નથી. આ દોષ આ દૃષ્ટિમાંથી ટળી જાય છે. અને '**તત્ત્વશ્રવણ**'નો આવિર્ભાવ થાય છે. ખારાપાણીના ત્યાગથી અને મીઠાપાણીના સમાગમથી જેમ બીજ ઉગી નીકળે છે, તેવી રીતે તત્ત્વજ્ઞાનના સાંભળવાથી આ દૃષ્ટિવાળા જીવમાં મોક્ષનું બીજ રોપાય છે. અહીં ખારાપાણીના સમાગમ સમાન સમગ્ર સંસાર જાણવો અને મીઠાપાણીના સંબંધ સમાન તત્ત્વજ્ઞાનનું સાંભળવું જાણવું. ચાર દૃષ્ટિઓ સુધી ગ્રન્થિભેદ ન થતો હોવાથી આ દૃષ્ટિ સુધી સૂક્ષ્મબોધનો અભાવ હોય છે. અત્ર બાહ્યભાવના ત્યાગરૂપ યોગનું ચોથું અંગ ભાવરેચક-'**પ્રાણાયામ**' પ્રાપ્ત થવાથી આ દૃષ્ટિમાં રહેલ યોગીને ધર્મ ઉપર એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થાય છે કે-પોતાના પ્રાણ છોડે પણ ધર્મને છોડતો નથી. ગમે તેવા સંકટમાં આવે છતે અને કોઈ પ્રાણ લે તો તે કબુલ કરે, પણ ધર્મ છોડવાની અથવા ધર્મના નિયમો તોડવાની હા પાડે નહિ. અહીં આવું દૃઢ વર્તન થાય છે. તેનું તમામ કારણ વ્યવહારના-લોકસંજ્ઞાના તમામ કાર્ય તરફ અરૂચિ ઘણી

થઈ છે તેજ છે. ભાવપ્રાણાયામ તેના ત્રણ ભેદ પડે છે. રેચક, પૂરક ને કુંભક. પુત્ર, મિત્ર, સ્ત્રી વિગેરે સંસાર તરફના મમત્વરૂપ બાહ્ય ભાવને દૂર કરવાથી **રેચક.** અને અન્તર્ભાવને પૂરણ કરવાથી **પૂરક,** અને તેનું સ્થિરીકરણ કરવાથી—યથાર્થ તત્ત્વનિશ્ચયને કરવાથી **કુંભક** કહેવાય છે. દ્રવ્યપ્રાણાયામ કરતાં આ ભાવ-પ્રાણાયામ બહુ જ અગત્યનો છે. યોગ્યાભ્યાસીઓ બધા એક સરખા સ્વભાવના નથી હોતાં, એટલે કેટલાક બાહ્યપ્રાણાયમનો પણ માર્ગ ગ્રહણ કરે છે. ઉક્ત ચાર દૃષ્ટિઓમાં ગ્રન્થિનો ભેદ થતો નહિ હોવાથી એ ચારે દૃષ્ટિઓ મિથ્યાત્વવાળી કહી છે. ગ્રંથિનો ભેદ '**સ્થિરા**' નામની પાંચમી દૃષ્ટિમાં થાય છે, અને એથી આ ચાર દૃષ્ટિઓ "અવેદ્ય સંવેદ્ય" પદના સંભવવાળી કહી છે. મિથ્યાત્વ-દોષવાળો જે આશય તેને યોગીઓ "**અવેદ્ય સંવેદ્યપદ**" કહે છે. મિથ્યાત્વનો ઉગ્ર ઉદય થતાં માણસ મોહભિભૂત બને છે અને વિવેકહીન આચરણથી પોતાની દુર્ગતિ કરે છે. અવેદ્યસંવેદ્યના પ્રભાવથી જે પ્રકારની કર્ત્તવ્યમૂઢતા બતાવી છે, તે યોગદૃષ્ટિમાં પ્રાપ્ત નહિ થયેલા પ્રાણીઓને માટે સમજવી. યોગદૃષ્ટિમાં આવ્યા પછી ક્રમશઃ અવિવેક બુદ્ધિનો ઘણો હ્રાસ થઈ ગયેલો હોય છે, પરંતુ સમ્યક્ વિવેકબુદ્ધિ તો પાંચમી દૃષ્ટિથી જ જાગૃત થાય છે. અને એજ કારણથી પ્રથમની ચાર દૃષ્ટિઓમાં જેટલા પ્રમાણમાં અવેદ્યસંવેદ્યપદ રહેલું છે, તેટલા પ્રમાણમાં અવિવેકબુદ્ધિ અવશ્ય રહેલી છે. આજ કારણથી ઘણી વખત ચાર દૃષ્ટિવાળાઓને પણ કુતર્કો અથવા વિલક્ષણ પ્રકારના વિકલ્પોનો હુમલો કરવા લાગે છે. જેટલા જેટલા કુતર્કરૂપી વિકલ્પો છે. તે બધા પ્રાયે અજ્ઞાનતાથી યુક્ત છે. કુતર્કમાર્ગનો આશ્રય લઈ માણસ પોતાના હિતનું હનન કરે છે. આવી સ્થિતિ જ્યાં સુધી રહે, ત્યાં સુધી સમ્યગ્દર્શનનો ઉદય થઈ શકે નહિ. જોકે પહેલી ચાર દૃષ્ટિ મિથ્યાત્વવાળી છે, પણ ત્યાં મિથ્યાત્વની મન્દતા છે. એટલે ચરમપુદ્ગલ પરાવર્ત્તભાવી અને સમુચિત યોગ્યતા ધરાવતી એ દૃષ્ટિઓ માર્ગાભિમુખ હોઇ મોક્ષમાર્ગને સર્જે છે.

તમામ વસ્તુમાં પરમાર્થથી મુમુક્ષુઓએ કુતર્ક રાખવો અયુક્ત છે, કારણ કે–મુક્તિમાં બાહ્ય ધર્મનો પણ ત્યાગ કરવો પડે છે, તો પછી શુષ્કતર્કના આગ્રહવડે શું? શાસ્ત્રાર્થબળથી બીજાને પરાસ્ત કરવાથી કે શાસ્ત્રસમૂહના અભ્યાસ માત્રથી તત્ત્વભૂમિ પ્રાપ્ત થઇ શકતી નથી, પરંતુ તેની સિદ્ધિ સમપણા ઉપર અવલંબિત છે. જ્યાં આત્મા ભાવિત નથી, ત્યાં વાદ ચર્ચાથી કે તર્કપરંપરાના અવલંબનથી પ્રકાશ શું મળે? તત્ત્વસિદ્ધિનો ઉત્તમ માર્ગ પોતાના જીવનશોધનમાં સદા યત્નપરાયણ થવું જોઈએ તે છે. પ્રકાશપ્રાપ્તિનું મૂખ્ય સાધન ચિત્તશુદ્ધિ છે. વિમલ ચિત્તની સમાહિત અવસ્થામાં સમ્યગ્દર્શનનો પ્રકાશ થાય છે. વિચક્ષણ પુરૂષોએ કુતર્કગ્રહતા અંગે પોતાનો આગ્રહ છોડી મહાન્ પુરૂષો જે માર્ગે ચાલ્યા છે, તેજ આશ્રય લઈ અતિચાર દોષ ન લાગે તેમ વર્તવું યોગ્ય છે આગમમાં પ્રકાશ કરેલું તત્ત્વજ્ઞાન અતિ ગંભીર હોય છે. એથી જ તટસ્થ ભાવથી વિચાર કરવામાં ન આવે તો અર્થનો અનર્થ થઈ જવા પૂર્ણ સંભવ રહે છે. દુરાગ્રહનો ત્યાગ, જિજ્ઞાસા ગુણની પ્રબળતા અને સ્થિર તથા સૂક્ષ્મદૃષ્ટિ એટલા સાધનો પ્રાપ્ત થયા હોય, તો આગમતત્ત્વોના ઉંડાણમાં નિર્ભીક્તાથી વિચરી શકાય છે. જ્યાં સુધી આત્મસ્પર્શી અનુભવજ્ઞાન પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી અંધારૂં જ છે. આને માટે આત્મા ઉપરના આવરણોનો હ્રાસ થવાની અગત્ય છે. અને એજ કર્ત્તવ્ય માટે મધ્યસ્થભાવદ્વારા કુતર્કનો નાશ કરી મિથ્યાદૃષ્ટિમાંથી મુક્ત થવાની જરૂર છે. '**સમ્યગ્દર્શન**' પ્રાપ્ત ન થયું હોય, ત્યાં સુધી જીવ 'મિથ્યાદૃષ્ટિ' કહેવાય. મિથ્યાદૃષ્ટિ પણ સ્વભાવે ભદ્રક, શાન્ત, વિનીત, મૃદુ અને ચારિત્રસંપન્ન હોઇ શકે છે. અને એવો--આ ચાર દૃષ્ટિમાં જણાવાયો તેવો મિથ્યાદૃષ્ટિ પણ ધર્મી તરીકે સ્તુત્ય છે, તેમજ તે મોક્ષભાજન છે.

**૫–સ્થિરાદૃષ્ટિ**—આ દૃષ્ટિમાં પ્રકાશમાન થતા બોધને 'રત્નપ્રભા' ની ઉપમાં આપવામાં આવી છે. અહીં સૂક્ષ્મબોધ જળહળે છે. સૂક્ષ્મબોધ તેજ કહેવાય કે જે-તત્ત્વશ્રદ્ધાન બોધથી આ જીવ

સંસારસમુદ્રને તરવા સમર્થ થાય, કર્મરૂપી વજ્રને ભેદવા શક્તિમાન્ બને તથા જ્ઞેય, ઘટપટાદિ પદાર્થો તેની સાથે અનંતા ધર્મો સારી રીતે વ્યાપીને રહ્યા છે, એમ જણાવનાર હોય તે સૂક્ષ્મબોધ કહી શકાય. અહીં યોગનું પાંચમું અંગ '**પ્રત્યાહાર**' પ્રાપ્ત થાય છે. તેનું લક્ષણ ઇંદ્રિયોને વિષયોથી પાછી હઠાવવી તે છે. પ્રત્યાહારથી ઇંદ્રિયોની વશ્યતા સધાય છે. એ ધ્યાનસિદ્ધિ મેળવવામાં ઘણું જ અગત્યનું સાધન છે. પ્રત્યાહારદ્વારા 'ગ્રન્થિભેદ' થતાં જેઓના ઉજ્વળ હૃદયમાં ઉત્તમ વિવેકનું સ્ફુરણ થયું છે, એવા મહાત્માઓને સંસારનો સમગ્ર પ્રપંચ ધૂળના ઘર બનાવી રમનારા બાળકોની ચેષ્ટા જેવો ભાસે છે. 'ધર્મજનિત પણ ભોગ ઈહાં તેમ, લાગે અનિષ્ટ તે મનનેરે.' ધર્મથી પ્રાપ્ત થયેલા ઉત્તમ ભોગો પણ આ દૃષ્ટિમાં વર્તનારાને અનિષ્ટ લાગે છે. અત્ર '**ભ્રાન્તિ**' દોષ, મનનું વિપરીતપણું, છીપમાં રૂપાનું જ્ઞાન, દોરડામાં સર્પનું જ્ઞાન, આ કામ મેં કર્યું કે નથી કર્યું, આ જાતિના ભ્રમનો નાશ થાય છે અને ભ્રાન્તિ રહિત સૂક્ષ્મબોધ વર્તે છે. આ દૃષ્ટિમાં '**અવેદ્યસંવેદ્યપદ**'થી વિરૂદ્ધ એવું '**વેદ્યસંવેદ્યપદ**' પ્રાપ્ત થયેલું હોય છે. ગ્રન્થિના ભેદથી વિશુદ્ધ તત્ત્વશ્રદ્ધાનને 'વેદ્યસંવેદ્યપદ' કહે છે. આ પદ કેવું છે કે-જે સ્વર્ગ-નરકાદિના સ્વરૂપને જણાવનાર છે તથા શ્રુતજ્ઞાનથી દૂર કરેલ છે. વિપરીત મળ જેણે આવી નિર્મળ બુદ્ધિથી સંસારનું અને પૌદ્ગલિક વસ્તુઓનું ખરૂં સ્વરૂપ જાણવાથી "**अप्रवृत्तिबुध्या**" કહેતાં અસત્ પ્રવૃત્તિને ત્યાગ કરવાની બુદ્ધિ. જે કારણથી તે 'વેદ્યસંવેદ્યપદ' કહેવાય છે. આ પદને લઈને આ જીવને અતિશય વૈરાગ્ય (જ્ઞાનગર્ભિત) ઉત્પન્ન થાય છે, અને આ વૈરાગ્યને લઈ કદાચ કર્મસંયોગને લઈને પાપની અંદર પ્રવૃત્તિ કરે, તો પણ તે પ્રવૃત્તિ તપાવેલા લોઢાના ગોળા ઉપર પગ મૂકવા જેવી કરે છે. વાસ્તવિક રીતે તે અસત્ પ્રવૃત્તિ કરતો જ નથી, પણ કદાચ કરે તો અત્યંત પાપથી ડરતો ડરતો કરે છે. આ પ્રવૃત્તિ છેલ્લી છે, કારણ કે-હવે તેને ફરીથી દુર્ગતિ થવાની નથી. સારી રીતે વસ્તુતત્ત્વના નિશ્ચયથી રાગદ્વેષરૂપી ગ્રન્થિને ભેદવારૂપ આ પદ છે.

આને જ '**સમ્યગ્દર્શન**' કહે છે. પૂર્વની ચાર દૃષ્ટિઓ મિથ્યાદૃષ્ટિઓ કહેવાય છે, અને પછીની ચારે સમ્યક્દૃષ્ટિઓ છે. પ્રથમ દૃષ્ટિવાળાને અહિંસા વિગેરે જે યમો પ્રાપ્ત થયા હોય છે, તેના કરતાં ઉચ્ચ કોટીએ આ દૃષ્ટિવાળાને પ્રાપ્ત થાય છે. આમ છતાં ચોથા ગુણસ્થાનકવાળો દેશવિરતિ ન કહી શકાય, એના કારણો શાસ્ત્રદૃષ્ટિએ અનેક રીતે છે. શાસ્ત્રોક્ત વિધિ અનુસાર યથાર્થ રીતે વ્રત–નિયમો પાળવામાં આવે, તોજ '**દેશવિરતિ**' નામના પંચમ ગુણસ્થાનમાં પ્રવેશ કરી શકાય છે. આ દૃષ્ટિવાળાને નીચે મુજબ લક્ષણો પ્રાપ્ત થયેલા હોય છે. ૧–ચંચળતા દોષ ચાલ્યો જાય છે ને સ્થિરતા ગુણ પ્રગટ થાય છે. ૨–પ્રાયે રોગરહિત શરીર બને છે. ૩–હૃદયની કઠોરતા ચાલી જાય છે. ૪–શરીરમાં સારી સુગંધ પ્રસરે છે. ૫–શરીરના મળો–પેશાબ તથા ઝાડો અલ્પ થઈ જાય છે. ૬–ભવ્યતા સારી દેખાય છે. ૭–સ્વર સુંદર થઈ જાય છે. ૮–આ માણસની યોગમાં પ્રવૃત્તિ થયેલ છે, તેમ તેના વર્તન ઉપરથી જાણી શકાય છે. ૯–દરેક જીવોના ઉપર મૈત્રી આદિ ભાવના રહે છે. ૧૦–તેનું અંતઃકરણ પાંચે ઇંદ્રિયોના વિષયો ઉપર જતું નથી. ૧૧–તે અનેક પ્રકારે ધર્મનો પ્રભાવ કરે છે. ૧૨–પ્રારંભ કરેલા કાર્યને પૂર્ણ કરવાની તેનામાં ધૈર્યતા હોય છે. ૧૩–અભિષ્ટ વસ્તુનો લાભ મેળવી શકે છે. ૧૪–મનુષ્યોને ઘણો પ્રિય હોય છે. ૧૫–દોષોનો નાશ કરનાર હોય છે. ૧૬–પૌદ્‌ગલિક દરેક બાબતમાં તૃપ્તિ–સંતોષ ધારણ કરનાર હોય છે. ૧૭–કર્મસંયોગે પ્રાપ્ત થયેલા સુખ કે દુઃખ અગર રાગ કે દ્વેષ તેનાથી તે દબાઇ જતો નથી. ૧૮–શાસ્ત્ર અનુસારે યોગ્ય પ્રવૃત્તિ કરવાવાળો હોય છે. ૧૯–તેનામાં સમભાવવૃત્તિ ઘણી હોય છે. ૨૦–સર્વવ્યાપકબુદ્ધિ–વિશાળભાવના પ્રગટ થાય છે. ૨૧–મારા–તારાપણું નીકળી જાય છે. ૨૨–સર્વ વિશ્વને કુટુંબ ગણે છે. આ દૃષ્ટિવાળાના એટલે સાચા સમ્યક્ત્વના આ બધાં લક્ષણો જાણવા

**૬–કાન્તાદૃષ્ટિ**—આ દૃષ્ટિમાં પ્રગટ થતાં દર્શનને '**તારાપ્રભા**'ની ઉપમા આપવામાં આવી છે. તારાની જેમ સ્થિર પ્રકાશ

હોય છે, તેમ આ દૃષ્ટિમાં વર્તનારનો બોધ પણ તેવો હોય છે. અત્ર યોગનું અંગ '**ધારણા**' પ્રાપ્ત થાય છે. પાંચમી દૃષ્ટિમાં જણાવેલ પ્રત્યાહારને સિદ્ધ નહિ કરનાર ધારણા કદાપિ કરી શકતો નથી. કોઇ પણ ધ્યેયપ્રદેશ પર ચિત્તને સ્થિર બાંધવું એનું નામ 'ધારણા.' કોઈ વસ્તુ ઉપર ૪૮ મીનીટ સુધી ચિત્તની એકાગ્રતા કરવી તે 'ધારણા.' આ દૃષ્ટિમાં ચિત્તની અસ્વસ્થ દશા ટળી જાય છે અને એને લીધે સૂક્ષ્મબુદ્ધિદ્વારા તત્ત્વોને બહુ ઉત્તમ પ્રકારે વિચારવાનું પ્રાપ્ત થાય છે. આ વિચારણાને '**મીમાંસા**' કહેવામાં આવે છે, જે મોહાન્ધકારને ભેદવામાં દીપિકા સમાન પ્રકાશે છે; જેથી ઉજ્વળ તત્ત્વપ્રકાશની આગળ અસંમજસનો સંભવ હોતો જ નથી. અત્ર '**અન્યમુદ્**' એટલે અન્યત્ર-અપ્રસ્તુતમાં મનનું ચાલ્યું જવું એ દોષ ઠરો પડી જાય છે, અને એથી પોતાના દરેક ચારિત્ર-આચારમાં મનનું સમાધાન બહુ જ સારી રીતે વહ્યા કરે છે. પાંચમી દૃષ્ટિમાં વૈરાગ્ય અને સંબોધ કરતાં આ દૃષ્ટિનો વૈરાગ્ય ને સંબોધ ઘણો જ ઉંચો હોય છે. આ દૃષ્ટિવાળાને સ્થૈર્યગુણના પરિણામે આત્મિક કર્ત્તવ્યો ઉપર એવો સ્થિર હોય છે કે-તેને જોઈને સ્વાભાવિક સર્વને પ્રેમ થઈ આવે છે. આ દૃષ્ટિવાળો ભોગોને માયાજળની જેમ જોતો-કાલ્પનિક સંસાર સુખરૂપે દેખતો, ભોગોના રસ્તેથી ચાલવા છતાં મોક્ષને મેળવી શકે છે.

**૭-પ્રભાદૃષ્ટિ**—આ દૃષ્ટિમાં '**અર્કપ્રભા**'સમ (સૂર્યની પ્રભાના સરખો) બોધ માન્યો છે. અહીં યોગનું સાતમું અંગ '**ધ્યાન**' પ્રાપ્ત થાય છે. ધારણાના વિષયમાં ચિત્તની એક સરખી પરિણામધારાને ધ્યાન કહેવામાં આવે છે. સ્થિરતાવાળું ધ્યેયાંતર ચાલુ રાખે તો ઘણા વખત સુધી પણ ધ્યાનનો પ્રવાહ હોય છે, આ દૃષ્ટિમાં '**રોગ**' નામનો દોષ ટળી જાય છે. રૂગ્-શુભ અનુષ્ઠાનનો ઉચ્છેદ કરવો તે લાભકારક નથી, એવો નિર્ણય કરવો તે રૂગ્દોષ. એ નાશ થતાં '**તત્ત્વપ્રતિપતિ**'-આદરણા (તત્ત્વોનું યથાર્થ જ્ઞાન) ગુણની પ્રાપ્તિ થાય છે. સૂક્ષ્મ પદાર્થોનો સૂક્ષ્મબુદ્ધિપૂર્વક વિચાર

કરતાં કરતાં જે અજવાળું પડે છે તે આ દૃષ્ટિનો ગુણ છે. એ અજવાળાને અર્ક-સૂર્યના પ્રકાશની ઉપમા આપવામાં આવી છે. આ દૃષ્ટિમાં 'અસંગવૃત્તિ' નામનું **સદનુષ્ઠાન** પ્રાપ્ત થાય છે. જેવી રીતે દંડના પ્રયોગથી ચક્ર-દંડનો વ્યાપાર બંધ પડી ગયા પછી પણ થોડો વખત ફરતું રહે છે, તેવી જ રીતે ધ્યાન થઈ રહ્યા પછી પણ ધ્યાનના સંસ્કારના બળથી ધ્યાનના સમય જેવા શુદ્ધ પરિણામનો જે પ્રવાહ વહેવો એને અસંગાનુષ્ઠાન કહે છે. આને કેટલાક 'પ્રશાન્તવાહિતા' નામથી અને કેટલાક બીજા નામોથી ઓળખાવે છે. આ દૃષ્ટિમાં રોગ જે ધ્યાનનો પ્રતિબંધક તે નષ્ટ થાય છે. એ દોષના દૂર થવાથી ધ્યાનનો એવો નિર્મળ પ્રવાહ પ્રાપ્ત થાય છે કે- એનાથી આત્મા ઉપશમસુખની અંદર રમણ કરતો રહે છે, અને એ કારણથી અસંગાનુષ્ઠાનનો અભ્યુદય હોય છે. આ બહુ ઉંચી સ્થિતિ છે. આનાથી પ્રતિક્ષણ બહુ જ કર્મપુંજનો વિધ્વંસ થઈ જાય છે. ધ્યાનની ઉચ્ચ અવસ્થાને 'સમાધિ' કહે છે. ધ્યાનમાં ચિત્તવૃત્તિઓનો પ્રવાહ નિરંતર ધારારૂપ હોતો નથી, મધ્યે વિચ્છેદવાળો હોય છે, જ્યારે સમાધિમાં પ્રવાહ અવિચ્છન્ન હોય છે. જો કે સમાધિ એ ધ્યાનની પરિપક્વ અવસ્થારૂપ હોવાથી ધ્યાન જ છે. એ ધ્યાનના ભેદ-પ્રભેદો પાડી યોગગ્રંથોમાં બહુ વિવેચન કરવામાં આવેલું છે. જ્ઞાનના સામર્થ્યથી ઉત્પન્ન થયેલ નિરંતર સમ-શાન્તિ છે સાર પ્રધાન જેમાં, તેમજ જીતી લીધેલ છે ઇન્દ્રિયોના સાધનો-શબ્દાદિ વિષયો જેણે એવું આ દૃષ્ટિમાં ધ્યાનથી ઉત્પન્ન થયેલું સુખ હોય છે. પૂર્વના મહાપુરૂષો સંક્ષેપથી સુખ-દુઃખનું લક્ષણ-સ્વરૂપ આ પ્રમાણે બતાવે છે કે- "પરવશપણું તે તમામ દુઃખ છે, અને આત્મવશપણું છે તે તમામ સુખ છે.

૮-**પરાદષ્ટિ**—આ દૃષ્ટિમાં ઉદ્યોતમાન્ બોધને '**ચંદ્રજ્યોત્સના**'ની ઉપમા આપવામાં આવી છે. આ દૃષ્ટિનું જીવન પૂર્ણ આત્મસ્પર્શી હોય છે. અત્ર વર્તમાન મહાત્મા અધ્યાત્મજીવનની ઉત્કૃષ્ટ દશાને પ્રાપ્ત થાય છે અને 'ધર્મસંન્યાસ' (અનાત્મીય

તમામ ધર્મોનો નિરાસ) આ ક્ષપકશ્રેણિમાં હોય એના બળે કરી '**કેવળજ્ઞાન**' પ્રાપ્ત કરે છે. અહીંઆ આત્મસ્વરૂપને હિતકર પ્રસંગ સિવાય અન્યત્ર પ્રવૃત્તિ હોતી જ નથી. અને આત્મપરિણામ વૈરાગ્ય અને સંવેગથી બહુ જ ભરપૂર હોય છે, જેથી સમાધિ ઉપર પણ આ દૃષ્ટિવાળાને **આસંગ** હોતો નથી. એ આસંગ દોષનો નિરાસ થતાં '**પ્રવૃત્તિ**' ગુણનો આવિર્ભાવ થાય છે. એટલે કે-આ દૃષ્ટિમાં વર્તનારના સંકલ્પ-વિકલ્પોનો અભાવ થતાં સંપૂર્ણ પ્રવૃત્તિ આત્મસ્વરૂપને સ્પર્શનારી હોય છે. એથી આઠમા ગુણસ્થાનથી ક્ષપકશ્રેણી ઉપર ચઢવાથી મોહનીયકર્મનો ક્ષય થવા માંડે છે અને અંતર્મુહૂર્તમાં બારમા ગુણસ્થાન ઉપર પ્રાપ્ત થઈ, સમસ્ત મોહનીય કર્મનો ક્ષય કરી આત્મા 'કેવળજ્ઞાન' પ્રાપ્ત કરે છે. અહીંઆ ધ્યાનની શ્રેણી વધતાં વધતાં ઉંચા પ્રકારનું જે ધ્યાન તે '**સમાધિ**'ની પ્રાપ્તિ થાય છે. આ દૃષ્ટિમાં રહેલ મહાત્માને કોઈ પ્રકારના આચારો, પ્રતિક્રમણ, દેવવંદન વિગેરે હોતાં નથી, કારણ કે-અતિચારાદિ દોષોથી વર્જીત નિરતિચારી હોય છે.

ઇતિ યોગની આઠ દૃષ્ટિનું સંક્ષિપ્ત સ્વરૂપ.

  

હવે ત્યાં જો હિંસાદિક કારણોની વૃદ્ધિ થાય તો પાછો પડી એકેન્દ્રિયાદિકમાં આવી જાય અને જો સામાન્યે રહે તો પોતાની કાયસ્થિતિ પ્રમાણ બેઈંદ્રિયાદિકભાવે જ રહે, અને જો છેદન ભેદનરૂપ અકામનિર્જરા થાય તો તેને યોગે ઉંચો પણ આવે. અહીંઆ વિકલેન્દ્રિયથી એકેન્દ્રિયમાં જાય અને એકેન્દ્રિયથી વિકલેન્દ્રિયમાં જાય. એ રીતે અનંતા ફેરા થાય, ત્યાં એકેકા ફેરામાં પ્રાયે અનંતકાલ પણ વહી જાય.

એ રીતે કરતાં વિકલેંદ્રિયથી અકામનિર્જરાને યોગે પ્રાયે તિર્યંચ-પંચેદ્રિય થાય. તે તિર્યંચ-પંચેદ્રિયના બે ભેદ છે. એક ગર્ભજ અને બીજા સમૂર્ચ્છિમ. તેમાં સમૂર્ચ્છિમને મન ન હોય. તેને શરીર, પ્રાણ, પર્યાપ્તિ, આયુ વિગેરે અધિકરણની વૃદ્ધિ થાય, તેથી જો હિંસાદિકની બહુલતા થઇ તો પહેલી નરકે જવું પડે અથવા પાછો પડી એકેન્દ્રિયાદિકમાં જાય. જો નરકે જાય તો ઉત્કૃષ્ટ અસંખ્યાત-કાલ સુધી ક્ષેત્રવેદના પરમાધામિકૃત તીવ્ર દુઃખ તથા પરસ્પરકૃત તીવ્ર દુઃખ અનુભવે, તથા એકેન્દ્રિયમાં ગયો તો ફરી છેદનાદિક અનેક દુઃખ સહન કરે, ફરી અનંતકાલ ભમે. કદાચ જો સમૂર્ચ્છિમ પંચેન્દ્રિયમાં છેદન, ભેદન, શીત તાપાદિક મહાદુઃખ સહનથી અકામ-નિર્જરાને યોગે ગર્ભજ મનુષ્ય થાય, અથવા ગર્ભજ તિર્યંચ-પચે-ન્દ્રિય થાય. તે જ્યારે ગર્ભજ પંચેન્દ્રિ-તિર્યંચ અથવા ગર્ભજ મનુષ્ય થાય, ત્યારે પ્રબલ અધિકરણી થયો. ત્યાં પાંચે આશ્રવ પ્રબલપણે સેવે. ત્યાં પ્રાણ તથા પર્યાપ્ત પૂરણ હોય તેને લીધે ત્રિકાલ વેદન સ્વકીય-પરકીય વિકલ્પજાલમાં પડે, તેથી ઉત્કૃષ્ટ કર્મ-સ્થિતિનો ધણી થાય, આર્ત્ત-રૌદ્ર ધ્યાનની પ્રબલતા થાય, તે દુર્ધ્યાનના યોગે કર્મસ્થિતિ દીર્ઘ કરે. અહીંઆ કોઇક જીવ પ્રબલ હિંસાદિક કારણને યોગે સાતે નરકોને વિષે જાય અથવા ક્યારેક મૂર્ચ્છાદિક અધિકરણના યોગે પાછો એકેન્દ્રિયમાં પણ જાય. ત્યાં અનંત-કાલ રૂલે.

અથવા ક્યારેક છેદન, ભેદન, તાડન, તર્જન, શીત તાપાદિક

સહન કરતો જાતિ સરલ પરિણામી માટે તીવ્રસંક્લેશ ન કરે, તો અકામનિર્જરા કરી કોઈક જીવ દેવગતિ પામે અથવા કોઈક જીવ મનુષ્ય થાય. તેમાં જો દેવ થયો તો અતિશય વિષયાસક્તમાં રાચીને તીવ્ર સંક્લેશે વિષયાસક્ત થકો મરીને પ્રાયે તિર્યંચ-પંચેન્દ્રિ ગર્ભજ થાય. ત્યાં બહુ હિંસાદિક સેવન કરી નરકે જાય અથવા પાછો પડી એકેન્દ્રિયચક્રમાં જાય, ફરી ત્યાંથી નીકલી પંચેન્દ્રિયપણું પામતાં ઉત્કૃષ્ટ કાયસ્થિતિ યોગે અસંખ્ય પુદ્ગલપરાવર્ત્ત વીતી જાય.

અથવા કોઈ દેવ મરી મનુષ્ય થાય, ત્યાં કારણ અપરિપાકપણાથી બહુલતાયે અનાર્યક્ષેત્ર-અનાર્યકુલમાં ઉપજે. ત્યાં પ્રબલ કષાય-વિષયાદિક અશુદ્ધ હેતુના યોગે અઢારે પાપસ્થાનક સેવી સાતે નરકોને વિષે જેવાં જેવાં કર્મ બાંધે, તેવા કર્માનુસારે તે તે નરકમાં જઈ ઉપજવું થાય; એમ યથાબંધી ( જેવો બંધ તેવો ) ઉપજે. ત્યાં નરક સંબંધી આકરા દુઃખ અસંખ્યકાલ પર્યંત સહન કરે.

અથવા કોઈ તો મનુષ્યભવ પામી ઘર-કુટુંબની તીવ્ર મૂર્ચ્છામાં મૂર્ચ્છિત થકો અજ્ઞાન યોગે પરિણમ્યો, તો ફરી તિર્યંચગતિ યાવત્ એકેન્દ્રિયચક્રમાં પડે. ત્યાં એ દશા પામતાં અનંતાનંત કાલ વ્યતિક્રમી જાય, તથા કોઈ મનુષ્ય વિચિત્ર પ્રકારના મૂઢ ચેતનાવંત પ્રકૃતિએ સરલ થકો સહેજે કષાયની મંદતાએ મનુષ્ય પણ, ત્યાં વળી કાલ પરિપાક વિના અશુદ્ધ કારણની બહુલતાને યોગે મિથ્યાત્વાદિક અશુદ્ધ હેતુની પુષ્ટતાએ કર્મસ્થિતિ ઉત્કૃષ્ટિ કરે. તે કર્મબંધ બાંધવાના ચાર હેતુ છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ-એ ચાર હેતુની પ્રબલતાએ કર્મસ્થિતિ ઉત્કૃષ્ટી બાંધે છે. સર્વ કર્મનો ઉત્પાદપોષક મોહનીયકર્મ છે. એ મોહનીય કર્મથી આઠે કર્મ બાંધે, આઠે મલી મોહનીયકર્મની પુષ્ટિ કરે, જેથી મોહનીયકર્મની મુખ્યતા કહી. તે મોહનીયકર્મની અઠ્ઠાવીસ પ્રકૃતિમાં મિથ્યાત્વ મુખ્ય કર્મપ્રકૃતિ છે. સમસ્ત સંસારમાં સર્વે જીવોને સર્વ દુઃખનો હેતુ એક મિથ્યાત્વ છે. તે મિથ્યાત્વમોહનીય એક વારનું બાંધ્યું ઉત્કૃષ્ટો સિત્તેર કોડાકોડી સાગરોપમ સુધી વિપાક આપે. તેનો વિપાક

અત્યંત મદીરાપાનની ઘૂમિ સરખો છે. જેમ મદિરાનું પાન કરનાર પુરૂષ મિત્રને શત્રુની બુદ્ધિએ મારવા દોડે અને શત્રુને હસી હસી મલવા દોડે, તેમ તીવ્ર મોહના ઉદયથી જીવને અજીવ જાણે અને અજીવને જીવ જાણે, ધર્મને અધર્મ જાણે, અધર્મને ધર્મ જાણે, માર્ગને ઉન્માર્ગ જાણે, ઉન્માર્ગને માર્ગ જાણે, સાધુને અસાધુ જાણે, અસાધુને સાધુ જાણે, મુક્તને અમુક્ત જાણે, અમુક્તને મુક્ત જાણે,– એ દશ પ્રકારે મિથ્યાત્વ વિપાક આપે.

તથા નામકર્મ અને ગોત્રકર્મ એક વારનું બાંધ્યું ઉત્કૃષ્ટો વીસ કોડાકોડી સાગરોપમસ્થિતિ રહે. તે નામકર્મનો વિપાક ચિત્રકાર સરખો વિચિત્રપણે છે. કેમકે–જે વર્ણરહિત, ગંધરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, રસરહિત અને સમસ્ત દોષરહિત અસંખ્યાત પ્રદેશી લોકપ્રમાણ અખંડ અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વરૂપી સંઘયણ સંસ્થાન રહિત એવા અરૂપી આત્માને એકેંદ્રિય, બેઇંદ્રિય, કુરૂપી, સુરૂપી, ઠીંગણો, કુબડો, કાલો, ધોલો, અતિ મોટો તો હજાર યોજન પ્રમાણ, અતિ સૂક્ષ્મ તો વાળની અણી ઉપરે અસંખ્ય ગોલા, ગોલે ગોલે અસંખ્ય નિગોદ, નિગોદે નિગોદે અનંત જીવ, ઇત્યાદિક જીવને વિપાક આપે એવું એ '**નામકર્મ**' છે.

ગોત્રકર્મનો વિપાક કુંભારના ભાંડા સરખો છે, કેમકે-જે જીવ સિદ્ધસમાન જગતને વંદનીય સ્વરૂપી છે. તેજ જીવને ચાંડાલ, માતંગ, હલાલખોર, કે જેને કોઈ અડકે નહિ કદાપિ અડકે તો જલાદિકે સ્નાન કરી શુદ્ધ થાય. જો વિષ્ટા, હાડકાનું ભક્ષણ કરનારો શ્વાન ઘરમાં આવે અથવા તેને સ્પર્શ થાય તો તેની કાંઈ શંકા ન આણે, શૌચ પણ ન કરે, અને પંચેન્દ્રિય તેમાં વલી મનુષ્ય દશ પ્રાણનો ધારક, તત્ત્વાતત્ત્વ સર્વ ઉચિત વસ્તુનો જાણ, શુભાશુભ કરણી કરવા સમર્થ, તેનું દર્શન, સ્પર્શ અથવા નિકટ રહેવાની કાંઇ ચાહના કરે નહિ તેથી તેને વસ્તી બહાર રહેવું પડે. એ સર્વ વિપાક નીચ ગોત્રના જાણવા. તથા ઉંચ ગોત્રના વિપાક તે, કે જે કોઈ જીવ મૂર્ખ, જડ, દુષ્ટ, નિર્ધન, નિર્ગુણ, કુરૂપો હોય અને

કુકર્મનો કર્તા હોય, કર્મચાંડાલ હોય, એવું છતાં પણ મોટા-ઉંચ કુલમાં અવતાર લીધો હોય, તો દોષે ભર્યો પણ લોકમાં આદર, સન્માન, સત્કાર પામે. જો અશુદ્ધાચરણ દેખી નિંદા થાય, તો પણ અવસર ઉપર તેને સૌ કોઈ તેડીને વિનય કરે જે-એ મોટા છે, મોટા કુલના છે, એમ કેટલાક દોષ ઢાંકયા જાય, એ પ્રમાણે '**ગોત્ર કર્મવિપાક**' જાણવો.

જ્ઞાનાવરણી અને દર્શનાવરણી તથા વેદનીય અને અંતરાય-એ ચારે કર્મની સ્થિતિ એકવાર બાંધી ઉત્કૃષ્ટી ત્રીશ કોડાકોડી સાગરોપમ પર્યંત વિપાક આપે.

જ્ઞાનાવરણીયકર્મ આંખના પાટા સમાન છે. જેને એ કર્મનો તીવ્ર ઉદય હોય તે પ્રાણી કાંઈ જ જાણે નહિ, કેમકે-જીવના સર્વ આકાશ તથા કાલ પ્રમુખ દ્રવ્યપર્યાયથી અનંતગુણ જ્ઞાનગુણના પર્યાય છે. તે સર્વ પર્યાય એ જ્ઞાનાવરણીકર્મે આવર્યા છે. એક અક્ષરના અનંત પર્યાય છે. તે માંહેલા એક પર્યાયનું જ્ઞાન નિગોદીયા જીવને ઉપજતાં હોય, બાકી સર્વ પર્યાયનું જ્ઞાન ઢાંકયું છે. એક અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો રહે તે પણ દ્રવ્યસ્વભાવે રહે, પણ કર્મની રાયતિ નથી. એક જીવદ્રવ્ય તે બીજા સર્વ દ્રવ્યના ગુણ-પર્યાયના ત્રિકાલિક ઉત્પાદવ્યયનો એક સમયમાં જ્ઞાયક ચિદાનંદ-ઘનરૂપી એવું ચેતનરાજ છે, તેને એ જ્ઞાનાવરણીકર્મ જડરૂપ અતિ ગુપ્ત કરી નાંખે ને આવરે, એ '**જ્ઞાનાવરણીકર્મના વિપાક**' જાણવા.

દર્શનાવરણીયકર્મ વૈત્રી-દરવાન સરખું છે. જેમ રાજા પ્રસન્ન થયો છતાં દરવાન ખુશી ન હોય તો તે અટકાવી રાખે, પણ રાજાની ભેટ કરવા ન આપે, તેમ એ કર્મનો વિપાક જે પૂર્વોક્ત સ્વરૂપ જીવને અંધ કરે, ન્યૂન ઈંદ્રિય-શૂન્ય ઈંદ્રિય કરે, બધિર કરે, સર્વ શુભકરણી આદરે, તે અવસરે સર્વઘાતી નિદ્રા આવી તેનો શુભ નિમિત્ત વ્યર્થ કરી નાંખે, એ '**દર્શનાવરણીયકર્મનો વિપાક**' જાણવો.

વેદનીયકર્મ મધુલિપ્ત તરવારની ધારા સમાન છે. તેમાં મધુના આસ્વાદ સરખી શાતાવેદનીય છે અને જીભ છેદાયાના દુઃખ સરખી અશાતાવેદનીય છે. એ કર્મના ગર્ભગત દુઃખ, જન્મ સમયના દુઃખ, સમસ્ત રોગોત્પત્તિના દુઃખ, મરણ સમયના દુઃખ, વિયોગ ઉદયના દુઃખ, વિષયઅપ્રાપ્તિના દુઃખ, આઠ મહાભયના દુઃખ, શીત-દુઃખ, તાપદુઃખ તથા તિર્યંચના ભવમાં વધ, બંધન, ભારવહન, શકટવહન, કૃષિક્રિયાગત દુઃખ, નાસાવેધ, ક્ષુધાદુઃખ પીપાસાદુઃખ, મૃગયાદુઃખ, દૂરપંથગમન દુઃખ, જાતિ વૈરીના દુઃખ, ધર્મબુદ્ધિએ હનન સમયના દુઃખ, પિંજરામાં પડવાના દુઃખ ઇત્યાદિક અનેક દુઃખ તિર્યંચ ગતિમાં છે. તથા નરકગતિમાં ક્ષેત્રવેદના, શરીરગત અનેક રોગજન્ય દુઃખ, પરમાધામીકૃત દુઃખ, અન્યોઅન્ય પ્રહાર દુઃખ, એ સર્વ **અશાતાવેદનીયના વિપાક** જાણવા. તથા શાતાવેદનીયથી સર્વ ઇચ્છિત ખાવાપીવાના ભોગ, ખેલવું, સ્રી-વિલાસ, રાગરંગ, સુખશય્યા, રાજલીલા, કામનાસિદ્ધિ, નિરોગતા ઇત્યાદિક **શાતાવેદનીયના વિપાક** છે. એ કર્મ જીવના અવ્યાબાધ ગુણને બાધ કરનારૂં છે. સમસ્ત દેવ-મનુષ્યના ત્રણે કાલના પૌદ્ગલિક સુખ એકઠા કરીને તુલના કરીએ, તો સિદ્ધના સુખને અનંતમાં ભાગે પણ ન આવે. એવા સહજાનંદી જીવને એ કર્મ શુભાશુભ પુદ્ગલપિંડમાં રખડાવે, એ **વેદનીયકર્મનો વિપાક** જાણવો.

અંતરાયકર્મ રાજાના ભંડારી સરખું છે. જેમ રાજા સુપ્રસન્ન થઈ કોઈને દ્રવ્ય આપવાનો આદેશ કરે, પણ જો ભંડારી અનુકૂલ ન હોય તો કોઈ પણ નિમિત્તે વિલંબ કરી આપે, ધક્કા ખવરાવે, પણ દ્રવ્ય આપે નહિ. તેમ એ કર્મના વિપાકે દાનશક્તિ ન પામે, કદાપિ દાનની ઇચ્છા ન કરે અને ઇચ્છા કરે, તો ઉલટો કોઇ એવો વિકલ્પ ઉઠે કે જે થકી દાન આપવાની બુદ્ધિ જ ભૂલી જાય, પણ આપી શકે નહિ. તે **દાનાંતરાય કર્મનો વિપાક** જાણવો. તેમ લાભ મેલવવાને અર્થે પણ ઘણી જ પોતાની બુદ્ધિ કેળવી

ચતુરાઈથી ઉદ્યમ કરે, સર્વ વાતે ખબરદારી રાખે અને કાર્ય પણ સરખાઈમાં આવે, જે થકી એવી આશા થાય કે-સારી પ્રાપ્તિ અવશ્ય થશે. તેથી હર્ષવંત પણ થાય, એટલામાં કોઈ લાભાંતરાય-કર્મના ઉદયથી એવા કારણો આવી બને કે જે થકી લાભને ઠેકાણે ઉલટો ત્રોટો-નુકશાન થઈ પડે. તે **લાભાંતરાય કર્મનો વિપાક** જાણવો. તેમજ **ભોગાંતરાય કર્મના વિપાકે** ભોગ ન પામે કદાપિ પામે તો રોગ, શોક, ભય આદિ કારણે ભોગવી શકે નહિ. એ પ્રમાણે ઉપભોગ વસ્તુ પણ એના ઉદયથી ન પામે, કદાપિ પામે તો તેનો કોઈ પણ હરકતને લીધે ઉપભોગ કરી શકે નહિ, તે **ઉપભોગાંતરાયનો વિપાક** જાણવો. તેમજ **વીર્યાંતરાયના** ઉદયથી શરીર નિર્બળતા પામે, અનેક ઔષધ, રસાયન ખાય, તો પણ ઉલટો કોઇ કુપથ્યાદિક યોગે રોગ થાય, દુર્બલતાની વૃદ્ધિ થાય, પરવશાદિકને યોગે મનની હોંશ મનમાં સમાય, પણ ચિંતત કાર્ય કરી શકે નહિ, તે **અંતરાય કર્મનો વિપાક** જાણવો.

આયુકર્મની ઉત્કૃષ્ટી સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે. તે શુભાયુ બીજું અશુભાયુ એ બે પ્રકારે છે. એ કર્મ હેડ સરખું છે. જેમ જ્યાં લગી હેડ-બેડીમાં પગ પડયો હોય ત્યાં લગી કયાંય પણ જવાઈ શકાય નહિ, તેમ આયુકર્મ બાંધ્યા પછી ગમે તેટલી ધર્મકરણી કરે, ક્ષાયિક સમ્યક્‌ત્વાદિક ઉપાર્જે તો પણ બાંધેલી ગતિ અવશ્ય ભોગવવી પડે, પણ છૂટે નહિ. બીજા કર્મનો ઉદય તો અપવર્ત્તન, સંક્રમણાદિ કરણયોગે નિષ્ફલ કરે, પણ એ કર્મ તો ભોગવ્યા વિના છૂટેજ નહિ. બીજા શુભાશુભ કર્મ ઉંચ-નીચ પરિણામ યોગે દલ વૃદ્ધિ-હાનિ થાય, પણ એ કર્મ યથાબંધે અવશ્ય ભોગવવું જ પડે. નરકાદિકના દુઃખ ઘણા અનિષ્ટ લાગે, તો પણ છૂટે નહિ, એ રીતે **આયુકર્મનો વિપાક** જાણવો.

એ રીતે આઠે કર્મની પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ બંધના પરવશપણે અનંતાનંત પુદ્ગલપરાવર્તન થયા, જન્મ-મરણાદિરૂપ ભયંકર સંસાર અટવીમાં ભમ્યો. એમ ભમતાં ભમતાં કોઈક વારે

દુર્લભ મનુષ્યભવાદિ સામગ્રીયોગ મલ્યો, પણ મિથ્યાત્વની પ્રબલતા હેતુએ અથવા કાલાદિ પાંચ કારણના પરિપાક વિના ક્યાંઈ પણ સમ્યક્ત્વની પ્રાપ્તિ ન થઈ, કેવલ ભવ પૂર્ણ થયો. અત્ર પ્રસંગે 'યોગબિન્દુ' ગ્રંથમાં કહેલી સમ્યક્ત્વપ્રાપ્તિની શૈલી જણાવાય છે.

જે-ભવ્ય જીવ છે, તેને ભવ્યતાના ઉદયે કરી અકામનિર્જરાએ કર્મ ખપાવતાં પાંચ કારણ (કાલ, સ્વભાવ, નિયતિ અર્થાત્ ભવિતવ્યતા, પૂર્વકર્મ અને ઉદ્યમ) ની અનુકૂલતાએ કરી બે પુદ્ગલપરાવર્ત્ત શેષ સંસાર રહે, ત્યારે ધર્મ શબ્દ સામાન્યે સર્દહે. જે ધર્મ શબ્દ સાંભલવા સન્મુખ નિર્વિવેકપણે હોય તેને શ્રવણ સન્મુખીભાવ કહીએ. પણ તથાવિધ આદર પીપાસા કાંઈ હોય નહિ, પણ સહજ મલે તો વિમુખ થાય નહિ.

પછી ત્યાંથી સંસાર પરિભ્રમણ કરતો જીવ ઉચ્ચ ભાવમાં આવે, તે વખતે દોઢ પુદ્ગલપરાવર્ત્ત રહે. માર્ગગવેષણ, માર્ગશ્રવણ, માર્ગસન્મુખ, માર્ગાનુસારી, માર્ગપ્રાપ્તિ ઈત્યાદિક નામ અહીંયાંથી આગળ થાય છે. ધર્મ ભણી પ્રેરાય, જિનોક્ત માર્ગનું શ્રવણ હોય, કોઇક રીતે રૂચિ થાય પણ તીવ્રભાવે ગવેષણા ન હોય. એને માર્ગપતિત એટલે માર્ગે પડયો, કોઈ ભવે એવી રૂચિ થઈ પડી. સંસાર પરિભ્રમણ કરતાં જ્યારે છેલ્લો એક પુદ્ગલપરાવર્ત્ત રહે ત્યારે જિનમાર્ગાનુસારીપણું, શુદ્ધ-અશુદ્ધની ગવેષણા માત્ર હોય એ રીતે કરતાં અહીંઆ ધર્મયૌવનકાળ આવે, આ વિષે યોગની વિંશિકામાં કહ્યું છે કે-છેલ્લાના અગાઉના બધા પુદ્ગલપરાવર્ત્ત તે ભવનો 'બાલ્યકાળ' કહ્યો છે અને છેલ્લો પુદ્ગલપરાવર્ત્ત તે '**ધર્મનો યૌવનકાળ**' કહ્યો છે. અહીંઆ ન્યાયસંપન્નવિભવ પ્રમુખ પાંત્રીશ ગુણ પામે, મિત્રાદિક દૃષ્ટિ પામવાનો અવસર હોય એને માર્ગાનુસારી કહેવાય છે. અહીંઆ ષટ્દર્શનની ભિન્નતા જાણે, જિનોક્ત માર્ગે વ્યવહારે પ્રવર્ત્તે અહીંથી મિથ્યાત્વ મંદ પડયું તેથી વ્યવહારે દ્રવ્યધર્મ પણ પામે, પણ સમ્યક્ત્વ પ્રાપ્તિ ન થાય. અહીંઆ પહેલાં ત્રણ અનુષ્ઠાનની પ્રબલતા હોય, સર્વે ક્રિયા કરે, તે દેખી બીજા

અનેક જીવ ધર્મ પામે, પણ પોતાને ન હોય તે ક્રિયાનું ફલ સ્વર્ગાદિક થાય પણ નિર્જરા અર્થે ન થાય.

**સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપાય:**—અત્ર ચરમપુદ્ગલપરાવર્તમાં મિથ્યાત્વની મંદતા થાય ત્યારે સમ્યક્ત્વ પામવાના કારણ ત્રણ કરણ છે. ૧–'યથાપ્રવૃત્તિ કરણ'–૨–' અપૂર્વકરણ '–૩–' અનિવૃત્તિ કરણ.' તેમાં યથાપ્રવૃત્તિ તે 'अनतिक्रम्यकरोतीति' યથાપ્રવૃત્તિ–જેમ અનાદિની ચાલ છે, તેમની તેમ પ્રવૃત્તિનું કરણ–જીવપરિણામનું પ્રવર્ત્તન છે જ્યાં, તેને '**યથાપ્રવૃત્તિ કરણ**' કહેવાય છે. એટલે અનાદિનું જે ચાલ પરિણામ છે તે પ્રવર્તન ફર્યું નથી, અનાદિ ચાલ પ્રવર્તે છે, પણ કારણ પરિપાકના જોરથી મિથ્યાત્વની મંદતા થાય. તેથી પાલાને દૃષ્ટાંતે જેમ પૂર્વે ભર્યો ધાનનો પાલો, તેમાં થોડું ધાન નાખીએ અને ઘણું ધાન કાઢીએ, ત્યારે તે પાલો કાલાંતરે ખાલી થાય, તેમ કર્મરૂપી ધાને કરી સમસ્ત આત્મપ્રદેશરૂપ પાલો ભર્યો છે. તે પાલો જીવને અનાભોગથી એટલે ઇચ્છા વિના સહેજે અકામનિર્જરાથી છેદન–ભેદનાદિકથી અશુભ વિપાક અવસરે મિથ્યાત્વ તથા અનંતાનુબંધી કષાયની મંદતાના યોગે કર્મવિપાકે બહુ વ્યાપક ન હોય. તે વારે કષ્ટ માફક નિર્જરા ઘણી થાય અને મિથ્યાત્વકષાયની મંદતા માટે નવા કર્મ પણ ઘણા બાંધે નહિ. મંદ વીર્ય માટે પ્રદેશ રસ પણ થોડું ગ્રહણ કરે એટલે ઘણી નિર્જરા થાય અને બંધ અલ્પ થાય; તેથી કર્મસ્થિતિરૂપ ધાન્યનો પાલો ઘટાડે.

બીજું દૃષ્ટાંત નદીના પાષાણનું. જેમ પર્વત ઉપરથી નદીધારા પડે, ત્યાં નીચે રહેલો પાષાણ તે નદીની જલધારા પડવાથી અરહોપરહો–આમથી તેમ ઘોલાય–અથડાય. તે પાષાણ ઘોલના–ઘંચનાને યોગે ઘસાઈને ગોળ ઘાટમાં આવે–સ્પર્શમાં સુંવાળો થાય. એ રીતે સહેજ સ્વભાવે કોઈક ઘાટમાં આવે, પણ કોઇએ એનો વિચારપૂર્વક ઘાટ કર્યો નથી. તેમ જીવ તે પાષાણરૂપ, નદીપ્રવાહ તે કર્મોદય પ્રવાહે પચતો અકામનિર્જરાથી પૂર્વોક્ત ન્યાયે નિર્જરાએ કરી કોઈક ધર્મપ્રવૃત્તિ યોગ્ય ઘાટમાં–આકારમાં આવે.

એ બે દૃષ્ટાંતે કરી એક આયુકર્મ વર્જીને, બાકી સાતે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિયોગ્ય બંધ પરિણામને ઘટાડે, તથા પૂર્વબંધ હોય તે પણ નિર્જરે, ત્યારે સિત્તેર કોડાકોડી મિથ્યાત્વ બાંધતો હતો, તે પરિણામ ટલીને પલ્યોપમને અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડીની સ્થિતિબંધના પરિણામ રાખે; તથા પૂર્વબંધ હોય તે પણ સર્વ સ્થિતિ ઘટીને એક કોડાકોડીની સ્થિતિ બાકી રહે. એ રીતે એક આયુકર્મ મૂકી બાકી સાતે કર્મની સ્થિતિ ઘટાડી નાખે, એટલે ત્રીશ કોડાકોડી સ્થિતિવાળા કર્મોની ઓગણત્રીસ કોડાકોડી ઘટાડી પલ્યોપમને અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડીસાગરોપમ રાખે, જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અંતરાય-એ ચાર કર્મની એટલી સ્થિતિ રાખે, તથા નામ અને ગોત્ર એ કર્મની ઉત્કૃષ્ટી વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિમાંથી ઓગણીશ કોડાકોડી ઘટાડીને પલ્યોપમને અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ રાખે. એટલા સુધી જે જીવના પરિણામની યોગ્યતા થઈ એનું નામ '**યથાપ્રવૃત્તિકરણ**' કહેવાય છે. એ કરણ જીવ સંસારમાં ભમતાં ભમતાં અનંતીવાર કરે. પલ્યોપમને અસંખ્યાતમા ભાગે ઓછી એક કોડાકોડી સાગરોપમની સાત કર્મની શેષ સ્થિતિ રહી ત્યાં સુધી યથાપ્રવૃત્તિકરણ કહેવાય છે. આગલે ગ્રન્થિદેશ લગી આવ્યો ખરો પણ કરણયોગ્ય પરિણામે આગળ ન જવાય. ઇતિ પ્રથમ કરણ.

બીજું અપૂર્વકરણ. તે જે પહેલાં સંસાર પરિભ્રમણ કરતાં કદાપિ એવું કરણ જે જીવપરિણામવિશેષ તે પામ્યો નથી, માટે તે અપૂર્વકરણ કહેવાય છે. એ અપૂર્વકરણ પરિણામે ઘન-નિબિડ રાગ-દ્વેષ પરિણતીમયી જે ગ્રન્થિ તે ભેદવા માંડે. જે ભેદે તે અધ્યવસાયને '**અપૂર્વકરણ**' કહેવાય છે.

ત્રીજું અનિવૃત્તિ કરણ. તે જે અધ્યવસાય ફલપ્રાપ્તિ વિના નિવર્તે નહિ, એટલે પૂર્વે આવ્યો જે અપૂર્વકરણરૂપ પરિણામ તે પાછો જાય નહિ, તેને '**અનિવૃત્તિકરણ**' કહેવાય છે. તે અનિ-

વૃત્તિકરણરૂપ પરિણામે કરી જીવ 'સમ્યક્ત્વ' પામે તે ત્રીજુ કરણ.

ત્યાં પણ કાંઈક ઉણી એક કોડાકોડી સ્થિતિ શેષ સાતે કર્મની કીધી, તો પણ અભવ્ય અથવા દુર્ભવ્યત્વાદિક દૂષણને લીધે રાગદ્વેષ પરિણામમયી ગ્રંથીદેશ સુધી ગયેલો જીવ પણ ગ્રંથીને અણભેદતો થકો સમ્યક્ત્વને પામી શકે નહિ, કેમકે-યથાપ્રવૃત્તિકરણ સુધી તો અભવ્ય પણ આવે. આવશ્યક વૃત્તિમાં કહ્યું છે કે-અભવ્ય પણ કોઇક અકામનિર્જરા કરતો ગ્રન્થિ દેશ સુધી આવે, ત્યાં અરિહંતની ઋદ્ધિ દેખીને અથવા અન્ય કોઈ પૌદ્ગલિક ઋદ્ધિની ઈચ્છાએ પ્રવર્તમાન થકો ચારિત્ર લે. ત્યાં માત્ર શ્રુતસામાયકનો લાભ તેને હોય, પણ શેષ દર્શનસામાચિકાદિક પામે નહિ. એમ સંસારમાં ભમતાં થકા વ્યવહારરાસીયા જીવ પ્રાયે જ્યાં ચરમાવર્ત્ત છેલ્લું કરણ જે અનિવૃત્તિકરણ ન પામે, ત્યાં સુધી અનંતી વાર ગ્રંથી દેશ સુધી આવી પાછાં પડે.

**જીવ જે રીતે ગ્રન્થિભેદે તે રીતે બે દૃષ્ટાંતે કહે છેઃ-** જેમ અહીંઆ કોઈ ત્રણ મનુષ્ય છે, તે સ્વભાવગમને કરી સહેજે પ્રયોજન વગર અટવી પંથે જાય છે. તે જતાં જતાં અટવી ઉલંઘી ગયા પછી કાલ અતિક્રમે કરી ભય પામ્યા, એટલે અસૂર વખતે અટવીનો પંથ તેથી ડરવા લાગ્યા. પછી તે ત્રણ મનુષ્યે માર્ગને મુખે નજીકમાં બે ચોરો દેખીને, તે ત્રણમાંથી એક તો માર્ગ થકી નિવર્ત્યો-પાછો નાસી ગયો, બીજાને તો તે ચોર લોકોએ પકડી લીધો અને ત્રીજો મનુષ્ય તે ચોરોને સમ્યક્ પ્રકારે પોતાનું બલ-વીર્ય ફેરવી ચોરોને હત-પ્રહત કરી નગર પ્રત્યે ઈચ્છિત સ્થાનકે નિર્ભયપણે પહોંચ્યો.

એ દૃષ્ટાંત સમ્યક્ત્વપ્રાપ્તિમાં ઉપનયભાવે ઉતારે છે. ભવભ્રમણરૂપ અટવી, તેમાં મનુષ્ય તે ત્રણ ઉત્કૃષ્ટ જાતના સંસારી જીવ. કર્મસ્થિતિ તે મોટો દીર્ઘમાર્ગ તથા ગ્રન્થિદેશ તે ભયનું સ્થાનક અને રાગ-દ્વેષરૂપ બે ચોર જાણવા. એ ત્રણમાંથી જે દુર્ભવ્ય અથવા અભ-

વ્ય જીવ તે તો પાછો ભાગ્યો અને અચરમ કરણી અથવા અપ-રિપકવ કરણી તો ગ્રન્થિદેશે જ રહ્યો, અહીંઆં ગ્રન્થિદેશે ભવ્ય અથવા અભવ્ય ઉત્કૃષ્ટો સંખ્યાત–અસંખ્યાત કાલ સુધી રહે. પછી ભવ્યને શેષ અર્દ્ધપુદ્ગલપરાવર્તન સંસાર રહ્યો હોય તો ગ્રન્થિ ભેદે, અધિક સંસારી પાછો ફરે. અહીંઆ ગ્રન્થિદેશે ભવ્ય અથવા અભવ્ય રહ્યા થકા દ્રવ્યશ્રુત ભિન્ન દશપૂર્વ સુધી અને દ્રવ્યચારિત્ર પામે.

કેટલાક ગ્રંથોને અનુસારે તથા વૃદ્ધ પરંપરાએ પણ અભવ્યને પૂર્વશ્રત ન હોય તથા કોઈક ગ્રંથને અનુસારે લબ્ધિદશપૂર્વ સંપૂર્ણને પૂર્વલબ્ધિ કહીયે તે અભવ્યને ન હોય, પણ શેષ–કાંઈક ઉન હોય. એ પછી બહુશ્રુત કહે તે ખરૂં. પૂરેપૂરા દશ પૂર્વ તથા યાવત્ ચૌદ પૂર્વ સુધી જે ભણે, તે નિયમા સમ્યક્ત્વી હોય એમ કલ્પભાષ્યમાં કહ્યું છે. ઉત્કટ કારણયોગે બીજો પુરૂષ તો ગ્રંથીદેશે જ ટકી રહ્યો, તથા ત્રીજો ચરમકરણીપ્રાપ્ત ભવ્ય સમ્યક્ત્વવંત વીર્યોલ્લાસ વધતે રાગદ્વેષ પરિણતિરૂપ ગ્રંથી ભેદીને સમ્યક્ દર્શનરૂપ નગરે જ પહોંચે, એમ ત્રણ કરણનો ઉપનય જોડવો.

બીજું પીપીલિકા–કીડીનું દ્દષ્ટાંત–પૃથ્વી છે તેની ઉપર સહજ સ્વભાવે કીડી ફરે છે, પણ તેમાં કોઈની પ્રેરણા નથી. હવે તેમાં એક કીડી તો ફરતી ફરતી ખીલો અથવા ભીંત પ્રમુખ ત્યાં સુધી આવીને વલી પાછી ફરી જાય. વલી કોઈક કીડી થાણું જે ખીલો, ભીંત તે ઉપર ચઢવા માંડે. તે ચઢીને થાણુંના ઉપર બેસી રહે. તથા વલી કોઈક કીડી થાણું ઉપર ચઢીને ઉડી જાય તથા કોઈક કીડી ખીલાથી અધવચ પાછી ઉતરે. તેનો ઉપનય–કીડીનું જે પૃથ્વી ઉપર ફરવું, ખીલાના મૂળ સુધી આવવું, તે પ્રથમના 'યથાપ્રવૃત્તિકરણ' સરખું છે. જે કીડી ખીલે ચઢી તે સરખું બીજું 'અપૂર્વકરણ' છે. તથા કોઈક કીડી ખીલે ચઢીને તે ખીલાથી ઉડી ગઇ–પાર ગઈ, તે સરખું જીવને ત્રીજું 'અનિવૃત્તિકરણ' છે થાણું જે ખીલો ત્યાં જ ટકી રહેવું, તે ગ્રન્થિદેશે રહેવું એટલે ગ્રન્થિગત જીવનું કોઈક-

કાલ સુધી ત્યાં જ રહેવું હોય તે સરખું છે. તે ખીલારૂપ ગ્રન્થિદેશથી પાછો ફરે. તે ફરી કર્મસ્થિતિની વૃદ્ધિએ કરી ઉત્કૃષ્ટી કર્મસ્થિતિ વધારે.

કોઈ સંજ્ઞી પર્યાપ્તો પંચેન્દ્રિ ભવ્યજીવ મુક્તિ જવા યોગ્ય હોય, જેને અર્દ્ધ માત્ર પુદ્ગલપરાવર્ત્ત શેષ સંસાર બાકી રહ્યો હોય, એવા લક્ષણે પૂર્ણ જે જીવ હોય તે જીવ જે કરે તે કહે છે.

પૂર્વોક્ત લક્ષણવંત જીવ તે ગ્રન્થિદેશ સુધી આવે, ત્યાં પરિણામ નિર્મળતાની વૃદ્ધિ હોય તે કહે છે. જીવ કોઈ વાર પામ્યો નહિ, એવું જે પરિણામ તે અપૂર્વકરણ, તે અપૂર્વકરણ કેવું છે જે નિબિડ–આકરી–અત્યંત કઠણ એવી જે ગ્રંથિ તેને ભેદવાને વજ્ર સરખું છે. કર્યો છે દુષ્ટ ગ્રંથિનો ભેદ જેણે તેવા પ્રકારનો તે જીવ વિશુદ્ધમાન પરિણામની નિર્મળતા વધતે અંતર્મુહૂર્ત માત્રમાં પૂર્વોક્ત અનિવૃત્તિકરણે ગયો. અહીંઆ અપૂર્વકરણની વિશુદ્ધતા કરતાં અનિવૃત્તિ કરણની નિર્મળતા વિશુદ્ધતર છે.

**અનિવૃત્તિકરણે ગયેલો જીવ જે કરે તે કહે છે:**–તે જીવને ત્યાં અનિવૃત્તિકરણે અતિ વિશુદ્ધ પરિણામના જોરથી મિથ્યાત્વમોહનીયના પુંજની બે સ્થિતિ થાય, તેમાં પહેલી સ્થિતિ અંતર્મુહૂર્તમાં ખપી જાય. એટલી સ્થિતિના મિથ્યાત્વમોહનીયનામા કર્મના દલીયા કોડાકોડી સાગરોપમમાં પલ્યોપમના અસંખ્યાતમાં ભાગે ન્યૂન મોટી સ્થિતિના છે તે નજીક ખેંચી લે. એટલે બીજી પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ હતી, તેમાંથી અંતર્મુહૂર્ત પ્રમાણ વેદ્ય નીચી ખેંચીને જુદી કીધી. બાકી શેષ રહી તેનું મોટો પુંજ અલગો રાખ્યો. એટલે નાની સ્થિતિ તથા મોટી સ્થિતિને વચમાં આંતરો પડચો. તે વખતે એ બેઉ સ્થિતિની વચમાં જે ખાલી જગા રહી તેને 'અંતરકરણ' કહેવાય છે. એમ અહીંઆ અનિવૃત્તિકરણના જોરથી અંતરકરણ કરે. અને પ્રથમ

સ્થિતિગત દલીયાને અંતર્મુહૂર્તમાં ખેપવે અને મોટી સ્થિતિમાંથી આવતા દલીયાને ઉપશમાવે-વિષ્કંભિત ઉદય કરે. અંતર્મુહૂર્ત ઉદય ન આવે એવા કરે, એટલે અનિવૃત્તિકરણે બે કાર્ય કરે. એક તો મિથ્યાત્વસ્થિતિના બે ભાગ કરી અંતરકરણ કરે અને બીજું અંતર્મુહૂર્ત વેદ્ય પ્રથમ લઘુસ્થિતિને ખપાવે. એટલે અનિવૃત્તિકરણનો કાલ પૂરો થાય, તે વારે આગલ અંતરકરણમાં ધસે-પ્રવેશ કરે, ત્યારે અંતરકરણને પ્રથમ સમયે ક્ષાયિકાદિકની પરે વિશિષ્ટ તો નહિ પણ સામાન્યપણે અલ્પકાલીન '**ઉપશમનામા સમ્યક્ત્વ**' પામે. તે કેવી રીતે પામે તેની ઉપમા કહે છે. જેમ સુભટ રણસંગ્રામમાં વૈરીને જીતવાથી આનંદ પામે, તેમ અનાદિના જે રાગદ્વેષરૂપ મોટા શત્રુ તજ્જનિત ગુરૂકર્મસ્થિત્યાદિ અનંતાનુબંધીયા ચાર વૈરીને જીતવાથી પરમાનંદ સરખું સમ્યક્ત્વ જીવ પામે. આવશ્યક ગ્રંથમાં કહ્યું છે જે-અનાદિકાલનું સંસારચક્રમાં ભમતો થકો જીવ મિથ્યાત્વમોહનીયાદિક કર્મોને યથાપ્રવૃત્તિકરણે કરીને કર્મો ખપાવે. તેનું દૃષ્ટાંત નદીના પ્રવાહનો પાષાણ તે દૃષ્ટાંતે ખપાવે. પછી પૂર્વે કોઈવાર ભેદી નથી એવી જે રાગદ્વેષ પરિણતિરૂપ મિથ્યાત્વગ્રંથી તે ગ્રંથીને જેમ પર્વતને ભેદવાને વજ્ર બલવાન છે, તેમ અપૂર્વકરણ પરિણામરૂપ ઉગ્ર વજ્રધારાએ કરીને જીવ ગ્રંથિ ભેદતો અંતર્મુહૂર્તકાલમાં અનિવૃત્તિકરણે ગયો. પછી પ્રતિ સમયે વિશુદ્ધમાન પરિણામિ થયો થકો ત્યાં ઘણા કર્મોને ખપાવે. તે વખતે જે મિથ્યાત્વના દલીયાં ઉદય આવ્યા તેને ક્ષય કરે અને જે ઉદયાભિમુખ ન થયા તે દલીયાંને ઉપશમાવે. એટલે ઉદીરણાદિક કરણબલે પણ વિપાકોદય અથવા પ્રદેશોદય જે થઈ શકે નહિ તેને ઉપશમાવ્યા કહે છે. એમ અહીંઆ અનિવૃત્તિકરણે કેટલાક મિથ્યાત્વના દલીયાં ખેપવ્યા અને કેટલાક ઉપશમાવ્યા અને મિથ્યાત્વસ્થિતિના બે ભાગ કરી અંતરકરણ કર્યું. હવે અંતરકરણ કરતાં જે થયું તે કહે છે જેમ પંથી-મુસાફરજન ગ્રીષ્મકાલમાં મધ્યાહ્ન સમયે નિર્જન વનમાં સૂર્યના પડેલા કિરણને પરિતાપે પડેલા લૂના સજ્જન તાપે કરી અતિ વ્યાકુલ થયો હોય, તેને કોઈ શીતલ સ્થાનક મલે, વલી ત્યાં

કોઈ બાવનાચંદનનું રસ છાંટે, તે વખતે તે પંથી શાતા પામે કેવો આનંદમગ્ન હોય ? તેમ અહીંઆ ભવ્ય જીવરૂપ પંથી અનાદિકાલનું સંસારરૂપ ઉગ્ર ગ્રીષ્મકાલે જન્મ–મરણાદિરૂપ નિર્જન વનમાં કષાયરૂપ ઉગ્ર તાપે પીડચો રોગશોકાદિરૂપ લૂ તેણે કરી દગ્ધ થયેલો, અને તૃષારૂપ મ્હોટી પીપાસા તેણે કરી પરાભવ પામેલો, એવો ભવ્ય-પંથી તે અનિવૃત્તિકરણરૂપ શુદ્ધ સરલ માર્ગ પામી, દૂરથી અંતર-કરણરૂપ શીતલ સ્થાનક દેખી હર્ષવંત થકો ધસી ત્યાં પહોંચ્યો. એટલે ગોશીર્ષ–બાવનાચંદન તેનાં રસની પેઠે શીતલ, અતિશય પરમ ઉત્કૃષ્ટ અનિવૃત્તિકરણને અંતે અને અંતરકરણને પ્રથમ સમયે ઘન-સારવત્ શીતલ સમ્યક્ત્વ પામે. તે વખતે અનંતાનુબંધી તથા મિથ્યાત્વકૃત પરિતાપ સર્વ મટી જાય–ગાઢ તૃષા પીપાસા મટી જાય.

અહીંઆ અનાદિકાલનું પરમદુઃખદાતારૂપ એવા મિથ્યાત્વનું દુઃખ અંતર્મુહૂર્ત સુધી દૂર થાય. અનાદિનો પ્રથમ દુઃખાંત અહીં થયો. અત્ર સિદ્ધાંતશૈલીમાં કાલનિષ્ટાએ ગુણદોષપ્રાપ્તિ તથા વિરહ-આશ્રી ચાર ભાંગા કહ્યા છે. તેના નામ ૧–અનાદિ અનંત, ૨–અનાદિ સાંત, ૩–સાદિ સાંત, ૪–સાદિ અનંત.

જેને મિથ્યાત્વાદિક અનાદિનું છે અને તે ક્યારે પણ મટશે નહિ, એવા અભવ્યાદિકને '**અનાદિ અનંત**' પ્રથમ ભાંગો છે. અને જે ભવ્યજીવ પ્રથમ સમ્યક્ત્વ પામ્યો, તે વારે તે જીવે અના-દિના મિથ્યાત્વનું અંત આણ્યું. તે માટે તેને '**અનાદિ સાંત**' બીજો ભાંગો જાણવો. તથા જે જીવ સમ્યક્ત્વ પામી વલી સમ્યક્ત્વ વમન કરી મિથ્યાત્વે ગયા ત્યારે મિથ્યાત્વની આદિ થઈ. પછી કેટલોક કાલ મિથ્યાત્વે રહી વલી શુભ સામગ્રીના યોગથી ફરી સમ્યક્ત્વ પામ્યો, તે વખતે મિથ્યાત્વનો અંત થયો. એ ત્રીજો '**સાદિ સાંત**' નામા ભાંગો થયો. અને ચોથો '**સાદિ અનંત**' નામા ભાંગો તે ક્ષાયિક સમ્યક્ત્વાદિ ક્ષાયકભાવે જેને જે ગુણ પ્રગટ

થયા, તે ગુણ તેને હોય પણ મિથ્યાત્વીને ન હોય, કેમકે-ગ્રંથિભેદ કર્યા પછી જે મિથ્યાત્વ હોય તે સાદિ સાંત ' ભાંગેજ હોય. માટે જેને સમ્યક્ત્વાદિક ક્ષાયક ગુણ પ્રગટયા તે સાદિ અને તે ગુણ આવ્યા જાય નહિ તે અનંત. એટલે ભવ્યમિથ્યાત્વીને ત્રણે ભાંગા હોય અને અભવ્યામિથ્યાત્વીને એકજ અનાદિ અનંત ભાંગો હોય.

**સમ્યક્ત્વ કેટલે ભેદે હોય તે કહે છેઃ**—એક પ્રકારે, બે પ્રકારે, ત્રણ પ્રકારે, ચાર પ્રકારે અને પાંચ પ્રકારે આગમમાં સમ્યક્ત્વ કહ્યું છે. શ્રી જિનેશ્વરભાષિત જીવ-અજીવાદિક તત્ત્વને વિષે જે સમ્યક્ત્વ શ્રદ્ધાન-નિશ્ચલ પ્રતીત તેને '**તત્ત્વરૂચિ**' કહેવાય છે. તે તત્ત્વરૂચિ શ્રદ્ધાન મિથ્યાત્વદલના રસની મંદતાએ જાતિસ્મરણાદિક નિમિત્તે ઈહાપોહ કરતાં કરતાં સહેજે પોતાની મેળે તત્ત્વશ્રદ્ધાન પામે, તે '**નિસર્ગ સમ્યક્ત્વ**' કહેવાય. અથવા શુદ્ધ-ગુરૂની ઉપાસના કરતાં સિદ્ધાંતવાણી સાંભલતાં જે પામે, તે ઉપદેશિક શ્રદ્ધાન કહેવાય છે. ઈત્યાદિક લક્ષણ જે તત્ત્વરૂચિ તે 'એકવિધ'-**એક પ્રકારે** સમ્યક્ત્વ કહીએ.

**દ્વિવિધ સમ્યક્ત્વ ત્રણ પ્રકારેઃ**—શ્રી જિનેશ્વરદેવના ભાખેલા જે દ્વાદશાંગ, તેના જાણ એવા જે પ્રવીણ પુરૂષ તેને એક દ્રવ્યસમ્યક્ત્વ અને બીજું ભાવસમ્યક્ત્વ-એ બે પ્રકારે સમ્યક્ત્વ કહ્યું છે. અથવા એક નિશ્ચયસમ્યક્ત્વ અને બીજું વ્યવહારસમ્યક્ત્વ-એ રીતે પણ બે પ્રકાર કહ્યા છે. તથા વલી એક નિસર્ગસમ્યક્ત્વ અને બીજું ઉપદેશસમ્યક્ત્વ-એ પણ બે પ્રકાર કહ્યા છે. એમ ત્રણ પ્રકાર દ્વિવિધ સમ્યક્ત્વના આગમઅર્થના જાણપુરૂષે દેખાડયા છે.

**ત્રણ પ્રકારે દ્વિવિધ સમ્યક્ત્વ કહ્યું તેના લક્ષણઃ**—પરમાર્થ જે રહસ્ય તેના અજાણ છે, પણ શ્રી જિનેશ્વરદેવના વચનને વિષે તત્ત્વરૂચિ છે. કેમકે-રાગ, દ્વેષ, અજ્ઞાન-એ ત્રણ દોષ નાશ થવાથી વીતરાગ થયા તે અસત્ય ભાષણ કરે નહિ, માટે જિનભાષિત વચન

સર્વ સત્ય છે એમ જે જાણે છે તો એવી જે તત્ત્વરૂચિ તે '**દ્રવ્યગત સમ્યક્ત્વ**' કહીએ यदुक्तं सिद्धांते-"**भावेणसद्दहंतो, अयाण माणे वि सम्मतं**" **इति वचनात्.** જે સૂક્ષ્મ અર્થને નથી જાણતો એવા અજાણને પણ જો ભાવે સદ્દહણા છે કે જે અરિહંત તે શુદ્ધ ભાષણ કરનારા જ છે એવી ઓઘે પ્રતીત છે, તો અજાણ પુરૂષને પણ "**દ્રવ્ય સમ્યક્ત્વ**" છે. અને "**जीवाइनवपयत्थे, जो जाणइ तस्स होइ संमत्तं**" **इति वचनात्.** જે ભવ્ય જીવ–જીવાદિક નવે પદાર્થને, સમસ્ત નય, ભંગ, પ્રમાણ, નિક્ષેપ પ્રમુખ સ્યાદ્વાદશૈલીપૂર્વક જાણે, સદ્દહે, તે ભવ્યજીવને '**ભાવગત સમ્યક્ત્વ**' કહ્યું છે.

**નિશ્ચય વ્યવહાર બે પ્રકારના સમ્યક્ત્વનું લક્ષણ:—** જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ શુદ્ધ શ્રદ્ધા ભાસન રમણતાપૂર્વક રત્નત્રયીરૂપ આત્માનું જે શુભ પરિણામ, તેને '**નિશ્ચય સમ્યક્ત્વ**' કહીએ. એટલે આત્માને જ નિશ્ચય સમ્યક્ત્વ કહીએ કેમકે–આત્મા ને આત્માના ગુણ તે કાંઈ જુદા નથી-એક જ છે. ગુણ ગુણીભાવે અભેદ જ રહ્યા છે, કેમકે–અભેદ પરિણામે પરિણમ્યો જે આત્મા તે તદ્ગુણરૂપ જ કહેવાય. **यदुक्तं योगशास्त्रे-" आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवाय तेः। यत्तदात्मक एवैष शरीरमधितिष्ठति ॥ "**

"ભેદનય—નિશ્ચયનયની અપેક્ષાએ યતિનો આત્મા તેજ જ્ઞાન–દર્શન અને ચારિત્ર છે. આત્માથી જુદા જ્ઞાન–દર્શન–ચારિત્ર નથી, કારણ જ્ઞાન–દર્શન અને ચારિત્રસ્વરૂપ અને અભેદપણાને પામેલો જ આ આત્મા શરીરમાં રહે છે અને તેજ અભિન્ન જ્ઞાન–દર્શન અને ચારિત્ર આત્માની મુક્તિમાં હેતુ છે."

પ્રાયે અપ્રમત્ત સાધુને નિશ્ચયનય સમ્યક્ત્વ પૂર્ણ કહેવાય છે, કેમકે–જેવું જાણ્યું તેવો જ ત્યાગભાવ છે અને શ્રદ્ધા પણ તદનુરૂપ છે. માટે સ્વરૂપ ઉપયોગી જીવને આત્મા તેજ જ્ઞાન–દર્શન–ચારિત્ર છે. કારણ કે–આત્મા રત્નત્રયાત્મક અભેદભાવે શરીરમાં રહ્યો છે, માટે રત્નત્રયીને શુદ્ધ ઉપયોગે વર્તતા જીવને '**નિશ્ચયસમ્યક્ત્વ**' કહીએ.

બીજું વ્યવહારસમ્યક્ત્વ છે. તે શ્રી જિનેશ્વરદેવના સિદ્ધાંતને વિષે સમ્યક્ત્વના હેતુ જે મિથ્યાત્વીનું સંસ્તવ પરિચય વિગેરે જે અતિચારાદિક દોષ છે, તેના ત્યાગથી થાય. તથા દેવ-ગુરૂ-ભક્તિ બહુમાન યોગે શાસનોન્નતિ હેતુએ થાય. **यदुक्तं गुणस्थानक्रमारोहे-देवे गुरौ च संघे च सद्भक्तिं शासनोन्नतिं । अव्रतोऽपि करोत्येव स्थितिस्तूर्ये गुणालये ॥** દેવ, ગુરૂ તથા શ્રી સંઘ તેની બહુમાન સહિત ભક્તિ કરે, શાસનોન્નતિ કરે તે અવિરતિ ગુણઠાણે રહ્યો થકો પણ આગમોક્ત વિધિમાર્ગે નિરતિચાર સમ્યક્પ્રવૃત્તિ સહિત હોય, તેને '**વ્યવહારસમ્યક્ત્વ**' કહીએ.

**ત્રીજા બે પ્રકારે સમ્યક્ત્વ:**—એક 'નિસર્ગસમ્યક્ત્વ' પ્રાપ્તિ અને બીજી 'ઉપદેશજન્યસમ્યક્ત્વ' પ્રાપ્તિ. તેમાં માર્ગનો અને જ્વરનો એ બે દૃષ્ટાંત કહે છે. જેમ કોઈક મુસાફર માર્ગથી ભ્રષ્ટ થયો, પછી બીજા કોઈના ઉપદેશ પામ્યા વિના જ ભમતો ભમતો પોતાની મેળે સહેજે માર્ગે ચઢે, અને કોઈક પંથભ્રષ્ટ થયેલો પંથી તથાવિધ પાપના ઉદયથી કોઈ સજ્જનનો યોગ ન મળવાથી માર્ગ પામે જ નહિ, અને ત્રીજો પુરૂષ બીજાને પૂછીને માર્ગ પામે. અને જેમ કોઈકને તાપ-જ્વર આવ્યો તે કોઇને ઔષધ કર્યા વિના જ પોતાની મેળે જતો રહે, અને કોઈકને તો ઔષધ આદિ પ્રયોગ કરવાથી જ્વર જાય છે તથા કોઇકને અસાધ્ય જ્વર કોઈ રીતે જાય જ નહિ. એ રીતે એ બે દૃષ્ટાંત સમ્યક્ત્વપ્રાપ્તિ વિષે જોડવા તે આ પ્રમાણે:—

કોઈક શુક્લ પાક્ષિક કાલાદિક કારણ પરિપાકવંત ચરમાવર્ત્તી-ચરમકરણી એવો ભવ્યજીવ સહેજે આપોઆપ વિચારતે થકે સમ્યક્ત્વ પામે, તે '**નિસર્ગસમ્યક્ત્વ.**' તથા કોઈક જીવ પૂર્વોક્ત કાલાદિક યોગ્યતાવંત હોય પણ સદ્‌ગુરૂને યોગે ઉપદેશ સાંભલી અનાદિની ભૂલ મટાડી દેવ-ગુરૂ-ધર્મ સદ્દહણારૂપ સમ્યક્ત્વ પામે તેને '**ઉપદેશ સમ્યક્ત્વ**' કહીએ.

**હવે ત્રણ પ્રકારે સમ્યક્ત્વ:**—કારક, રોચક અને દીપક-એમ ત્રણ પ્રકારે તથા ક્ષાયોપશમિક, ઉપશમિક અને ક્ષાયિક-એ રીતે પણ ત્રણ ભેદ છે.

**કારકાદિક સમ્યક્ત્વના લક્ષણ:**—જે યથાર્થભાવે વિધિમાર્ગે શ્રી જિનેશ્વરદેવે જે પ્રકાશ્યો, તે આજ્ઞાને અનતિક્રમતો થકો એટલે આજ્ઞા સહિત આગમોક્ત શૈલીપૂર્વક યથાશક્તિએ દાન, પૂજા, વ્રત, નિયમાદિક કરે, તેને '**કારક સમ્યક્ત્વ**' કહીએ. તથા ધર્મને વિષે રૂચિ માત્ર કરે, શ્રી જિનોક્ત ધર્મ કરવાની ઈચ્છા રહે, શુદ્ધ શ્રદ્ધા રાખે, કોઇને ધર્મપ્રવૃત્તિ કરતો દેખીને રૂડું માને, પરંતુ પોતે ભારેકર્મી માટે ક્રિયાનુષ્ઠાનાદિક કરી શકે નહિ, તેને '**રોચક સમ્યક્ત્વ**' કહીએ. અને સ્વયં પોતે મિથ્યાદૃષ્ટિ અભવ્ય-દુર્ભવ્ય હોય, પણ અંગારમર્દકાચાર્યની પેઠે ધર્મકથાદિકે કરી સામાયકસ્થાનના અનુષ્ઠાનના અતિશયે કરીને દંભરચના વિશેષે કરી, બીજા ભવ્ય ભદ્રક જીવો હોય તેને ધર્મે કરી દીપાવે એટલે આગલા જીવોના ઘટમાં પ્રકાશ કરાવે, પરંતુ પોતાને અંતરંગ પરિણામે શ્રદ્ધા ન હોય, એવાને '**દીપક સમ્યક્ત્વ**' સિદ્ધાંતના જાણપુરૂષોએ કહ્યું છે. અહીં કોઈ પૂછે કે-પોતે મિથ્યાત્વી-મિથ્યાત્વવાસિત અંત:કરણવાલાને સમ્યક્ત્વ કેમ કહો છો? ઉ૦ તે મિથ્યાપરિણામી છે તો પણ આગલા પ્રાણીઓને ધર્મ પમાડવાનો હેતુ થાય છે, અથવા શાસનોન્નતિ કરે છે, માટે કારણમાં કાર્યનો ઉપચાર કરી સમ્યક્ત્વ કહીએ.

**હવે બીજી રીતે પ્રકારાંતરે ત્રણ ભેદ જે ક્ષાયોપશમિક, ઉપશમિક અને ક્ષાયિક તેને કહે છે:**—પ્રકરણકારે સિદ્ધાંત તથા કર્મગ્રંથિક-એ બેયના અભિપ્રાય ગ્રહણ કરી પ્રકરણ-રચના કરી છે. તેમાં સિદ્ધાંતકારનો એ આશય છે જે-અનાદિ મિથ્યાદૃષ્ટિને કોઈ તથાવિધ સામગ્રીનો સદ્ભાવ એટલે પ્રાપ્તિ થઇ

અને યથાપ્રવૃત્તિ પ્રમુખ ત્રણ કરણ કરતાં અપૂર્વકરણના અધ્યવસાયથી ગ્રંથિભેદી શેષ મિથ્યાત્વસ્થિતિના ત્રણ પુંજ ( શુદ્ધ પુંજ, મિશ્ર પુંજ અને અશુદ્ધ પુંજ ) કરી પ્રથમ શુદ્ધ પુદ્ગલપુંજ વેદે, તે કારણથી **ઉપશમ સમ્યક્ત્વ પામ્યા વિના જ પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે.** તથા વલી કોઇક ભવ્યજીવ યથાપ્રવૃત્તિ આદિ કરણત્રય અનુક્રમે પૂર્વોક્ત વિધિએ કરી અંતરકરણને પ્રથમ સમયે ઉપશમ સમ્યક્ત્વ પામે પણ **ઉપશમે રહ્યો પુંજ ત્રણ કરે જ નહિ.** અંતર્મુહૂર્તકાલપ્રમાણ શુદ્ધ નિર્મલ અપૌદ્ગલિક ઉપશમભાવવેદી, ત્યાંથી ચલાયમાન થયો થકો અવશ્ય મિથ્યાત્વે જાય. બીજા પુંજ તો છે નહિ માટે ઇલ્લિકા-ઇયળના દૃષ્ટાંતે પાછો સંઠાણ જે મિથ્યાત્વ સ્થાનકથી આવ્યો, તે ફરી મિથ્યાત્વે જ જાય. જેમ ઇયળ કોઈ કાષ્ટાદિક પદાર્થથી આગળ જવાને ચાહના કરે, ત્યારે આગલા ગાત્રનું વિસ્તારવું કરે, આગલા શરીરના ભાગને ચારે તરફ વિસ્તારતાં સ્થાનક નહિ પામતાં, પાછી પૂર્વ સ્થાનકે જ્યાંથી શરીર ઉપાડ્યું હતું ત્યાં જ આવે. એમ સ્થાનાંતર ગમનના અભાવ માટે ઉપશમ સમ્યક્ત્વી મિથ્યાત્વે જ જાય, એ '**સિદ્ધાંતિક**' નો અભિપ્રાય છે.

તથા '**કર્મગ્રંથકાર**' એમ માને છે કે–જે કોઇ અનાદિ મિથ્યાદૃષ્ટિ સંસારી જીવ જે વારે ચરમાવર્ત તથા ચરમકરણ કરવાને અવસરે પહેલાં સમ્યક્ત્વ પ્રાપ્તિકાલેજ યથાપ્રવૃત્યાદિ કરણત્રય કરવાપૂર્વક જ અંતરકરણ કરે. ત્યાં ઉપશમ સમ્યક્ત્વ પામી અવશ્ય ત્રણ પુંજ કરે એટલે યથાપ્રવૃત્તિકરણે ગ્રંથિદેશે આવે તથા અપૂર્વકરણે ગ્રંથિભેદ કરે, અને અનિવૃતિ કરણે મિથ્યાત્વસ્થિતિના બે ભાગ કરે. એક અંતર્મુહૂર્તવેદ્ય નાની સ્થિતિ કરે, બીજી દેશઉણકોડાકોડી પ્રમાણ મ્હોટી સ્થિતિ કરે. એવી બે સ્થિતિ કરે. એ રીતે બે સ્થિતિ કરી તેમાંથી નાની સ્થિતિ ખેંચી લઇને વચમાં અંતર કરે, એટલે બે સ્થિતિની વચમાં ખાલી જગ્યા રહે એમ કરે. પછી નાની સ્થિતિને અનિવૃત્તિકરણના અધ્યવસાયે કરી ખપાવીને પછી

અંતરકરણ જે બે સ્થિતિના વચ્ચે ખાલી જગ્યા રહી છે તેમાં પ્રવેશ કરે. ત્યાં અંતરકરણમાં પ્રવેશ કરવાને પહેલે સમયે જ '**ઉપશમ સમ્યક્ત્વ**' પામે. તે અંતરકરણ ઓલંઘતા અંતર્મુહૂર્ત પ્રમાણ કાળ જાય, તેને જ 'ઉપશમ સમ્યક્ત્વ' કહીએ.

હવે અંતરકરણમાં વર્તતો ઔષધિ સરખું છે, ઉપશમ સમ્યક્ત્વ તે સમ્યક્ત્વે કરીને કોદ્રવા ધાન અથવા મલીન જલ અથવા મલીન વસ્ત્ર એ ત્રણેના સરખું જે મિથ્યાત્વમોહનીયકર્મ તેને શોધીને ત્રણે ભાગે વ્હેંચી નાખે. તેમાં પહેલો ભાગ શુદ્ધ, નિર્વિષ તથા સ્વચ્છ–નિર્મળ જાણવો અને બીજો ભાગ અર્દ્ધશુદ્ધ તથા થોડુંક ડહોળું અને થોડો મલીન જાણવો. ત્રીજો ભાગ સંપૂર્ણ અશુદ્ધ તથા અતિ ડહોળો અને મલીન–ગલીચ જાણવો. એ ત્રણે (કોદ્રવા ધાન, મલીન જલ અને મલીન વસ્ત્ર) વસ્તુના દૃષ્ટાંત દેખાડે છે.

જેમ મીણુ (ફોતરાં) સહિત કોદ્રવધાનને એક ભાગ ફોતરા રહિત કર્યો, બીજો ભાગ અર્ધશુદ્ધ કર્યો અને ત્રીજો ભાગ જેમ હતો તેમનો તેમ ફોતરાવાલો જ રહ્યો, તે અશુદ્ધ છે તથા જેમ કોઈ મલીન વસ્ત્ર હતું, તે ક્ષારાદિક ઔષધના યોગે અતિ સ્વચ્છ–નિર્મલ, થાય અને બીજું થોડા ક્ષારના પ્રયત્ન માટે થોડું સ્વચ્છ થાય અને ત્રીજું મલીન જ રહે. તથા મલીન જલ નિર્મળ ફલાદિકના યોગે અતિ સ્વચ્છ થાય બીજું થોડું નિર્મળ થાય–કાંઈક ડહોળું રહે અને ત્રીજું તદ્દન ડહોળું–મલીનજ રહે. એમ ત્રણ દૃષ્ટાંતે અંતરકરણગત ઉપશમ સમ્યક્ત્વ રૂપ ઔષધના યોગે કરી મિથ્યાત્વમોહનીયના દલીયાં મિથ્યાત્વરૂપ મીણમાં ભર્યાં હતા તેનો એક ભાગ શુદ્ધ કર્યો અને બીજો ભાગ અર્દ્ધમીણ રહિત થયો. એટલામાં અંતર્મુહૂર્તકાલની સમાપ્તિ થઈ, તેથી તે બીજો ભાગ તો અર્દ્ધશુદ્ધ થયો અને ત્રીજો ભાગ શુદ્ધ કરવાને તો પહોંચી શક્યો જ નહિ. તેથી તે ત્રીજો ભાગ તો સંપૂર્ણ મિથ્યાત્વરૂપ મીણ સહિત વિષથી ભરેલો જ રહી ગયો. એ ત્રણ પુંજનાં ત્રણ નામ થયા. તેમાં પહેલો શુદ્ધ પુંજ તે સમ્યક્ત્વ મોહ-

નીય કહીએ. હવે તે જીવ અંતરકરણગત ઉપશમકાલ પૂરો થયેથી એટલે જેટલો વખત અંતરકરણનો તેટલો જ વખત ઉપશમ સમ્યક્ત્વનો છે, તે ઉપશમ સમ્યક્ત્વનો કાલ અંતર્મુહૂર્ત પ્રમાણ પૂરો થયો થકે જો પરિણામની વિશુદ્ધિ રહે તો શુદ્ધપુંજનો ઉદય થાય, તેનું નામ '**ક્ષયોપશમ સમ્યક્ત્વ**' કહીએ. એટલે મિથ્યાત્વરૂપ મીણામાં ભરેલા દલિયાં જે શુદ્ધ કર્યા તેનો ઉદય તે ક્ષયોપશમ સમ્યક્ત્વ કહેવાય છે.

અહીં કોઈ પ્રશ્ન કરે કે—જો નિર્વિષ દલિયાં કર્યા તો પણ જાતે તે દલિયાં પોતે મિથ્યાત્વના છે. નિર્વિષ તો રૂપ, રસ, ગંધાદિક ગયું, પણ ગુણને આવરણ કરનારા દલિયાં તો તેમના તેમજ છે, તો સમ્યક્શ્રદ્ધાભાસન કેમ થાય? ઉત્તરમાં કહે છે કે—જેમ કોઈ અબરખ અથવા બીજા પાષણાદિક મલિન હોય, તેને કોઇ ઔષધાદિક યોગે કરી તે પાષાણમાંથી કાલાસરૂપ કલુષતા કાઢી નાંખે ત્યારે તે દલ નિર્મળ થાય, પછી તેને આંતરે જે વસ્તુ રહી હોય તે દીઠામાં આવે પણ છાની રહે નહિ. તેજ પ્રમાણે અહીં દર્શનમોહનીય કર્મના દલ મધ્યે અશુદ્ધ પરિણતિરૂપ મિથ્યાત્વરૂપી વિષે કરી મલિન થયેલું અત્યંત કાલાસપણું ભરેલું હતું, તે ઉપશમ સમ્યક્ત્વરૂપ ઔષધના મહિમાથી દૂર થાય, પછી નિર્વિષ દલિયાં રહ્યા તે સ્વચ્છ અભ્રપટલ સરખાં છે. તે નિર્મળ દલિયાં કાંઈ શ્રદ્ધાભાસનમાં વિપરિણામ કરે નહિ, તેથી જો તે જાતે મિથ્યાત્વ દલિયાં છે, તો પણ નિર્વિષ–નિર્મળ છે તેથી તેને '**ક્ષયોપશમ સમકિત**' કહીએ. વિશેષાવશ્યક વૃત્તિમાં કહ્યું છે કે—"લોકને વિષે જેમ અબરખના પટાંતરે રહેલું દીપક સર્વ સ્થાનકે ઉદ્યોત કરે, પણ ત્યાં અભ્રક આડો છે તો પણ કાંઈ ન્યૂન (ઓછો) પ્રકાશ દીપકનો કરી શકે નહિ, તેવીજ રીતે શોધેલા મિથ્યાત્વ દલ તે પણ કાંઇ ન્યૂન શ્રદ્ધા કરે નહિ."

ત્યાં ત્રિપુંજી તે સમ્યક્દર્શની, દ્વિપુંજી તે મિશ્રદર્શની અને એક પુંજી મિથ્યાદૃષ્ટિ હોય. તથા ઉપશમ સમ્યક્ત્વથી આગલે જો

કાંઈક ઉજ્વલ-કાંઈક મલિન એવા પરિણામ થાય, તો '**મિશ્રમોહનીય**' નો ઉદય થાય એટલે '**મિશ્રપુંજ**' નો ઉદય આવે. અને જો અનંતાનુબંધીના ઉદય થકી અતિ મલિન પરિણામ થયા, તો '**મિથ્યાત્વ મોહનીય**'નો ઉદય થાય, એટલે અશુદ્ધપુંજનો ઉદય આવે.

એ રીતે સંસારમાં કેટલાક ત્રિપુંજી, કેટલાક દ્વિપુંજી, કેટલાક એકપુંજી. તેમાં ક્ષયોપશમી ત્રિપુંજી હોય, તથા મિથ્યાત્વ ક્ષય કરવાને સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલતા કરે તે વારે દ્વિપુંજી હોય, અથવા અપુંજી-પુંજ રહિત ક્ષાયક સમ્યક્ત્વી હોય, તથા જ્યારે મિશ્ર ઉદ્વેલન-ક્ષેપવે ત્યારે એક પુંજી જ હોય. પુંજત્રયનો સંક્રમ કલ્પભાષ્યમાં એમ કહ્યો છે કે-" પ્રવર્દ્ધમાન પરિણામી જે સમ્યક્ત્વી હોય, તે મિથ્યાત્વ દલિક પુદ્ગલને આકર્ષીને સમ્યક્ત્વપુંજમાં અથવા મિશ્રપુંજમાં સંક્રમાવે તથા મિશ્રપુદ્ગલને સમ્યક્ત્વી સમ્યક્ત્વમાં સંક્રમાવે, તથા મિથ્યાદૃષ્ટિ મિશ્રપુદ્ગલને મિથ્યાત્વપુંજમાં નાખે અને સમ્યક્ત્વપુદ્ગલ મિથ્યાત્વપુંજમાં સંક્રમાવે, પણ મિશ્રપુંજમાં ન નાંખે." એ રીતે કર્મગ્રંથિકમતે પ્રથમ ઉપશમ સમ્યક્ત્વજ પામે અને તે ઉપશમી નિયમા ત્રણ પુંજ કરે.

એ પ્રમાણે સિદ્ધાંતિકમાર્ગે તથા કર્મગ્રંથિકમાર્ગે ભિન્ન ભિન્ન આશય છે. તે પ્રકરણ કરનારે બેયના આશય લઈ પ્રકરણની રચના કરી છે.

હવે સિદ્ધાન્તકારના આશયે કોઇ મિથ્યાદૃષ્ટિ યથાપ્રવૃત્યાદિ કરણત્રયે કરી અંતરકરણ કરે, ત્યાં અંતકરણમાં ઉપશમ સમ્યક્ત્વ પામે પણ પુંજત્રય કરે નહિ. અંતર્મુહૂર્ત ઉપશમ સમ્યક્ત્વ વેદીને પછી મિથ્યાત્વે જાય. એ આશય પ્રકરણકારે અનિવૃત્તિ કરણે અંતરકરણ કરી સામાન્યે માત્ર ઉપશમ સમ્યક્ત્વ પામે, પણ પુંજ ત્રણ ન કર્યા એમ પૂર્વે કહી ગયા. વલી કોઈ જીવ યથાપ્રવૃત્તિકરણ કરી, પછી અપૂર્વકરણે ગ્રંથિભેદી, પુંજત્રય કરી, અનિવૃત્તિકરણે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે, એટલે અનાદિ મિથ્યાદૃષ્ટિ પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વજ પામે '**એ સિદ્ધાંતશૈલી**' છે.

કર્મગ્રંથાભિપ્રાયે તો અનાદિ મિથ્યાદષ્ટિ જીવ પહેલાં કરણ-ત્રયપૂર્વક અંતરકરણે ઉપશમ સમ્યક્ત્વી થઇને ત્રણ પુંજ અવશ્ય કરે, પછી જે પુંજનો ઉદય થાય ત્યાં જાય. એટલે કોઇ શુદ્ધ પુંજે જાય તો ક્ષયોપશમી સમ્યક્ત્વી થાય, તથા જો મિશ્રપુંજનો ઉદય થાય તો મિશ્રગુણ ઠાણે જાય અને અશુદ્ધ પુંજે ગયો તો મિથ્યાત્વી થાય, એ અભિપ્રાય '**કર્મગ્રંથ શૈલી**' નો છે.

એ રીતે સિદ્ધાંતિક તથા કર્મગ્રંથિક બંનેએ મળી ઉપશમ સમ્યક્ત્વ પામવાના બે માર્ગ કહ્યા તથા ક્ષયોપશમ સમ્યક્ત્વ પામવાના પણ બે માર્ગ કહ્યા.

**હવે કર્મગ્રંથિક શૈલીએ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્તિનો ઉપાય કહે છે:**—જેણે ત્રણ પુંજ પૂર્વે કર્યા નથી. જેમ વનમાં દાવાનલ બલતો ઉખર ક્ષેત્ર એટલે જ્યાં ખારી જમીન રણરૂપ હોય અથવા કેવલ વેળુ–રેતીની ભૂમિ હોય તે ઉખરભૂમિ કહેવાય તથા જે ભૂમિ ઉપર પૂર્વે દવ લાગી ગયો હોય અને ઘાસ–લાકડા ઝાડ પ્રમુખ બલી સાફ થઇ ગયા હોય, તે દવદગ્ધ ભૂમિ કહેવાય. એટલે એક ઉખર ભૂમિ અને બીજી દવદગ્ધ ભૂમિ. એ બે ઠેકાણે જો બલતી અગ્નિ પામે તો પોતાની મેળે ઓલવાઈ જાય, એ ન્યાયે પૂર્વે ત્રણ પુંજ નહિ કર્યા છતાં મિથ્યાત્વવેદનરૂપ જે દાવાનલ, તે અંતરકરણરૂપ ઉખરક્ષેત્ર પામીને સહેજે પોતાની મેળે ઉપશમી જાય–ઓલવાઈ જાય, તેથી જીવ ઉપશમ સમ્યક્ત્વ પામે. કેમકે–અનિવૃત્તિકરણના જોરથી જે જે મિથ્યાત્વના દલિયાં ઉદય આવ્યા તે ક્ષય કીધા અને જે ઉદય નથી આવ્યા તે ઉપશમાવ્યા. એટલે આવતાં રોકી રાખ્યા તથા વિષ્કંભિત, ઉદય કર્યા અને વલી દૂર રાખ્યા, એમ વચમાં અંતર્મુહૂર્તગમ્ય નિર્મલ પ્રદેશોદીરણાદિ કરણને અયોગ્ય એવું અંતરકરણ કીધું.

અહીં કોઈ પૂછે કે-પૂર્વે ક્ષયોપશમસમ્યક્ત્વ પામવાને અવસરે એમ કહ્યું હતું જે–ઉદય આવ્યા મિથ્યાત્વદલ તે ક્ષય કીધાં અને ઉદય ન આવ્યા તે ઉપશમાવ્યા, એ લક્ષણ કહ્યું હતું. અને

વલી ઉપશમસમ્યક્ત્વ કાલે પણ એમજ કહો છો તો ક્ષમોપશમ તથા ઉપશમમાં કાંઈ ફેર પડચો નહિ, તેમ છતાં ગણુત્રીમાં જુદા કેમ મૂકો છો ? તેનો ઉત્તર એ કે–ક્ષયોપશમમાં તો શુદ્ધ દલિયાંનો ઉદય છે, તેમાં કોઇ મિથ્યાત્વ પુંજમાંથી દલિયું ભળીને ઉદય આવે તે પ્રદેશોદય છે, એ પ્રમાણે તત્ત્વ જાણવું.

હવે તે અનિવૃત્તિકરણના બલથી મિથ્યાત્વની એક નાની અને એક મ્હોટી એવી બે સ્થિતિ કરી, તેમાં પેલી લઘુસ્થિતિને ક્ષેપવી અને બીજી મ્હોટી સ્થિતિને દૂર થંભાવી વચમાં અંતર કર્યો, તેમાં પ્રવેશ કરે તેને પહેલે સમયે ઉપશમ સમ્યક્ત્વ હોય, પછી ઉપશમ સમ્યક્ત્વના જોરથી અંતર્મુહૂર્ત શેષ વિષ્કંભિત ઉદય મિથ્યાત્વ-સ્થિતિ, તેના શુદ્ધ, અર્દ્ધ શુદ્ધ અને અશુદ્ધ એવા ત્રણ પુંજ કરે, એટલે ઉપશમ સમ્યક્ત્વનો કાલ પૂરો થયો કહેવાય. પછી તે જીવના જેવા પરિણામ રહે તેવાં પુંજનો ઉદય થાય એ ઉપશમ સમ્યક્ત્વ એકજ વાર હોય અને એ સહજ '**મોક્ષનું બીજ**' છે.

અહીંઆ પ્રથમ સમ્યક્ત્વ પામતાં કોઇક જીવ તો એકલું સમ્યક્ત્વ જ પામીને રહી જાય અને કોઇક જીવ સમ્યક્ત્વ સાથે દેશવિરતિપણું પણ પામે અથવા સર્વવિરતિપણું પણ સાથે જ પામે. વલી ઉપશમકાલ પૂર્ણ થયાથી પરિણામની નિર્મલતાએ શુદ્ધ પુંજનો ઉદય આવે, તેથી ક્ષયોપશમસમ્યક્ત્વ થાય. તે વલી કાલાંતરે શંકા, કાંક્ષા, કુતીર્થસંસર્ગ, કુશાસ્ત્ર શ્રવણાદિક અતિચારની પ્રબલતાથી–મિથ્યાત્વદલની ઉદીરણાથી મિથ્યાત્વે મિશ્રિત થાય તો તત્કાલ મિથ્યાત્વગુણઠાણે જાય અને મિથ્યાત્વી થાય. તે વલી સંખ્યાત–અસંખ્યાત કાલાંતરે શુભ નિમિત્તે કરી સમ્યક્ત્વ પામે. તે વારે પણ અપૂર્વકરણે ત્રણ પુંજ કરી અનિવૃત્તિકરણે શુદ્ધ પુંજોદય ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે. અહીંઆ: કોઇ પૂછે જે–પહેલાં સમ્યક્ત્વ લાભ કાળે તો ક્યારે પણ પ્રથમ ન પામ્યા તે માટે અપૂર્વકરણ કહો. પણ હમણાં તો જે પૂર્વે પામ્યું હતું તેનો જ ફરી લાભ થયો તો તેને શી રીતે અપૂર્વ કહીએ ? તેનો ઉત્તર–અપૂર્વ સરખું

અપૂર્વ એટલે જે વસ્તુને થોડા જ વખત પામીએ પણ ઘણા વખત ન પામીએ તેને અપૂર્વજ કહીએ. કેમકે–સંસાર સંબંધી અન્ય પર્યાયપ્રાપ્તિની સંખ્યા આગલ એ શી ગણત્રીમાં છે? માટે એને અપૂર્વજ કહેવાય છે. એ વૃદ્ધવચન અને સિદ્ધાંતિકનો અભિપ્રાય છે.

તથા ફરી સમ્યક્ત્વની પ્રાપ્તિની પેઠે દેશવિરતિ અથવા સર્વવિરતિની પ્રાપ્તિના વખતે પણ યથાપ્રવૃત્તિ તથા અપૂર્વકરણ એ બને કરે, પણ અનિવૃત્તિકરણ ન કરે. માત્ર અંતર્મુહૂર્તકાલ સમાપ્તિ સમયે જ **દેશવિરતિ** વા **સર્વવિરતિપણું** પામે. જે વખતે દેશવિરતિ અથવા સર્વવિરતિપણું પામે, તે વખતે યાવત્ અંતર્મુહૂર્ત લગી તો અવશ્ય તે જીવના પ્રવર્દ્ધમાન પરિણામ હોય, અને અંતર્મુહૂર્ત વિત્યા પછી કોઈના પ્રવર્દ્ધમાન પરિણામ થાય અથવા કોઇના હીન હીન થાય અને કોઇ સ્વભાવસ્થ જ રહે, તથા વલી જે ઉપયોગ વિના સહેજે પરિણામની મલિનતાએ દેશવિરતિથી પડયો અથવા સર્વવિરતિથી પડયો, તે ફરી પરિણામની નિર્મળતાને યોગે **કરણ કર્યા વિના જ દેશવિરતિ અથવા સર્વવિરતિપણું પામે.** વલી જે ઉપયોગે પડ્યા એટલે ઉપયોગી તો હોય, પણ કુમત કદાગ્રહાદિક દોષે કરી વિપર્યાસ થઈ કુવિકલ્પપૂર્વક પડયા થકા મિથ્યાત્વે ગયા. તે જઘન્યથી અંતર્મુહૂર્ત તથા ઉત્કૃષ્ટો પ્રભૂત–ઘણો કાળ ગયે થકે **ફરી દેશવિરતિ વા સર્વવિરતિપણું પામે તે પૂર્વોક્ત કરણ કર્યાથી જ પામે,** એમ કમ્મપયડી ગ્રંથે ટીકામાં કહ્યું છે. તથા સિદ્ધાંતિકના મતે તો વિરાધિત સમ્યક્ત્વ–ગૃહિત સમ્યક્ત્વ થકો પણ કદાચ કોઇક છઠ્ઠી નરક પૃથ્વી સુધી પણ જાય ખરો, અને કર્મગ્રંથિક મતે તો વૈમાનિક વિના અન્ય સ્થાનકે ન ઉપજે. તથા અવાપ્ત સમ્યક્ગુણથી પડયો થકો કર્મગ્રંથિક મતે તો ઉત્કૃષ્ટ સ્થિતિ કર્મપ્રકૃતિ બાંધે, અને સિદ્ધાંતના અભિપ્રાયે ભિન્ન ગ્રન્થિક ઉત્કૃષ્ટ સ્થિતિ કર્મપ્રકૃતિ બાંધે જ નહિ. એ સર્વ પ્રસંગે કહ્યું છે, એટલે અંતરકરણગત ઉપશમ સમ્યક્ત્વ કહ્યું. વલી સ્વશ્રેણી તે ઉપશમશ્રેણી ચઢતાં પણ ઉપશમ સમ્યક્ત્વ હોય.

**હવે ઉપશમશ્રેણી ચઢવા યોગ્યના લક્ષણ કહે છે:—** ગુણસ્થાનક્રમારોહમાં કહ્યું છે કે–" पूर्वज्ञः शुद्धिमान् युक्तो, ह्याद्यैः संहननैस्त्रिभिः । संध्यायन्नाद्यशुक्लांशं स्वां श्रेणी शमकः श्रयेत् ॥ " પૂર્વગત શ્રુતનો ધરનાર હોય, નિત્ય અપ્રમત્ત–નિરતિચારવંત ચારિત્રીયો હોય. (કેટલાકના મતે તો અવિરત્યાદિક ચાર ગુણઠાણાવાલા પણ ઉપશમશ્રેણીના પ્રારંભક હોય) તથા આદ્ય સંહનન–વજ્રરૂષભનારાચ, વૃષભનારાચ, નારાચ–એ આદ્યના ત્રણ સંઘયણમાંથી અન્યતર સંઘયણી અને શુક્લધ્યાનનો પ્રથમ પદ ધ્યાતો થકો, એવા તે ઉપશમશ્રેણી માંડવા યોગ્ય કહ્યા છે. ત્યાં અપ્રમત્ત ગુણઠાણે અનંતાનુબંધી કષાયની ચોકડી તથા મિથ્યાત્વ, મિશ્ર અને સમ્યક્ત્વ–એ ત્રણ મોહનીય પ્રકૃતિ મલી સાતે પ્રકૃતિ ઉપશમાવીને, સંજ્વલનનો લોભવર્જીત વીસમોહનીય (અપ્રત્યાખ્યાની-૪, પ્રત્યાખ્યાની-૪, સંજ્વલન ક્રોધ–માન–માયા એ ૩, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક ને જુગુપ્સા એ–૬ અને સ્ત્રીવેદ–નપુંસકવેદ એમ મલી ૧૯) કર્મની પ્રકૃતિ તે અપૂર્વકરણ તથા અનિવૃત્તિકરણ ગુણઠાણે ઉપશમાવીને, પછી સૂક્ષ્મસંપરાય ગુણઠાણે લોભમોહનીય, પ્રકૃતિને અણુ અણુ કરી પછી ઉપશાંતમોહ ગુણઠાણે તેજ અણુરૂપ લોભપ્રકૃતિને ઉપશમાવે, એમ સર્વ ઉપશમ કરે. અહીંઆ ઉપશમશ્રેણીકારક બે પ્રકારે હોય. એક સ્વલ્પાયુ–બીજો દીર્ઘાયુ. ત્યાં અલ્પાયુવંત તો શ્રેણીસમાપ્તિ અવસરે મરણ પામ્યો થકો અહમેન્દ્રપણે ઉપજે સર્વાર્થસિદ્ધિ પર્યંત દેવતા થાય. यदुक्तं गुणस्थानक्रमारोहे-" श्रेण्यारूढः कृते कालेऽहमिन्द्रेष्वेव गच्छति । पुष्टायुस्तूपशान्तान्तं नयेच्चारित्रमोहनम् ॥ " જે અલ્પાયુ હોય અને પ્રથમ સંઘયણ હોય, તે સર્વાર્થસિદ્ધિ પર્યંત જાય, અર્થાત્ અહમેન્દ્ર જેના ઉપર કોઇનો હુકમ નહિ એવા કલ્પાતીત દેવતામાં ઉપજે, અને બીજા–ત્રીજા સંઘયણવાળા તે અચ્યુતાંત બારમા દેવલોક પર્યંત ઉપજે પણ આગલ ન જાય. તથા પુષ્ટાયુ સમ્યક્ત્વી તો ઉપશાંતમોહ ગુણઠાણા પર્યંત મોહનીયકર્મનું પૂર્ણ ઉપશમ કરે, તે વારે ઉપશમ સમ્યક્ત્વ હોય. यदुक्तं-" शान्तदृग्वृत्तमोहत्वादत्रौपशमिकाभिधे । स्यातां ' सम्यक्-

**त्वचारित्रे भावश्चोपशमात्मकः ॥"** અર્થ–અહીંઆ ઉપશાંતમોહ ગુણસ્થાનકે દર્શનમોહનીય–ચારિત્રમોહનીય ઉપશમ અવસરે સમ્યક્ત્વ-ચારિત્ર તે ઉપશમ ભાવમાં હોય તથા ભાવ પણ ઉપશમ હોય, તથા જેને તદ્દભવે મોક્ષે જવું હોય તેને ક્ષાયિક સમ્યક્ત્વ હોય, તેને ઉપશાન્તમોહ ગુણઠાણે પાંચે ભાવ હોય, પણ તે જુદા જાણવા. અહીં તો ઉપશમની જ વિવક્ષા છે, તથા અહીં ઉપશાન્તમોહ ગુણ-ઠાણે ચઢયો તે અવશ્ય પડે જ. **यदुक्तं–" वृत्तमोहोदयं प्राप्योपशमी च्यवते ततः । अधःकृतमलं तोयं पुनर्मालिन्यमश्नुते ॥"** ઉપશમી ચારિત્રમોહનીયનો ઉદય પામીને ઉપશાન્તમોહ થકી ફરી મોહ-જનિત પ્રમાદની કલુષતામાં પડે, કેમકે–ડહોળું પાણી હોય તેને કોઈ ઔષધને જોરે મેલ હેઠો કરીએ ત્યારે નિર્મલ જલ ઉપર તરતું રહે. તે પાણી હોય તેને કોઈ વાયુ પ્રમુખની પ્રેરણા–નિમિત્ત પામી ફરી મેલું થાય, એ પ્રભાવ પ્રમાદ ઉદયનો છે. કહ્યું છે કે–"**यदुक्तं–सुअकेवलीआहारगउज्जुमइउवसंतगाविउ पमाया । हिंडंतिभवमणंत तयणंतरमेव चउगइया ॥"** "શ્રુતકેવલી જે ચૌદપૂર્વી તથા આહારક શરીરના ધણી, વલી ઋજુમતી મનઃપર્યવજ્ઞાની (વિપુલમતિ નહિ), પણ ઉપશાન્તમોહ અગીઆરમા ગુણઠાણાવાલા એ સર્વે પ્રમાદના યોગથી તેજ ભવને અનંતર અનંતા ભવભ્રમણ ચારે ગતિમાં વાસો કરે, તે માટે મોક્ષને વાંચ્છનાર પ્રાણીએ સર્વથા પ્રમાદ નહિ જ કરવો."

અહીં કોઈ પૂછે કે–ઉપશમી તો અવશ્ય પડે, તો ઉપશમીને મુક્તિની યોગ્યતા છે કે નથી? તો કહે છે કે–સાત લવ પ્રમાણ અવશેષ આયુવાલો ઉપશમી અધુરી શ્રેણી થકો જ પાછો ફરે, તે સાતમે ગુણઠાણે આવી ફરી ક્ષપકશ્રેણી ચઢે. તે સાત લવને ભિંતર–ક્ષીણમોહ બારમે ગુણઠાણે થઈ અંતગડ કેવલી થકો મોક્ષે જાય સાત લવ તે મુહૂર્તનો અગીઆરમો ભાગ કહેવાય છે. જે પ્રાણી તદ્દભવ મોક્ષગામી હોય તે એકજ વાર ઉપશમશ્રેણી માંડે. ઉપશમથી ઉતરી ક્ષપકશ્રેણીએ ચઢે અને જે તદ્દભવ મોક્ષગામી ન હોય તે

એક ભવમાં બે વાર પણ કોઈક જીવ શ્રેણી કરે, પણ તેજ ભવે સિદ્ધિ વરે નહિ. સિદ્ધાંતમાં કહ્યું છે કે–જે જીવ એક જન્મમાં એક વાર ઉપશમશ્રેણી કરે તે મોક્ષ પણ પામે અને જે બે વાર કરે તેને ક્ષપકશ્રેણી ન હોય. અહીંઆ અચરમશરીરી ઉપશમી પડયા થકા પ્રથમ ગુણસ્થાનકે મિથ્યાત્વે જાય. यदुक्तं-" अपूर्वाद्यास्त्रयोप्यूर्द्ध्वमेकं यान्ति शमोद्यताः । चत्वारोऽपि च्युतावाद्यं सप्तमं वान्त्यदेहिनः " ॥ અર્થ--ઉપશમશ્રેણી ચઢતાં અપૂર્વ, અનિવૃત્તિ ને સુક્ષ્મસંપરાય–એ ત્રણ ગુણઠાણાવાલા ઉંચા ચઢતાં એકેક ગુણઠાણો ચઢે, એટલે અપૂર્વથી અનિવૃત્તિ બાદરે જાય અને અનિવૃત્તિબાદરથી સૂક્ષ્મ-સંપરાયે જાય, સૂક્ષ્મસંપરાયથી ઉપશાન્તમોહ ગુણઠાણે જાય, એમ એકેક ગુણઠાણે ચઢે. તથા ઉપશમ–અપૂર્વ આદિ ચાર ગુણઠાણાથી પડતાં મિથ્યાત્વે જાય અથવા અંતદેહી–ચરમશરીરી હોય તે પડતાં સાતમે ગુણઠાણે આવી અટકે. તે વલી સાતમે ગુણઠાણેથી ફરી ક્ષપકશ્રેણીએ ચઢે. પરંતુ જે એકવાર ઉપશમી હોય તે ક્ષપકશ્રેણી કરે, પણ બે વાર ઉપશમી હોય તે ક્ષપકશ્રેણી ન કરે. કહ્યું છે કે– " આ સંસારમાં રહેતો થકો જીવ મોક્ષ પામે, ત્યાં સુધી ચાર વખત ઉપશમશ્રેણી કરે. તે વલી એક ભવમાં બે વાર કરે અને ક્ષપકશ્રેણી તો આખા સંસારમાં એક જ વાર કરે. "

**પ્રથમ ક્ષાયકની અનુક્રમણિકા કહે છે :—**

પૂર્વે સિદ્ધાન્ત અભિપ્રાયે અપૂર્વકરણે કર્યા છે ત્રણ પુંજ જેણે, તે જીવ શુદ્ધ પુંજોદયે વર્તતો અને કર્મગ્રંથાભિપ્રાયે અંતરકરણગત ઉપશમ બલે કર્યા છે ત્રણપુંજ જેણે, તે જીવ જે વારે શુદ્ધ વિપાકોદય વેદતો એટલે ક્ષયોપશમ સમ્યક્ત્વે વર્તતો ચોથા ગુણઠાણાથી માંડીને ક્ષાયિક પ્રારંભે. ત્યાં અનંતાનુબંધી ચાર કષાય તથા મિથ્યાત્વ-મોહનીય પુંજ, મિશ્રમોહનીય પુંજ અને સમ્યક્ત્વમોહનીય પુંજ– એ ત્રણ પુંજ અને પૂર્વોક્ત ચાર કષાય–એ સાતે પ્રકૃતિનો ક્ષય કરે, ત્યારે 'ક્ષાયક સમ્યક્ત્વી' થાય. તેના બે ભેદ છે. એક બદ્ધાયુ ક્ષાયિક સમ્યક્ત્વી બીજો અબદ્ધાયુ ક્ષાયિક સમ્યક્ત્વી. ત્યાં જે

અબદ્ધાયુ–જે જીવે આગલા ભવનું આયુ બાંધ્યું નથી, એવો ક્ષાયિક-સમ્યક્ત્વી જીવ તો તેજ ભવે મોક્ષે જાય, અને જેણે આવતા ભવનું આયુ બાંધીને પછી સાત પ્રકૃતિ ક્ષય કરી ક્ષાયક સમ્યક્ત્વ પામ્યો, તે જીવ ત્રણ ભવે અથવા ચાર ભવે મોક્ષે જાય. ત્યાં જો દેવભવનું અથવા નરકભવનું આયુ બાંધ્યું હોય તો ત્રીજે ભવે મોક્ષે જાય તથા અસંખ્યાત વર્ષના આઉખાવંત યુગલિયા મનુષ્ય વા તિર્યંચનું આયુ બાંધ્યું હોય તો ચોથે ભવે મોક્ષે જાય, માટે ચાર ભવ કરે. અહીંઆ આયુ બાંધ્યા પછી કોઈ જીવ ક્ષાયિક-સમ્યક્ત્વ પામ્યો, તો તે જીવ સાત પ્રકૃતિ ક્ષય કરી છે એટલે જ રહે, પણ આગલ ક્ષપકશ્રેણીએ ચઢે નહિ. તે ભવે તો ક્ષાયિક માત્રે જ રહે. પછી પૂર્વોક્ત રીતે ત્રીજો અથવા ચોથે ભવે સિદ્ધિ વરે.

**ક્ષપકશ્રેણી સ્વરૂપ**—પ્રથમ અનંતાનુબંધી ચારે કષાયને એક સાથે ખપાવે. બાકી રહેલો તેનો અનંતમો ભાગ મિથ્યાત્વમાં નાંખી મિથ્યાત્વને ખપાવે. મિથ્યાત્વનો પણ શેષ ભાગ મિશ્ર સમ્યક્માં નાંખી તેને ખપાવે. તેમાંનો શેષ સમકિતમોહનીયમાં નાખી તેને પણ ખપાવે છે. જો પ્રથમ આયુષ્યનો બંધ પાડયો હોય તો તો તે સાત પ્રકૃતિનો ક્ષય કરી ત્યાંજ અટકી જાય છે, આગળ ઉપર ચઢતો નથી. પણ જો પહેલાં આયુષ્ય બાંધ્યું ન હોય, તો વચમાં અટકયા વગર જ સતત્ સકલ ગુણશ્રેણિ ઉપર ચઢે છે–શ્રેણિ પૂરી કરે છે, જેથી પછી અપ્રત્યાખ્યાની ચોક અને પ્રત્યાખ્યાની ચોક–એ આઠ કષાયને ખપાવે છે. સર્વત્ર જે ખપાવતાં બાકી રહ્યું તે આગળ ખપાવવામાં આવે છે. આઠે કષાયોનો સંખ્યાતમો ભાગ ખપાવતો મધ્ય ભાગે નામકર્મની ૧૩ અને ૩ દર્શનાવર્ણીની તે પ્રકૃતિ આ પ્રમાણે:–નરકગતિ, તિર્યંચગતિ, નરકાનુપૂર્વી, તિર્યંચાનુપૂર્વી, એકેન્દ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેન્દ્રિજાતિ, આતપ, સ્થાવરનામ, સૂક્ષ્મનામ, ઉદ્યોત, સાધારણનામ, નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા અને થિણદ્ધિ–એમ ૧૩ નામકર્મની અને ૩ દર્શના-

વર્ણીની અને પછી આઠ કષાયોને જે અવશેષ ભાગ રહેલા હોય તેને ખપાવે છે. પછી નપુંસકવેદ અને સ્ત્રીવેદને, ત્યાર પછી હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સાને ખપાવે છે. પછી પુરૂષવેદના ત્રણ ભાગ કરી બે ભાગને એકી સાથે ખપાવે છે. ત્રીજા ભાગને સંજવલન ક્રોધમાં નાંખી, ક્રોધના પણ ત્રણ ભાગ કરી, તેના બે ભાગ એકી સાથે ખપાવી, ત્રીજો ભાગ સંજવલન માનમાં નાંખી, સંજવલન માયાના ત્રણ ભાગ કરી તેના બે ભાગ એકી સાથે ખપાવી ત્રીજો ભાગ સંજવલન લોભમાં નાંખી, લોભના પણ ત્રણ ભાગ કરી તેના બે ભાગ એકી સાથે ખપાવી, ત્રીજા ભાગના સંખ્યાતા ખંડો કરે. તે બધા અનુક્રમે ખપાવતાં દશમું સૂક્ષ્મ-સંપરાય ગુણસ્થાન કહેવાય છે. તે સઘળા ખંડો સંપૂર્ણ ક્ષીણ થયે છતે નિર્ગ્રંથ થઈ મોહસાગરનો પાર પામે છે. મોહસાગરનો પાર પામી, અંતર્મુહૂર્ત સુધી અગાધ સમુદ્ર ઉતરી પાર પામેલા પુરૂષની પેરે વિશ્રાન્તિ લે છે. વિશ્રાન્તિ લઈ અંતર્મુહૂર્તના બે સમય બાકી રહેતાં, તે બે સમયમાંના પહેલા સમયે નિદ્રા અને પ્રચલા-એ બે પ્રકૃતિને ખપાવે છે, અને છેલ્લા સમયે પાંચ પ્રકારના જ્ઞાનાવરણ, ચાર પ્રકારના દર્શનાવરણ તથા પાંચ પ્રકારના અંતરાયને એકી સાથે ખપાવી 'કેવળજ્ઞાન'ને પામે છે. એ રીતે સત્તાની ૧૪૫ પ્રકૃતિમાંથી ૬૦ પ્રકૃતિ ક્ષય થયે છતે 'કેવળજ્ઞાન'નો લાભ પ્રાપ્ત થાય છે.

એ પ્રમાણે ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયિક-એમ ત્રણ પ્રકારે સમ્યક્ત્વ કહ્યું.

**હવે ચાર પ્રકારે સમ્યક્ત્વ કહે છેઃ**—ત્રણ સમ્યક્ત્વ પૂર્વે કહ્યા અને જ્યારે સાસ્વાદન નામે સમ્યક્ત્વ ભેળવીએ, ત્યારે ચાર પ્રકારે સમ્યક્ત્વ થાય છે. એ સાસ્વાદનનું સ્વરૂપ કહે છે. ઉપશમ સમ્યક્ત્વનો કાલ અંતર્મુહૂર્ત છે, તેમાંથી જે વારે કોઈક જીવને ભવિતવ્યતાના યોગે મિથ્યાત્વે અવશ્ય જવું છે, ત્યારે ઉપ-શમકાલમાં ઉત્કૃષ્ટ છ આવલીકા પ્રમાણકાલ બાકી શેષ રહ્યો હોય

અને જઘન્યથી એક સમય રહ્યો હોય, તેની વચમાંનો જે જે રહે તે મધ્યમકાલ કહીએ એટલે ઉપશમ સમ્યક્ત્વનો કાલ શેષ રહે ત્યારે ઉપશમાવેલા જે અનંતાનુબંધી કષાયના દલ તેનો ઉદય થાય, તે જીવને સમ્યક્ત્વ થકાં ખીરના વમનની પેઠે તથા માળ ઉપરથી પડવાની પરે, એટલે જેમ ખીર પ્રમુખ મધુરસનું ભોજન કરી પાછું વમન કરે, તે વારે ભોજન કરતી વખતે જે મધુરતાના સ્વાદની લહેજત હોય તેવી લહેજત કાંઇ વમન કરતી વખતે ન હોય, પણ કાંઈક ગલચટચો અનિશ્ચિત સ્વાદ લાગે કેમકે—વમન તો છે પણ મીઠાસનું છે, તેમ ઉપશમ સમ્યક્ત્વથી પડચો અને હજી મિથ્યાત્વે પહોંચ્યો નથી. તેના વચલા કાલમાં સાસ્વાદન સમ્યક્ત્વ છે તે ખીર-વમન સરખો હોય. તે વમતાં સમ્યક્ત્વનો અનુભવ દેખાડચો અને માળ થકી પડવા સરખી કાલસ્થિતિ બતાવી. જેમ માળ ઉપરથી પડતાં સાવધાન હોય તો પણ બેશુદ્ધાઈથી તે અવશ્ય ભૂમિ ફરસે, તેમ સમ્યક્ત્વની શ્રેણીગત સાવધાન હોય, તો પણ અનંતાનુબંધી દલના ઉદયબલે ટકી શકે નહિ, સાસ્વાદન સમ્યક્ત્વનો આસ્વાદ માત્ર રહે તેથી '**સાસ્વાદન**' કહીએ અથવા સમસ્તપણે શાતન કરે, પાતન કરે, મુક્તિમાર્ગથી ભ્રંસ કરે તે આશાતન કહીએ. એટલે અનંતાનુબંધી કષાય બલે સમ્યક્ત્વગુણથી ભ્રષ્ટ કરે તે આશાતન સહિત અવશ્ય હોય, માટે સાહાશાતન કહેવાય અને પ્રાકૃતસૂત્ર માટે સાસાયણ કહેવાય છે.

**હવે પાંચ પ્રકારનું સમ્યક્ત્વ કહે છેઃ**—પૂર્વે જે ચાર સમ્યક્ત્વ તેની સાથે વેદક સમ્યક્ત્વ યુક્ત કરીએ, ત્યારે પાંચ પ્રકારે સમ્યક્ત્વ હોય જે સમ્યક્ત્વના અત્યંત શુદ્ધ પુદ્ગલને વેદીએ–અનુભવીએ તે '**વેદક–સમ્યક્ત્વ**' કહેવાય છે. એટલે જે ક્ષપકશ્રેણી પ્રતિપન્ન તે પ્રથમ અનંતાનુબંધી ચોકડી તથા મિથ્યાત્વપુંજ અને મિશ્રપુંજ–એ બે પુંજ ક્ષય થયે છતે શુદ્ધ રહેલા સમ્યક્ત્વપુજના દલિયાં ઉદેરી ઉદેરી, ઉદયે અનુભવી અનુભવી, નિર્જરા કરતાં કરતાં નિઠર્યું છે ઉદીરણા બલ જ્યાં એટલે

ચરમાવર્તિ કાયે ઉદીરણા કરણ લાગે નહિ એટલે ત્રીજા સમ્યક્ત્વ-પુંજને ક્ષય કરતાં જે વારે છેલ્લો સર્વોદિત પુદ્ગલગ્રાસ—ચરમ સમય-વેદ્ય શુદ્ધ અણુંનું વેદન એટલે શુદ્ધ ક્ષયોપશમ પુદ્ગલને વેદે, તે '**વેદક સમ્યક્ત્વ**' કહીએ. અહીંઆ કોઈ પૂછે કે—તમે ચરમ (છેલ્લા) શુદ્ધગ્રાસનું વેદન તે વેદક કહો છો ત્યારે ક્ષયોપશમમાં અને વેદકમાં શો ફેર થયો, કેમકે—શુદ્ધપુંજનું વેદન બે ઠેકાણે સરખું છે, તો જુદું નામ કેમ કહો છો? તેનો ઉત્તર જે—તે બરાબર છે. પણ એમાં વિશેષ એ છે કે—એ વેદક અશેષ સમસ્ત પુદ્ગલાનુભવ-વંત અત્યંત શુદ્ધ છે, અને ઈતર જે ક્ષયોપશમસમ્યક્ત્વ છે, તે તો ઉદિત—અનુદિત બે પુદ્ગલ ઉદયાનુભવવંત છે એટલો વિશેષ છે. પરમાર્થે જોતાં તો ક્ષયોપશમ જ છે. સમસ્ત મોહનીય ક્ષય કરવાના કાલનો જે ચરમ (છેલ્લો) સમય માત્ર તે 'વેદક સમ્યક્ત્વ' કહીએ. જેમ સૂક્ષ્મ લોભના ખંડ વેદવા થકી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક કહેવાય છે, તેમ શુદ્ધ ક્ષયોપશમ પુદ્ગલના વેદવા થકી વેદક સમ્યક્ત્વ થાય છે. એમ વેદક સમ્યક્ત્વ સહિત સમ્યક્ત્વના પાંચ ભેદ થયા.

**હવે એ પાંચે સમ્યક્ત્વનો કાલ કહે છે:**—ઉપશમ સમ્યક્ત્વનો કાલ ઉત્કૃષ્ટો અંતર્મુહૂર્ત છે, અને સાસ્વાદનનો કાલ ઉત્કૃષ્ટો છ આવલીકાનો છે, તથા વેદક સમ્યક્ત્વનો કાલ એક સમયનો છે. અને ક્ષાયિક સમ્યક્ત્વનો ઉત્કૃષ્ટ કાલ સર્વાર્થ-સિદ્ધિની અપેક્ષાએ સાધિક તેત્રીસ સાગરોપમનો છે. સાધિક કહ્યા તે મનુષ્યભવની અપેક્ષાએ કહ્યા, કેમકે—ક્ષાયક સમ્યક્ત્વવંત જીવ તે ત્રણ ભવ અથવા ચાર ભવ ઉત્કૃષ્ટો સંસારમાં રહે. પંચસંગ્રહમાં કહ્યું છે જે—" બદ્ધાયુ ક્ષાયક સમ્યક્ત્વવંત જે હોય તે દેવગતિ અથવા નરકગતિએ જાય. તે વખતે તદ્ભવાંતરે તૃતીય ભવે મોક્ષે જાય તથા કોઈ ક્ષીણ સસકી જો તિર્યંચમાં ઉપજે તો અવશ્ય અસંખ્યાત વર્ષના આઉખાવાલા યુગલતિર્યંચમાં ઉપજે, પણ સંખ્યાત વર્ષાયુ તિર્યંચમાં ક્ષાયક સમ્યક્ત્વવંત ન ઉપજે. પછી તિર્યંચમાંથી

દેવ થાય, અને દેવમાંથી મનુષ્ય થઇ મોક્ષે જાય. અને અબદ્ધાયુવંત હોય તે તો તેજ ભવે ક્ષપકશ્રેણી પૂરી કરી સિદ્ધ થાય."

તથા એક જીવ આશ્રી અથવા અનેક જીવ આશ્રી સમ્યક્ત્વનો ઉપયોગ જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્તજ હોય, અને ક્ષયોપશમરૂપ સમ્યક્ત્વની લબ્ધિ એક જીવને જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટી ક્ષાયક થકી બમણો છાસઠ સાગરોપમ અને મનુષ્યભવ ગણતાં કાંઈક અધિક હોય, તેથી ઉપરાંત સિદ્ધજ થાય, એટલે બારમા દેવલોક સુધી ત્રણ વાર ગમન થાય. ત્યાં ઉત્કૃષ્ટ આયુ બાવીશ સાગરોપમનું છે, અને મનુષ્યનો ભવ અધિક ગણતાં છાસઠ સાગરોપમ ઝાઝેરા થાય અને વિજય વિમાન આશ્રી બે ભવ કરવા પડે, ત્યાં પણ ઉત્કૃષ્ટ આયુ તેત્રીશ સાગરોપમનું છે અને મનુષ્યભવ ગણતાં સાધિક છાસઠ સાગરોપમ ક્ષયોપશમ સમ્યક્ત્વનો કાલમાન થાય. એમ એક જીવ આશ્રી ક્ષયોપશમ સમકિતનો ઉત્કૃષ્ટ કાલ સાધિક છાસઠ સાગરોપમ અને સર્વ જીવ આશ્રી સદાકાલ જાણવો.

**હવે સંસારભ્રમણ કરતાં જીવ એ પાંચે સમ્યક્ત્વમાં કયું કયું સમ્યક્ત્વ કેટલી વાર પામે તે કહે છેઃ**—ઉત્કૃષ્ટો મોક્ષ અવધિ સુધી સંસારમાં ભમતા જીવ સાસ્વાદન તથા ઉપશમિક સમ્યક્ત્વ પાંચ વાર પામે. તેમાં એક તો પ્રથમ સમ્યક્ત્વ લાભકાલે અંતરકરણગત ઉપશમિક હોય અને ઉપશમશ્રેણી ચાર વખત પામે. તથા વેદકસમ્યક્ત્વ અને ક્ષાયકસમ્યક્ત્વ–એ બે એકજ વાર પામે ક્ષયોપશમ સમ્યક્ત્વ મોક્ષાવધિ સંસાર ભમતાં અસંખ્યાતી વાર પામે.

**હવે એક ભવમાં કેટલીવાર આકર્ષ હોય તે કહે છેઃ**—આકર્ષ તે ગુણથી મંદ થઇને ભૂમિ ફરસીને વલી સાવધાન થઈ ગુણની પ્રબલતા કરે, એટલે કે–મૂકીને વલી ગ્રહણ કરવું તે 'આકર્ષ' કહેવાય છે. શ્રુત સામાયક, બીજો સમ્યક્ત્વ સામાયક, ત્રીજો દેશવિરતિ સામાયક–એ ત્રણને વિષે એક ભવમાં સહસ્ર પૃથક્ત્વ આકર્ષ હોય બે હજારથી માંડી નવહજાર સુધી સહસ્ર પૃથક્ત્વ સંજ્ઞા છે. અને શત પૃથક્ત્વ ( બસેંથી માંડી નવસેં સુધી ) આકર્ષ

સર્વવિરતિમાં હોય એ રીતે એ ભવમાં ઉત્કૃષ્ટા આકર્ષ હોય, અને જઘન્યથી તો એકજ આકર્ષ હોય છે.

**હવે વિવિધ પ્રકારના ભવમાં ભમતાં, ગુણ પામી પડતાં, ફરી પામતાં આકર્ષની સંખ્યા કેટલી થાય તે** કહે છે:—શ્રુત, સમ્યક્ત્વ અને દેશવિરતિ–એ ત્રણે સામાયકવંતને જૂદા જૂદા પ્રકારના ભવભ્રમણ કરતાં મોક્ષે જાય ત્યાં સુધી ઉત્કૃષ્ટા અસંખ્યાતા હજાર આકર્ષ થાય, અને સર્વવિરતિ સામાયકવંતને વિવિધ ભવે મોક્ષે જતાં સુધીમાં ઉત્કૃષ્ટા પૃથક્ત્વ હજાર આકર્ષ હોય.

**કયા ગુણઠાણે કયું સમ્યક્ત્વ હોય તે કહે છે:—** સાસ્વાદન સમ્યક્ત્વ તે બીજા સાસ્વાદન ગુણઠાણા માંહે જ હોય, પણ અન્ય ગુણસ્થાનકે ન હોય. ઉપશમસમ્યક્ત્વ તે ચોથા ગુણઠાણાથી માંડી આઠ ગુણઠાણા સુધી હોય, પણ અન્ય ગુણસ્થાનકે ન હોય. અને ક્ષાયક સમ્યક્ત્વ અગીઆર ગુણઠાણે હોય. એટલે ચોથાથી માંડી ચૌદમાં અયોગી ગુણઠાણા સુધી હોય. અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ તથા વેદક સમ્યક્ત્વ–એ બે ચોથા ગુણઠાણાથી માંડીને સાતમા અપ્રમત ગુણઠાણા સુધીજ હોય, પણ અન્ય ગુણઠાણે ન હોય, એ વાત સત્તા આશ્રી જાણવી. પણ પરમાર્થે તો વેદક સમ્યક્ત્વ અને ક્ષયોપશમ સમ્યક્ત્વ–એ બે એક જ કહ્યા છે.

**હવે સમ્યક્ત્વ પામ્યા પછી દેશવિરતિ, સર્વવિરતિ, ઉપશમશ્રેણી, ક્ષપકશ્રેણી ક્યારે પ્રાપ્ત થાય તે કહે છે:—**

પૂર્વોક્ત ભવ્યજીવને સમકિત પામતાં જે અંતઃ કોડાકોડીની સ્થિતિ બાકી સત્તામાં રહી છે, તેમાંથી પૃથકત્વ (બે થી નવ) પલ્યોપમ સ્થિતિ ઓછી કરે ત્યારે '**દેશવિરતિ**' પામે. ત્યાર પછી સંખ્યાતા સાગરોપમ સ્થિતિ ઓછી કરે ત્યારે '**સર્વવિરતિ**' પામે, અને ત્યાર પછી સંખ્યાતા સાગરોપમ સ્થિતિ ઘટે ત્યારે '**ઉપશમશ્રેણી**' માંડે, અને ત્યાર પછી સંખ્યાતા સાગરોપમ સ્થિતિ ઓછી થાય ત્યારે '**ક્ષપકશ્રેણી**' પામે.

હવે જે જીવ સમ્યક્ત્વ પામીને પાછો પડી મિથ્યાત્વે ગયો, તે ફરી સમ્યક્ત્વ ક્યારે પામે, કેટલો અંતર હોય? તે કહે છે:—સમ્યક્ત્વનું આંતરૂ જઘન્યથી તો અંતર્મુહૂર્ત છે. કેમકે-કોઈક જીવ સમ્યક્ત્વ વમીને પાછો પરિણામની નિર્મલતાને યોગે તદાવરણ ક્ષયોપશમથી અંતર્મુહૂર્તને આંતરે ફરી સમ્યક્ત્વ પામે તથા કોઇક જીવ બહુલકર્મી તીર્થંકરાદિકની પ્રચૂર આશાતના કરે, તે જીવ અર્દ્ધપુદ્ગલપરાવર્ત્તકાળ સંસારમાં જન્મ-મરણ કરે. પછી અર્દ્ધપુદ્ગલપરાવર્તકાળ ગયે ફરી સમ્યક્ત્વ પામે. એટલે ઉત્કૃષ્ટ આંતરૂ અર્દ્ધપુદ્ગલપરાવર્ત્ત છે. સિદ્ધાંતમાં કહ્યું છે જે-"તીર્થંકરની તથા પ્રવચન-સમસ્ત જૈનશાસનની અને આચાર્ય જે ગચ્છના અધિપતિ તેની તથા ગણધર ત્રિપદીગ્રાહક મોટા પ્રભાવિક પટ્ટોધર, તથા મહર્દ્ધિક તે તપ-સંયમ શ્રુતાદિક અનેક લબ્ધિસંપન્ન એટલા જીવોની આશાતના એટલે અવર્ણવાદ બોલે, નિંદા કરે, અભ્યાખ્યાન-બોલે, તે જીવ અનંતસંસારી થાય છે."

હવે દશ પ્રકારના સમ્યક્ત્વરૂચિરૂપ કહે છે:—જે નિઃશંક જિનમાર્ગને વિષે તત્ત્વરૂચિ શ્રદ્ધાન, તે એકવિધ સમ્યક્ત્વ કહેવાય છે. અને દ્વિવિધ સમ્યક્ત્વ તે દ્રવ્યથી તથા ભાવથી અથવા નિસર્ગથી અને અધિગમથી અથવા નિશ્ચયથી અને વ્યવહારથી અથવા પૌદ્-ગલિક અને અપૌદ્ગલિક એમ બે પ્રકારે છે.

ત્રણ પ્રકારે સમ્યક્ત્વ તે ઉપશમ, ક્ષાયિક અને ક્ષયોપશમ, અથવા કારક, રોચક અને દીપક-એ પણ ત્રણ જાણવા. પૂર્વોક્ત ત્રણમાં સાસ્વાદન ભેળવીએ તે વારે ચાર પ્રકારે સમ્યક્ત્વ થાય અને વેદક યુક્ત કરીએ તો ચાર પ્રકાર થાય. તથા વેદક, સાસ્વા-દન પૂર્વોક્ત (ઉપશમ, ક્ષાયિક અને ક્ષયોપશમ) ત્રણ સાથે ભેળ-વીએ તે વારે પાંચ પ્રકારે થાય છે એનો વિસ્તાર પૂર્વે કહી ગયા છીએ.

દશવિધ સમ્યક્ત્વ તે દશ પ્રકારના રૂચિવંત જીવ, તે રૂચિભેદે સમ્યક્ત્વનો ભેદ કહે છે:—

૧–નિસર્ગરૂચિ–સદ્ભૂતાર્થ એટલે છતો જે અર્થ, તેને જાતિસ્મરણાદિક બુદ્ધિ વિજ્ઞાને કરી જે જે જિનેશ્વરદેવના દીઠા, તે જીવ, અજીવ, પુણ્ય, પાપાદિકભાવે તે દ્રવ્ય–ક્ષેત્ર–કાલ ભાવભેદે, નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવભેદે–એ પ્રમાણે ચારે પ્રકારે પોતાની મેળેજ સદ્દહે જે એમજ છે, પણ શ્રી જિનભાષિત અન્યથા નથી. એમ શ્રી જિનેશ્વરના દીઠા ભાવ તે નિશ્ચલ કરે, તે નિશ્ચલરૂચિ–'નિસર્ગરૂચિ' જાણવી.

૨–ઉપદેશરૂચિ––જિનોક્ત સિદ્ધાંતમાં કહેલા જે જે ભાવ તે ઉપદેશદ્વારાએ બીજાની પાસેથી (છદ્મસ્થથી અથવા તીર્થંકર પાસેથી) સાંભલીને અવિતથ સદ્દહે, તેને 'ઉપદેશરૂચિ' કહેવાય છે.

૩–આજ્ઞારૂચિ––જેને રાગદોષ, દ્વેષદોષ, મોહ અને અજ્ઞાન-દોષ ક્ષય થઈ ગયા તે અસત્ય ન બોલે, કેમકે–ત્રણ દોષ છતે અસત્ય બોલાય રાગને લઇ, દ્વેષને લઈ અને અજ્ઞાન દોષે કરી અણજાણે જૂઠું બોલે. પણ જેને ત્રણ દોષ ક્ષય થઈ ગયા તે અસત્ય શા માટે બોલે ? હેતુ વિના કાર્ય થાય નહિ એટલે ત્રણ દોષ રહિત જે વીતરાગ પરમાત્મા તેની આજ્ઞાને વિષે અત્યંત આદર હોય, તે ત્રીજી 'આજ્ઞારૂચિ' કહેવાય છે.

૪–સૂત્રરૂચિ––સૂત્ર જે સિદ્ધાંત તેને ભણવા તથા સાંભળ-વાની ચાહના કરે. જેમ જેમ શ્રુત અવગાહે તેમ તેમ સમ્યક્ત્વ પામે. એટલે અગીઆરે અંગ તથા બાર ઉપાંગ, મૂલ સૂત્ર વિગેરે જે કાળે જે સિદ્ધાંત વર્તમાન હોય તે સૂત્રાક્ષર ઉપર ઘણી ચાહના રાખે, જે જે ક્રિયા કરે તે સૂત્રાક્ષરને મલતી જ કરે, તે ચોથી 'સૂત્રરૂચિ' જાણવી.

૫–બીજરૂચિ––જે ભવ્યજીવ ગુરૂના મુખથકી એકાદ જીવપદનો અર્થ સાંભળી અનેક પદમાં મતિ પ્રસારે, એટલે મૂલ વાત પામીને બીજી નહિ કહેલી વાત પામી, જાય તે પાંચમી 'બીજરૂચિ.'

૬–અભિગમરૂચિ––તે જીવને અભિગમરૂચિ હોય, કે જેણે

અગીઆર અંગ તથા ઉપાંગ-પ્રકિર્ણક ઉત્તરાધ્યન પ્રમુખ તથા દૃષ્ટિવાદના ગંભીર અર્થ જાણે, વલી અર્થ જાણવાની ચાહના રાખે, તે 'છઠ્ઠી અભિગમરૂચિ.'

૭-વિસ્તારરૂચિ—જે ધર્માસ્તિકાયાદિક છ દ્રવ્ય, તેના સર્વ ભાવ જે દ્રવ્ય, ગુણપર્યાય ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય, તેને સર્વ નય, ભંગ, પ્રત્યક્ષ, પરોક્ષાદિ પ્રમાણે સ્યાદ્વાદશૈલી સહિત અનેક સપ્તભંગી પ્રરૂપણાએ જાણે, તે સાતમી 'વિસ્તારરૂચિ.'

૮-ક્રિયારૂચિ—જેને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વિનય, સમિતિ, ગુપ્તિ પ્રમુખ બાહ્યક્રિયાથી ઘણો રક્ત હોય, ક્રિયામાં ઘણી ચાહના રહે, તેને આઠમી 'ક્રિયારૂચિ' કહી છે.

૯-સંક્ષેપરૂચિ—જે અનભિગ્રહિક પ્રાણી કુમાર્ગ સાંખ્યાદિક દર્શનોનો આગ્રહ ધરે નહિ, થોડું કહ્યા થકી ઘણું જાણે, કુમતિમાં પડે નહિ, ચિલાતી પુત્રની પેરે સમય વિચારે તથા પ્રવચન જે જિનાગમ તેને વિષે ઘણો નિપુણ તો ન હોય પણ સરલ ગુણે કરી કદાગ્રહ ધરે નહિ, જિનમાર્ગની પ્રતીત માને, તેને નવમી 'સંક્ષેપરૂચિ' કહી છે.

૧૦-ધર્મરૂચિ—જે ભવ્યજીવ પંચાસ્તિકાયનું સ્વરૂપ જાણે તથા શ્રતધર્મ અને ચારિત્રધર્મને બાહ્ય-અભ્યંતર ભાવે શ્રી જિનોક્ત માર્ગ સદ્દહે, સકલ સ્વભાવ-વિભાવ સ્વરૂપ જાણે અથવા તો તેને હેયોપાદેય ભાવે યથાયોગ્ય સદ્દહે, તે દશમી 'ધર્મરૂચિ' જાણવી.

એ પ્રમાણે દશ રૂચિ તે સમ્યક્ત્વના ભેદ છે.

એ સમ્યક્ત્વગુણની પ્રાપ્તિ તે મિથ્યાત્વના ત્યાગથી થાય. તે મિથ્યાત્વના પાંચ ભેદ છે. તેમાં જે લૌકિકપ્રવાહ ધર્મે જે જે સારંભી, સપરિગ્રહી, કુશીલસેવનાદિક જે ધર્મબુદ્ધિએ ગ્રહ્યો તેને જ સારો જાણે, તેની હઠ તાણે, અમારો ધર્મ તેજ સાર છે એમ કદાગ્રહ કરે, પણ મધ્યસ્થ થઇ પરીક્ષા કરી શુદ્ધને ગ્રહે નહિ, તે 'અભિગ્રહિક મિથ્યાત્વ.'

જે એમ કહે કે-સર્વ દર્શન રૂડાં-સારાં છે. સર્વને વાંદીએ પણ નિંદીએ નહિ, એવી પોતાની જે મંદબુદ્ધિ, જડતાપણું, તેને લીધે કાચને તથા મણિને સરખા કરે, પણ પરીક્ષા કરી શુદ્ધને ગ્રહી શકે નહિ, તે બીજું 'અનભિગ્રહિક મિથ્યાત્વ.'

જે જાણી જોઈને જુઠું બોલે, કુમતિ કદાગ્રહના જોરથી વિરૂદ્ધ પ્રરૂપણા કરી દુરંત સંસારવૃદ્ધિ કરે, તે જમાલી વિગેરે નિહ્નવની પેરે ત્રીજું 'આભિનિવેશિક મિથ્યાત્વ.' જાણવું.

જે શ્રી જિનોક્ત સિદ્ધાંતના ભાવ સાંભલી સંશય ધરે. એમ કેમ હશે? એવી રીતે સંશયપૂર્વક ડગમગ્યો રહે તે ચોથું 'સાંશયિક મિથ્યાત્વ.'

જે એકેન્દ્રિયાદિક સમૂર્ચ્છિમ જીવોને અનાદિનું પછવાડે લાગી રહ્યો છે. પ્રાયે અસંજ્ઞી સુધી તો અનાભોગિક હોય, તે પાંચમું 'અનાભોગિક મિથ્યાત્વ.'

હવે સંસારી જીવોને બીજા પણ ચાર પ્રકારે મિથ્યાત્વ હોય તે કહે છે:—એક લૌકિક દેવગત, બીજું લૌકિક ગુરૂગત, ત્રીજું લોકોત્તર દેવગત, અને ચોથું લોકોત્તર ગુરૂગત-મિથ્યાત્વ. તેમાં હરિહર, શક્તિ પ્રમુખને માને-પૂજે તે 'લૌકિક દેવગત મિથ્યાત્વ.' બ્રાહ્મણ-તાપસાદિકને ગુરૂબુદ્ધિએ માને-પૂજે તે 'લૌકિક ગુરૂગત મિથ્યાત્વ.' જે પ્રભાવવાલી જિનમૂર્તિને ઇંદ્રિય-પૌદ્ગલિક સુખને અર્થે માને-પૂજે, તે 'લોકોત્તર દેવગત મિથ્યાત્વ.' અને જે સુસાધુને આલોકના સુખ, યશ, માન, ધન, ધાન્ય, પુત્રાદિકની આસ્થા ધરી માને, ઇચ્છે, દાન આપે તે ચોથું 'લોકોત્તર ગુરૂગતમિથ્યાત્વ.'

તથા જીવને વિષે અજીવની સંજ્ઞા, અજીવને વિષે જીવની સંજ્ઞા, માર્ગને વિષે ઉન્માર્ગ સંજ્ઞા, ઉન્માર્ગને વિષે માર્ગની સંજ્ઞા, સુદેવને વિષે કુદેવની સંજ્ઞા, કુદેવને વિષે સુદેવની સંજ્ઞા, સુસાધુને વિષે અસાધુની સંજ્ઞા, અસાધુને વિષે સુસાધુની સંજ્ઞા, ધર્મને વિષે

અધર્મની સંજ્ઞા, અધર્મને વિષે ધર્મની સંજ્ઞા. એ દશ પ્રકારે વિપરીત વાસનારૂપ મિથ્યાત્વ કહ્યું છે.

તથા જે રક્ષાબંધન, શંક્રાંતિપૂજન આદિ એક વર્ષમાં સો પર્વ આરાધન, તે સર્વ **લૌકિક પર્વગત મિથ્યાત્વ** છે. તથા દીવાલી પ્રમુખ કલ્યાણકના દિવસે ઇંદ્રિયસુખને માટે વિશેષ પૂજા-રચનાદિક કરે, તે **'લોકોત્તર પર્વગત મિથ્યાત્વ.'**

ઉપર પ્રમાણે સર્વ મલી એકવીશ ભેદે મિથ્યાત્વ, તે સંસારી જીવોને સંસારમાં ભ્રમણ કરાવે છે માટે ત્યાજ્ય છે.

**હવે ધર્મના અર્થિ જીવે ચાર પ્રકારે મિથ્યાત્વ ટાલવાનો ઉપયોગ રાખવો તે કહે છેઃ**—તેમાં પ્રથમ પ્રદેશ મિથ્યાત્વ છે. તે જે આત્મપ્રદેશે પૂર્વબંધ મિથ્યાત્વના દલિયાં રહ્યા છે, તે સત્તાગત અથવા ઉદયગત દલિયાં છે, તે **'પ્રદેશગત મિથ્યાત્વ'** છે. તે જ્યારે જીવ જિનવાણી સાંભલી, યથાર્થ ભાવ જાણી સદ્દહે, સકલ પૌદ્ગલિકભાવને હેયપણે સદ્દહે, કેવલ સ્વરૂપલાભ તે યથાર્થ પરિણુતિ પરિણુમન તેને જ સુખનું મૂલ જાણી સદ્દહે, આદર કરે, એ વાંચ્છાએ **'પ્રદેશ મિથ્યાત્વ'** ટળી જાય.

**બીજું પરિણામ મિથ્યાત્વ**—તે જે પોતાના પ્રમાદ દોષે કરી શુદ્ધશ્રદ્ધા તે ફરીને કુશ્રદ્ધા થાય. જેમ પૂર્વધરને નિંદ્રાદિક દોષે કરી પૂર્વગલિત થાય, મરીને નિગોદાદિકે જાય, જેમ પ્રસન્નચંદ્ર રાજર્ષિ દૂર્વાક્ય સાંભલી ચેતના ફરી ગઈ, તેને **'પરિણામ મિથ્યાત્વ'** કહ્યું છે. એ મિથ્યાત્વ જિનવાણીને વિષે તીવ્ર ઉપયોગી રહેવાથી ટળે છે.

**ત્રીજું પ્રરૂપણા મિથ્યાત્વ**—તે ઉત્સૂત્રભાષણના મોટા દોષ તેને કહ્યું છે. એથી અનંત સંસાર ભ્રમણ કરે, ધર્મબીજનો ધ્વંસ કરે. જે સદ્દહણા રાખીને મરણાંત કષ્ટ પડે તો પણ શ્રી જિનવાણી વિરૂદ્ધ પરૂપણા ન કરે, તેને એ મિથ્યાત્વ ટલે છે.

**ચોથું પ્રવર્તન મિથ્યાત્વ**—તે જે મિથ્યાત્વની કરણી કરે,

મિથ્યાત્વ પ્રવર્ત્તાવે તેને કહ્યું છે. એ મિથ્યાત્વ સુસાધુ તથા સુશ્રાવકની સંગતિ કરવાથી તથા રાગદ્વેષને મંદ કરી મધ્યસ્થભાવે થઈ પરીક્ષા કરી શુદ્ધ પ્રવર્તન કરવાથી ટલે છે.

એ પ્રમાણે મિથ્યાત્વ જે છે, તે જગત્‌માં જેટલી દુઃખની જાતો છે તે સર્વનું મૂલ કારણ છે. કોપ પામેલો દુશ્મન, કોપ્યો વાઘ તથા વેતાલ જે ન કરી શકે, તે દુઃખ એ મિથ્યાત્વ આપે છે. વ્યાધિ, મૃત્યુ, દારિદ્ર તથા વનવાસથી પણ મિથ્યાત્વ સેવન તે અનંતગુણું દુઃખદાઈ છે. જેણે મિથ્યાત્વ જીત્યું તેણે સર્વ જગત્ જીત્યું. ઈંદ્રાદિકની ઋદ્ધિ પામવી સુલભ છે પણ મિથ્યાત્વ ટાલવું દુઃકર છે. તે માટે આત્મસુખાર્થી જીવે વિશેષ થકી મિથ્યાત્વ શોધન કરવું, અને નિર્મલ શ્રદ્ધાન કરી આઠ ગુણયુક્ત જે શંકાદિ દોષ-વિમુક્ત સમ્યક્ત્વ દૃઢ કરવું.

**હવે આઠ ગુણે કરી સમ્યક્ત્વની પુષ્ટિ કરે તે આઠ ગુણ કહે છેઃ**—શ્રી જિનાગમને વિષે સૂક્ષ્મવિચાર અતિંદ્રિયાદિક ભાવ જે છે તે સાચા સદ્દહે પણ સંદેહ–શંકા ન આણે, અને સાત ભય પણ મનમાં આણે નહિ, તે પ્રથમ **'નિઃશંક ગુણ.'**

જે અન્ય દર્શનના કષ્ટ, મંત્ર, ચમત્કારાદિક ઉન્નતિ દેખી તેની ચાહના ન કરે, આકાંક્ષા ધરે નહિ અથવા ધર્મના પુણ્યરૂપ ફલની ઈચ્છા ન રાખે, કેમકે–જ્યાં ઈચ્છાની આતુરતા ત્યાં પુણ્યરસ ઓછો થાય. જ્યાં ઈચ્છા ત્યાં કર્મબંધ છે અને પુણ્ય તો ધર્મ-ક્રિયાનો વસ્તુસ્વભાવ છે, તે તો અવશ્ય થાય જ. તેને ઈચ્છારૂપ દોષ તો ઉલટો કમ–ઓછો રસ કરે અને જે નિઃસ્પૃહપણે ધર્મ-ક્રિયાનું ફલ છે તે નિરવધિ છે. માટે એ બીજા **'નિઃકંખા ગુણ'**થી ધર્મફલ વૃદ્ધિને પામે છે.

**ત્રીજો નિર્વિતિગચ્છા ગુણ**—તે જે કર્મ (ધર્મક્રિયા) સંબંધી ફલનો સંદેહ રાખે નહિ. જેમ કોઇ મનુષ્ય ધર્મકરણી કરતો, કોઈ પૂર્વકૃત પાપપ્રકૃતિને ઉદયે પીડાતો થકો, મંદબુદ્ધિએ

એમ વિચારે જે હું ધર્મ કરૂં છું, તો પણ પીડા કેમ પામું છું ? એ ધર્મક્રિયાનું ફલ થશે કે નહિ, થાય એવી શંકા ધરે. પણ એમ ન વિચારે કે–એ તો મારા પૂર્વકૃત કર્મફલ ઉદય આવ્યા છે. પણ વર્તમાનમાં જે ધર્મક્રિયા કરૂં છું તે આગલ અવશ્ય ફલશે જ, માટે નિર્વિતિગિચ્છાગુણવંત હોય તે સંદેહ ધરે નહિ. તે બાહ્ય. અને અશુભ પુદ્ગલને એક સરખા ગણે, પણ અશુભ પુદ્ગલ દેખી દુગંચ્છા કરે નહિ તથા પુણ્યોદયે શુભ સંયોગ મલ્યા થકા ખુશી ન થાય, અહંકાર કરે નહિ. પાપોદયથી અશુભ સંયોગ મળ્યે દિલગીર થાય નહિ, તે અંતરંગ 'નિર્વિતિગચ્છા ગુણ' જાણવો.

**ચોથો અમૂઢદૃષ્ટિ ગુણ**—આગમ–સિદ્ધાંતમાં નિગોદ પ્રમુખના સૂક્ષ્મ વિચાર સાંભલતા મૂંઝાય નહિ, જે પોતાની ધારણામાં આવે તે ધારી રાખે, અને જે ધારણા–બુદ્ધિએ ન આવે તે સદ્દહે. ત્યાં એમ વિચારે જે સર્વદોષથી વિમુક્ત એવા શ્રી જિનેશ્વર તે અન્યથાવાદી ન હોય. આગમમાં કહ્યું છે કે–જે શ્રી જિનવાણી સાંભળતાં ખબર ન પડે, સમજવામાં ન આવે તેનું કારણ–કોઈક શ્રોતા પૂર્વભવકૃત જ્ઞાનવિરાધન કર્મોદય થયે થકે મતિદુર્બળતાથી ન સમજે, ત્યારે આચાર્ય આદિ ઉપદેશક હેતુ દૃષ્ટાંતાદિક વચને કરી શ્રોતાના ચિત્તમાં ઉતારે. એવા મહાપુરૂષોના વિરહે તથા નીતિ–ન્યાયના નહિ જાણવા થકી એટલે અનેક નયયુક્તિના ગ્રહણપણા વિના અથવા જ્ઞાનાવરણીય કર્મના પ્રબલ ઉદયથી ન સમજે, ત્યારે આત્માર્થી અમૂઢદૃષ્ટિ જીવ એવો વિચાર કરે જે–હેતુ ઉદાહરણ અનેક યુક્તિ દૃષ્ટાંતે ઘણો વખત કહેતાં છતાં પણ મને સારી પેઠે સમજણ પડતી નથી, તે મારો પૂર્વોક્ત દોષના યોગથી જાણવી. પણ સર્વજ્ઞમત અવિતથ–સત્ય જ છે, તેથી પરમ યથાર્થ વાત આગમની જ છે, એ 'અમૂઢદૃષ્ટિ' નામા ચોથો ગુણ.

**પાંચમો ઉવવૂહ ગુણ**—તે પોતાના આત્મામાં અનંત જ્ઞાન–દર્શનાદિક ગુણ છે તે છૂપાવે નહિ, ઉદયિક દુઃખ મટાડવાને દીનતાદિક ન કરે, શુદ્ધ સત્તા જેવી છે તેવી જ કહે અને પૌદ્ગલિક

સુખ–દુઃખ તે અજ્ઞાનદશાકૃત ઉપાધિ છે. આત્મા એ રાગદ્વેષ ઉપાધિથી ન્યારો છે તે અંતરંગ ગુણ. અને જે અન્યસાધક તેમાં પણ જે ગુણ હોય તે પ્રગટ કરી કહે પણ છૂપાવે નહિ તે બાહ્ય ગુણ. એ પ્રમાણે પાંચમો 'ઉવવૂહ ગુણ.'

**છઠ્ઠો સ્થિરીકરણ ગુણ**—તે પોતાના પરિણામ પરભાવમાંથી કાઢી જ્ઞાનધ્યાનમાં જોડે. નિત્ય ધર્મક્રિયા કરતો હોય તે અવશ્ય સ્થિર ઉપયોગવંત થયો થકો કરે, પણ ચપલતાનું કારણ મલે તો પણ અસ્થિરપણાને પામે નહિ, સાધ્ય સાધનથી ડગે નહિ, તે અંતરંગ ગુણ. તથા કોઈ ભવ્ય પ્રાણી શુભ–અશુભ કર્મોદય નિમિત્તે ધર્મથી પડતો હોય, તેને સદુપદેશાદિક આપી અથવા કોઈ રીતે સહાયક થઇને તેના પરિણામ સ્થિર કરે, તે બાહ્ય 'સ્થિરીકરણ ગુણ' જાણવો.

**સાતમો વત્સલતા ગુણ**—આ વર્તમાન શાસનમાં જે ભવ્ય ધર્મરૂચિ જીવો સાથે સામાયક, પોષહ, પ્રતિક્રમણ, યાત્રાં, પૂજાદિક ધર્મકરણી કરતા હોય, જેની સદ્દહણા એક હોય તે સાધર્મી કહીએ. તેની ભક્તિ કરવી તે વત્સલતા કહેવાય છે. અથવા સર્વ જીવ જાતે આપણા સાધર્મી જ છે, એક સત્તાએ સરખા છે તે માટે સર્વ જીવની વત્સલતા કરવી, જીવદયા પાળવી, એ બાહ્ય. અને અંતરંગ ભાવે જીવના જ્ઞાનાદિક ગુણ છે. તે જ્ઞાનધ્યાને કરી પોષવા–પુષ્ટ કરવા તે અંતરંગ. એ રીતે સાતમો 'વાત્સલ્ય ગુણ' છે.

**આઠમો પ્રભાવિક ગુણ**—તે જૈનશાસનની ઉન્નતિ કરવી; સંઘયાત્રા, રથયાત્રા, મોટા તપ, જપ, ઓળી, ઉપધાન, પ્રતિષ્ઠા-પૂજાદિકના ઘણા મહોત્સવે અઢળક દાનાદિકની ઉદારતા કરે, કે જેથી અન્યદર્શનીઓ પણ અનુમોદના કરે, સ્વદર્શનની વૃદ્ધિ કરે, ઘણા જીવોને ધર્મમાં જોડાવે. એવી રીતે જૈનશાસનને દીપાવે, એ બાહ્ય પ્રભાવિક ગુણ. અને પોતાના આત્માના જ્ઞાનાદિક ગુણ તેને વધારવા–પુષ્ટ કરવા, તે અંતરંગ પ્રભાવિક ગુણ. એ પ્રમાણે આઠમો 'પ્રભાવિક ગુણ' જાણવો.

**હવે સમ્યકૃત્વના સડસઠ ભેદ વિશુદ્ધ વ્યવહારથી કહે છેઃ**—સમ્યકૃત્વની ત્રણ શુદ્ધિ છે. પહેલી મનશુદ્ધિ. તે શ્રી જિન તથા જિનમત એ બે વિના બીજું સર્વ અસાર છે. એમ ચિંતવે તે **મનશુદ્ધિ.** બીજી વચનશુદ્ધિ તે શ્રી જિનેશ્વરનું આરાધન કરતાં સર્વ કાર્યની સિદ્ધિ થાય જ. કોઈ પૂર્વકૃત દુષ્કર્મના ઉદયથી જે કાર્ય ન થયું તે અન્ય દેવોથી શું થવાનું છે? માટે અરિહંતની સેવાથી કામના થાય જ, જેથી સ્વપ્ને પણ અન્ય દેવની પ્રાર્થના ન કરૂં એવું જે નિઃશંકપણે બોલવું, તે **વચનશુદ્ધિ.** ત્રીજી કાયશુદ્ધિ. તે કોઈ પૂર્વકૃત અશુભોદયથી કોઈ મિથ્યાદૃષ્ટિ દુષ્ટ રાજા અથવા ચોર, દુષ્ટ દેવાદિક છે તેણે ખડ્ગાદિકે ભેદ્યો, એવા મોટા મરણાંત કષ્ટ આવે, તો પણ એક શ્રી જિનેશ્વર વિના બીજા દેવને નમે નહિ, તે **કાયશુદ્ધિ** કહીએ.

**લિંગ ત્રણ**—શ્રી જિનાગમ સાંભળવાની ઘણી જ ઈચ્છા રાખે, ઈંદ્રિયસુખના અનેક કાર્ય મૂકી આગમ સાંભલવાને તત્પર હોય, તે પ્રથમ **શુશ્રૂષા લિંગ.** બીજું લિંગ તે ધર્મકરણી કરવા પરમ રાગ હોય, જેટલી ધર્મકરણી છે તેને જ કાર્ય માને બાકી સર્વ ભવપૂરણ માને, તે **બીજું લિંગ.** તથા શ્રી જિનેશ્વર તથા જિનમાર્ગાનુસારી ગુરૂ, તેમના વૈયાવચ્ચમાં યથાયોગ્ય નિશ્ચલ અભિગ્રહરૂપ નિયમ, તે **ત્રીજું લિંગ.**

જે થકી હૃદયગત સમ્યકૃત્વ જાણીએ તેના લક્ષણ પાંચ છે. તેમાં પહેલું લક્ષણ શમ છે. તેમાં રાગદ્વેષની મંદતા તેમ સમતાની વૃદ્ધિ, સુખદુઃખના ઉદયે હર્ષવિષાદ ધરે નહિ, તે પ્રથમ **'શમ'** લક્ષણ. બીજું સંવેગ–તે નિત્ય મોક્ષાભિલાષ રહે જે જે મોક્ષના કારણ છે, તે સર્વ ઉપર આદર ઘણો હોય, પરભાવ–પૌદ્ગલિક ભાવથી વિમુખ રહે, તે બીજું **'સંવેગ'** લક્ષણ. ત્રીજું નિર્વેદ–તે સાતે અંગ સહિત એકછત્ર રાજ્ય પામ્યો હોય, તો પણ એમ જાણે કે-બંદીખાને પડ્યો છું. એ કારાગારથી હું ક્યારે છૂટીશ, સર્વ પૌદ્ગલિકભાવ તે બંધનરૂપ ગણે, સમસ્ત સંસારથી ઉદાસ રહે,

તે ત્રીજું 'નિર્વેદ' લક્ષણ જાણવું. ચોથું અનુકંપા લક્ષણ–તે સર્વ સંસારી જીવ ઉપર અનુકંપા કરે, એટલે સંસારી જીવોના દ્રવ્ય-દુઃખ દેખીને તેના ઉપર પરમ મૈત્રીભાવ ધરી યથાશક્તિએ ઉપકાર કરે, મનમાં એવી ચાહના રાખે જે કોઈ જીવ પાપ ન કરે, કોઈ જીવ દુઃખી ન થાય, સર્વ સંસારી જીવ દ્રવ્ય–ભાવ દુઃખથી છૂટે, સૌ ધર્મ પામે અને મારી શક્તિ સ્ફુરે તો સર્વને ધર્મરૂચિવંત કરૂં, જેથી એના જન્મ–મરણના દુઃખ ટળે, એવી વાસના તે ચોથું 'અનુકંપા' લક્ષણ જાણવું. પાંચમું આસ્તિક્યતા લક્ષણ. તે શ્રી જિનશાસન તથા શ્રી જિનેશ્વર ઉપર પરમ આસ્થા, પરમ રંગ હોય. એ રીતે ધર્મરંગવાસિત હોય તે પાંચમું 'આસ્તિક્ય' લક્ષણ.

**હવે પાંચ સમ્યક્ત્વના દૂષણ કહે છે:**—પ્રથમ શંકા-દૂષણ. તે જિનવાણીમાં સંદેહ ધરે તેના બે ભેદ છે. એક દેશવિષયી બીજો સર્વવિષયી. સર્વવિષયી શંકા તે જિનધર્મ સત્ય છે કિંવા અસત્ય છે, એવી વિચારણા તે સર્વથી શંકા જાણવી, અને દેશશંકા તે જીવ સર્વગત છે કે અસર્વગત છે, પૃથ્વીમાં જીવપણું કેમ મનાય અથવા નિગોદાદિ સ્વરૂપ કેમ ઘટમાન થાય ? કઈ યુક્તિએ માનીએ, વર્તમાન-કાળે ચારિત્ર છે કે નથી, ઈત્યાદિક દેશશંકા જાણવી. તથા સર્વશંકા એ બે શંકા સમ્યક્ત્વને દુઃખવે, તે પહેલું 'શંકા' નામે દૂષણ જાણવું. બીજું 'કાંક્ષા' દૂષણ. જે પરદર્શનની આકાંક્ષા ધરે તે બે પ્રકારે છે. એક દેશથી–બીજી સર્વથી. તેમાં સૌગતાદિક એક જ દર્શનનો અભિલાષ ધરે તે દેશવિષય આકાંક્ષા, અને જે સર્વ પાખંડી ધર્મની આકાંક્ષા ધરે તે સર્વવિષય આકાંક્ષા. એ બંને સમ્યક્ત્વને મલિન કરે. શ્રી જિનાગમમાં અવિશ્વાસરૂપ એ દૂષણ છે. ત્રીજું 'વિતિગિચ્છા' દૂષણ. તે તપસ્યાદિક ધર્મકરણી કરતાં તજ્જન્ય ફલનો સંદેહ ધરે. એ ધર્મક્રિયા ફળશે કે નહિ ફળે. આષાઢાચાર્યની પરે સંદેહમાં પડે. અહીં કોઈ પૂછે જે–શંકા તે સંદેહરૂપ છે અને આ વિનિગિચ્છા પણ સંદેહરૂપ કહો છો, તો એ બેમાં શું વિશેષ-પણું છે, જેથી ભિન્ન ભિન્ન કહો છો ? તેનો ઉત્તર જે–શંકાદૂષણ તે

દ્રવ્યગુણુ વિષે છે અને વિતિગિચ્છા ક્રિયા વિષે છે એમ જાણવું. ચોથું 'પ્રશંસા' દૂષણ. તે કુલિંગી તાપસ સાંખ્યાદિક દેખીને અહો એ મ્હોટા તપસ્વી છે, ઇત્યાદિક વર્ણન તે પ્રશંસા દૂષણ. એ પ્રશંસા કરતાં અસત્ ગુણે કરી સમ્યક્ત્વ મલીન કરે, એથી મિથ્યાધર્મની સદા પુષ્ટિ થાય; કેમકે–લોક કહે કે–જૈનધર્મી પણ એની પ્રશંસા કરે છે તો એ મહાગુણી છે, ઇત્યાદિક દૂષણોથી સમ્યક્ત્વ મલીન થાય એ ચોથું દૂષણ. પાંચમું 'સંસ્તવ' તે જે કુલિંગી–અન્યદર્શનીની સાથે સંસ્તવ પરિચય કરે, નિત્ય ભેગા રહે, તેની ક્રિયાના વર્ણન મહિમા સાંભલી શ્રદ્ધાદોષ ઢીલો થાય; અને તેની સુલભક્રિયા દેખી દર્શનદ્રઢતા શીથીલ થાય, માટે અન્યદર્શનીનો પરિચય ત્યજવો એ પાંચમું દૂષણ.

**હવે પાંચ ભૂષણ કહે છેઃ**—શ્રી જિનધર્મને વિષે સ્થિરતા હોય, પણ યુક્તિ–કુયુક્તિ સાંભલી ચપલ ચિત્ત કરે નહિ, તે પ્રથમ **'સ્થૈર્ય ભૂષણ.'** બીજું પ્રભાવનાભૂષણ–તે જિનશાસનની સંઘ, યાત્રા, પૂજા, પ્રતિષ્ઠાદિકના મહોત્સવ અનેક પ્રકારે કરે, તે બીજું **'પ્રભાવના ભૂષણ.'** ત્રીજું ભક્તિભૂષણ–તે શ્રી જિનશાસન ઉપર ઘણી ભક્તિ રાખે. કોઇ દરિદ્રી પુરૂષને સર્વ દુઃખ ફેડી સમૃદ્ધિવાન્ કર્યો હોય, તે દરિદ્રીને ઉપકારના કરનાર ઉપર કેવી ભક્તિ હોય તેથી અધિક ભક્તિ દેવ–ગુરૂ–ધર્મ ઉપર રાખે, તે ત્રીજું **'ભક્તિ ભૂષણ.'** જિનશાસનને વિષે **'કુશલતા ભૂષણ'**–તે આગમ, શૈલી, યુક્તિ પ્રયુક્તિ હેતુ દ્રષ્ટાંતમાંહે અતિનિપુણ એ ભૂષણવંત ક્યાંય સ્ખલાયમાન થાય નહિ. જ્યાં જાય ત્યાં આગમની કુશલતાથી અન્યદર્શનીમાં જૈનમાર્ગ દીપાવે. કોઈ સ્થાનકે હારે નહિ, ઘણાને ધર્મ પમાડે. ઇત્યાદિક ચોથું ભૂષણ. પાંચમું **'તીર્થસેવા ભૂષણ'**–તે દ્રવ્યભાવથી તીર્થની સેવામાં રસીયો હોય. દ્રવ્યથી તીર્થ તે સિદ્ધચલાદિક પુણ્યક્ષેત્ર અને ભાવથી તીર્થ તે દ્વાદશાંગી અથવા ચતુર્વિધ સંઘ. તેની સેવા, ભક્તિ, બહુમાન કરતાં આત્મા નિર્મલ

થાય, બીજા જીવ ધર્મ પામે. એ 'તીર્થસેવા' નામે પાંચમું ભૂષણ જાણવું.

**હવે આઠ પ્રભાવક કહે છે:**—પ્રાવચનીક તે જિનમાર્ગમાં કુશલ જિનમાર્ગ દીપાવે, તે '**પહેલો પ્રભાવક.**' બીજો ધર્મ-કથામાં અતિ નિપુણ ઘણા દુર્બોધિ જીવોને ધર્મ પમાડે, શાસનની ઉન્નતિ વધારે, એ '**બીજો પ્રભાવક.**' ત્રીજો વાદી તે એક વાતને સેંકડો વખત થાપે, વળી તેજ વાત સેંકડો વખત ઉત્થાપે, પણ ક્યાંય સ્ખલાયમાન થાય નહિ. પ્રતિજ્ઞા, હેતુ, દૃષ્ટાંત, યુક્તિ, કુયુક્તિમાં નિપુણ એવા તિક્ષ્ણબુદ્ધિમાન વાદી સ્યાદ્વાદમાં નિપુણ રાજદ્વારમાં બહુજન સમક્ષ જયપતાકા વરે, શાસનને દીપાવે, માટે '**ત્રીજો વાદી પ્રભાવક**' જાણવો. '**ચોથો નિમિત્ત ભાષી પ્રભાવક**'—તે જે પૂર્વ આમ્નાયના યોગથી ભૂત, ભવિષ્ય, વર્તમાનકાલની વાત કહે, તે નિમિત્ત કુશલ કોઈ તથાવિધ અવસરે રાજદ્વારાદિકમાં શાસનની ઉન્નતિ કરવા માટે કોઇ લાભાલાભ ગવેષી નિમિત્ત કહે, સર્વ પ્રાણીને ચમત્કાર પમાડી પોતાને અનુકૂલ કરે, તે અનુકૂલ થયાથી ધર્મની વૃદ્ધિ થાય, શાસન દીપે, એ ચોથો પ્રભાવિક જાણવો. '**પાંચમો તપસી પ્રભાવક**'—તે આગમોક્ત વિધિ મર્યાદાપૂર્વક તપ કરે. તપસ્યાના માહત્મ્યથી ઇતિ, ઉપદ્રવ, દેવ છલાદિક સર્વ સમી જાય, ઉપાસના કર્યા વિના જ તેને દેવતા પોતાની મેળે આશ્રીત થઈ મહિમા વધારે, એવા શક્તિવંત તપસ્વી જ્યાં વિચરે ત્યાં જિનશાસન દીપાવે માટે પ્રભાવક કહીએ. '**છટ્ઠો વિદ્યાસંપન્ન પ્રભાવક**'—તે આકાશગામિની પ્રમુખ અનેક વિદ્યાએ સંપન્ન મહા-પુરૂષ કોઈ વિષમ વેલામાં શ્રી સંઘનો ઉદ્ધાર કરે, વિઘ્ન નિવારે, દુષ્ટદમન કરી સંઘની રક્ષા કરે, શાસનને દીપાવે, ઘણા જીવોને ધર્મસન્મુખ કરે એ છઠ્ઠો પ્રભાવિક. '**સાતમો સિદ્ધ પ્રભાવક**'—તે જે પૂર્વઆમ્નાયે ગુરૂકૃપાથી અંજનસિદ્ધિ, ચૂર્ણસિદ્ધિ, મંત્ર-સિદ્ધિ, કલ્કસિદ્ધિ પ્રમુખ અનેક સિદ્ધિસંપન્ન હોય, તે કોઈ વિષમતાના યોગે લાભાલાભ દેખી કોઈ અદ્ભૂત સિદ્ધિના બળે

કરી સંઘનાં વિઘ્ન દૂર કરે, શાસનની મ્હોટાઇ કરી દેખાડે, જેથી તે સાતમો પ્રભાવિક. 'આઠમો કવિ પ્રભાવક'–તે શ્રી જિનમાર્ગે ધર્મને અણુદૂષવતો, સમસ્ત વર્તમાન શ્રુતમાં નિપુણ, સ્વ–પર શાસ્ત્રવેત્તા, કોઈ શાસનોન્નતિ કારણે અથવા કોઈ વિઘ્નજય નિમિત્તે મહાગંભીર અર્થ અતિશયોક્તિ યુક્ત પ્રશ્ન કરે, જે સાંભલતાંજ પંડિત હોય તે ચમત્કાર પામી અનુકૂલ થાય એમ એ પ્રભાવક ચિંતિત કાર્ય સર્વ કરે, શાસનોન્નતિ કરે, માટે એ આઠમો પ્રભાવિક જાણવો. એ પ્રમાણે આઠ પ્રભાવક કહ્યા છે.

હવે છ આગાર કહે છેઃ—તેમાં પ્રથમ આગાર રાજાભિયોગેણુ–એટલે રાજાના આદેશે કાંઈ ધર્મવિરૂદ્ધ કરવું પડે તેનો આગાર. બીજો ગણાભિયોગેણુ–એટલે ઘણા લોક નાત, જાત પ્રમુખના જોરથી વિરૂદ્ધ કરવું પડે ત્યાં પ્રતિજ્ઞા ભાંગે નહિ, તે બીજો આગાર; ત્રીજો બલાભિયોગેણુ–તે કોઈ મહાબલવાન બલાત્કારે પકડી, પરવશ કરી જોરાવરીથી અભક્ષ પ્રમુખ મુખમાં નાંખે–ખવરાવે, તેથી પ્રતિજ્ઞા ભાંગે નહિ તે ત્રીજો આગાર. ચોથો દેવાભિયોગેણુ–તે કોઈ દુષ્ટદેવ પોતાની દીવ્યશક્તિએ કરી મનુષ્યની ચેતના વિકલ કરે અથવા મરણાંત કષ્ટ સમસ્ત કુટુંબને આપે, તે વિકલતામાં અથવા કષ્ટનો માર્યો રાજવેઠ સમાન કાંઇ વિરૂદ્ધ કરવું પડે ત્યાં પ્રતિજ્ઞા ભાંગે નહિ, એ ચોથો આગાર. પાંચમો ગુરૂનિગ્રહેણુ–તે માતા, પિતા, વૃદ્ધ ભ્રાતા, પ્રમુખના કહેવા થકી તે સમજાવ્યા ન સમજે અને જો તેમનું કહેવું ન કરે તો લોક નિંદા કરે, એમ વિચારી તેમના કહેવા થકી કાંઈ વિરૂદ્ધ કરવું પડે તે પાંચમો આગાર. છઠ્ઠો વિત્તિકંઠારેણુ (વૃત્તિકાંતારેણુ)–આજીવિકા તેજ મહોટા કાંતાર–અટવી એટલે કોઈ પાપોદયથી એવું દ્રવ્ય ક્ષેત્રાદિક યોગ મલી જાય કે જેથી આજીવિકાની દુર્લભતા થઈ જાય. ત્રણ દિવસ પર્યંત જ્યાં સુધી શક્તિ સ્ફુરે, પરિણામ ટકે ત્યાં સુધી તો ટકયો રહે. પછી જાણે જે હવે ટકાશે નહિ એવું જણાય, ત્યારે કોઈ વિરૂદ્ધ કારણે આજીવિકા કરવી પડે, તે છઠ્ઠો આગાર.

એ છએ આગાર જે ઉત્સર્ગે પાળી શકે નહિ તેને માટે છે, પણ દૃઢ પરિણામી હોય તે આલંબન લે નહિ.

હવે ચાર સદ્દહણા કહે છે:—તેમાં પ્રથમ પરમાર્થ જે તત્ત્વાર્થ–તત્ત્વજ્ઞાન, શાસ્ત્રરહસ્ય તેનો પરિચય કરે. કેમકે–તત્ત્વજ્ઞાન પામ્યા વિના જે ઉદ્યમ છે તે કષ્ટરૂપ છે, માટે '**તત્ત્વજ્ઞાન પરિચય**' તે પ્રથમ સદ્દહણા કહીએ. બીજી તત્ત્વજ્ઞાન–સકલ પરમાર્થના જાણ જે મુનિરાજ તેની સેવા કરે, એવા મુનિને સેવ્યા વિના તત્ત્વપ્રાપ્તિ ન થાય, માટે '**તત્ત્વજ્ઞાનીની સેવના**' તે બીજી સદ્દહણા. ત્રીજી વ્યાપન્નદર્શની એટલે શ્રદ્ધાભ્રષ્ટ થયેલા સ્વદર્શની તેની સંગત ન કરવી. હીણાની સોબત કરતાં સાધુજન પણ હીણો કહેવાય, માટે '**દર્શનભ્રષ્ટનો સંગ વર્જવો**' તે ત્રીજી સદ્દહણા. ચોથી કુદૃષ્ટિ સંગવર્જન તે મિથ્યાત્વી તાપસાદિકની સંગત ન કરે. ધર્માર્થીએ '**કુલિંગીનો સંગ વર્જવો**' એ ચોથી સદ્દહણા.

હવે છ પ્રકારે જયણા કહે છે:—અન્યદર્શની જે તાપસાદિક તેના દેવ જે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, શક્તિ પ્રમુખ તથા તેણે ગ્રહણ કરેલા જે અરિહંતના ચૈત્ય, પ્રતિમા એટલાની સાથે છ પ્રકારનો વ્યવહાર ન કરવો. તે છ પ્રકારની જયણા તેના નામ: એક વંદન ન કરવું, બીજું બહુમાનપૂર્વક પંચાંગપ્રણિપાતાદિક તે ન કરવું, ત્રીજું દાન જે અન્ન–વસ્ત્રાદિક તે પણ ભક્તિપૂર્વક ધર્મસાધનાર્થે ન આપવું. ઉચિત અનુકંપા જાણી દેવું તેની મનાઈ નથી. ચોથું અનુપ્રદાન જે વારંવાર બોલાવી બોલાવીને દેવું તે પણ ન કરવું. પાંચમું આલાપ તે બોલાવ્યા વિના આગલથી એકવાર બોલવું તે પણ ન કરવું. છઠ્ઠો સંલાપ વારંવાર બોલવું તે ન કરવું. એ છ વાના કરતાં સમ્યક્ત્વ મલિન થાય, અથવા જાય માટે તે વર્જવા, એને છ પ્રકારની જયણા કહી છે.

હવે સમ્યક્ત્વની ભાવના કહે છે:—સમક્ત ધર્મનું

મૂલ તે સમ્યક્ત્વ છે, એવું ભાવવું તે પ્રથમભાવના, તથા સમસ્ત ધર્મરૂપ નગરનો દ્વાર તે પણ સમ્યક્ત્વ છે, એવું ભાવવું તે બીજી ભાવના. ધર્મરૂપ પ્રાસાદનો પાયો અથવા પીઠ તે પણ સમ્યક્ત્વ છે એવું ભાવવું તે ત્રીજી ભાવના તથા સમ્યક્ત્વ તે આત્માર્થિક જીવોને અખૂટ ખજાનો-નિધાન છે એવું ભાવવું તે ચોથી ભાવના. સમસ્ત ધર્મનો આધાર તે સમ્યક્ત્વ જ છે એવી વાસના તે પાંચમી ભાવના અને ધર્મરૂપ અમૂલ્ય ચીજને રાખવાનું ભાજન તે સમ્યક્ત્વ છે એમ ભાવવું તે છઠ્ઠી ભાવના જાણવી.

**હવે સમ્યક્ત્વના છ સ્થાન કહે છે:**—શુદ્ધ પદપણા માટે 'અસ્તિ' એમ દૃઢ નિશ્ચે જાણવું તે પ્રથમસ્થાન તથા જીવ (આત્મા) શાશ્વત-'નિત્ય' છે, દ્રવ્યથી ક્યારે પણ નાશ નથી એ બીજું ઠાણુ પુણ્ય-પાપનો 'કર્તા' તે પણ જીવ જ છે એ ત્રીજું ઠાણુ. પુણ્ય-પાપનો 'ભોક્તા' તે જીવ જ છે એ ચોથું ઠાણુ. નિર્વાણ-'મુક્તિ' સિદ્ધ છે એ પાંચમું ઠાણુ. અને 'મુક્તિ પામવાનો ઉપાય' છે તે છઠ્ઠું ઠાણુ. એ છ સ્થાન વિશેષની ચર્ચા દર્શનસિત્તરી વિગેરે ગ્રંથો થકી જાણવી. આ ઠાણુની અપ્રતીત-અવિશ્વાસ તે મિથ્યાત્વ જાણવું. માટે છ સ્થાન સારી રીતે સદ્દહવા અને આગમરૂચિ ગુરૂ પાસેથી ધારવા.

**હવે સમ્યક્ત્વની નિર્મળતાને અર્થે દશનો વિનય કરવો તે કહે છે:**—૧-અરિહંત તે વિચરતા તીર્થંકર. ૨-જ્યોતિ સ્વરૂપી સિદ્ધ ભગવાન. ૩-ચૈત્ય જે પ્રભુના દેરાસર. ૪-શ્રુત જે સિદ્ધાંત. ૫-વીતરાગનો ધર્મ. ૬-મોક્ષમાર્ગના સાધક સાધુ. ૭-પાંચ પ્રકારના આચાર પોતે પણ પાળે અને અને બીજાને પળાવે તે આચાર્ય. ૮-જે અગીઆર અંગ પોતે ભણે અને બીજાને ભણાવે તે ઉપાધ્યાય. ૯-પ્રવચની તે ચૌદ પૂર્વધર. ૧૦-દર્શન જે સમ્યક્ત્વ એ દશનો વિનય કરવો. એ દશેને યથાયોગ્ય અનુકૂલપણે થઈને વિનય કરતાં થકા સમ્યક્ત્વ અતિનિર્મલ થાય.

હે સ્વામીન્! ત્હારા પ્રરૂપ્યા સિદ્ધાંતનો વિસ્તાર તેને સદાકાલ અનુસરતા-અભ્યાસ કરતાં એવા ભવ્યજીવોને ત્હારા પસાયથી સકલ સિધ્ધાંતનો પાર એવું જે સમ્યક્ત્વ તેની પ્રાપ્તિ, તે સમ્યક્ પ્રકારે નિરાવરણ ભાવે થાઓ! એ પ્રકરણ કરનારની આશિષ છે.

[ એ પ્રમાણે સમ્યક્ત્વનું સ્વરૂપ સંપૂર્ણ થયું. આ સમ્યક્ત્વનું સ્વરૂપ અત્યંત વિચારવા લાયક છે. ઉક્ત સ્વરૂપ અન્ય ગ્રંથની સહાયને આધારે આપવા જતાં મારી મંદ સમજશક્તિને લીધે અથવા આશયોના સમજફેરથી જે કાંઈ વિરૂદ્ધ લખાઈ ગયું હોય, તેનું પુનઃ મિથ્યાદુષ્કૃત આપું છું. વિદ્વાન્ સજ્જનો એ સુધારીને વાંચે અને ગ્રહણ કરે. ]

ઇતિ સમ્યક્ત્વ સ્વરૂપ.

  

# આત્મતત્ત્વ પ્રકાશ.

[ નવ તત્ત્વો એટલે આત્માને હેય, જ્ઞેય અને ઉપાદેયનો પ્રકાશ કરનાર તત્ત્વો. જેથી આ વિષયનું નામ " આત્મતત્ત્વ પ્રકાશ " રાખવામાં આવ્યું છે, તે મારી અલ્પ સમજ પ્રમાણે અયોગ્ય નથી. નવ તત્ત્વમાં પુણ્ય અને પાપ આશ્રવતત્ત્વમાં ગણી સાત તત્ત્વોમાં સમાવેશ કરેલો છે. છેલ્લે લેશ માત્ર ચારિત્ર અધિકાર આપવામાં આવ્યો છે. ઉક્ત સાતે તત્ત્વોનું આલેખન વ્યવહાર અને નિશ્ચય ( તાત્ત્વિક ) દષ્ટિથી કોઇ જુદી જ વિશિષ્ટ રીતિએ આપવામાં આવેલું હોઈ પાઠકોને ઘણું જ બોધક થવા સંભવ છે. અન્ય ગ્રન્થની સહાયતાને આધારે ઉતારતા ભૂલ રહી જવા પામી હોય, કોઈ વિરૂદ્ધ કથન મૂકાયું હોય, તો તે વિષે અમારૂં મિથ્યાદુષ્કૃત સમજી સુજ્ઞ વાંચકો સુધારી ગ્રહણ કરે. ]

આ વિશ્વમાં ચૈતન્ય અને જડ—એ બે વસ્તુ મૂકીને બીજી કાંઈ પણ વસ્તુ નથી. આત્મસ્વભાવ પ્રગટ કરવાની ઈચ્છાવાળા જીવોએ તે બંનેના લક્ષણો જાણવા જોઈએ. જેઓ આ બંનેનાં સ્વરૂપને પરમાર્થ દૃષ્ટિએ જાણે છે, તે અજીવનો ત્યાગ કરી જીવ–આત્મતત્ત્વમાં લીન થયાં છે. જીવતત્ત્વમાં લીન થતાં નવીન કર્મો આવતાં અટકે છે, અને પૂર્વે બંધાયેલાં કર્મો ઓછાં થઈ જાય છે. આમ નવીન કર્મોનું બંધ થવાથી અને જુના કર્મોનો નાશ થવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

## ૧—આત્મ-સ્વરૂપ અધિકાર.

### જીવ—આત્માનું લક્ષણ.

આત્મા ઉપયોગમય છે. તે ઉપયોગ બે પ્રકારનો છે. એક દર્શન ઉપયોગ અને બીજો જ્ઞાન ઉપયોગ. આત્મા નિશ્ચયનયની અપેક્ષાએ જ્ઞાન–દર્શન ઉપયોગમય છે અને વ્યવહારથી ક્ષાયોપશમિક જ્ઞાન–દર્શન ઉપયોગમય છે. આત્મા મૂર્તિમાન નથી પણ વ્યવહારની અપેક્ષાએ જીવ કર્માધિન હોઈ મૂર્તિમાન છે. નિશ્ચયથી દ્રવ્ય–ભાવા-

દિનો કર્તા નથી પણ વ્યવહારથી કર્તૃત્વ છે. નિશ્ચયની અપેક્ષાએ આત્મા લોકાકાશ વ્યાપી છે અને વ્યવહારથી સ્વદેહ પ્રમાણ છે આત્મા નિશ્ચયથી સહજ સુખામૃતનો ભોક્તા છે અને વ્યવહારથી સુખ-દુઃખનો ભોક્તા છે. આત્મા નિશ્ચયથી સિદ્ધ સમાન છે અને વ્યવહારથી સંસારસ્થ એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભવ અને ભાવ-એ પાંચ પ્રકારે પુદ્ગલપરાવર્ત્ત લક્ષણ સંસારમાં સ્થિતિ કરવાવાળો છે, નિશ્ચયથી સિદ્ધ છે અને રાગદ્વેષના પરિણામવશાત્ અસિદ્ધ છે. આત્મા નિશ્ચયથી વિશ્વની ઉપર ગતિ કરનારો છે અને વ્યવહારથી કર્મ સંબંધને લીધે ઉંચ, નીચ, તિર્છી ગતિ કરનારો છે.

વ્યવહારથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન-એ ત્રણે કાળમાં પ્રાણ ચાર છે. ૧-ઇંદ્રિય પ્રાણ, ૨-બલ પ્રાણ, ૩-શ્વાસોશ્વાસ પ્રાણ અને ૪-આયુ પ્રાણ.

૧—શુદ્ધ ચેતના રહિત અશુદ્ધ ચેતનારૂપ પ્રાણ તે "ઇંદ્રિય પ્રાણ."

૨—અનંત વીર્યરૂપથી વિપરીત મન, વચન, કાય-એ "બલરૂપ પ્રાણ."

૩—અનાદિ અનંત આત્મદ્રવ્યની સત્તારૂપથી વિપરીત સાદિ સાંતરૂપ જે પ્રાણ, તે "આયુ પ્રાણ."

૪—અનંત સુખરૂપથી વિપરીત જે અલ્પ માત્ર ખેદનિવૃત્તિપ્રાણ, તે "શ્વાસોશ્વાસ પ્રાણ."

આ ચાર પ્રાણના ઉત્તરભેદ દશ થાય છે.

ઉપયોગાધિકાર—નેત્રદ્વારા જે દર્શન જ્ઞાન થાય, તે "ચક્ષુદર્શનોપયોગ." નેત્ર સિવાય બીજી ચાર ઇંદ્રિયોદ્વારા જે જ્ઞાન, તે 'અચક્ષુ દર્શનોપયોગ.' અને અવધિદર્શનાવરણના ક્ષયોપશમથી અવધિ-મર્યાદા પ્રમાણમાં જે દર્શન જ્ઞાન, તે 'અવધિ દર્શનોપયોગ.' આ ત્રણ દર્શનોપયોગને 'ક્ષાયોપશમિક દર્શન ઉપયોગ.'

કહેવામાં આવે છે. અને લોકાલોક પદાર્થનું દર્શન તે 'કેવલ-દર્શનોપયોગ.' આને 'ક્ષાયિક દર્શનોપયોગ' કહેવામાં આવે છે.

આઠ પ્રકારે જ્ઞાન.

મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાન—આ પાંચ સમ્યક્ત્વ આશ્રયી છે. અને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગ-જ્ઞાન—એ ત્રણ મિથ્યાત્વ આશ્રયી છે. વિભંગજ્ઞાન, અવધિજ્ઞાન તથા મનઃપર્યવજ્ઞાન—એ ત્રણ 'એકદેશ પ્રત્યક્ષ' કહેવાય છે અને કેવળ-જ્ઞાન 'સંપૂર્ણ પ્રત્યક્ષ' કહેવાય છે. આ આઠ ભેદ પૈકી ત્રણ અજ્ઞાન તથા ચાર જ્ઞાન તે ક્ષાયોપશમિક છે અને કેવળજ્ઞાન ક્ષાયિક છે. ત્રણ અજ્ઞાન મિથ્યાદષ્ટિને ઉત્પન્ન થાય છે અને બાકીના સર્વ જ્ઞાન સમ્યગ્દૃષ્ટિને ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જીવનું સામાન્ય લક્ષણ વ્યવહારદૃષ્ટિએ કહેવામાં આવેલ છે. નિશ્ચયનય અપેક્ષાએ તો આત્મા કેવળદર્શન અને કેવળજ્ઞાનમય છે.

વ્યવહાર નયની અપેક્ષાએ વીશ ગુણો (હલકો, ભારે, ઉનો, ઠંડો, લુખો, ચોપડો, સુંવાળો, ખરબચડો, ખાટો, મીઠો, તીખો, કડવો, કષાયલો, સુરભિગંધ, દુરભિગંધ, કાળો, પીળો, લીલો, ધોળો અને રાતો.) સહિત જે પદાર્થ તે 'મૂર્ત્ત' કહેવાય છે. એ પૌદ્ગલિક છે અને નિશ્ચયની અપેક્ષાએ વીશ ગુણો આત્મદ્રવ્યમાં નથી. માટે 'અમૂર્ત્ત' કહેવાય છે. આત્મા નિશ્ચયની અપેક્ષાએ પુદ્ગલ કર્મનો કર્ત્તા નથી અને વ્યવહાર નયે રાગ—દ્વેષ મોહરૂપ વિભાવ પરિણામને વશ થઈ કર્મનો કર્ત્તા છે.

આનું રહસ્ય એ છે કે—શુદ્ધ ચેતના ઉપાદેય—ગ્રાહ્ય છે, અને બીજા સકલ વિભાવરૂપ અશુદ્ધ ચેતના ઔપધિક હોવાથી હેય—ત્યાજ્ય છે.

દરેક પદાર્થો પોતપોતાના સ્વભાવમાં રહેલા છે. તેના સ્વભાવમાં સંયોગ—સંબંધથી ફેરફાર થતો નથી. સંયોગ—સંબંધ એટલે એક પદાર્થની સાથે એક જ સ્થાનમાં અનેક પદાર્થોનું જોડાઇને રહેવાપણું

થાય છે તે. દૃષ્ટાંત તરીકે—જીવ અને પુદ્ગલો—કર્મો એક સાથે રહેવા છતાં જીવ એ જડ પુદ્ગલરૂપ થતો નથી અને પુદ્ગલો તે જીવ થતાં નથી. આકાશમાં અનેક પુદ્ગલો રહ્યા છે તે છતાં આકાશ તે રૂપ થતું નથી, તેમ તે આકાશરૂપ થતાં નથી. તેવી રીતે દેહમાં આત્મા રહેલ છે, છતાં દેહ એ આત્મા થતો નથી, અને આત્મા એ દેહ થતો નથી. વસ્તુના પર્યાયો બદલાય છે, પણ વસ્તુનો નાશ થતો નથી. વસ્તુ તે મૂળ દ્રવ્ય, તે જુદા જુદા આકારોમાં ગોઠવાય એ રૂપે તેની તે ઉત્પત્તિ કહેવાય, પૂર્વના આકારનો ત્યાગ એ નાશ કહેવાય, છતાં આ ઉત્પત્તિ અને નાશ એ બંને સ્થાને તે મૂળ વસ્તુની હૈયાતિ કાયમ જ હોય, તે દ્રવ્ય કહેવાય. આ દ્રવ્ય સાથે તે દ્રવ્યનો સ્વભાવ, કે જે કોઈ દિવસ તેનાથી જુદો ન પડી શકે તે ગુણ કહેવાય, અને આકાર વિગેરેમાં ફેરફાર થયા કરે તે પર્યાય કહેવાય છે. આવા ગુણપર્યાયવાળી વસ્તુ તે દ્રવ્ય છે. આમ એક દ્રવ્યમાં ગુણપર્યાય સાથે જોવામાં, અને તે જોતાં પણ દ્રવ્યને ભૂલાય નહિ, એજ રીતે આત્મ દ્રવ્ય જ્ઞાનાદિ ગુણવાળું છે. જુદા જુદા ઉપયોગો બદલવા તે તેના પર્યાયો છે આ પર્યાયોની અપેક્ષાએ આત્મા અનિત્ય છે. દ્રવ્યની—પોતાની અપેક્ષાએ નિત્ય છે. એ અનિત્યમાં નિત્યને જોવો—ભૂલવો નહિ અને નિત્યમાં પણ અનિત્ય પર્યાયને ભૂલવો નહિ, એ વસ્તુતત્ત્વનું ખરું સ્વરૂપ છે અને તેને જ સમ્યગ્જ્ઞાન કહેવાય છે.

મિથ્યાજ્ઞાન ત્રણ કહ્યા. તેમાં પ્રથમના બે મિથ્યામતિ અને મિથ્યાશ્રુત એ સર્વ જીવોને હોય છે. કેમકે—આટલું પણ જ્ઞાન ન હોય તો તે જીવ અને અજીવમાં પછી તફાવત ન જ રહે. ત્રીજું વિભંગજ્ઞાન એમાં મિથ્યા—મતિશ્રુત કરતાં અધિકતા તો છે, તે ઇન્દ્રિયોની મદદ વિના રૂપી દ્રવ્યને જોઈ—જાણી શકે છે, છતાં વસ્તુના ખરા સ્વરૂપનો તેને અનુભવ થતો નથી, તેમજ બહારથી દેખાતાં પદાર્થો જે દૂર દૂરના તેના જોવામાં આવે છે, તેમાં અસ્પષ્ટતા અને વિપરીતપણું પણ હોય છે. કેવળજ્ઞાન અને કેવળદર્શન—

એ બંને જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થાય છે. ખરી રીતે જ્ઞાન એક છે અને દર્શન પણ એક છે, છતાં કર્મની ઉપાધિના ભેદે ભેદ પાડવામાં આવ્યા છે. આ જ્ઞાન-ઉપયોગ અને દર્શન-ઉપયોગદ્વારા આત્મા પોતાની શક્તિ પ્રકાશે છે અને વિશ્વનાં સર્વ પદાર્થોને દર્શન અને જ્ઞાનદ્વારા જાણે છે અને જૂએ છે. આ આત્માનું પૂર્ણ સ્વરૂપ છે. આટલી કોટી સુધી આત્માનો વિકાસ થાય, ત્યારે તે પૂર્ણ વિકાસ થયો સમજવો. બહારના પદાર્થોની અપેક્ષાએ તે જ્ઞાતા-દ્રષ્ટા છે, પણ જ્યારે તે અંતરમુખ સ્થિતિએ પોતે પોતામાં સમાઈ રહે છે, ત્યારે તેમાં અખંડ આનંદ અને પૂર્ણ સ્થિરતા હોય છે. જ્ઞાનાવરણ દર્શનાવરણ કર્મોનો ક્ષય થતાં આ જ્ઞાન દર્શન એકીસાથે ઉત્પન્ન થાય છે. તે સિવાયના જ્ઞાનાદિ અનુક્રમે થાય છે. જ્ઞાન-ઉપયોગ તે સાકાર છે, દર્શન-ઉપયોગ નિરાકાર છે. જ્ઞાન-ઉપયોગ સવિકલ્પ છે, દર્શન-ઉપયોગ નિર્વિકલ્પ છે. આ બંને ઉપયોગો સ્વભાવ અને વિભાવ પણ છે. મન અને ઇંદ્રિયદ્વારાએ જ્યારે જ્ઞાન-ઉપયોગની પ્રવૃત્તિ હોય છે, ત્યારે તે વિશેષ ઉપયોગ હોય છે. તેમાં પણ શુભ કાર્યમાં પ્રવૃત્તિ હોય ત્યારે શુભ ઉપયોગ કહેવાય છે. અશુભ કે અશુદ્ધ ભાવપણે મનાદિની પ્રવૃત્તિ હોય છે ત્યારે તે અશુભ કે અશુદ્ધ જ્ઞાન-ઉપયોગ હોય છે, અને પોતાના સ્વરૂપનું ચિંતન હોય ત્યારે શુદ્ધ ઉપયોગ હોય છે. દર્શન-ઉપયોગ પણ જ્ઞાન-ઉપયોગની માફક શુભ, અશુભ અને અશુદ્ધ હોય છે. સહજ સ્વરૂપે નિર્વિકલ્પ સ્વરૂપમાં પરિણમી રહેવાની સ્થિતિ તે શુદ્ધ ઉપયોગ છે. આ સ્થિતિ નિરાકાર અવસ્થાની સ્વરૂપ સ્થિરતાની ઉત્તમોત્તમ છે. તેવી જ રીતે ધર્મધ્યાનાદિ શુભમાં પ્રવૃત્તિ હોય તે શુભ ઉપયોગ છે, વિષયવાસનાદિ ઇન્દ્રિયોના વિષયોમાં તે અશુભ ઉપયોગ છે અને રૌદ્રધ્યાન, તીવ્ર ક્રોધાદિ વિચારો અને વર્તન ઇત્યાદિ અશુદ્ધ પ્રવૃત્તિ છે. આમાં દર્શન-ઉપયોગ સામાન્ય છે અને જ્ઞાન ઉપયોગ વિશેષ છે. એ બંનેની યથાયોગ્ય ઘટના કરી લેવી. શુદ્ધ પ્રવૃત્તિથી કર્મની નિર્જરા અને મોક્ષપ્રાપ્તિ, શુભ પ્રવૃત્તિથી દેવ-મનુષ્યની ગતિ, અશુભ પ્રવૃત્તિથી

તિર્યંચની ગતિ અને અશુદ્ધ જ્ઞાનદર્શન–ઉપયોગથી નરકની ગતિ લાયક કર્મ બંધાય છે. સમ્યક્ત્વના સંબંધથી તે જ્ઞાનાદિ સમ્યક્ બરોબર કહેવાય છે અને મિથ્યાત્વના સંબંધથી તે મિથ્યા જ્ઞાનાદિ કહેવાય છે.

જે જ્ઞાનમાં વસ્તુતત્ત્વનો વિપરીત બોધ હોય છે તેને 'મિથ્યાત્વ' કહે છે. આ વિપરીત બોધરૂપ મિથ્યાત્વથી કર્મરૂપ વૃક્ષો વૃદ્ધિ પામે છે.

મોહનીય કર્મના બે ભેદ છે. એક દર્શનમોહનીય અને બીજું ચારિત્રમોહનીય. દર્શનમોહનીય કર્મ સત્ય વસ્તુમાં શ્રદ્ધા કે દઢતા થવા દેતું નથી, અને ચારિત્રમોહનીય કર્મ જાણવા પ્રમાણે વર્ત્તન કરતાં અટકાવે છે. જ્ઞાન અને દર્શનનાં આવરણો દૂર થતાં વસ્તુને વસ્તુરૂપે જાણી જોઈ શકાય છે, પણ તે સાથે આ દર્શનમોહનીય કર્મ ઓછું થયું હોય તો જ તે વાત યથાર્થ છે, એવી તેના ઉપર શ્રદ્ધા આવી શકે છે, અને તે શ્રદ્ધા આવ્યા પછી ચારિત્રમોહનીય કર્મ ઓછું થતાં તે પ્રમાણે વર્તન કરાય છે.

આ દર્શનમોહનીય કર્મનો ઉદય તેજ મિથ્યાત્વ છે. આ મિથ્યાત્વના અભિગ્રહિક, અનભિગ્રહિક, અભિનિવેશિક, અનાભોગિક અને સાંશયિક–એમ પાંચ ભેદ પડે છે.

અનાદિકાળથી આ જીવને સત્ય વસ્તુનું ભાન નથી અને તેને લીધે જ તે સત્ય વસ્તુના સ્વાનુભવથી વેગળો રહેલો છે. આ ૧–“અનાભોગિક” મિથ્યાત્વ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિનાં એક ઈંદ્રિયવાળા જીવોમાં તથા વિકલેંદ્રિય (બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌરેન્દ્રિ) અને અસંજ્ઞી પંચેન્દ્રિયમાં હોય છે, કેમકે–તેને તેવી મિથ્યા પ્રવૃત્તિમાં કોઇએ પ્રેરણા કરી નથી, એટલે તેમાં તે સ્વાભાવિક છે. જે જીવ કોઈ દિવસ ઉભો થયો નથી તેને પડવાની વાત ક્યાં રહી? ૨–“અભિગ્રહિક” મિથ્યાત્વ તે સત્ય તત્ત્વને નહિ જાણનારા ગુરૂએ કોઇને કોઈ માર્ગે પ્રેરણા કરીને આ જીવને ધર્મ સંબંધી

મિથ્યા પ્રવૃત્તિ કરાવી હોય છે. આ પ્રવૃત્તિ આત્માના શુદ્ધ સ્વરૂપના માર્ગને સરલ કરી આપવાને બદલે ઉલટો વધારે મુશ્કેલી અને ઘુંચવણ ભર્યો કરી આપતી હોવાથી વિપરીત પ્રવૃત્તિ કહેવાય છે આવી પ્રવૃત્તિવાળા માર્ગને ૨-"અભિગ્રહિક" મિથ્યાત્વ કહે છે. આ માર્ગમાં આત્મા કે પરમાત્મા કરવો તે ધ્યેય હોતું નથી, પણ પાંચ ઇંદ્રિયોના વિષયો, લક્ષ્મી, માન, અધિકાર, રાજ્યની પ્રાપ્તિ અને દેવાદિની પદવી મેળવવાની મૂખ્યતા હોય છે. રાગ-દ્વેષથી ભરપૂર, વિષય-કષાયમાં આસક્ત, બીજાનો નિગ્રહ કે અનુગ્રહ કરવાની લાગણી વિગેરે ધરાવનારા દેવો અને ગુરૂઓ આ માર્ગમાં મદદગાર અને સહાયકો હોય છે. તેઓના કર્ત્તવ્યો દેવ-દેવીને જીવોનાં બલિદાન આપવા, હિંસાવાળા યજ્ઞ-યાગાદિક કરાવવા, નદીઓમાં સ્નાન, વૃક્ષોને પૂજવા અને બદલાની આશા રાખી દાન આપવા વિગેરે હોય છે. ૩-"**સાંશયિક**" મિથ્યાત્વવાળાને સત્ય વસ્તુમાં સંશય હોય છે. આ સાચું કે તે સાચું તેનો નિશ્ચય તે કરી શકતો નથી. ૪-"**અનભિગ્રહિક**" મિથ્યાત્વવાળા જીવો બધા ધર્મને સાચા ને સારા માને છે, સારાસારની, તત્ત્વાતત્ત્વની પરીક્ષા કરી શકતા નથી અને સૌને માની લ્યો-પૂજી લ્યો એમ કહી ગોળ-ખોળને સરખા માને છે. ૫-"**અભિનિવેશિક**" મિથ્યાત્વવાળા જીવો જાણીબુજીને અસત્ય પ્રરૂપણા કરે છે. ખરી વાત ખરૂં તત્ત્વ સમજાયા છતાં આગ્રહમાં પડી જવાથી લોકો પાસે ખરૂં તત્ત્વ કહેતાં નથી. પોતાની પ્રથમ કહેલી અસત્ય વાતને જ પુષ્ટિ આપ્યા કરે છે. જ્યાં સુધી સત્ય તત્ત્વ જે આત્મા છે તેનો નિશ્ચય જીવ નથી કરી શકતો, ત્યાં સુધી અતત્ત્વમાં તત્ત્વ માની પ્રવૃત્તિ થાય છે, અને કોઇને કોઈ માયિક પદાર્થને માટે સત્ય સમજીને પ્રવૃત્તિ કર્યા કરે છે.

આ કહ્યા તે મિથ્યાત્વ જ્યાં સુધી જીવમાં હોય છે, ત્યાં સુધી ક્રોધ, માન, માયા અને લોભની પ્રબળતા હોય છે. તે મિથ્યાત્વને પોષણ આપનારા છે. આ સાથે વિપરીત ભાવના-વિપરીત બોધના

કાળાં પુદ્દગલો તે મલિન પરિણામરૂપ મિથ્યાત્વમોહનીય, અર્ધા કાળાં અને અર્ધા ધોળાં મિથ્યાત્વના પુદ્દગલરૂપ મિશ્રમોહનીય અને મિથ્યાત્વના પુદ્દગલરૂપ સમકિતમોહનીય, તે સાત પ્રકૃતિઓનો નાશ કરવામાં આવે તો '**ક્ષાયક સમ્યક્ત્વ**' પ્રગટે છે. કષાયનો સર્વથા ક્ષય તો અહીં થતો નથી, પણ જેને અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ કહે છે તેનો ક્ષય અહીં થાય છે. એક વખત ક્રોધના, માનના, માયાના કે લોભના અંગે એવી ક્લિષ્ટ લાગણી થાય, કે જેને લીધે અનંત તીવ્ર રસ તેમાં હોય છે. અર્થાત્-ક્રોધાદિની છેલ્લી હદ તેમાં ઘણાં જ ક્રુર પરિણામ થાય છે; તેને '**અનંતાનુબંધી ક્રોધ**' કહે છે. આવા જ માન, માયા અને લોભના પરિણામ થાય છે, તેથી તેને 'અનંતાનુબંધી કષાય' કહેવામાં આવે છે. તેનો ક્ષય થતાં આત્માની ઉજ્વળતા અને દૃઢ શ્રદ્ધારૂપ '**ક્ષાયકં સમકિત**' પ્રગટે છે. મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, સમકિતમોહનીયરૂપ દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિ અને ચાર અનંતાનુબંધી કષાય-એમ સાતનો ઉપશમ થાય, તેનો બહાર વિપાકોદય ન હોય, પણ સત્તામાં રાખથી ભારેલા અગ્નિની પેઠે પડી રહે, તેને '**ઉપશમ સમકિત**' કહે છે. આ જ સાત પ્રકૃતિ કાંઈક દબાયેલી-ઉપશમાવેલી સત્તામાં પડી હોય અને કાંઈક બહાર આવતી હોય તેનો ભોગવીને ક્ષય કરાતો હોય, તેને '**ક્ષાયોપશમિક સમકિત**' કહે છે.

જ્ઞાનાવરણીય આદિ કર્મો આઠ છે: આ કર્મો પુદ્દગલ-જડ છે અને જીવની આત્મભાન વગરની સ્થિતિમાં રાગ-દ્વેષ અને અજ્ઞાનતાવાળી લાગણીથી તેનો આત્મા સાથે દુધ અને પાણીની માફક સંબંધ થાય છે, તેને લીધે આત્મા ઉપર આવરણો આવે છે. આમાં પરિણામની મૂખ્યતા છે, જેનું બીજું નામ ઉપયોગ છે. આ શુભ, અશુભ કે અશુદ્ધ ઉપયોગે જીવ વારંવાર પરિણમે છે. તે પરિણમવાથી ઉત્પન્ન થતાં વિવિધ વિકલ્પો અને વર્તનો, તેમાંથી આ સર્વ કર્મમંડળ ઉત્પન્ન થાય છે. આખા વિશ્વની વિવિધતાનું કારણ પણ એ કર્મો જ છે.

આ ઉપયોગને કયા ભાવે પરિણમાવવો અને કયા ભાવે ન પરિણમાવવો, એની જાગૃતિની ક્ષણે ક્ષણે જીવને બહુ જ અગત્યતા છે. શુદ્ધ ઉપયોગ જે નિરાકાર દર્શન છે, જે નિર્વિકલ્પ સ્વરૂપ છે, તેમાંજ શાંતિ, આનંદ અને કર્મક્ષય કરવાનું સામર્થ્ય છે. તે સિવાયના શુભ, અશુભ અને અશુદ્ધ ઉપયોગે, જ્ઞાન-ઉપયોગે કે દર્શન-ઉપયોગે પરિણમવવાથી તમામ સુખ-દુઃખની ઉત્પત્તિ થાય છે. જેમ જેમ આ જીવ શુદ્ધ-ઉપયોગે પરિણવવા પ્રયત્ન કરે છે, તેમ તેમ આત્માનો વિકાસ વધતો જાય છે, અને જેમ જેમ શુભ, અશુભ અને અશુદ્ધ-ઉપયોગે પરિણમવા પ્રયત્ન કરે છે, તેમ તેમ આત્માનો વિકાસ અટકે છે. અટકે છે એટલુંજ નહિ પરંતુ તેની અધોગતિ પણ થાય છે. શુદ્ધ ઉપયોગને લક્ષમાં રાખીને તેમાં સ્થિરતા કરી ન શકવાથી શુભ ઉપયોગે પરિણમવવામાં આવે છે, તો શુદ્ધ ઉપયોગમાં જવા માટે કેટલીક સરલતા થાય તેવાં સાધનો જીવને મળી આવે છે. એ અપેક્ષાએ શુભ ઉપયોગ ઠીક છે. બાકી શુદ્ધ લક્ષ સિવાયનો વિશ્વની માયાને ઉદ્દેશીને કરાતો શુભ ઉપયોગ એ, ભાવી દુઃખનું જ કારણ થાય છે.

## આત્માનું માપ.

આત્મા જ્ઞાન પ્રમાણે છે. જ્ઞાન એ જ્ઞેય પ્રમાણે છે. જ્ઞેય એ જાણવા યોગ્ય કોઇ પણ પદાર્થ. જ્યાં જ્યાં જાણવા યોગ્ય પદાર્થ છે, ત્યાં ત્યાં જ્ઞાન તેને જાણે છે. આ જ્ઞેય લોક અને અલોકરૂપ વિશ્વ છે, અર્થાત્ આખું વિશ્વ જાણવા યોગ્ય છે માટે જ્ઞેયની સાથે જ્ઞાન પણ સર્વત્ર છે. જેમાં આ જડ અને ચૈતન્ય રહેલાં છે તેને લોક કહેવામાં આવે છે, અને જ્યાં કેવળ આકાશ છે. બીજા કોઇ પણ પદાર્થો જ્યાં નથી તેને અલોક કહેવામાં આવે છે. આ લોકાલોક એ જ્ઞાનનો વિષય છે, અર્થાત્ જ્ઞાન તેને જાણી શકે છે, માટે જ્ઞાન પણ આ અપેક્ષાએ વિશ્વવ્યાપી છે. કર્મના બંધનમાંથી મુક્ત થયેલા આત્માનું જ જ્ઞાન વિશ્વને જોઇ શકે છે. બાકી સામાન્ય જીવોનું જ્ઞાન તો જ્ઞાનાવરણ કર્મના આવરણથી દબાયેલું હોવાથી

તે અમુક મર્યાદા પ્રમાણે જ જાણી શકે છે. જો આત્માથી જ્ઞાન અધિક હોય અથવા આત્માથી જ્ઞેય–જાણવાયોગ્ય પદાર્થ અધિક હોય, તો જ્ઞાન અને આત્માનો લક્ષ્ય લક્ષણભાવ–ગુણ ગુણીભાવ ન જ બની શકે. જ્ઞાન ગુણ છે અને ગુણવાળો આત્મા ગુણી છે. ગુણને મૂકીને ગુણી ન હોય અને ગુણીને મૂકીને ગુણ ન હોય. આમ ગુણ ગુણીનો તદ્રૂપ સંબંધ છે. બેમાંથી એકનો અભાવ કરતાં બંનેનો અભાવ થાય, અને જ્યાં એકની હૈયાતિ હોય ત્યાં બીજાની હૈયાતિ પણ હોયજ. જ્ઞાનનો સ્વભાવ જાણવાનો હોવાથી જ્યાં જાણવા યોગ્ય પદાર્થ છે, ત્યાં તેને જાણનાર જે હોય તે જ્ઞાન જ છે. જ્ઞાનાવરણ કર્મથી છૂટો થયેલ આત્મા તેના જ્ઞાનગુણથી વિશ્વને જાણી શકે છે. આ જ્ઞાતાગુણની અપેક્ષાએ આત્મા વિશ્વ–વ્યાપી ગણાય છે.

જેમ દુધમાં નાંખેલું ઈન્દ્રનીલ રત્ન પોતાના તેજવડે દુધને સર્વ બાજુએથી વ્યાપી રહે છે, બધું દુધ તેની પ્રભાવડે લીલું દેખાય છે, તેમ જ્ઞેય–જાણવાયોગ્ય પદાર્થ ઉપર–પદાર્થની અંદર નાખેલું જ્ઞાન–મૂકેલું જ્ઞાન તે જ્ઞેયમાં બધી બાજુથી વ્યાપી રહે છે. અર્થાત્ બધી વસ્તુને જાણે છે. રત્ન એક સ્થળે રહેવા છતાં તેની પ્રભા દુધમાં વ્યાપી રહે છે, તેમ આત્મા એક સ્થાને રહેવા છતાં તેનું જ્ઞાન સર્વ પદાર્થનો બોધ કરી લે છે.

જેમ આંખો રૂપને–પદાર્થને ગ્રહણ કરે છે છતાં રૂપસ્વરૂપ–પદાર્થસ્વરૂપ આંખો થતી નથી, તેમ જ્ઞાન–જ્ઞેય જાણવાયોગ્ય પદાર્થને જાણે છે, છતાં તે પદાર્થસ્વરૂપ થઈ જતું નથી. દૂર રહેલા પદાર્થને પણ જ્ઞાન સ્વાભાવિક રીતે જાણી શકે છે.

## જ્ઞાન પોતાને અને પરને જાણે છે.

જેમ દીપક પદાર્થોને પ્રકાશિત કરે છે, તેમ પોતાને પણ પ્રકાશિત કરે છે. પોતાને પ્રકાશિત કરવાને બીજા દીવાની જરૂર પડતી નથી, તેમ જ્ઞાન બીજા પદાર્થોને પ્રકાશિત કરે છે. એવી જ

રીતે પોતાને પણ પોતાવડે પ્રકાશિત કરે છે. તેને પોતાને પ્રકાશિત કરવાને બીજા આત્માની જરૂર પડતી નથી. એટલે આત્માનો ધર્મ સ્વ-પર પ્રકાશ કરવાનો-જાણવાનો છે. જ્ઞાન અને આત્માનો અભેદ સંબંધ છે.

જ્ઞાનાવરણ કર્મના તમામ આવરણો વિશુદ્ધ ધ્યાનથી દૂર થતાં, ઇન્દ્રિય તથા મનાદિની મદદવડે થયેલું 'ક્ષાયોપશમિક જ્ઞાન' નિવૃત્ત થાય છે અને નિત્ય ઉજ્વળ 'ક્ષાયક જ્ઞાન' પ્રગટ થાય છે. આ સર્વોત્કૃષ્ટ અને વ્યાઘાત વિનાનું 'ક્ષાયિક જ્ઞાન' ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમાં થઈ ગયેલા છતા અને અછતા તમામ પદાર્થોને એકી સાથે જાણે છે અને જૂએ છે. અછતા પદાર્થો તે કહેવાય છે કે જે-અતીતકાળમાં થઈ ગયા અને ભવિષ્યકાળમાં થવાના છે. અતીત અને ભાવી બધા પદાર્થો પોતપોતાના કાળમાં જેમ રહેલા હોય તેમ વર્તમાનકાળમાં કેવળજ્ઞાનીઓ જાણે છે. જો આ જ્ઞાન એકી કાળે એકી સાથે સર્વ પદાર્થોને ન જાણતું હોય, તો તે એક પણ પદાર્થને કોઇ વખત જાણી ન શકે, કેમકે એક પદાર્થમાં અનંતા પર્યાયો રહેલા છે. તે બધાને જો જ્ઞાન એક પછી એક એમ અનુક્રમે જાણવા માંડે તો ઘણા કાળે પણ ન જાણી શકે, માટે ત્રણે કાળના પદાર્થોને એ જ્ઞાન એકી સાથે જાણી શકે છે.

આત્માનું સ્વરૂપ.

ઇંદ્રિયોના વ્યાપારો જે જોવા-સાંભળવા વિગેરે છે તેને બંધ કરીને, મનને સંકલ્પ વિકલ્પ વિનાનું બનાવી દ્રષ્ટાની સ્થિતિમાં રહેતાં જે દેખાય, તે શુદ્ધ સ્વ-સંવેદન છે. પોતાને પોતાનો અનુભવ થાય છે તે આત્માનું સ્વરૂપ છે.

જેઓ આત્મવિચારના જ્ઞાનવડે રાગાદિ રહિત શુદ્ધ ચૈતન્યતાને પામ્યા છે, તેવા જ્ઞાનીઓ પોતાને પ્રાપ્ત થયેલા કેવળજ્ઞાનવડે જ પોતાના આત્માને જાણે છે, ત્યારે બીજાઓ નિર્દોષ શ્રુતજ્ઞાનવડે આત્માને જાણે છે.

જ્યારે રાગદ્વેષની પરાધીનતા વિનાનું જ્ઞાન જીવમાં વર્તતું હોય, ત્યારે આત્માના કર્મમળનો નાશ કરનાર તે 'ચારિત્ર' કહેવાય છે. જ્યાં સુધી જ્ઞાન ક્રોધાદિ કષાયોથી દૂષિત હોય છે, ત્યાં સુધી અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ રૂપ વ્યવહાર ચારિત્ર પણ ટકી શકતું નથી. જે વખતે જ્ઞાન આત્માના સ્વરૂપમાંજ સમાઈ રહે છે અર્થાત્ જ્ઞાન આત્માકારે પરિણમી રહે છે, ત્યારે હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહાદિ એ બધું નાશી જાય છે. તેની હૈયાતિ ત્યાં રહેતી નથી, પણ પાછું જ્ઞાન વિષયાકારે પરિણમે છે કે-તરતજ હિંસાદિ અને ક્રોધાદિ બધા આવીને ઉભા રહે છે. આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે-વિષયાકારવૃત્તિ થવી-જ્ઞાનનું વિષયાકારે પરિણમવું, તેજ 'અધર્મનું મૂળ' છે અને જ્ઞાન આત્માકારે પરિણમે તેજ આત્માના સ્વભાવરૂપ 'ધર્મનું મૂળ' છે.

જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ નિરંજન આત્મસ્વરૂપનું યોગિઓ જ્યારે ધ્યાન કરે છે, ત્યારે જ કર્મોનો ક્ષય થાય છે અને આત્માનું મુક્ત સ્વરૂપ પ્રગટે છે, એમાં જરા પણ સંશય નથી.

જે મનુષ્ય આત્માથી પરાઙ્મુખ થઇ પરદ્રવ્યમાં રાગ કરે છે, ત્યારે તેનામાં જ્ઞાનાદિ રત્નત્રય-જ્ઞાન-દર્શન-ચારિત્ર ટકી શકતાં નથી. અને તેને જેઓ ચારિત્રના ખરા સ્વરૂપને જાણવાવાળા છે, તેઓ આત્માની સાથે અભેદરૂપ શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્રમાં પ્રગટપણે નિરંતર પ્રવૃત્તિ કરે છે.

**વ્યવહાર ચારિત્રાદિ.**

આચાર-વિચારનું જાણવું તે જ્ઞાન, તત્ત્વની રૂચિ થવી-તત્ત્વ રૂચવાં તે દર્શન-સમ્યક્ત્વ અને તપશ્ચર્યા કરવી-વ્રતો ધારણ કરવાં તે 'વ્યવહાર ચારિત્ર' છે.

**નિશ્ચય ચારિત્રાદિ.**

આત્મા આત્માવડે આત્મા તરફ પ્રવૃત્તિ કરે તે નિશ્ચય

ચારિત્ર છે, આત્મા આત્માવડે જાણે તે નિશ્ચયજ્ઞાન છે, અને આત્મા આત્માવડે આત્માને જૂવે તે નિશ્ચયદર્શન છે. વ્યવહાર સાધન છે, નિશ્ચય સાધવા યોગ્ય સાધ્ય છે, માટે મોક્ષની ઈચ્છાવાળા જીવોએ આત્માનું જ્ઞાન કરીને શ્રદ્ધાપૂર્વક તે પ્રમાણે આચરણ કરવું: કેમકે-મોક્ષની પ્રાપ્તિનો બીજો કોઈ ઉપાય આના જેવો સરલ નથી.

પોતપોતાના વિષયોથી ઈન્દ્રિયોને રોકીને, ચિત્તને વિકલ્પો વિનાનું બનાવીને સ્વરૂપ સ્થિરતાનો અભ્યાસ કરનારને તત્ત્વથી આત્માનું સ્વરૂપ અનુભવાય છે.

રાગ બંધનકર્ત્તા છે.

જે મનુષ્યને આત્મા સિવાય અન્ય વસ્તુમાં જ્યાં સુધી એક અણુ જેટલો રાગ છે, ત્યાં સુધી પૂર્ણ સ્વરૂપ પ્રગટતું નથી. કદાચ તે આત્મસ્વરૂપને શાસ્ત્રોદ્વારા જાણતો હોય છતાં રાગાદિના કારણે તે પાપોવડે બંધાયા વિના રહેતો નથી.

ઉત્કૃષ્ટ પુન્યબંધ.

જે મનુષ્ય પોતાના આત્મસ્વરૂપને ધ્યેયમાં રાખીને પંચ-પરમેષ્ઠિ-જે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુરૂપ છે તેની સેવા કરે છે, તેના ગુણ ગાય છે, તે ઉત્કૃષ્ટ-ઉત્તમ પુણ્યબંધ બાંધે છે અને કર્મનિર્જરા પણ કરે છે. વસ્તુતઃ આત્માના ધ્યાન સિવાય કર્મનો ક્ષય કરી શકાતો નથી. આત્માથી અન્ય બધાં પર દ્રવ્યને દૂર કરીને આત્મતત્ત્વમાં રતિ-પ્રીતિ કર્યા વિના આવતાં કર્મ રોકવાને કોઇ પણ સમર્થ થતો નથી, આ વાત ચોક્કસ છે. જે મનુષ્ય મોક્ષ પ્રાપ્ત કરવાની ઈચ્છાએ પર દ્રવ્યની-આત્મા સિવાયની ઉપાસના કરે છે, તે હિમવંત પર્વતે જવાની ઈચ્છા કરીને તેની વિરોધી બાજુએ સમુદ્ર તરફ પ્રયાણના જેવું કરે છે. કેમકે-તે પ્રવૃત્તિથી તેને તે વસ્તુ મળવાની નથી, પણ ઉલટો તે તેનાથી વધારે વેગળો રહે છે. જે આત્મા પર-દ્રવ્યનું ચિંતન કરનાર છે,

તે પર દ્રવ્યમાં તદાકાર થાય છે અને તેને પ્રાપ્તિ પણ તેની જ થાય છે. જે શુદ્ધ આત્મામાં તદાકાર થાય છે, તેને તેની જ પ્રાપ્તિ થાય છે કેમકે–વસ્તુમાં જે ગુણ હોય તેજ પ્રગટે, બીજો કયાંથી પ્રગટે?

## આત્મામાં કર્માદિ નથી.

જ્ઞાનાવરણ આદિ આઠ કર્મો પુદ્ગલનાં બનેલાં છે, તે આત્મામાં નથી. ઇન્દ્રિય આદિ પર્યાપ્તિઓ તે આત્મા નથી. પાંચ વર્ણો, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ અને સચિત્ત–અચિત્ત, મિશ્ર શબ્દ અને દેહ એ ચેતન નથી, અર્થાત્ એ જડ છે. શુદ્ધ સ્ફટિકને રાતાં પુષ્પાદિનો સંબંધ થવાથી જેમ તેમાં રતાશ દેખાય છે પણ તાત્ત્વિક રતાશ સ્ફટિકમાં નથી, તેમ શરીરના યોગથી આત્માને વર્ણ ગંધાદિક કહેવાય છે, પણ તાત્ત્વિક રીતે તે આત્મામાં નથી. રાગ–દ્વેષ, મદ, ક્રોધ, લોભ, મોહ આદિ ઉદયિક ભાવના દોષો સંસારી જીવોને સદા ઉદયમાં હોય છે, પણ તે આત્માના ધર્મો નથી, પરંતુ જડ પુદ્ગલના દોષો છે. જો આ ક્રોધાદિ દોષો આત્માના સ્વભાવ ધર્મ હોય તો મોક્ષ પામેલા જીવોને પણ હોઇ શકે, પણ તેમ નથી. તે ઉદયિક દોષો છે, કર્મની સત્તામાંથી બહાર આવેલા છે; અને ભોગવીને દૂર કરી શકાય તેવા છે, માટે આત્માના સ્વાભાવિક દોષો નથી. ગતિ, જાતિ, ઇન્દ્રિય, વેદ, કષાય મનાદિ યોગ અને ગુણઠાણા પણ કર્મના સંબંધથી જ ઉત્પન્ન થયેલા છે. તે જીવનું શુદ્ધ લક્ષણ નથી. આ સિવાય જે ક્ષયોપશમિક જ્ઞાનાદિ ભાવો છે, તે પણ તત્ત્વથી વિચારીએ તો વિશુદ્ધ જીવનું લક્ષણ નથી. શુદ્ધ આત્મામાં કર્મની મલિનતા જેટલા ભાગે ઓછી થાય છે, તે તે ભાગને ચડતાં ગુણઠાણાનાં નામો આપેલાં છે. બાકી શુદ્ધ આત્મામાં દેહકર્માદિ કાંઇ ન હોવાથી આત્માની માફક ગુણઠાણું પણ નથી.

## ૨–અજીવ અધિકાર.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ અને પુદ્‌ગલ–આ પાંચ અજીવ છે. જીવના લક્ષણુથી અજીવનું લક્ષણુ તદ્દન જુદું છે. જીવમાં ચૈતન્યલક્ષણુની મૂખ્યતા છે, અજીવમાં જડલક્ષણુની મૂખ્યતા છે. જીવને જેમ દ્રવ્ય કહેવામાં આવે છે, તેમ અજીવના પાંચે ભાગોને પણુ દ્રવ્ય કહેવામાં આવે છે. એટલે બધા મળીને વિશ્વમાં છ દ્રવ્યો છે. જેમાં ગુણુપર્યાય હોય તે દ્રવ્ય કહેવાય છે. "ગુણુપર્યાયવાન તે દ્રવ્ય" એ સામાન્ય રીતે દ્રવ્યનું લક્ષણુ છે. ગુણુપર્યાયને દ્રવે–ઝરે તે દ્રવ્ય. આ દ્રવ્યો સત્તામય અને અવિનાશી છે.

ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ–એમ ત્રણુ પ્રકારે તે સત્તા છે. સર્વ પદાર્થોમાં આ ત્રણે સત્તા વ્યાપ્ત છે. એક પર્યાયને અને અનંત પર્યાયને ધારણુ કરનારી છે. ઉત્પન્ન થતા પદાર્થમાં ઉત્પન્ન થવા રૂપે સત્તા રહેલી છે. વ્યય–નાશ પામતાં પદાર્થમાં વ્યયરૂપે સત્તા રહેલી છે અને સ્થિર રહેતાં પદાર્થમાં સ્થિર રૂપે સત્તા રહેલી છે. આ એક એકની અપેક્ષાએ તે સત્તા એકરૂપે પણુ છે. ઘટપટાદિ સર્વ પદાર્થમાં તે રહેતી હોવાથી અનેક રૂપ પણુ કહેવાય છે. સર્વ પદાર્થમાં તે સત્તા એક સ્વરૂપે રહેતી હોવાથી એક સ્વરૂપ છે અને ભિન્ન ભિન્ન પદાર્થમાં ભિન્ન ભિન્ન રૂપે રહેતી હોવાથી તે અનેક સ્વરૂપ પણુ છે. એક પર્યાયમાં રહેતી હોવાથી એક પર્યાયરૂપ છે અને પદાર્થના અનંત પર્યાયમાં રહેતી હોવાથી અનંત પર્યાય સ્વરૂપ પણુ છે.

મૂળ છ દ્રવ્યો કહ્યા છે. તે દ્રવ્યની અપેક્ષાએ કોઈ પણુ પદાર્થ ઉત્પન્ન થતો નથી, તેમ નાશ પણુ થતો નથી. દ્રવ્ય સદા કાળ છે ને છે જ. પર્યાયની અપેક્ષાએ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે અને નાશ પણુ પામે છે. એક આકાર બદલી બીજો આકાર ધારણુ કરવો, એક ઉપયોગ બદલી બીજો ઉપયોગ ધારણુ કરવો

એ પર્યાય કહેવાય છે. જે આકાર કે ઉપયોગ બદલાવ્યો તેનો નાશ થયો, જે આકાર કે ઉપયોગ ધારણ કર્યો તેની ઉત્પત્તિ થઈ. આમ પર્યાયોની અપેક્ષાએ છએ દ્રવ્યોમાં ઉત્પત્તિ અને વિનાશ થયા કરે છે, છતાં તે ઉત્પત્તિ અને નાશના બંને પ્રસંગમાં જે વસ્તુનું મૂળ દ્રવ્ય છે તે તો કાયમ જ રહે છે, પુદ્ગલના ગમે તેટલા આકારો બદલાય પણ મૂળ દ્રવ્ય કાયમ જ રહે છે, તેમજ આત્માના ગમે તેટલા ઉપયોગો બદલાય પણ આત્મદ્રવ્ય તો બન્યું બન્યું જ રહે છે, દ્રવ્યની અપેક્ષાએ બધાં દ્રવ્યો અવિનાશી છે

ગુણ અને પર્યાય વિનાનું કોઇ દ્રવ્ય નથી, અને દ્રવ્ય વિના ગુણ કે પર્યાય પણ હોતાં નથી. આત્મામાં જ્ઞાનાદિ ગુણ છે, પુદ્ગલમાં રૂપ-રસાદિ ગુણો છે. ધર્માસ્તિકાયમાં જીવ અને પુદ્ગલો જતાં હોય તેને ચાલવામાં સહાય આપવાનો ગુણ છે, અધર્માસ્તિકાયમાં જીવ પુદ્ગલને સ્થિરતા કરવી હોય ત્યારે સ્થિરતા આપવાનો ગુણ છે, આકાશાસ્તિકાયમાં જીવ પુદ્ગલને અવકાશ-માર્ગ આપવાનો ગુણ છે, કાળમાં નવાં-પુરાણા કરવાનો ગુણ છે.

ધર્માસ્તિકાય અમુક જીવ પુદ્ગલને ગતિમાં મદદ આપતી વખતે જે આકાર ધારણ કરે છે, તેજ આકાર બીજાને મદદ આપતી વખતે હોતો નથી. પદાર્થની જાડાઈ, લંબાઈ, થોડા, ઝાઝાં વિગેરેની અપેક્ષાએ તેને પોતાનો આકાર ફેરફાર કરવો પડે છે. આ અપેક્ષાએ તેના પર્યાયો બદલાવ્યા કરે છે, તેમજ અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ દ્રવ્ય પણ પોતાના પર્યાયો ધરાવે છે, ઉત્પન્ન થાય છે, નાશ થાય છે અને મૂળ દ્રવ્ય ટકી રહે છે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં વિશ્વમાં કોઈ પદાર્થ નાશ પામતો નથી અને પોતાના પર્યાયોમાં ફેરફાર કરી શકે છે. આ અપેક્ષાએ દરેક પદાર્થો નિત્ય અને અનિત્ય કહેલાં છે. દ્રવ્યની અપેક્ષાએ નિત્ય-અવિનાશી છે, પર્યાયની અપેક્ષાએ અનિત્ય-વિનાશી છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશ અને જીવદ્રવ્ય-એ ચારેનાં પ્રદેશો અસંખ્યાતા અને સમાન છે. એકના બે ભાગ ન થાય તેવો

પરમાણુ જેટલી આકાશની જગ્યાને વ્યાપીને રહે છે તેટલા અંશને પ્રદેશ કહેવામાં આવે છે. પરમાણુ દ્રવ્ય પોતે જ આદિ, મધ્ય અને અંત સ્વરૂપ છે. તે પરમાણુના વિભાગો થતા નથી એટલે તેને અવિભાગી દ્રવ્ય કહેલ છે. આ પરમાણુ સામાન્ય મનુષ્યની અપેક્ષાએ અતીંદ્રિય છે, એટલે છદ્મસ્થ મનુષ્ય તે પરમાણુને જોઈ શકતો નથી. તે એટલો બારિક છે કે અગ્નિ કે શસ્ત્રાદિથી તેનો નાશ કરી શકાતો નથી. જ્યારે તે ઘણા અણુઓ એકઠા થઈ તેના સ્કંધો બંધાય છે, સ્થૂલરૂપ ધારણ કરે છે, ત્યારે તે જોઈ શકાય છે. પરમાણુના સ્વરૂપને અતિશયવાળા જ્ઞાનીઓ જોઈ શકે છે. સામાન્ય મનુષ્યો તો તે ઘણાં ભેગાં થઇ સ્થૂલ આકાર ધારણ કરે ત્યારે જ જોઈ શકે છે. આ પુદ્ગલ પરમાણુ અનંતાઅનત છે.

લોકાલોકરૂપ આકાશના પ્રદેશો અનંતા છે. લોકાકાશની અંદર ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ, પુદ્ગલ અને જીવ ( આત્મા ) રહેલા છે. આકાશ આધાર છે અને આ દ્રવ્યો આધેય છે—તેને આધારે રહેવાવાળા છે. આ પાંચ દ્રવ્યો જેમાં રહે છે તે લોકાકાશ કહેવાય છે. અને તે દ્રવ્યો જેમાં નથી એવો આકાશ તે અલોકાકાશ કહેવાય છે. આ લોકાકાશ કરતા અલોકાકાશ અનંતો છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એ બને આ લોકાકાશને વ્યાપીને રહેલા છે. પુદ્ગલોના સ્કંધો આકાશના એક પ્રદેશથી માંડીને અસંખ્યાતા પ્રદેશમાં રહેલા છે. એક પરમાણુરૂપે હોય ત્યારે તે આકાશના એક પ્રદેશમાં જ રહે છે. ઘણા ભેગા થયેલા હોય તો તે આકાશના એક પ્રદેશમાં તેમજ સંખ્યાતા તથા અસંખ્યાતા પ્રદેશમાં રહી શકે છે. એક જીવ લોકના અસંખ્યાતા ભાગમાં રહેલો છે. તે જીવના પ્રદેશો દીવાની માફક સંકોચ–વિકાસ કરી શકે છે. કેવળી સમુદ્ઘાતની અવસ્થામાં જીવના પ્રદેશો આખા લોકમાં વ્યાપી રહે છે. સમુદ્ઘાત સિવાય જેવડું શરીર ધારણ કર્યું હોય તે શરીર પ્રમાણે આત્મપ્રદેશો રહે છે.

પુદ્ગલો ચાર પ્રકારે રહેલાં છે, સ્કંધ, દેશ, પ્રદેશ અને

પરમાણુ. પરમાણુઓનો સમૂહ તે સ્કંધ. તેનો અમુક ભાગ તે દેશ. એકના બે વિભાગ થઇ ન શકે, છતાં જે દેશ કે સ્કંધની સાથે જોડાયેલા હોય તે પ્રદેશ કહેવાય છે, અને તે પ્રદેશ તેનાથી જુદો પડે ત્યારે તેને પરમાણુ કહે છે. વસ્તુસ્થિતિએ તો પુદ્ગલ દ્રવ્ય પરમાણુરૂપ જ છે. તેવા અનેક પરમાણુઓ જોડાઇને આકૃતિ બંધાય છે, તેમાં સ્કંધ, દેશ, પ્રદેશ એવા વિભાગો કલ્પાય છે. બાકી વસ્તુગતિએ એ બધા પરમાણુઓ જ છે અને તેને જ પુદ્ગલ કહેવામાં આવે છે. તેમાં જડતાનો ગુણ મુખ્ય હોવાથી તેને જડ પણ કહે છે. સુંદર આકૃતિઓ બંધાઈને પછી વિખરાઈ જતાં વાર નથી લાગતી, મોહક સ્વરૂપ બતાવીને થોડા વખતમાં તેજ પાછું નિરાશા ઉત્પન્ન થાય તેવું ઉદ્વેગકારક બની જાય છે, માટે તેને માયા પણ કહેવામાં આવે છે. જેમ ઘડો ધુમાડાથી પૂર્ણ ભરવામાં આવ્યો હોય, એટલે ધુમાડો ઘડામાં જેમ વ્યાપી રહે, તેમ આ વિચિત્ર પ્રકારનાં અનંત પુદ્ગલો સ્થૂળ, વિશેષ સ્થુળ, સૂક્ષ્મ, વિશેષ સૂક્ષ્મપણે લોકમાં વ્યાપી રહેલાં છે. આખો લોક આ પરમાણુથી માંડીને સ્થૂલ પદાર્થો—પુદ્ગલોથી ભરેલો છે છતાં, ધુમાડાથી ઘડો ભર્યો હોય છતાં, બીજા પદાર્થને પેસવાનો માર્ગ તેની અંદર રહે છે, તેમ જીવાદિ પદાર્થ આ લોકમાં એકબીજાની સાથે રહેલા છે. બારીક પુદ્ગલો બીજાઓને અવકાશ આપે છે, પરસ્પર પ્રવેશ કરે છે, અન્યોઅન્ય મળે છે, છતાં પોતપોતાનો સ્વભાવ તેઓ મૂકતાં નથી.

પુદ્ગલોને મૂકીને પાંચે તત્ત્વો અમૂર્ત્ત છે, તેમજ નિષ્ક્રિય પણ અપેક્ષાએ છે. જેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શની વ્યવસ્થા રહેલી છે તે મૂર્ત્ત કહેવાય છે. જે દ્રવ્યના ગુણો ઇંદ્રિયોથી ગ્રહણ થઈ શકે તેમ હોય તે મૂર્ત્ત દ્રવ્ય છે અને જેના ગુણો અતીંદ્રિય શક્તિથી—આત્માથી ગ્રહણ કરી શકાય છે, તે દ્રવ્યને અમૂર્ત્ત કહે છે.

સંસારમાં રહેલા જીવો જેમ અન્યોઅન્ય ઉપકાર કે અપકાર કરે છે, તેમ આ સંસારઅટવીમાં ભ્રમણ કરનારા જીવોને પુદ્ગલો

પણ જીવન-આયુષ્ય, મરણ, સુખ, દુઃખ, હર્ષ, શોકરૂપે ઉપકાર ને અપકાર કરે છે. આ વ્યવહારદષ્ટિએ ઉપકાર કે અપકાર છે. નિશ્ચયદષ્ટિએ વિચાર કરતાં પોતપોતાના સ્વભાવમાં મગ્ન થયેલા પદાર્થોમાંથી કોઈ પણ કોઈને કોઈ કાળે કાંઈ પણ કરતાં નથી, અર્થાત્ તેના સ્વરૂપમાં પણ ફેરફાર કરી શકતા નથી.

જીવ જ્યારે કર્મ ભોગવે છે-વેદે છે, ત્યારે કર્મ વેદતાં શુભાશુભ પરિણામ થાય છે. તે શુભાશુભ ભાવથી આકર્ષાયેલા શુભાશુભ ભાવમાં જોડાયેલાં પુદ્ગલો કર્મપણાને પ્રાપ્ત થાય છે-કર્મપણે પરિણમે છે. અને તે જ્ઞાનાવરણાદિ આઠ કર્મમાં વ્હેંચાઈ જાય છે. આ શુભાશુભ મન-વચન-કાયાના યોગો-શક્તિ સાથે કષાય જે ક્રોધ, માન, માયા, લોભ, મળે છે. આ કષાયવાળાં પરિણામો કર્મોને ખેંચી લાવે છે. જો કષાયો તેમ દાખલ ન થાય-મદદગાર ન થાય, તો તેટલાં બધાં કર્મો એકલા મન, વચન, કાયાની શક્તિથી ખેંચાઈ આવતાં નથી.

જ્ઞાનાવરણ આદિ આઠ કર્મો જડ પુદ્ગલો જ છે, પણ જીવની સાથે મળ્યા પછી તે બહુ બળવાન થઈ પડે છે, વખત આવ્યે આત્માની મહાન્ શક્તિને થોડા વખત માટે કુંઠિત-અશક્ત બનાવી દે છે.

## જીવ ભાવનો કર્તા છે.

કર્મના ઉદયથી જે જીવનો શુભાશુભ ભાવ-પરિણામ થાય છે, તે ભાવનો કર્તા જીવ છે. કર્મના ઉદયથી રાગ-દ્વેષાદિ વિભાવ આત્મામાં ઉત્પન્ન થાય છે, તેને લઈને આત્મા રાગી-દ્વેષી વિગેરે કહેવાય છે. આ ભાવનો કર્તા જીવ છે પણ કર્મનો કર્તા નથી. જેમ વિવિધ પ્રકારના પરમાણુઓ પોતાની મેળે જ સ્કંધપણાને પામે છે, કેમકે-પરમાણુમાં સ્નિગ્ધતા-ચિકાશપણાનો ગુણ રહેલો છે, તેને લઈને તેવાં સજાતિય અને વિજાતિય પરમાણુઓનો જથ્થો તેના તરફ ખેંચાઈ આવીને સ્કંધરૂપે સ્થૂલભાવે સંગ્રહ થાય છે. એકની સાથે બે, ત્રણ,

ચાર, સંખ્યાતા અસંખ્યાતા અને અનંતા અણુઓ મળીને પોતાની મેળે જ સ્કંધરૂપે પરિણમે છે, તેમ જીવના શુભાશુભ પરિણામોમાં પણ રાગ-દ્વેષની લાગણીઓરૂપ ચીકાશ હોવાથી, તે ચીકાશ તરફ પુદ્ગલ પરમાણુઓ-કર્મને યોગ્ય પુદ્ગલોનો જથ્થો સ્વાભાવિક ખેંચાઈ આવીને, તે શુભાશુભ પરિણામોની સાથે સંબંધમાં આવીને કર્મની સાથે જોડાઈને કર્મરૂપે પરિણમી બીજરૂપે આત્મપ્રદેશોની સાથે સત્તામાં જમા થાય છે, અને તેની પરિપકવ દશાએ-ભોગવવાની યોગ્ય વખત આવ્યે તેના શુભાશુભ વિપાકો ઉદય આવે છે. એ ઉપરથી એ નિર્ણય થાય છે કે-પુદ્ગલોને કર્મસ્વરૂપે પરિણમવવામાં અન્ય જીવાદિ કારણો નથી, પણ શુભાશુભ પરિણામોની સાથે સંબંધ થતાં તે પુદ્ગલો જ કર્મરૂપે પરિણમી જાય છે. જો આ પુદ્ગલોને કર્મરૂપે પરિણમવા ન દેવાં હોય, તો શુભ કે અશુભ પરિણામને જીવે કરવાં ન જોઈએ. પછી કારણ વિના કાર્ય થશે નહિ.

આમ કર્મના અણુઓનો આત્માની સાથે સંબંધ થાય છે, છતાં ચેતના-જીવ કોઈ વખત કર્મપણાને પ્રાપ્ત થતો નથી, તેમ કર્મ પણ ચૈતન્ય-ભાવને પ્રાપ્ત થતાં નથી. પોતપોતાના સ્વભાવમાં જીવ પુદ્ગલ બન્ને અલગ જ રહે છે.

### વ્યવહારે જીવ કર્મનો કર્તા છે.

કારણ બે પ્રકારના છે. એક ઉપાદાન કારણ, બીજું નિમિત્ત કારણ. જેવું ઉપાદાન કારણ હોય તેવું જ કાર્ય થાય, કેમકે-જ્યાં સુધી કાર્ય બન્યું રહે, ત્યાં સુધી ઉપાદાન કારણ અભેદભાવે તેની સાથે જ રહે છે. ઉપાદાન એટલે મૂળ કારણ. જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી છે. માટીનાં જેટલા કાર્યો થશે-ઘડા, માંટલા, હાંલ્લા, તાવડી વિગેરે તે સર્વમાં માટીજ દેખાશે, ફુટી જશે તો પણ માટી જ રહેવાની. આ ઉપાદન કારણ કહેવાય છે. હવે ઘડો બનાવવામાં નિમિત્ત કારણ કુંભાર, ચાકડો-ચક્ર, દોરી વિગેરે છે, પણ તેની હૈયાતિ આ માટીના ઘાટ બન્યા રહે ત્યાં સુધી રહે કે ન

પણ રહે. કેમકે–નિમિત્ત કારણ કાર્ય થયા પછી નાશ પામે, તો પણ કાર્યોએ નાશ પામવું જ જોઈએ એવો કાંઇ નિયમ નથી. આનું નામ નિમિત્ત કારણ છે. ઉપાદાન કારણમાં તો એવો નિયમ જ છે કે–કાર્યના અણુએ અણુમાં ઉપાદાન કારણે અભેદરૂપે વ્યાપક થઈ રહેવું જ જોઈએ. આમ હોય તે જ ઉપાદાન કારણ થઇ શકે છે.

કર્મનું ઉપાદાન કારણ આત્મા નથી, પણ નિમિત્ત કારણ છે. જો કર્મનું ઉપાદાન કારણ આત્માને માનવામાં આવે, તો આત્મા ચૈતન્ય છે અને કર્મ જડ છે. છતાં તેનું ઉપાદાન કારણ આત્મા માનીએ તો કર્માને પણ ચૈતન માનવા પડશે. વળી આત્માથી કર્મો અલગ થઈ શકે છે તે થશે નહિ, કેમકે–ઉપાદાન કારણ અભેદ રહે છે તે જુદું પડી શકે જ નહિ, અને કર્મ તો જુદાં પડે છે તે વાત પ્રત્યક્ષ અનુભવગમ્ય છે. કર્મો ભોગવાયા પછી જુદાં પડી જાય છે. માટે જડ કર્મોનું ચૈતન્ય આત્મા ઉપાદાન કારણ થઈ શકે જ નહીં. જો આત્માનું ઉપાદાન કારણ કર્મ માનો તો જીવને અચેતનપણું પ્રાપ્ત થશે. કેમકે–ઉપાદાન કારણ જ જડ હોવાથી જીવ પણ જડ થશે, માટે કર્મ આત્માનું ઉપાદાન કારણ થઈ શકતું નથી.

આ પ્રમાણે જો ચેતનનું ઉપાદાન કારણ જડ અને જડનું ઉપાદાન કારણ ચેતન માનવામાં આવે, તો ચેતન અને જડ દ્રવ્યની ભિન્નતા–વિશેષતાના અભાવરૂપ દોષ પણ સર્વથા દૂર ન કરી શકાય તેવા પ્રાપ્ત થાય.

આથી એ નિશ્ચય થયો કે–કુંભાર અને ચાકડો આદિ નિમિત્ત કારણો માટીથી જેટલાં દૂર અને જૂદાં છે, તેટલો જ આત્મા કર્મોથી જુદો અને દૂર છે. કુંભાર વાસણોમાં નિમિત્ત કારણરૂપ હોવાથી તથા તેને વાસણોમાં પોતાપણાની લાગણી હોવાથી, વાસણો વેચવા કે વાપરવાથી કે નાશ પામવાથી તેના ફળરૂપ હર્ષ, શોક કે લાભની અસર તેને થાય છે, તેમ જીવને તે નિમિત્તે હર્ષ–શોક

કરવો પડે છે. એથી એ નિર્ણય થયો કે-કર્મો આત્માથી જુદાં છે, જડરૂપ છે અને તે અલગ કરી શકાય છે.

## જીવ અને કર્મનો અન્યોઅન્ય સંબંધ.

સરાગી જીવનો આશ્રય લઈને પુદ્ગલો કર્મપણાને પામે છે, તેમ જીવ પણ કર્મોનો આશ્રય લઈને સરાગીપણાને પ્રાપ્ત થાય છે. આત્મભાન ભૂલી કર્મના ઉદયને લઈને જીવ રાગદ્વેષપણે પરિણમે છે, તે વખતે આ વિશ્વમાંથી તેને લાયક પુદ્ગલો આકર્ષાઈને જીવની સાથે સંબંધ કરે છે. રાગદ્વેષના નિમિત્તે પુદ્ગલો કર્મરૂપે પરિણમે છે, અને જ્યારે પુદ્ગલો કર્મરૂપે પરિણમે છે ત્યારે જીવ કર્મના નિમિત્તે રાગી દ્વેષી થાય છે.

આ પ્રમાણે વિચારતાં રાગદ્વેષાદિ ભાવો કર્મ કરે છે, તો પછી જીવને કર્મનો કર્ત્તા કેમ કહેવાય ? અર્થાત્ ન જ કહેવાય. નિશ્ચય દૃષ્ટિએ આત્મા પોતાના આત્મિક ભાવને-પરિણામને મૂકીને બીજું કાંઈ કરતો નથી. જે કાર્ય કરે તે કર્ત્તા રાગ-દ્વેષ કર્મ કરે છે, માટે કર્ત્તા પણ રાગાદિ જ કહેવાય. કર્મથી રાગાદિ ભાવ ઉત્પન્ન થાય છે અને રાગાદિ ભાવથી કર્મ ઉત્પન્ન થાય છે. આમ ભાવ અને કર્મનું અન્યોઅન્ય કર્ત્તાપણું છે. જે વખતે ભાવ કર્મને કરે છે ત્યારે કર્ત્તા ભાવ છે, અને જે વખતે કર્મ ભાવને કરે છે તે વખતે કર્મ કર્ત્તા છે. આ પ્રમાણે ભાવ કર્ત્તા અને કર્મ છે, અને કર્મ પણ કર્ત્તા અને કર્મ છે.

## વ્યવહાર દૃષ્ટિએ કર્ત્તા જીવ છે.

જેમ પદાતિ-સુભટોએ જીતેલું યુદ્ધ રાજાએ જીત્યું એમ કહેવાય છે, તેમ રાગ દ્વેષાદિએ કરાયેલું કર્મ જીવે કર્યું એમ કહેવાય છે. નિશ્ચયદૃષ્ટિથી વિચારતાં યુદ્ધમાં વિજય મેળવનારા સૈન્યના મનુષ્યો છે, છતાં વ્યવહારે રાજાનો વિજય કહેવાય છે. એમ વાસ્તવિક રીતે તો કર્મના કરવાવાળા ક્રોધાદિ ભાવો છે, છતાં વ્યવહારથી કર્મનો કર્ત્તા જીવ કહેવાય છે.

તાત્ત્વિક દૃષ્ટિ.

ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ–આ પાંચ શરીરો, વજ્રઋષભનારાચાદિ શરીરના છ સંઘયણો, સમચોરસ આદિ છ શરીરના સંસ્થાનો, મનુષ્ય–દેવાદિ ચાર ગતિ, એકેન્દ્રિયાદિ પાંચ જાતિ વિગેરે પુદ્ગલના કર્મથી ઉત્પન્ન થયેલા વિકારો છે. તે ચૈતન્યરૂપ નથી પણ જડ પુદ્ગલો છે.

મિથ્યાત્વ, સાસ્વાદન, મિશ્ર, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસંપરાય, ઉપશાંતમોહ, ક્ષીણમોહ અને સયોગિકેવલી–આ તેર ગુણઠાણા પૌદ્ગલિક છે અને કર્મપ્રકૃતિની વૃદ્ધિ–હાનિથી બનેલાં છે. કર્મ-પ્રકૃતિ–ભેદો પુદ્ગલિક છે, તેથી ઉત્પન્ન થયેલાં ગુણસ્થાનો પણ પૌદ્ગલિક છે મિથ્યાત્વ આદિ ગુણસ્થાનો કર્મની પ્રકૃતિથી બનેલાં છે, કેમકે–ગુણસ્થાનની ઉત્પત્તિમાં મોહનીય કર્મ અને મનાદિ યોગો કારણ છે. પ્રથમના ચાર ગુણસ્થાન દર્શનમોહનીય કર્મના નિમિત્તથી બનેલાં છે, પાંચમાંથી બારમા ગુણસ્થાન સુધીનાં ગુણસ્થાનો ચારિત્રમોહનીય કર્મના ઉદયથી બનેલાં છે, તેરમું ગુણસ્થાન મનાદિ યોગોને લઈને ટકી રહેલું છે, માટે તે બધાં પૌદ્ગલિક જ છે. ચૌદમા ગુણસ્થાનમાં મનાદિ યોગોનો અભાવ છે, માટે તે પૌદ્-ગલિક નથી.

વિચાર બે દૃષ્ટિથી કરાય છે. આત્મિકદૃષ્ટિથી અને પૌદ્ગલિક–દૃષ્ટિથી. આત્મા શુદ્ધ સ્વરૂપ છે, કર્મરહિત છે, એ દૃષ્ટિ નિશ્ચયની છે અને તે તાત્ત્વિક છે. તે દૃષ્ટિએ વિચાર કરીએ તો જે જે ગુણસ્થાનમાં આત્માની પૂર્ણતામાં ઓછાશ લાગે છે, ત્યાં ત્યાં વિચાર કરતાં સમજાય છે કે–તેટલો કર્મભાગ–મલિનતાવાળો ભાગ પુદ્ગલનો છે. અમુક પ્રકૃતિની સત્તા કે ઉદય જ્યાં હોય તે અમુક ગુણસ્થાન કહેવાય, એટલે કર્મપ્રકૃતિનો ઉદય અને કર્મપ્રકૃતિની સત્તા, આ મલિનતા આત્માના ઘરની નથી પણ પુદ્ગલના ઘરની છે. એટલે

શુદ્ધ સત્તાવાળી નિર્મળ દૃષ્ટિએ આ બધાં તેરે ગુણસ્થાનો જડ પ્રકૃતિને લઈને બનેલા છે, એમ સમજાયા વિના નહીં રહે.

પૌદ્ગલિકદૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો આ ગુણસ્થાને આ કર્મ ઓછું થયું એટલો આત્મગુણ પ્રગટયો. એમ આગળ જેમ જેમ વધવામાં આવે-આગળના ગુણસ્થાનો પ્રાપ્ત થતાં જાય, તેમ તેમ કર્મપુદ્ગલો ઓછાં થતાં જાય અને આત્મગુણ પ્રગટતો રહે, એમ ચૌદે ગુણસ્થાને બધાં કર્મ નાશ પામે અને પૂર્ણ આત્મસ્વરૂપનો વિકાસ થાય. આ દૃષ્ટિએ ગુણસ્થાનકોને ગુણરૂપ-આત્માના વિકાસરૂપ વ્યવહારથી માનીએ તો તે યોગ્ય છે. બંને સ્થાને અપેક્ષાવાદ લાગુ પાડવાથી બરોબર વસ્તુસ્વરૂપ સમજાય તેમ છે. જેઓ દેહ તથા ચૈતન્યને એક માને છે તેઓ ગુણસ્થાનને જીવરૂપ કહે છે, પણ જેઓ વિવેકજ્ઞાનમાં પ્રવીણ છે તેઓ ગુણસ્થાનોને જીવ કહેતાં નથી.

કોઈ શંકા કરે કે-ગુણસ્થાન જીવસ્વરૂપ નથી, તો તે તે ગુણસ્થાનની સ્તુતિ કેમ કરાય છે અને તે તે ગુણસ્થાનમાં રહેલા મુનિઓને વંદન કેમ કરાય છે ?

ઉત્તરમાં સમજવાનું કે-છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનથી મુનિપણાથી શરૂઆત થાય છે, તેથી જીવ એમ જાણે છે કે-છઠ્ઠા આદિ ગુણસ્થાનો મુનિઓને હોય છે અને તેથી મુનિઓને વંદના કરાય છે અને તેની ઉપાસના પણ કરાય છે. અહીં વિચાર કરવાનો એ છે કે-ગુણસ્થાન આધાર છે અને તેનો ધારક જીવ આધેય છે, એટલે ગુણસ્થાન આત્માનું શુદ્ધ સ્વરૂપ નથી. તે ગુણસ્થાનનો આત્મા સાથે અભેદ નથી પણ અપેક્ષાએ ભેદ છે-જીવથી ગુણસ્થાન કથંચિત્ ભિન્ન છે. અહીં વિશેષતા એ છે કે-આ વંદના જીવને શુભ ઉપયોગનું કારણ છે. વંદના કરનારનો શુભ ઉપયોગ તે વખતે હોય છે, અને આ શુભ પરિણામ વિધવિધ પ્રકારના સંસારસુખના કારણરૂપ પુન્ય આપે છે.

ચક્રવર્તિ, ઈન્દ્ર, તીર્થંકરપદ આદિની પ્રાપ્તિમાં મૂખ્ય કારણ પુન્ય છે. આ પુન્યની પ્રાપ્તિમાં મૂખ્ય કારણ શુભ ઉપયોગ છે, અને શુભ ઉપયોગનું કારણ આ મુનિને કરાતી વંદના વિગેરે છે એટલે પ્રમત્તાદિ ગુણસ્થાનોને કરાતી વંદના સાંસારિક કલ્યાણનું કારણ છે. તે નિરર્થક તો નથી જ, પણ તેથી નિરાબાધ સુખ–શાંતિવાળા મોક્ષની પ્રાપ્તિ થતી નથી. તેને માટે તો શુભ–અશુભ બંને પ્રકારનાં બંધનોનો નાશ કરવો જોઇએ અને શુદ્ધ ચિદ્રૂપ આત્માનું ધ્યાન કરવું જોઈએ. કેવળ ગુણસ્થાનની વંદનાથી જીવને વીતરાગ સ્વસંવેદનતાવાળું સુખ પ્રાપ્ત થતું નથી એ કહેવાનો આશય છે.

જેમ મ્યાનનું વર્ણન કરવાથી ખડ્ગનું વર્ણન થતું નથી, થયું મનાતું નથી, તેમ અચેતન દેહની સ્તુતિ કરવાથી જ્ઞાનસ્વરૂપ આત્માની સ્તુતિ થઈ ન જ ગણાય. જેમ ખડ્ગથી ફાડવું, ચીરવું, કાપવું આદિ કાર્ય થાય છે, તે મ્યાનથી થતું નથી, માટે જ મ્યાનથી ખડ્ગ જુદાં છે, તેથી મ્યાનનું વર્ણન કરવાથી ખડ્ગનું વર્ણન થતું નથી. તેની માફક સાત ધાતુવાળું શરીર અચેતન છે, તેના વર્ણનથી આત્માનું વર્ણન થતું નથી. જ્ઞાનલક્ષણવાળો આત્મા ચેતન છે. તે ચેતનનું કામ જડ કરી શકે નહિ તેથી દેહની સ્તુતિથી આત્માની સ્તુતિ ન મનાય, પણ આત્માની સ્તુતિથી આત્માની સ્તુતિ મનાય.

જેની પ્રતીતિ થવા છતાં પણ જે કોઈ વખત પ્રતીત થતું નથી, તે તેનાથી સર્વથા ભિન્ન છે. જેમ રસથી રૂપ ભિન્ન છે. શરીરની પ્રતીતિ થવા છતાં ચૈતન્યની પ્રતીતિ થતી નથી, માટે દેહ ચૈતન્યથી જુદું છે પણ જ્ઞાનલક્ષણથી આત્મા જુદો નથી. જો દેહરૂપ આત્મા મનાય તો દેહની પ્રતીતિ થાય છે, તે વખતે આત્માની પ્રતીતિ થવી જોઈએ તે થતી નથી. રસના પ્રતીતિ કાળમાં રૂપની પ્રતીતિ થતી નથી, એટલે રસથી રૂપ જુદું છે, તેમ શરીરની પ્રતીતિથી આત્માની પ્રતીતિ થતી નથી માટે શરીરથી

આત્મા ભિન્ન છે. જ્ઞાન આત્માનું લક્ષણ છે, તેથી જ્ઞાનની આત્માથી ભિન્નતા નથી-જ્ઞાનસ્વરૂપ આત્મા છે.

ઈન્દ્રિયોવડે જે દેખાય, જણાય અને અનુભવાય તે સર્વ આત્માથી બાહ્ય છે, જુદું છે, વિનાશ પામનાર છે અને અચેતન છે. જ્યારે આત્માનો મોક્ષ થાય છે, ત્યારે રાગ-દ્વેષ આદિનું સ્વરૂપ કાંઈ રહેતું નથી. માટે આ સર્વ પૌદ્‌ગલિક અચેતન છે. જેમ વાદળો આડે આવવાથી વાદળોને લીધે સૂર્યમાં અનેક પ્રકારના વિકારો જણાય છે, તેમ રાગ-દ્વેષ, મોહ, મદ આદિ જે જે વિકારો આત્મામાં દેખાય છે, તે તે સર્વ વાદળોની માફક કર્મની ઉપાધિથી ઉત્પન્ન થયેલાં છે.

સૂર્ય અખંડ તેજના પુંજરૂપ અને પ્રકાશ સ્વભાવવાળો છે, છતાં તેની આડે વાદળો આવી જવાથી તેનાં તેજ અને પ્રકાશ-ગુણમાં ઓછાશ અને અન્ય વિકારો દેખાય છે. જ્યારે વાદળાં ખસી જાય છે, ત્યારે સૂર્ય પોતાના મૂળ સ્વરૂપે છે તેવો દેખાવ આપે છે. તેમ આત્મા પ્રકાશ-સ્વરૂપ છે, છતાં કર્મના આવરણોથી નર નારકાદિ ગતિ-જાતિમાં રાગ-દ્વેષ અજ્ઞાનરૂપે દેખાય છે. તે સર્વ કર્મના વિકારો છે, આત્માના નથી. તે દૂર થતાં આત્મા પૂર્ણ સ્વરૂપે પ્રકાશે છે. આ ઉપરથી નિર્ણિત થાય છે કે-રાગાદિ ભાવો કર્મથી ઉત્પન્ન થનારા છે, આત્માના ઘરના નથી.

સોનું ખાણની અંદર લાંબા વખતથી હોય છે, છતાં સોનું એ માટીરૂપ થતું નથી અને માટી સોનારૂપે થતી નથી, તેમ જીવને કર્મની સાથે અનાદિ સંબંધ હોવા છતાં જીવ કર્મપણાને પ્રાપ્ત થતો નથી અને કર્મ જીવપણાને પ્રાપ્ત થતાં નથી.

સાચું સુખ આત્મામાં છે, કર્મના અભાવવાળી દશામાં છે. આત્મા પોતે કર્મ ઉપાર્જન કરતો નથી, પણ રાગ-દ્વેષાદિ ભાવોથી કર્મ ઉત્પન્ન થાય છે. માટે રાગાદિભાવ અને કર્મોને આપસમાં કાર્ય-કારણભાવ છે, આત્માને તથા કર્મોને કાર્ય કારણભાવ નથી.

શાસ્ત્રોની અંદર કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલા ઉદયિક, ઉપશમિક અને ક્ષાયોપશમિક ભાવો વિવિધ પ્રકારે વર્ણન કરેલાં છે. તે બધા ભાવો અપેક્ષાએ અચેતન-જડ છે.

જે ભાવો-લાગણીઓ કર્મના ઉપશમ થવાથી થાય તે 'ઉપશમિક ભાવ' છે, કર્મના ક્ષયથી જે ભાવ પ્રગટે તે 'ક્ષાયિકભાવ' છે, કર્મના ક્ષયોપશમથી જે ભાવ પ્રગટે તે 'ક્ષયોપશમિક ભાવ' છે, કર્મના ઉદયથી જે ભાવ થાય તે 'ઉદયિક ભાવ' છે અને જેમાં કર્મનો ઉપશમ, ક્ષય, ક્ષયોપશમ કે ઉદય કારણરૂપ ન હોય અને જીવના સ્વભાવથી જ થાય, તે 'પારિણામિક ભાવ' છે.

જે લાગણીઓ બીજી લાગણીના બળે દબાયેલી રહે, બીજી લાગણી વિદ્યમાન હોય ત્યારે પ્રગટ ન દેખાય તે ઉપશમ છે. જેમ અગ્નિ કે દીવાદિકનો પ્રકાશ. અગ્નિ ઉપર રાખ નાખવાથી કે દીવા ઉપર બીજી કોઈ વાસણ આદિ વસ્તુ ઢાંકી દેવાથી તેનો પ્રકાશ કે ગરમી દબાયેલી રહે છે પણ તેનો નાશ થતો નથી, તેમ અમુક પ્રકારના ઉત્તમ પરિણામના બળે કેટલીક કર્મની પ્રકૃતિઓ તે વખતે ઉદયમાં આવી પોતાનો પ્રભાવ જીવને બતાવી નથી શકતી, તે '**ઉપશમ ભાવ**' છે. મોહનીય કર્મની પ્રકૃતિનો જ ઉપશમ ભાવ થાય છે, તેથી ઉપશમ સમ્યક્ત્વ અને ઉપશમ ચારિત્ર પ્રગટે છે. દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય-એ બંનેને વિશુદ્ધ પરિણામે દબાવી શકાય છે. મનુષ્ય જેમ બીજા કામમાં પ્રવૃત્તિ કરતો હોય અને તેમાં આસક્ત હોય, ત્યારે પોતાની સારી કે ખરાબ આદતોને થોડા વખતને માટે ભૂલી જાય છે, તેમ સારા વિચારો કે સારા સહવાસના કારણે જીવ આ બને પ્રકૃતિઓને દબાવી શકે છે. પણ તેનો ક્ષય થયો ન હોવાથી તેવી પ્રવૃત્તિ કે તેવા નિમિત્તના અભાવે અને તેની વિરોધી પ્રવૃત્તિ કે વિરોધી નિમિત્તો આવી મળતાં, પાછી તે પ્રકૃતિઓ સત્તામાંથી બહાર આવીને પોતાનો પ્રભાવ બતાવે છે. એટલે આ ઉપશમ ભાવ પણ કર્મની પ્રકૃતિના અંગે હોવાથી તે ચૈતન્ય-સ્વરૂપ નથી.

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, ક્ષયોપશમિક-ભાવના દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય, ક્ષયોપશમિકભાવનું સમ્યક્ત્વ, સરાગચારિત્ર અને દેશવિરતિ—આ અઢાર પ્રકૃતિઓ ક્ષયોપશમ ભાવની છે. આમાં ઉદય આવેલા કર્મનો ક્ષય થાય છે અને ઉદય નહિ આવેલી પ્રકૃતિઓને ઉપશમાવવામાં આવે છે. માટે તેને '**ક્ષયોપશમ ભાવ**' કહે છે. આમાં પણ પ્રકૃતિને દબાવવા કે ક્ષય કરવાની જ વાત હોવાથી આ ભાવ પણ પૌદ્‌ગલિક છે, ચેતન નથી.

દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી—આ ચાર ગતિ, ક્રોધ, માન, માયા અને લોભ—આ ચાર કષાય, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ—આ ત્રણ વેદ, મિથ્યાત્વ અજ્ઞાન, અસંયમ, અસિદ્ધત્વ, કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુકલ—આ છ લેશ્યા. આ એકવીશ '**ઉદયિક ભાવ**'ની પ્રકૃતિ છે. જે ગતિમાં જીવ જાય ત્યાં તેને યોગ્ય આ એકવીશ પ્રકૃતિ માંહેલી પ્રકૃતિ ઉદયમાં આવ્યા જ કરે છે. આમાં પણ કર્મપ્રકૃતિનો ઉદય જ હોવાથી આ ભાવ પણ અચેતન પ્રકૃતિજન્ય હોવાથી જડભાવ છે, ચેતનભાવ નથી.

દર્શન અને ચારિત્રમોહ ક્ષય થવાથી પ્રગટ થયેલ ક્ષાયિક સમ્યક્ત્વ અને ક્ષાયિક ચારિત્રરૂપ આત્માની નિર્મળતા, જ્ઞાનાવરણ અને દર્શનાવરણના સર્વથા ક્ષયથી પ્રગટ થયેલ ક્ષાયિક (કેવળ) જ્ઞાન અને ક્ષાયિક (કેવળ) દર્શન, અંતરાયકર્મ ક્ષય થવાથી પ્રગટ થયેલ ક્ષાયિકભાવના દાન, લાભ, ભોગ, ઉપભોગ અને ક્ષાયિક વીર્ય—એ ચાર ઘાતિકર્મનો સર્વથા ક્ષય થવાથી, પ્રગટ થયેલ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ અને અનંતવીર્ય-એ આત્માના ગુણો હોવાથી એ ચેતનભાવ છે, જડ નથી.

અને જીવત્વ—જીવપણું, ભવ્યપણું, અભવ્યપણું—આ ત્રણ '**પારિણામિક ભાવ**' છે. આ ભાવો જીવના સ્વભાવભૂત છે, એટલે ભવ્યમાં ભવ્યત્વ અને જીવત્વ, અભવ્યમાં અભવ્યત્વ અને જીવત્વ,

એ સદા સાથે પ્રગટ રહેતાં હોવાથી એ ત્રણે ભાવ ચેતન છે, પણ જડ નથી.

ક્ષાયિક અને પારિણામિક—આ બે ભાવ સિવાય બાકીના જે ભાવો છે તે અચેતન—જડ છે. જેનો આત્માની સાથે કાંઈ સંબંધ નથી, નિમિત્ત સંયોગથી સયોગ સંબંધે આવે છે અને તેનો જીવથી—આત્માથી જુદાપણું થઈ શકે છે, માટે તે અજીવ—જડ છે.

જડમાં પણ બે પ્રકાર છે. એક સાધક અને બીજો બાધક. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, ચક્ષુ, અચક્ષુ, અવધિદર્શન આદિ પારિણામિક ભાવ સુધી પહોંચાડે છે, જેથી તે જીવને ઉંચે ચઢવાને માટે 'સાધક' છે. અને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન આદિ જીવને નીચે લઈ જાય છે તેથી તે 'બાધક' છે.

આ બધી હકીકત જણાવીને કહેવાનો આશય એ છે કે—જીવતત્ત્વથી અજીવતત્ત્વ સર્વથા ભિન્ન છે, એ બરોબર જાણવાની જરૂર છે.



## ૩—આશ્રવ અધિકાર. (પુણ્ય—પાપ)



આત્મા જ્યારે પોતાના શુદ્ધ નિર્મળ—શુદ્ધ ઉપયોગરૂપ આત્મસ્વરૂપમાં રહે છે, ત્યાં સુધી શુભાશુભ કોઈ પણ કર્મબંધ થતો નથી, પણ તે શુદ્ધ સ્વભાવને ભૂલીને શુભાશુભ ઉપયોગે પરિણમે છે, તેથી નવીન બંધનની શરૂઆત થાય છે. આ શુભાશુભ ઉપયોગ મન, વચન અને કાયા—શરીરની પ્રવૃત્તિ કરાવે છે. એટલે સામાન્ય રીતે શુભાશુભ ઉપયોગ મન, વચન ને શરીર ઉપર અધિકાર જમાવે છે, તેથી તે પ્રમાણે મન આદિની પ્રવૃત્તિ થાય છે. આ પ્રવૃત્તિને લીધે કર્મબંધનને લાયક પુદ્ગલો આત્મા તરફ આકર્ષાય છે. કર્મનું બીજ શુભાશુભ ઉપયોગમાં છે, પણ તે ઉપયોગ જાતે

પ્રવૃત્તિ કરી શકતો નથી. એટલે હથીઆર તરીકે મન-વચન-કાયાને વાપરે છે. જેમ શક્તિ મનુષ્યના હાથમાં છે, છતાં હથીઆરની મદદથી તે શક્તિ વાપરીને બીજાનો બચાવ કે નાશ તે કરી શકે છે, તેમ મન આદિમાં ઉપયોગ ભળીને મનાદિને પ્રવૃત્તિ કરાવે છે, છતાં હજી તેમાં પૂરૂં બળ પ્રગટ થતું નથી, એટલે મનાદિની સાથે મિથ્યાત્વ, અવિરતિ અને ક્રોધાદિ કષાય ભળે છે. આ ચાર હેતુઓથી વિશેષ પ્રકારે કર્મનો સંગ્રહ જીવ કરે છે. આ મિથ્યાત્વાદિ ચાર આવ્યા એટલે તેમના નાયક-રાજામાં મોહ, અજ્ઞાન વિગેરે પણ પ્રગટ થાય છે. હવે જીવની મુશ્કેલી વધે છે. વિશેષ પ્રકારે તે પોતાનું સ્વભાન ભૂલતો જાય છે. પોતાનો અને પારકાનો વિવેક-સત્યાસત્યનો નિશ્ચય કરવાની શક્તિ ગુમાવી બેસે છે. આત્મામાં અનંત-શક્તિ છે, તે આખા વિશ્વનો પ્રકાશક છે, આખા વિશ્વને ધ્રુજાવવાનું બળ તેનામાં છે : પણ તે બધું શુદ્ધ ઉપયોગમાં હોય ત્યારે જ. એ વિજયી શિખરથી નીચા પડયા પછી કર્મને આધિન તેનું જીવન થઈ જાય છે. એક ભૂલ હજારો ભૂલો ઉત્પન્ન કરે છે, તેમ હવે આગળ વધવાને બદલે તે પાછળ હઠતો જાય છે. બકરાનાં ટોળામાં રહેલું સિંહનું બચ્ચું પોતાને જેમ બકરૂં માની સાથેના બકરાંઓના જેવી પ્રવૃત્તિ કરે છે-તેનું પોતાની જાત કે બળનું ભાન નથી રહેતું, તેમ આત્મા આ કર્મના કે અજ્ઞાનતાના ટોળામાં ભળીને પોતાને પુરૂષ, સ્રી, બાળક, નાલાયક, અશક્ત વિગેરે માને છે અને એ કર્મની પ્રકૃતિઓ જે જે ઉદયિક ભાવો લાવી આપે છે તેમાં આસક્ત બનીને તદાકારરૂપે પરિણમી તેનો અનુભવ લે છે. એ અનુભવ લેવામાં રાગ-દ્વેષ કરે છે, એ પર વસ્તુનો સંગ્રહ કરે છે, તેને પોતાની માને છે, તે મમત્વને લીધે કોઇને આપતો નથી. કોઈ બળાત્કારે લે છે તો તેની સાથે મરવું કે મારવું તેવી પ્રવૃત્તિ કરે છે. આવા વખતે મોહરાજાના મિથ્યાત્વાદિ સુભટો આવીને તેને વિશેષ પ્રકારે કર્મોથી બાંધે છે. ભક્ષ્યાભક્ષ્ય ખાવાપીવા માટે લલચાવે છે, ગમ્યાગમ્યમાં પ્રવૃત્તિ કરાવે છે, વેશ્યા પરસ્રી આદિની સાથે ગમન કરે છે, પોતાની સ્રીમાં આસક્તિ ખૂબ રાખે છે, વિષયો મેળવવા જીવોની

હિંસા કરે છે, જુઠું બોલે છે, ચોરી કરે છે, ધન, ધાન્ય, જમીન, સોનું, રૂપું આદિનો સંગ્રહ કરે છે. આવા વખતે ક્રોધ, માન, માયા, લોભ આદિ મોહરાજાના સુભટો તેને ઘેરી લે છે. પોતે આત્મા છે એ ભાન ભૂલ્યો હોવાથી હવે દેહને આત્મા માને છે. જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ ગુણો તેના છે તેને બદલે ક્રોધી, માની, કપટી, લોભી, રાગી, દ્વેષી તે બને છે-તેને પોતાના ગુણો માને છે. પછી તે શરીર તથા મનને અનુકૂળ લાગે તેવા પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં પ્રવૃત્તિ કરે છે. તે ઇષ્ટ અને અનુકૂળ હોય તો ખુશી થાય છે, પ્રતિકૂળ હોય તો નારાજ થાય છે, દ્વેષ કરે છે, અભિમાન સ્ફુરે છે. માનપાનની હવે તેને બહુ જ કિંમત લાગે છે, તેને જ પોતાનું સર્વસ્વ માને છે. તેવું માન કદાચ પૈસાથી મળતું હોય તો તે લેવાને ચૂકતો નથી, મહેનતથી મળતું હોય તો તેમ પણ મેળવે છે. હવે લોભ ગળે વળગે છે. ગમે તે ભોગે પૈસો મેળવવો જ. દુનિયામાં 'વસુ વિના નર પશુ'-આ કહેવત તે ખરી માને છે. પૈસા માટે વિશ્વાસ-ઘાત, લાંચ-રૂશ્વત, કપટ-પ્રપંચ કરવાને હવે તે ચૂકતો નથી, દેશ-પરદેશ ખેડે છે, રાત્રી-દિવસ મહેનત કરે છે, ન કરવાના ધંધા-વ્યાપારો કરે છે, આરંભ-સમારંભના કામો કરતાં અચકાતો નથી, અનેક યંત્રો ચલાવે છે, વન કપાવે છે, ઈંટ-નિભાડા પકાવે છે, ખાણો ખોદે છે, જમીન ફોડે છે, ભાડાઓ કરે છે, દાંતનો, લાખનો, પશુઓનો, અફીણ આદિનો પણ વ્યાપાર કરે છે. આ પ્રમાણે પ્રવૃત્તિ કરી પાપથી પૈસો પેદા કરે છે અને પછી લોકમાં સારો ધર્મિષ્ઠ ગણાવા-આબરૂ વધારવા ધર્મને નામે અભિમાન વૃત્તિથી પૈસા ખર્ચે છે. દુનિયામાં વાહવાહ બોલે તેથી તે પોતાને કૃતાર્થ માને છે. આ સ્થળે ધર્મનું નામ નથી, છતાં મિથ્યા અભિમાનમાં ધર્મનો ધોરી ગણાવવા મહેનત કરે છે. કોઈ સત્ય માર્ગ બતાવે તો પોતાનું અપમાન સમજે છે વિશેષમાં સ્વાર્થી ગુરૂઓના પાસમાં સપડાઈને અધર્મને ધર્મ માનતો થાય છે. આ બધા કર્મ આશ્રવને આવવાનાં કારણો છે. આત્મધર્મના-અપ્રમત્તતાના શિખરથી પડેલા આત્માની કેવી કેવી વિશ્વમાં વિટંબના થાય છે, તેનો અનુભવ તો

હવે આ જીવને આગળ થાય છે. પૂર્વના પુન્યબળે કાંઈક પાંચ ઇન્દ્રિયોના વિષયો, માન, સત્કાર, અનુકૂળ સંયોગો મળે છે, તો તેમાં આ જીવ પોતાને મોટાઈ-કૃત્યકૃત્ય માની બેસે છે. હજી આત્મમાર્ગના સન્મુખ તેણે એક ડગલું પણ ભર્યું હોતું નથી, છતાં આ વસ્તુનો મિથ્યા સંગ્રહ અને તેમાં મારાપણાની માન્યતા, અનેક પ્રકારની ઇચ્છાઓ, વિવિધ કષાયોની ઉત્કટતા અને મન-વચન-શરીરની શુભાશુભ પ્રવૃત્તિ, આ બધાં કર્મબંધનના જ કારણો છે. આ કારણો જેમ જેમ આ જીવ સેવતો જાય છે, તેમ તેમ તેનામાં મોહનો વધારો થાય છે. સત્ય સમજતો ન હોવાથી અજ્ઞાન વધે છે. આવા ઘોર કર્મના આશ્રવમાં ડૂબેલા જીવનો ઉદ્ધાર થતો નથી.

આ કર્મજનિત દ્રવ્યો મારાં છે અને હું તેમનો છું, આવી બુદ્ધિ જ્યાં સુધી નિવૃત્ત ન થાય, ત્યાં સુધી તેનામાંથી મિથ્યાત્વ જતું નથી. કેમકે-આ કર્મથી પ્રાપ્ત થતાં દ્રવ્યો જડ છે, તેમાંથી હું અને મારાપણાની બુદ્ધિ ન જાય, ત્યાં સુધી આત્મદૃષ્ટિ આવે જ નહિ. આ પ્રથમની જ ભૂલ છે કે-જે વસ્તુ પોતાની નથી તેમાં જીવે પોતાપણું માન્યું છે. આ જ ભૂલે હજારો ભૂલો કરાવી છે. જ્યાંથી ભૂલ ખાધી ત્યાંથી પાછા વળવાની જરૂર છે. તે પછી જ માર્ગ હાથમાં આવે છે. આ દેહ આદિનો હું માલીક છું, આ વસ્તુઓ મારી માલીકીની છે, ભવિષ્યમાં તેનો માલીક હું જ રહીશ- આ મિથ્યા ભ્રાન્તિ છે. જડ-પર વસ્તુને પોતાની માની ત્યારથી જ આ જીવે અવળી ગતિ પકડી છે. તેના ત્યાગથી જ-સત્ય સમજણ પછીથી જ તેનો માર્ગ સવળો થાય છે, નહિતર કર્મ-આગમનનો આ જ માર્ગ છે. આત્માથી જુદા જે ચેતન કે અચેતન પદાર્થો છે, તેમાં પોતાપણાની બુદ્ધિ કામ કરતી રહે છે, ત્યાં સુધી કર્મમાર્ગ અટકાવી શકાતો નથી. પોતાના સ્વરૂપને ભૂલીને પર વસ્તુમાં સત્યતા માની તે માટે પ્રવૃત્તિ કરવી, એજ કર્મને આવવાના દ્વારો પોતાને હાથે ખૂલ્લાં કરી દેવા બરોબર છે. જીવ શુભાશુભ પરિણામો કરે છે. આ પરિણામોનો આશ્રય લઈને-પરિણામોના નિમંત્રણને માન

લઇને કર્મો તેના તરફ ઘોઘ પ્રવાહરૂપે ચાલ્યાં આવે છે. આ કર્મો સત્તામાં જમા થાય છે. જ્યારે તેનો ઉદય થાય છે, એટલે જ્યારે તે કર્મોનું સ્વતંત્ર સામ્રાજ્ય પ્રગટે છે, એટલે પોતાની જાતિના કર્મોને તેઓ આમંત્રણ આપીને જીવની ચારે બાજુ તેનો જ વિસ્તાર જમા કરી દે છે, અર્થાત જીવને જરા વાર પણ છૂટો કે એકલો રહેવા દેતાં નથી. જો થોડી વાર પણ જીવ આ કર્મોના તીવ્ર ઉદયથી અલગ થાય, તો જરૂર તે પોતાના ખરા સ્વરૂપને સંભારે અને પોતે મહાન્ દુઃખી છે તેનું ભાન થાય, અને કર્મોને અલગ કરવા મહેનત કરે.

જેમ પ્રજ્વલંત સૂર્યને મેઘમંડળ ઢાંકી દે છે, તેમ જીવને મલિન કર્મો આચ્છાદિત કરે છે. કર્મ બે પ્રકારના છે દ્રવ્યકર્મ અને ભાવકર્મ. કર્મરૂપે પરિણમેલ પુદ્ગલપિંડ તે 'દ્રવ્યકર્મ.' દ્રવ્યકર્મના ફળ તે 'ભાવકર્મ.' જ્ઞાનાવરણ આદિ આઠ કર્મ તે દ્રવ્યકર્મ છે અને રાગ–દ્વેષ–ક્રોધાદિ તે ભાવકર્મ છે. આ બંને પ્રકારના કર્મોથી જીવ ઢંકાયેલો છે. જેમ સરોવરમાં નીકદ્વારા પાણી આવીને એકઠું થાય છે, તેમ કષાયરૂપ નીકદ્વારા કર્મ આવીને જીવની અંદર રહે છે. આત્મામાં કર્મ લાવવા માટે ક્રોધાદિનો ઉપયોગ કરવામાં આવે છે જો ક્રોધાદિ રહિત જીવમાં કર્મ આવતાં હોય, તો પછી કોઈ પણ જીવની મુક્તિ થાય જ નહિ.

એક દ્રવ્યના પરિણામ તે બીજા દ્રવ્યના પરિણામ થતાં નથી. જો તેમ થાય તો સ્વ–પર દ્રવ્યની વ્યવસ્થા ટકી શકે નહિ. જ્ઞાન–દર્શન આદિ ચેતનના–આત્માના પરિણામ છે અને અચેતનના–પુદ્ગલ દ્રવ્યનાં રાગદ્વેષાદિ પરિણામ છે. ચેતનનાં પરિણામ જડનાં થાય અને જડનાં પરિણામ ચેતનનાં થાય એમ કોઈ દિવસ બનતું નથી. જો તેમ બને તો કાંતો બંને જડ થાય અને કાંતો બંને જ્ઞાનાદિરૂપ ચેતન થાય, તે કોઈ રીતે ઇષ્ટ નથી. કર્મથી બંધાયેલ આત્મા કર્મના પરિણામે કરીને રાગાદિ પરિણામ ઉત્પન્ન કરે છે, પણ શુદ્ધ થયેલ મુક્ત આત્મા આવાં પરિણામે પણ પરિણમતો નથી. તે તો પોતાના શુદ્ધ સ્વરૂપે જ પરિણમી રહે છે. પર દ્રવ્ય

તરફથી સુખી થવાની આશા કે દુઃખી થવાનો ભય જ્યાં સુધી આ જીવ રાખે છે, ત્યાં સુધી આશ્રવનો માર્ગ તેના માટે બંધ થતો નથી. પર દ્રવ્ય સ્ત્રી, પુત્ર, પતિ, ધન, ધાન્ય, માન, યશ આદિથી સુખી થવાની આશા અને શત્રુ, રોગ, અપયશ, વ્યાઘ્ર, સિંહ, સર્પાદિથી દુઃખી થવાની લાગણી ઉત્પન્ન થવી, અનુકૂળતામાં હર્ષ અને પ્રતિકૂળતામાં ખેદ-શોક થવો. આ સર્વ રાગદ્વેષની લાગણીઓ છે આ લાગણીઓ કર્મને આવવાના કારણો છે–આશ્રવ છે. સુખ આત્મામાં છે. સુખનાં કારણો પણ આત્માના પરિણામ છે. શુભ પરિણામે જીવ પુન્ય ઉત્પન્ન કરે છે. આ પુન્ય પણ આશ્રવ છે. કર્મ છે, છતાં વ્યવહારિક સુખનું મૂળ કારણ આ પુન્યવાળાં શુભ પુદ્ગલો છે. તે હોય તોજ સ્ત્રી, પુત્ર, પતિ, ધન, લાજ, આબરૂ કુટુંબ વિગેરે સુખના કારણ થાય અને તે પુન્ય ન હોય તો જે પોતાની પાસે અનુકૂળ સંયોગો હોય તે ચાલ્યા જાય અથવા પ્રતિકુળપણે પરિણમે, સુખને બદલે દુઃખદાઈ થાય. તે વસ્તુ બની રહે તો પણ પાપના ઉદયે તેને અશાંતિનુંજ કારણ થાય. આમ બધું પ્રત્યક્ષ અનુભવાય–સમજાય તેવી વાત છે, છતાં જીવ આ વાતને સમજતો કે તે પ્રમાણે જરૂરીઆતો માટે પ્રયત્ન કરતો નથી. તો પછી એ પુન્ય પણ પર દ્રવ્ય છે, એ પણ દગો દેનાર છે, નાશ પામે તેવું છે. તેનો પણ ત્યાગ કરી કોઈ દિવસ નાશ ન પામે તેવું સ્થાયી પરિણામે સદા શાન્તિ આપનાર આત્મિક સુખ તેજ સાચું સુખ છે. તે સમજવા કે મેળવવા સર્વ પર દ્રવ્યનો ત્યાગ કરવા આ જીવ કેમ તૈયાર થઈ શકશે? અર્થાત્ વ્યવહારમાં પર દ્રવ્ય સુખ–દુઃખમાં નિમિત્ત કારણ છે. પણ ખરી રીતે તો પોતાની લાગણીઓજ સુખ–દુઃખમાં કારણરૂપ છે, તેને જ સુધારવાની જરૂર છે. એવા શુભાશુભ પરિણામે આત્માએ પરિણમવું જ બંધ કરવું યોગ્ય છે, તેથીજ આવતા આશ્રવો બંધ થાય તેમ છે. આ આશ્રવો બંધ કરવા માટે જીવને આવા તત્ત્વજ્ઞાનની બહુ જરૂર છે. આ જ્ઞાનના અભાવે પોતાના કે પરના અચેતન દેહમાં પણ ચેતનતાનો આરોપ કરે છે અને તે મેળવવા કે તેનો ઉપભોગ

લેવા પ્રવૃત્તિ કરે છે, માટે જ્યાં સુધી પોતાનું કે પારકું, વિનાશી કે અવિનાશી, સુખદાઇ કે દુઃખદાઈ, ચેતન કે અચેતન એના ભેદને આ જીવ જાણતો નથી, ત્યાં સુધી તે પર દ્રવ્યમાં પોતાપણાની કે ઇષ્ટાનિષ્ટપણાની બુદ્ધિ કરવાનોજ, અને ત્યાં સુધી આશ્રવનો માર્ગ ખુલ્લો રહેવાનો.

ઉપયોગથી કષાયો ઉત્પન્ન થતાં નથી અને કષાયોથી ઉપયોગ ઉત્પન્ન થતો નથી. જે મૂર્ત્તિમાન હોય તે અમૂર્ત્તને ઉત્પન્ન કરે નહિ, અને જે અમૂર્ત્તિમાન છે તે મૂત્તિમાનને ઉત્પન્ન કરે નહિ, એટલે કષાય અને ઉપયોગનો જન્ય જનકભાવ–ઉત્પન્ન થનાર અને ઉત્પન્ન કરનાર ભાવ થાય નહિ. ઉપયોગ બે પ્રકારના છે. જ્ઞાનઉપયોગ અને દર્શનઉપયોગ. આ ઉપયોગ ચેતના શક્તિના અનુયાયી છે. જ્યાં ચેતના છે ત્યાં નિયમથી જ્ઞાન દર્શન રહે છે, તે અમૂર્ત્ત આત્માના અમૂર્ત્ત ગુણ છે. ક્રોધ, માન, માયા, લોભરૂપ કષાય તે મૂર્ત્તિમાન પુદ્ગલના પરિણામ છે, જડરૂપ છે, આત્માથી ભિન્ન છે, માટે ઉપયોગથી કષાયની ઉત્પત્તિ અને કષાયથી ઉપયોગની ઉત્પત્તિ થતી નથી.

કષાયવાળા જીવને કષાય પરિણામ હોય છે કેમકે તે પરિણામ ઉત્પન્ન કરે છે. સિદ્ધના જીવો અકષાયવાળા હોવાથી તેમને પરિણામ હોતા નથી. કેવળજ્ઞાનીઓને પણ સર્વથા કષાય પરિણામ હોતા નથી, તેથી તે કર્મબંધન પામતા નથી. જીવ જો અપરિણામે રહેવાનો પ્રયત્ન કરે તો તેને કષાયો ઉત્પન્ન થતાં નથી અને કષાયો ઉત્પન્ન ન થતાં હોવાથી તેના અપરિણામી ધર્મમાં વધારો થયા કરે છે. અભ્યાસથી કષાયોની જડ ઉખડી જતાં તે બરોબર અપરિણામી આત્મસ્વરૂપ થઈ રહે છે, ઘાતિ કર્મનો સંબંધ દૂર થતાં આત્મા અપરિણામી સદાને માટે થઈ રહે છે. કેવળજ્ઞાની જીવોને ઘાતિ કર્મો ન હોવાથી કષાય ઉત્પન્ન થતાં નથી તેથી તે અપરિણામી છે, તે જીવોને કષાયથી આવતો આશ્રવ બંધ થાય છે–અટકી જાય છે.

જીવ તથા કર્મને અન્યોઅન્યના ગુણોનું કર્ત્તાપણું નથી, કેવળ એક બીજાના નિમિત્તથી એક બીજાના પરિણામની ઉત્પત્તિ થાય છે. તાત્ત્વિક દૃષ્ટિએ-નિશ્ચય દૃષ્ટિએ જીવ તથા કર્મોને પોતપોતાના ગુણોનું કર્ત્તાપણું છે. જીવ તથા કર્મ એક બીજાના ગુણો કરે છે તે વાત વ્યવહારની અપેક્ષાએ કહેવાય છે. જ્ઞાનદર્શનાદિ ગુણો જીવના છે. જ્ઞાનાવરણ દર્શનાવરણાદિ આવરણો તે કર્મના ગુણો છે. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન આદિ તથા ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન આદિ જીવના પરિણામ-પર્યાય છે. મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, ચક્ષુદર્શનાવરણ અચક્ષુદર્શનાવરણ આદિ તથા ક્રોધમાનાદિ કર્મના પરિણામ-પર્યાયો છે. અહીં કર્મ જીવના જ્ઞાન દર્શન આદિ ગુણોનો કર્ત્તા નથી અને જીવ પણ કર્મના જ્ઞાનાવરણ આદિ ગુણોનો ઉત્પન્ન કર્ત્તા નથો. પણ કર્મના નિમિત્તથી જીવમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન આદિ પરિણામ ઉપન્ન થાય છે, અને જીવના નિમિત્તથી મતિજ્ઞાનાવરણાદિ ચક્ષુદર્શનાવરણાદિ કર્મના પરિણામ ઉત્પન્ન થાય છે. આથી એ નિશ્ચય થાય છે કે નિશ્ચયદૃષ્ટિએ જીવ પોતાના ગુણોનો કર્ત્તા અને કર્મો પોતાના ગુણોનો કર્ત્તા છે. વ્યહવારે કર્મ જીવના ગુણોનો કર્ત્તા છે. અને જીવ કર્મના ગુણોનો કર્ત્તા છે. જેમ જીવમાં પુદ્ગલની અપેક્ષાએ રાગદ્વેષાદિ ભાવો ઉત્પન્ન થાય છે તેમ ઉદયિક ભાવોની પણ પુદ્ગલની અપેક્ષાએ ઉત્પત્તિ થાય છે. કર્મના ઉદયથી જે ભાવ થાય તે ઉદયિક ભાવ કહેવાય છે, તે પણ જડપુદ્ગલોજ છે. પર પદાર્થો મારા છે અને હું તેમનો છું આવી અભેદ એકતાવાળી કલ્પના કરનાર પોતાપણાને અને પારકાપણાને જાણતો નથી. આ અજ્ઞાન પણ આશ્રવનું કારણ છે.

જેની મનોવૃત્તિ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને ધનાદિના સંચય કરવામાં લાગી હોય-વર્તતી હોય તે અવિરતિ-અચારિત્રિયા વિપરીત વર્તન કરાવનાર કર્મને આવવાનો માર્ગ-કારણ છે. અવિરતિ એટલે ઇચ્છાઓને કાબુમાં ન લેતાં ઇચ્છાનુસાર છુટી મૂકવી.

વ્રતાદિના નિયમો ઇચ્છા ઉપર અંકુશ મૂકે છે, વધારે ફેલાવો પામતી ઈચ્છાઓને અટકાવે છે. આવા વ્રતાદિ કરીને ઈચ્છાઓને નિયમમાં રાખવી નહિ તેને અવિરતિ કે મિથ્યાવર્ત્તન કહેવામાં આવે છે. આ અવિરતિ કર્મના શુભાશુભ આશ્રવને આવવાનું કારણ છે. સમ્યક્ ચારિત્ર–પાંચમહાવ્રતાદિમાં પ્રવૃત્તિ ન કરનાર જીવ રાગદ્વેષને લઈને પરદ્રવ્યમાં શુભાશુભ ભાવ–પરિણામ કરે છે, તે વખતે તે જીવમાં મિથ્યાચારિત્ર–વિપરીત વર્ત્તન હોવાથી તેવા પરિણામદ્વારા તે પુન્ય અથવા પાપ આશ્રવને ગ્રહણ કરે છે. આ સ્થિતિમાં વર્તતા આત્મામાં સમ્યક્ચારિત્ર તે વખતે હોતું નથી. આ શુભાશુભ આશ્રવને લઈને તે જીવ નરક, તિર્યંચ, મનુષ્ય અને સ્વર્ગની ગતિમાં ઉત્પન્ન થાય છે અને ત્યાં કર્મથી ઉત્પન્ન થતાં શારીરિક તથા માનસિક સુખ દુઃખનો અનુભવ કરે છે. આ વિષયોથી ઉત્પન્ન થયેલું સુખ દેવગતિમાં મળે છે, પણ તે તૃષ્ણા અને મનને સંતાપ દેવાવાળું હોવાથી વસ્તુગતે તે દુઃખજ છે. જે સુખ અનિત્ય, પીડાકારી, તૃષ્ણાને વધારનારૂં, કર્મબંધનું કારણ, ઈન્દ્રિયોથી ઉત્પન્ન થનારૂં અને પરાધીન છે, તે સુખને જ્ઞાનીઓ દુઃખ જ કહે છે. આ વિશ્વમાં પાંચ ઇન્દ્રિયોના વિષયવાળાં જે જે સુખ છે તે બધાં દુઃખથી કોઇ પણ રીતે વિશેષતાવાળાં કે ચડીયાતાં નથી. પુન્ય અને પાપ બન્ને બંધનરૂપ હોવાથી સંસારની વૃદ્ધિના કારણો છે. પાપ કરતાં પણ પુન્ય આત્મભાન વિશેષ પ્રકારે ભૂલાવનાર છે, અભિમાનનું કારણ છે, પ્રમાદનું ઘર છે, અવિરતિનું સ્થાન છે, વિવિધ ઈચ્છાઓનું પ્રેરક અને પોષક છે, આત્મભાન વિનાનાને વિશેષ પાપ કરાવીને દુર્ગતિમાં લઈ જનાર છે. પાપથી જીવ દુઃખી થાય છે તેનું અભિમાન ગળી જાય છે, દુઃખ તેને જાગૃત કરે છે, તે દૂર કરવા માર્ગ શોધાવે છે, વિનય અને વિવેક, નમ્રતા અને સ્વાશ્રયતા શીખવાડે છે. આ પાપના ઉદયે સંસ્કારી જીવ જાગૃત થાય છે, અને સુખી થવાના માર્ગે તે ચાલે છે. આમ પુન્ય કરતાં પાપનો ઉદય કોઈ અપેક્ષાએ ઠીક છે. બાકી આશ્રવ તો આત્માને આવરણ કરનારાં પુન્ય–પાપરૂપી ધોળાં અને કાળાં બન્ને પ્રકારના વાદળાં જ છે. તેમાં પણ જે

જીવ કષાય ભાવમાં વર્તતો હોય અને કદાચ પાપના આરંભનો ત્યાગ કરીને ઉત્તમ વ્રતોનું પાલન કરતો હોય, છતાં તેવા જીવો કર્મોથી મુક્ત થઈ શકતા જ નથી. કેમકે વ્રતો તે પાળે છે, પણ કષાયાદ્વારા તે જીવમાં પાપના આશ્રવો આવવાના ચાલુ જ રહે છે. આ કષાયની હૈયાતિમાં પાપના આરંભનો ત્યાગ અને ઉત્તમ ચારિત્રનું આચરણ કાંઈ કાર્ય કરી શકતું નથી, માટે કષાયનો ત્યાગ કરવાની મૂખ્ય આવશ્યકતા છે.

નિશ્ચયથી લોભ, મોહ, કામ, ક્રોધાદિ દોષોની ઉત્પત્તિ થાય છે, છતાં તે દોષોથી જીવની સાથે કર્મનો જે સંબંધ થાય છે તે નિશ્ચયથી થતો નથી, પણ વ્યવહારથી થાય છે. નિશ્ચય અને વ્યવહાર એમ બે નય છે. નિશ્ચય નય મૂળ સ્વરૂપનો વિષય કરનાર છે. વ્યવહાર નય બાહ્ય સંબંધ–સંયોગ સંબંધ કરનાર અને બહારનો વિષય કરનાર છે. લોભ મોહાદિની ઉત્પત્તિ નિશ્ચય નયનો વિષય એટલા માટે છે કે તે પુદ્‌ગલના પરિણામરૂપ છે, અને પુદ્‌ગલનો કોઈ વિશિષ્ટ આકાર ધારણ કરે છે, એટલે તે પરમાણુ આદિની થતી આકૃતિ મૂળ દ્રવ્યરૂપ છે, ત્યારે શુદ્ધ નિશ્ચયનયે આત્મા શુદ્ધ નિષ્કલંક છે. તેની સાથે કર્મનો જે સંબંધ થાય છે તે વ્યવહારથી છે. કેમકે આત્મા અને કર્મ બંને ભિન્ન ભિન્ન દ્રવ્યો છે તેમનો અભેદ સંબંધ થતો નથી, પણ સંયોગ સંબંધ થાય છે, એટલે તે બન્ને સાથે રહે છે, પણ તેટલાથી કાંઈ એક બીજારૂપે પુદ્‌ગલ જેમ પુદ્‌ગલની સાથે પરિણામ પામીને રહે છે, તેમ આત્મા અને કર્મ પરિણામ પામીને રહેતાં નથી એટલે જ કહેવામાં આવે છે કે નિશ્ચયથી આત્મામાં આશ્રવ બંધ થતો નથી પણ વ્યવહાર દૃષ્ટિએ થાય છે.

આથી એ ફલિતાર્થ થાય છે કે મિથ્યાજ્ઞાન–વિપરીત જ્ઞાનની સાથે મન વચન કાયાની શક્તિ ભળતાં તેમાંથી અનેક કલ્પનાઓ થાય છે. વચનદ્વારા તે કલ્પનાઓ પ્રગટ કરાય છે અને શરીરદ્વારા તે કલ્પનાઓ પ્રમાણે વર્ત્તન બને છે. આની સાથે અવિરતિ ભળે

છે, ઇચ્છાઓ પ્રવૃત્તિનું રૂપ ધારણ કરે છે, તેની સાથે ક્રોધ, માન, માયા, લોભ જોડાય છે હવે કલ્પનાઓ અને પ્રવૃત્તિનું જોર વધે છે. મનાદિ યોગનું બળ પણ હવે અખંડ પ્રવાહે આગળ વૃદ્ધિ પામે છે. આ સ્થળે આ બધા સાધનોને લઈને આત્મા રાગ દ્વેષાદિના, અથવા શુભાશુભ પરિણામોના ભાવો ઉત્પન્ન કરે છે. આ ભાવો કર્મ આશ્રવને અનુકૂળ માર્ગ કરી આપે છે, એટલે કર્મ આશ્રવો આવીને જમા થાય છે, તેના ઉદયમાંથી ફરીને રાગ-દ્વેષાદિ ભાવો પરિણામ પામે છે. આ ભાવો કર્મને આત્મા તરફ ખેંચે છે આમ આ કર્મનું ચક્ર-આશ્રવનો પ્રવાહ આત્માની બધી બાજુ મજબૂત કિલ્લો બાંધે છે, અને આત્મા પોતાના પ્રકાશને પોતામાં દબાવીને આ કર્મના કિલ્લામાં લાંબા કાળ સુધી ઘેરાયેલ રહે છે.

જે આત્માને સ્વ પરનું-જડ ચૈતન્યનું ભાન થાય છે, શુભાશુભ પરિણામો અને તેના અંગે ઉત્પન્ન થતી વિવિધ કલ્પનાઓ-જલ્પનાઓ અને પ્રવૃત્તિઓને જે પર રૂપે સમજે છે, તેનો ત્યાગ કરીને પોતાના શુદ્ધ ઉપયોગે સ્થિર થાય છે, તેજ આત્મા આ આશ્રવના પ્રવાહને રોકી કર્મના કિલ્લાને તોડીને પોતાના પૂર્ણ સ્વરૂપે વિશ્વમાં પ્રકાશીત થાય છે.

## ૪-કર્મબંધ અધિકાર.

જેમ દુધમાં પાણી મળે છે, જેમ લોઢામાં અગ્નિ મળે છે, તેમ ક્રોધાદિ કષાય અને મન-વચન-કાયાની શક્તિવડે જે પુદ્ગલો જીવે ગ્રહણ કર્યા છે તે આત્માના સર્વ પ્રદેશોની સાથે મળીને રહે છે, તેને કર્મબંધ કહે છે. કર્મ પુદ્ગલરૂપ છે. તેમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ વિગેરે છે. જે વખતે કર્મને યોગ્ય પુદ્ગલોની સાથે ક્રોધાદિ કષાય અને મનાદિ યોગોનો સંબંધ થાય છે. તે વખતે તે પુદ્ગલો

કર્મરૂપે પરિણમી જાય છે અને આત્મપ્રદેશોની સાથે એક રસ થઇને રહે છે, આને બંધ કહે છે. આ બંધથી જીવ કર્મને આધિન થઈ જાય છે.

આ બંધ ચાર પ્રકારે છે-પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, રસબંધ, અને પ્રદેશબંધ. ૧-'**પ્રકૃતિબંધ**'-એટલે કર્મનો સ્વભાવ. ૨-'**સ્થિતિબંધ**'-એટલે એ કર્મ ટકી રહેવા માટેની કાળની મર્યાદા-શુભાશુભ અધ્યવસાયથી ગ્રહણ કરેલા કર્મના દલિયાં તે કેટલા વખત સુધી ભોગવવા પડે તેનો નિશ્ચય. ૩-'**રસબંધ**'-એટલે કર્મના પુદ્ગલોને શુભ કે અશુભ અથવા ઘાતિ કે અઘાતિપણાવાળો જે રસ તે. ૪-'**પ્રદેશબંધ**'-એટલે સ્થિતિ તથા રસની અપેક્ષા વિના કર્મ પુદ્ગલોના દલિયાંનું ગ્રહણ કરવું તે અથવા કર્મ અને આત્માના પ્રદેશો આપસમાં મળી રહે તેવો પ્રદેશોનો સમૂહ. કર્મની સ્થિતિ, કર્મનો રસ અને કર્મના પ્રદેશો-દલિયાં એ ત્રણ બંધનો જે સમુદાય અને તેમાંથી જ્ઞાન દર્શન ઈત્યાદિ આત્મિક શક્તિઓને દબાવવાનો જે સ્વભાવ ઉત્પન્ન થાય તેને 'પ્રકૃતિબંધ' કહેવાય છે. આ રીતે કર્મનો ચાર પ્રકારનો બંધ આત્મા ઉપર આવરણ કરે છે.

જીવ જ્યારે રાગ-દ્વેષના પરિણામ ઉત્પન્ન કરે છે, રાગ-દ્વેષમાં એક રસ થઈ રહે છે, ત્યારે કર્મનો બંધ થાય છે. રાગ-દ્વેષ સિવાય એકલા મન-વચન-શરીરની પ્રવૃત્તિ કરવાથી તેવો કર્મબંધ થતો નથી, એટલે કર્મબંધનમાં મૂખ્ય કારણ રાગ-દ્વેષ છે. જ્યાં સુધી રાગ-દ્વેષ હોય છે, ત્યાં સુધી આ ચારે પ્રકારનો બંધ થાય છે. રાગ-દ્વેષ જો ન હોય અને મન-વચન-શરીરની પ્રવૃત્તિ કરવામાં આવે તો તેથી તેવો બંધ થતો નથી. રાગ-દ્વેષના પ્રમાણમાં કર્મની સ્થિતિનો બંધ અને રસનો બંધ થાય છે. મન-વચન-કાયાની શક્તિ-પ્રવૃત્તિદ્વારા પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ થાય છે. આ રાગ-દ્વેષ અને મનાદિની પ્રવૃત્તિ સાથેની વાત છે, પણ એકલા મનાદિ યોગો હોય તો આ મનાદિથી થતો પ્રકૃતિ અને પ્રદેશબંધ તે બંધ છતાં બંધ ન હોય તેવો સામાન્ય થાય છે. રાગ-દ્વેષથી થતો બંધ

જેવો આત્માને હાનિકારક થાય છે, તેવો કેવળ મનાદિ યોગોથી થતો બંધ નુકશાન કારક થતો નથી માટે જ કહ્યું છે કે–" રાગ–દ્વેષના અભાવમાં કર્મનો બંધ થતો નથી. "

જેમ ચીકાશવાળા પદાર્થથી ખરડાયેલા શરીરવાળો મનુષ્ય છેદન ભેદનની પ્રવૃત્તિ પોતે કરતો નથી પણ તેવી પ્રવૃત્તિ જ્યાં થાય છે ત્યાં પોતે બેઠો હોય છે, તેથી વિવિધ પ્રકારની રજવડે તેનું શરીર મલિન થાય છે, તેમ ક્રોધાદિથી વ્યાકુળ ચિત્તવાળો મનુષ્ય કોઈ પણ પ્રકારના પાપના આરંભો પોતે જાતે કરતો નથી. પરંતુ મન વચન કાયાના શુભાશુભ વ્યાપારના વચમાં રહ્યો હોય છે તેથી તે પાપોથી બંધાય છે.

છેદન ભેદન આદિ પ્રવૃત્તિ શરીરથી કરે યા ન કરે પણ તેલાદિની ચીકાશ તેના શરીર ઉપર હોવાથી ધૂળથી તે લેપાય છે–ખરડાય છે, તેમ મનુષ્ય જાતે આરંભ કરે કે ન કરે તો પણ રાગ–દ્વેષાદિ બંધના કારણોની હૈયાતિ તેનામાં હોવાથી જીવ બંધાયા સિવાય રહેતો નથી. રાગદ્વેષ ન હોય તો બંધ થતો નથી.

સુખ, દુ:ખ, જીવન, મરણ, રક્ષણ કે પીડન એ સર્વ સામા જીવના બાંધેલા કર્મમાંથીજ પ્રગટ થાય છે છતાં હું બીજાને સુખી કરીશ, દુ:ખી કરીશ, જીવાડીશ કે મારીશ, રક્ષણ કરીશ કે પીડા કરીશ ઈત્યાદિ કરવાના અભિમાનવાળો જીવ તે નિમિત્તે તેવા તેવા પરિણામ પોતામાં ઉત્પન્ન કરે છે અને તે પરિણામો નવીન કર્મબંધન થવામાં કારણરૂપ થાય છે.

નિશ્ચયદૃષ્ટિએ આત્મા અરૂપી છે એટલે જેમ અરૂપી આકાશમાં તલવાર મારવાથી આકાશ કપાતું નથી, તેમ અરૂપી આત્મા પણ મરતો કે કપાતો નથી, સુખી દુ:ખી થતો નથી, તેને કોઈ બચાવતું કે પીડા કરતું નથી, છતાં વ્યવહારદૃષ્ટિએ કહેવાય છે કે અમુક મરી ગયો, અમુકને મારી નાંખ્યો, જીવાડયો, સુખી કર્યો કે દુ:ખી કર્યો, સુખી છે કે દુ:ખી છે. આ સર્વે વ્યવહારે મનાય છે.

સંસારી જીવને શરીરના સંબંધથી કર્મ બંધાય છે અને તે કર્મદ્વારા વ્યવહાર દૃષ્ટિએ જીવ મરે છે, સુખી દુઃખી થાય છે એ બધું બને છે કોઈ જીવ કોઇને કાંઈ આપતો નથી એ પણ અપેક્ષાએ બરોબર છે. જે કર્મમાંથી આ ફળો પેદા થાય છે તે કર્મો તે જીવે પોતેજ બાંધેલાં છે. તે ઉદય આવતાં તેમાંથી સુખ–દુઃખ જીવન–મરણ પ્રગટ થાય છે. બીજા જીવો તેમાં નિમિત્ત કારણ થાય છે. પણ તાત્વિકદૃષ્ટિએ જો વિચાર કરવામાં આવે તો તે જીવ તેનાં પોતાના કરેલા કર્મોથી જ સુખી અને દુઃખી થાય છે આ અપેક્ષાએજ કહેવામાં આવે છે કે 'એક જીવ બીજા જીવને મારી કે જીવાડી શકતો નથી, સુખી કે દુઃખી કરી શકતો નથી.'

આ જીવમાં એટલી બધી અજ્ઞાનતા છે કે જેને લઇને હું બીજાને સુખી–દુઃખી કરૂં છું, સુખી કે દુઃખી અમુકને મેં કર્યા, અથવા અમુકને સુખી કે દુઃખી કરીશ. આમ મારવા કે બચાવવાના નિમિત્ત પ્રસંગે તે જીવના પરિણામોમાં રાગ–દ્વેષ ઉત્પન્ન થાય છે અને આ રાગ–દ્વેષે કરીને દરેક ક્ષણે આ જીવ નવીન કર્મનો બંધ કરતો રહે છે. આ મોહથી ઉત્પન્ન થતી કલ્પનાઓ જ છે. અથવા તે મોહથી કલ્પેલી છે તાત્વિક નથી.

ઉપકારીનો ઉપકાર અનુભવતાં અથવા ઉપકાર કે અપકારનો બદલો લેતાં દેતાં મોહને લઈને આ જીવ અનેક પ્રકારની મિથ્યા કલ્પનાઓ કર્યા કરે છે, પણ જ્યારે આત્મતત્ત્વનું ભાન થાય છે, તેનો મોહ તેને લઇને દૂર થાય છે, ત્યારે તે એમ સમજવા લાગે છે કે–"હું તો કેવળ ચિદાનંદ સ્વરૂપ છું. મારામાં કે બીજામાં રાગ–દ્વેષાદિ વિકારો જે ઉત્પન્ન થાય છે તે જ્ઞાનાવરણાદિ કર્મોને લઈને જ છે. અત્યાર સુધીની મારી આ વિવિધ કલ્પનાઓ કેવળ તાત્વિક સ્વરૂપના અભાવને જ આભારી હતી" આવી જાગૃતિ આવતાં આત્મા પોતાના નિર્વિકલ્પ સ્વભાવના આનંદમાં સ્થિર થાય છે.

કોઈપણ જીવ કોઈપણ જીવને ઉપકાર કે અપકાર કરતું નથી. હું બીજાને ઉપકાર કરૂં છું કે નુકશાન કરૂં છું એ મિથ્યા બુદ્ધિ છે.

હા ! સહકારી કારણ-નિમિત્ત કારણરૂપે એક મનુષ્ય બીજાને સુખ આપે છે, અને બીજાને નિમિત્તે સુખી-દુઃખી થાય છે, પણ તાત્ત્વિક દૃષ્ટિએ વિચારતાં જેટલાં જેટલાં સંકલ્પ વિકલ્પો કરાય છે તે બધા તે જીવના કર્મ બંધનમાંથી જ ઉત્પન્ન થાય છે.

માટીનો ઘડો બનાવવામાં ચાકડો, કુંભાર, દોરી, દંડ વિગેરે સહકારી કારણ મનાય છે. માટી ઉપાદાન કારણ-મૂળ કારણ છે, તેમ જીવને સુખ-દુઃખ જન્મ-મરણ આદિ જે કાંઈ થાય છે તેની ઉત્પત્તિમાં મૂળ કારણ-ઉપાદાન કારણ કર્મ છે. અને તેને સુખી-દુઃખી કરનાર બીજા જીવો તે સહકારી કારણ-નિમિત્ત કારણ છે. આ ખરા કારણના જ્ઞાનના અભાવને લીધે આ જીવ એમ માને છે કે-હું બીજાને ઉપકાર કરૂં છું કે નુકશાન કરૂં છું, પણ આ વિચાર સર્વથા ભ્રાંતિવાળો અને મિથ્યા છે. ઉપદાન કારણરૂપે ઉપકાર કે અપકાર કરનાર તો તેના શુભાશુભ કર્મ જ છે.

જેમ મેલ કપડાંને પોતાની સોબતથી મલિન કરે છે અને બીજાને પણ મલિન દેખાડે છે, તેમ મિથ્યાજ્ઞાન આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર ગુણને પોતાની સોબતથી મલિન કરે છે. અને વિશ્વના જીવો તે જીવના જ્ઞાનાદિમાં વિપરીતતા જુવે છે. જેમ પાણી સાબુ આદિની સોબતથી કપડાનો મેલ દૂર થાય છે, અને લોકો તે કપડાંને ઉજ્વળરૂપે જુવે છે, તેમ સમ્યગ્જ્ઞાનાદિના યોગે બહારથી આવી મળેલા કર્મમળાદિ દૂર થાય છે, ત્યારે આત્મા નિર્મળ થાય છે. અને વિશ્વના જીવો તેને તેના ખરા સ્વરૂપમાં જાણી શકે છે.

## અનાદિ સંસ્કાર.

આ જીવ મિથ્યાજ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણનો લાગણીપૂર્વક સ્વીકાર કરે છે પણ સ્વભાવથી નિર્મળ થયેલા સુવર્ણની માફક સમ્યક્ જ્ઞાન-દર્શન-ચારિત્રનો સ્વીકાર કરતો નથી. નીચાણવાળા પ્રદેશ તરફ પાણીની ગતિ સહજથી વહ્યા કરે છે અથવા ઢોળાવવાળા પ્રદેશ તરફ-અનુશ્રોતમાં જીવોને ચાલવું અનાદિકાળના અભ્યાસને

લીધે સારૂં લાગે છે, સ્હેલું થઈ પડે છે પણ સામાપૂરે ચાલનારા જીવો તો વીરલા જ હોય છે.

## નિરાગી બંધાતો નથી.

કાદવમાં રહેવા છતાં પણ શંખ કાળો નથી થતો, તેમ નિરાગી મનુષ્ય કારણસર દોષવાળો આહાર ગ્રહણ કરે અથવા સચિત્ત આહાર વાપરે તો પણ કર્મથી બંધાતો નથી. ભુખ્યો રહેવા છતાં પણ રાગી મનુષ્ય પાપ કર્મથી બંધાય છે. તંદુલીઓ મચ્છ પોતે જાતે જીવને મારતો નથી તેમ ખાતો પણ નથી છતાં કષાયના દોષથી પાપ બાંધીને નરકમાં જાય છે. શુદ્ધ સોનું મેલની સાથે રહેવાં છતાં પણ મેલથી લેપાતું નથી, તેમ વિષયોનો સંગ હોવા છતાં, વિષયોના સંગમાં રહેવા છતાં જ્ઞાની વિષયોવડે લેપાતો નથી. જે મુનિ પોતે આહાર કરે છે, પકાવે છે, બીજા પાસે કરાવે છે. અને કરનારની અનુમોદના કરે છે તે નિમિત્તે તે બંધાય છે, પણ રાગદ્વેષ નહિ કરનાર નિરાગી મુનિ આહારાદિ કરવા છતાં બંધાતો નથી. હિંસાનું પાપ તેને લાગતું નથી. પણ જો તે ભોજન આદિમાં તેને રાગ હોય તો અવશ્ય પાપનો બંધ થાય છે. જો પર વસ્તુમાં રહેલા દોષોવડે નિરાગી જીવ બંધાતા હોય તો પછી તે જીવોની ક્યારે કોનાથી કયા સ્થાને શુદ્ધિ થાય ? અર્થાત્ નજ થાય. પણ તેમ નથી. જે મનુષ્ય દોષ કરે છે તે દોષના નિમિત્તે તે બંધાય છે. કર્મ કોઈ કરે અને બીજો બંધાય એમ બનતું નથી. જો તેમ માનવામાં આવે તો કોઈ કાળે કોઇનો મોક્ષ થાય નહિ. માટે નિરાગી આત્મા કર્મોથી બંધાતો નથી એ નિયમ ચોક્કસ છે. નિરાગી યોગી વિષયોને જાણવાથી બંધાતો નથી, જો તેમ ન હોય તો વિશ્વને જાણનાર કેવલીઓ પણ બંધાવા જોઈએ પણ તે બંધાતા નથી. જ્ઞાની સર્વ દ્રવ્યોને જાણે છે પણ અનુભવતા નથી, અજ્ઞાનીઓ સર્વ દ્રવ્યને જાણતા નથી પણ અનુભવે છે તેથી જ તે બંધાય છે. વસ્તુનું જેવું સ્વરૂપ છે તેવું બરોબર જાણવું તેને જ્ઞાનીઓ જ્ઞાન કહે છે—જાણવું કહે છે, અને રાગદ્વેષ, મદ, ક્રોધાદિ સહિત

જાણવું તેને વેદવું-અનુભવવું કહે છે. અર્થાત્ તે જાણવામાં રાગદ્વેષ કરવો તે વેદવું-અનુભવવું છે.

## દ્રવ્ય તેવા પર્યાય.

અજ્ઞાનમાં જ્ઞાન પર્યાય નથી અને જ્ઞાનમાં અજ્ઞાન પર્યાય નથી. લોઢામાં સોનાના પર્યાય નથી અને સોનામાં લોઢાના પર્યાય નથી. પર્યાય અને પર્યાયવાળો તેમાં અભેદ સબંધ છે. લોઢાના પર્યાય લોઢામાં રહે છે, અને સોનાના પર્યાય સોનામાં રહે છે, તેમ જ્ઞાનના પર્યાય જ્ઞાનમાં રહે છે, અજ્ઞાનના પર્યાય અજ્ઞાનમાં રહે છે તેવી રીતે અજ્ઞાનથી થવાવાળો બધ જ્ઞાન થવાથી થતો નથી. જ્ઞાની છે તે જ્ઞાનના પર્યાયવાળો છે તે પાપનો બંધ કરતો નથી, અજ્ઞાની અજ્ઞાન સ્વરૂપવાળા પર્યાયવાળો છે માટે તેને બંધ થાય છે. જ્ઞાનીને બધ થતો નથી. ઉદય આવેલા કર્મો જ્યારે પોતાના સ્વભાવ પ્રમાણે સુખ અથવા દુઃખ હાજર કરે છે-આપે છે, ત્યારે જ્ઞાની તેના સ્વરૂપને જાણે છે. અને જો તે સ્થાને અજ્ઞાની હોય તો તેને ભોગવે છે, તેમાં રાગ-દ્વેષ કરે છે. તેથી જ્ઞાની કર્મ બાંધતો નથી અને અજ્ઞાની કર્મ બાંધે છે. સુખ-દુઃખ એ કર્મના ફળો છે. ઉદય આવેલ કર્મ જ્ઞાનીને સુખ કે દુઃખ આપે છે ત્યારે તે જ્ઞાની એમ સમજે છે અને એમ માને છે કે-“ આ સુખ-દુઃખ કર્મમાંથી આવે છે. અને તેના માલીકને સુખ-દુઃખ આપવાં તે કર્મનો સ્વભાવ છે. હું શરીર નથી પણ આત્મા છું. સુખ-દુઃખ શરીર તથા મનને અસર કરનારા છે, મને નહીં. ” અજ્ઞાની જીવ શરીરને પોતાનું માને છે. તેથી જ્યારે કર્મ ઉદય આવી સુખ-દુઃખ આપે છે, ત્યારે તે સુખી દુઃખી થવા લાગે છે. જ્ઞાનીને રાગ-દ્વેષાદિવાળાં પરિણામ ન હોવાથી કર્મબંધ થતો નથી, અજ્ઞાની અજ્ઞાનને લીધે ઉદય આવેલ સુખ-દુઃખને નિમિત્તે કષાયાદિવાળાં પરિણામ કરતો હોવાથી કર્મબંધ કરે છે.

## કર્મથી પ્રાપ્ત થતી ગતિ.

જીવો કષાયવાળા પરિણામથી કર્મ ગ્રહણ કરે છે તે કર્મના

બળથી સુગતિ કે દુર્ગતિમાં જાય છે. સુખની અપેક્ષાએ દેવની ગતિ સુગતિ કહેવાય છે. જો કે તે દેવગતિમાં પણ કેટલાક હલકા દેવોની સ્થિતિને કુગતિ કહેવામાં આવે છે. મોક્ષમાર્ગ આરાધવાનાં અનુકૂળ સાધનો મનુષ્ય ગતિમાં હોવાથી મનુષ્યની ગતિ સુગતિ કહેવાય છે. તિર્યંચ તથા નરકની ગતિ તે કુગતિ છે. તેમાં ધર્મની પ્રાપ્તિ થતી નથી, ત્યાં અજ્ઞાન તથા દુઃખની અધિકતા છે. તિર્યંચ ગતિમાં કેટલાક કારણ પામીને ધર્મની પ્રાપ્તિ થાય છે, પણ તેની સંખ્યા અતિ અલ્પ જવલ્લે જ હોય છે. સુગતિ કે દુર્ગતિ પામીને જીવ ત્યાં નવીન શરીર ધારણ કરે છે, તે શરીરમાં ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે, તે ઇન્દ્રિયોદ્વારા વિષયો ગ્રહણ કરતાં રાગ–દ્વેષ ઉત્પન્ન થાય છે, તે રાગ–દ્વેષથી કર્મનો સંગ્રહ થાય છે, તે કર્મના સંગ્રહથી જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે, તે પરિભ્રમણ કરવામાં અનેક દુઃખ પ્રાપ્ત થાય છે. માટે દુઃખ ભોગવવાની જેમની ઇચ્છા ન હોય તેમણે કષાયોનો ત્યાગ કરવો. કષાયો ત્યાગવાથી આવતા કર્મો બંધ થાય છે, અને આવતાં કર્મો અટકવાથી પરિણામે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

જેને સજીવ–નિર્જીવ કે મિશ્ર વસ્તુમાં રાગાદિ હોય છે, પછી તે રાગાદિ પ્રશસ્ત હોય કે અપ્રશસ્ત હોય, સારા રાગાદિ હોય કે નઠારા હોય, તેથી સારા કે નઠારા પરિણામ થાય છે. તે સારા પરિણામનું ફળ પુન્ય અને ખરાબ પરિણામનું ફળ પાપરૂપ આવે છે. આ બંને ફળ પુન્ય અને પાપરૂપ પુદ્ગલનાં બનેલાં છે, મૂર્તિમાન્ છે અને સુખ દુઃખ આપનાર છે.

[ નિશ્ચય નયની અપેક્ષાએ સર્વથા રાગદ્વેષ દૂર થવો અશક્ય છે, જેથી સમ્યક્જ્ઞાનપૂર્વકનો પ્રશસ્ત રાગ (શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મ ઉપરનો રાગ) ઘણો ઉપયોગી છે. એ પ્રશસ્ત રાગ છેવટે શુભ અશુભ બન્નેનો ત્યાગ કરાવી પરંપરાએ મોક્ષને પમાડવા સમર્થ નીવડે છે. ધ્યાનમાં રાખવું કે–પ્રશસ્ત રાગ પ્રસંગે પણ હરકોઈ જીવો પ્રત્યે યત્કિંચિત્ માત્ર પણ અપ્રશસ્ત દ્વેષની સહજ પણ કાલિમાનો આવિર્ભાવ થવો ન જોઇએ. અર્થાત્ તેના પ્રત્યે એકાન્ત હિતબુદ્ધિ–મૈત્રીભાવના જ હોવી જોઇએ, અન્યથા એ પ્રશસ્ત રાગ કહી શકાતો જ નથી–ટકી શકતો જ નથી. ]

સંસારી જીવોનો એક આવો સ્વભાવ હોય છે કે પુત્ર, સ્ત્રી, મિત્ર, સ્વજન સબંધી આદિ સજીવ વસ્તુ, વસ્ત્ર, ધન, સુવર્ણ-આદિ અજીવ વસ્તુ, અને સુવર્ણઆદિ સહિત સ્ત્રી આદિ મિશ્ર ઇત્યાદિ અનુકૂળ વસ્તુને પામીને તેમાં રાગ કરે છે, ત્યારે પોતાને પ્રતિકુળ કાંટા, કાંકરા, ટાઢ, તાપ, શત્રુ, રોગ આદિમાં દ્વેષ કરે છે. આ ઇષ્ટાનિષ્ટમાં રાગદ્વેષ કરવાનું પરિણામ એ આવે છે કે તે નિમિત્ત જીવ પુન્ય પાપનો બંધ કરે છે, અને આ બંધના કારણે લાંબા વખત પર્યંત તે સંસારમાં પરિભ્રમણ કરે છે.

પુન્યપાપનું ફળ મૂર્ત્ત થઇ ભોગવે છે.

તે પુન્ય પાપના સુખદુઃખરૂપ ફળ ભોગવવા જીવ મૂર્ત્તિમાન્ થાય છે, કેમકે મૂર્ત્ત કર્મનું ફળ પણ મૂર્ત્ત હોય છે તે અમૂર્ત્ત આત્માવડે ભોગવાય નહિ. કર્મો એ પુદ્ગલનો જ વિકાર છે. તેમાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ છે તેથી તે મૂર્ત્ત છે–આકૃતિ-વાળાં છે. જેવું ઉપાદાન તેવું કાર્ય થાય છે. સુખદુઃખનું ઉપાદાન કારણ મૂર્ત્ત હોવાથી સુખદુઃખરૂપ ફળ પણ મૂર્ત્ત છે. જે મૂર્ત્તિક હોય છે તે મૂર્ત્તનું ફળ ભોગવે છે. એથી નિશ્ચય થાય છે કે મૂર્ત્ત કર્મ ફળ ભોગવનાર સસારી જીવ કથંચિત્ કોઈ અપેક્ષાએ મૂર્ત્તિ-માન કહેવાય છે. આત્મા અમૂર્ત્ત છે છતાં પુન્ય પાપે વશ કરેલો હોવાથી તે મૂર્ત્ત થાય છે. જ્યારે તે પુન્ય પાપથી મુક્ત થાય છે ત્યારે તે અમૂર્ત્ત–દેહ વિનાનો થઈ રહે છે. વિકારી કર્મો આત્માને વિકારી જેવો કરી દે છે, છતાં પણ જેમ આકાશને વાદળો વિકારી બનાવે છે તે વાદળો જવાથી આકાશ પાછું સ્વચ્છ સ્વ સ્વભાવમય થઈ રહે છે, તેમ કર્મના વિકારો દૂર થતાં આત્મા નિર્મળ શુદ્ધ સ્વરૂપ થઇને રહે છે.

પુન્ય પાપનાં કારણો.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓરૂપ પંચ પરમેષ્ઠિની પરમભક્તિ મન વચન શરીરથી કરવી, તેમને દ્રવ્ય અને

ભાવથી મદદ કરવી. ભાવ મદદ તે તેમનામાં સુતી પડેલી આત્મશક્તિને જાગૃત કરાવવી, અને તેમના પવિત્ર ચારિત્રમાં પ્રીતિ કરવી એ પુન્ય બંધનું કારણ છે. અરિહંત, સિદ્ધ, આચાર્ય, સાધુ, દેશવિરતિ, સમ્યક્દૃષ્ટિ ઇત્યાદિ પૂજ્ય પુરૂષોની નિંદા કરવી, જીવો તરફ નિર્દયતા રાખવી-વાપરવી, નિંદનીક આચરણ કરવાં, તેમાં પ્રીતિ રાખવી તેથી પાપનો બંધ થાય છે. આત્માની નિર્મળતાને જોવા ઇચ્છતા જીવો તો પુન્ય અને પાપમાં ખાસ કાંઈ વિશેષતા અંગીકાર કરતા નથી-માનતા નથી.

જે મનુષ્ય વિષય સુખથી પાછો હઠીને શુદ્ધ સ્વરૂપમાં સ્થિરતા કરે છે તે પુન્ય પાપ બુદ્ધિનો-પુન્ય પાપરૂપે પરિણમવાના પરિણામનો ત્યાગ કરે છે, કેમકે આ શુભ અશુભ પરિણામો જ સંસારઅટવીમાં દુ:ખરૂપ વાઘના મોંઢામાં જીવને લઈ જનારા છે. આ પરિણામોનો ત્યાગ કરનારા જ કર્મમળ રહિત થઇ શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરી મોક્ષમાં જાય છે.

આત્મકલ્યાણ કરવાની ઇચ્છાવાળાઓને વિષય સુખથી પાછા હઠવાની ઘણી જરૂર છે, કેમકે વિષય વાસનાથી ચિત્તમાં ચંચળતા ઉત્પન્ન થાય છે. જ્યારે પરિણામની નિશ્ચળતા થાય છે, ત્યારે આત્મસ્વરૂપમાં સ્થિરતા થાય છે, જ્યાં સુધી આત્મામાં નિશ્ચળતા થતી નથી, ત્યાં સુધી વારંવાર જન્મ-મરણ આપનાર પુન્ય-પાપની કર્ત્તવ્યપણાની બુદ્ધિનો આ જીવ ત્યાગ કરી શકતો નથી, જ્યાં સુધી પુન્ય-પાપનો ત્યાગ કરાતો નથી, ત્યાં સુધી કર્મબંધ ચાલુ રહે છે છે. અને જ્યાં સુધી કર્મબંધ ચાલુ રહે છે, ત્યાં સુધી મહાન્ શાન્તિદાયક મોક્ષની પ્રાપ્તિ થતી નથી, માટે મોક્ષની ઇચ્છાવાળા જીવોએ વિષયો તરફની પ્રવૃત્તિ પ્રથમ બંધ કરવી અને આત્મસ્વસ્વરૂપમાં સ્થિર થવું જોઇએ.

❧

# ૫–સંવર અધિકાર.

કર્મો આવવાના માર્ગોને રોકવા તે સંવર કહેવાય છે. આ સંવરના બે ભેદ છે. એક દ્રવ્યસંવર બીજો ભાવસંવર. ક્રોધાદિ કષાયોને રોકવા–ઉત્પન્ન થવા ન દેવા તે "ભાવસંવર" છે, તે કષાયો રોકવાથી કષાયોદ્વારા આવતાં કર્મ આશ્રવનું જે રોકવું થાય છે, તેને "દ્રવ્યસંવર" કહે છે. કષાયોવાળી મન-વચન–શરીરની શુભ કે અશુભ પ્રવૃત્તિ કરવાવડે જે કર્મો આવે છે તે આશ્રવ છે તે આશ્રવને રોકવા તે 'સંવર' છે. ભાવરૂપ કષાયોને રોકવા તે 'ભાવસંવર' છે અને તે કષાયો રોકવાથી જે કર્મદ્રવ્યનું આવવું બંધ થાય છે તે 'દ્રવ્યસંવર' છે. કષાયોથી કર્મ આવે છે અને કર્મથી કષાયો ઉત્પન્ન થાય છે. માટે કર્મ અને કષાય બન્નેનો નાશ થવાથી આત્માની પૂર્ણ શુદ્ધિ પ્રગટે છે. કષાય તે ભાવકર્મ છે. અને કર્મ તે દ્રવ્યકર્મ છે. દ્રવ્યકર્મ અને ભાવકર્મને આપસમાં બીજ વૃક્ષ જેવો અન્યોઅન્ય ઉત્પન્ન કરવાનો સંબંધ છે. વૃક્ષ પહેલું કે બીજ પહેલું તે કહી શકાતું નથી, તેમ દ્રવ્યકર્મ પહેલાં કે ભાવ-કર્મ પહેલાં તે કહી શકાય તેવું નથી, છતાં વૃક્ષનો નાશ થવાથી આગળ ઉપર તેની પરંપરા ચાલતી નથી, તેમ કષાય અને કર્મનો નાશ થવાથી તેની આગળ વધતી પરંપરા નાશ પામે છે, અને તેથી આત્માની પરમ વિશુદ્ધિ પ્રગટ થાય છે. કષાયોથી કલુષિત–મલિન થયેલ જીવ પરદ્રવ્ય–જડ–માયામાં પ્રવૃત્તિ કરે છે. પરદ્રવ્યમાં પ્રવૃત્તિ કરતાં આત્મજ્ઞાન દબાય છે–આત્મશક્તિને હાનિ પહોંચે છે. આત્મબોધની હાનિ થતાં મિથ્યાત્વની વૃદ્ધિ થાય છે. માટે કર્મ-બંધના કારણરૂપ કષાયોનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

## કષાય દૂર કરવાના સાધનો.

વિવિધ પ્રકારના હિંસામય આરંભોનો તથા કષાયોનો ત્યાગ કરવો, જડ અને ચૈતન્ય બન્નેનું સારી રીતે જ્ઞાન કરવું, પુન્ય

તથા પાપની ઈચ્છાઓ મૂકી દેવી. લોકવ્યવહાર કે જેમાં ધર્મ નથી, પણ ગાડરીયા પ્રવાહની માફક નિશાન બાંધ્યા વિના ચાલવાનું હોય તેનો ત્યાગ કરવો, તે તરફ ઉદાસીનતા રાખવી અને વિશુદ્ધ દર્શન, જ્ઞાન તથા ચારિત્રમય નિર્મળ આત્માનું અંતરાત્માવડે ધ્યાન કરવું તે કષાયો દૂર કરવાના સાધનો છે.

કષાય તથા આરંભમાં પ્રવૃત્તિ કરવી, જડ ચૈતન્યના ભેદનું જ્ઞાન ન કરવું, પુન્યમાં અભિલાષા રાખવી, લોક વ્યવહારમાં આસકત થવું અને વિશુદ્ધ આત્માનું ધ્યાન ન કરવું એ સર્વ કષાયોની વૃદ્ધિ થવાનાં કારણો દૂર કર્યા સિવાય કષાયોનો નાશ ન જ કરી શકાય, માટે ઉપર જણાવેલ કષાય નાશ કરવાનાં સાધનો સેવવાં યોગ્ય છે.

આ પુદ્ગલો વર્ણ, ગંધ, રસ, શબ્દ અને સ્પર્શવાળાં છે શુભ અને અશુભ છે ચેતન અને અચેતન છે. મૂર્તિમાન છે. તેને આત્માની સાથે સંબંધ ન હોવાથી આત્માને તે સુખ દુઃખ કેવી રીતે આપી શકે ? અર્થાત્ ન જ આપી શકે, છતાં અજ્ઞાની જીવો તે પુદ્ગલમાં રાગદ્વેષ કરે છે. કોઈ પણ પુદ્ગલ આત્માનો નિગ્રહ કરવા કે આત્માનો અનુગ્રહ કરવાને શક્તિમાન્ નથી માટે નિશ્ચય-દૃષ્ટિએ જીવોએ તે પુદ્ગલોને વિષે કોઈ પણ સ્થળે રાગદ્વેષ કરવો યોગ્ય નથી.

જે પુદ્ગલનાં પરમાણુઓ રાગદ્વેષ–ક્રોધ–માન આદિ ભાવકર્મ રૂપે પરિણમ્યાં છે તે અપેક્ષાએ તે ચેતનરૂપ મનાય છે. રાગદ્વેષાદિ પુદ્ગલના પર્યાયો છે છતાં તે આત્માના વિભાવ પરિણામ કહેવાય છે, આ અપેક્ષાએ પુદ્ગલને અમૂર્ત્તિક કહેલાં છે, નહિતર પુદ્ગલો મૂર્ત્તિમાન કહેવાય છે અને રાગદ્વેષને અચેતન મનાય છે.

આ પુદ્ગલોથી આત્માનું સ્વરૂપ ભિન્ન છે છતાં અજ્ઞાનતાને લીધે ઉત્તમ–સારા પુદ્ગલાદિકમાં રાગ અને નિંદિત પુદ્ગલમાં દ્વેષ થાય છે.

## કર્ત્તાહર્ત્તાની કલ્પના મિથ્યા છે

બીજો કોઈ મનુષ્ય મને ગુણ કરવાને કે મારા ગુણનો નાશ કરવાને સમર્થ નથી, તેમ હું પણ કોઇને ગુણ કરવાને કે તેના ગુણોનો નાશ કરવાને સમર્થ નથી. હું કોઇને ગુણ કરૂં કે ગુણોનો નાશ કરૂં અથવા બીજો મનુષ્ય મને ગુણ કરે કે મારા ગુણોનો નાશ કરે, તે બધી કલ્પનાઓ મિથ્યા છે. મોહાધિન જીવો જ આ મિથ્યા કલ્પનાઓ કરે છે. જ્ઞાનાદિ ગુણ આત્માનો સ્વભાવ છે. તેનો નાશ થતો નથી, એટલે સમ્યક્જ્ઞાનાદિ ગુણો હું કોઈને ઉત્પન્ન કરી આપું કે તેના ગુણોનો નાશ કરૂં કે કોઈ મારા તે ગુણોને ઉત્પન્ન કરે અથવા તે ગુણોને નાશ કરે, આ સર્વ મોહાભિભૂત જીવોની કર્ત્તાહર્ત્તાપણાની મિથ્યા કલ્પનાઓ છે.

ઈન્દ્રિયોના વિષયો જ્ઞાન-દર્શન-ચારિત્રનો નાશ કરતા નથી, તેમ નિરંતર સેવા કરાયેલ ગુરૂ આદિ તે જ્ઞાનાદિ ગુણોને કરતા નથી, આપતા નથી. પરિણામી જીવને તે ગુણો પોતાની મેળે પર્યાયરૂપે ઉત્પન્ન થાય છે અને પર્યાયરૂપે વિનાશ પામે છે. પોતે પણ તે ગુણો કરી શકતો નથી, તેમ બીજો પણ કોઈ વખત તેનો નાશ કરી શકતો નથી.

ઈન્દ્રિયોના વિષયોથી જ્ઞાન-દર્શન-ચારિત્રનો નાશ થાય છે અને ગુર્વાદિની સેવા કરવાથી જ્ઞાનાદિની પ્રાપ્તિ-ઉત્પત્તિ થાય છે. આ વાત વ્યવહારદૃષ્ટિએ બરોબર છે. તાત્ત્વિક દૃષ્ટિએ તપાસતાં માલુમ પડે છે કે-આત્મા જ્યાં સુધી પરિણામી હોય-શુભાશુભ ઉપયોગે પરિણમે છે, ત્યાં સુધી મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યજ્ઞાનપણે પરિણામ પામ્યા કરે છે. આ પરિણામો પણ એક અપેક્ષાએ આત્માના છે. આમાં આત્માના નવીન ગુણો ક્યાંઇથી આવતાં નથી તેમ તેનો નાશ પણ થતો નથી. જો ગુણનો નાશ થાય તો આત્માનો પણ નાશ થાય, કેમકે-ગુણ અને ગુણીનો અભેદ સંબંધ છે. વિભાવિક ગુણો તો દૂર થઇ શકે છે, પણ

સ્વાભાવિક ગુણોનો નાશ થતો નથી, તેમ તેની ઉત્પત્તિ પણ થતી નથી. આત્માના પર્યાયોમાં ગૌણમૂખ્યતા બને છે, પણ સર્વથા ઉત્પત્તિ કે સર્વથા નાશ બનતો નથી એ કહેવાનો આશય છે.

શરીર ઈન્દ્રિયો, દ્રવ્ય, વિષય, વૈભવ, સ્વામી, સેવક—એ સર્વ મારાં છે એમ વ્યવહારે કહેવાય છે, પણ તત્ત્વથી કહેવાય નહિ. જો તત્ત્વથી–નિશ્ચયથી તે શરીર આદિ જીવના હોય તો તે આત્માથી જુદાં ન હોવા જોઈએ, તેમજ શરીરાદિમાં અને આત્મામાં ભેદ પણ ન જોઈએ. આ ભેદ તો પ્રત્યક્ષ દેખાય છે, માટે શરીરાદિ આત્માના નથી એ 'તાત્ત્વિક દૃષ્ટિ' છે.

આ પ્રમાણે સ્વ–પર દ્રવ્યને જાણીને સ્વદ્રવ્યને સ્વપણે અને પરદ્રવ્યને પરપણે સદા માને છે, તે આત્મતત્ત્વમાં રક્ત થયેલો યોગી સંવર કરે છે અર્થાત્ આવતા કર્મને અટકાવી શકે છે.

દ્રવ્યપર્યાયની અપેક્ષાએ ફલના ભોક્તાની વિવિધતા.

એક જીવ કાંઈક શુભ કે અશુભ કર્મ કરે છે અને તેનું ફળ બીજો ભોગવે છે એમ બનતું નથી. જે જીવ શુભાશુભ કર્મ કરે છે, તેજ જીવ તેનું ફળ ભોગવે છે. આ બન્ને વાતો અપેક્ષાએ સાચી છે. તે અપેક્ષા આ પ્રમાણે છે–એક મનુષ્ય મનુષ્યશરીરના પર્યાયરૂપે રહીને પુન્ય કરે છે અને દેવના પર્યાયરૂપે રહીને તેનું ફળ દેવ ભોગવે છે અહીં **પર્યાયની મૂખ્યતા** છે. આત્મદ્રવ્યની અપેક્ષાએ મનુષ્યગતિમાં રહીને જે આત્મા પુન્ય કરે છે, તેજ આત્મા દેવગતિમાં તેનું ફળ ભોગવે છે. અહીં **આત્મદ્રવ્યની મૂખ્યતા** છે. નય એટલે અભિપ્રાય–અપેક્ષા. નય બે છે. દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય. મૂળ દ્રવ્યને–વસ્તુને લક્ષમાં રાખીને જે વસ્તુનો નિર્ણય કરે છે–દ્રવ્યનો વિષય કરે છે, તે '**દ્રવ્યાર્થિક નય**' છે, અને જે પર્યાય તરફ લક્ષ આપીને પર્યાયની વાતો કરે છે–પર્યાયનો વિષય કરે છે, તે '**પર્યાયાર્થિક નય**' છે.

## દ્રવ્યપર્યાયની અપેક્ષાએ એકતા અને અનેકતા.

જે વખતે આત્માની સાથે પર્યાયાર્થિક નયનો સંબંધ જોડવામાં આવે છે તે વખતે આત્મા એક હોવા છતાં અનેક આત્મા કહેવાય છે. કેમકે–આત્મા કોઈ વખતે મનુષ્ય થાય છે, કોઈ વખતે તિર્યંચ થાય છે, તો કોઈ વખતે નારકી થાય છે. આવા અનેક રૂપો ધારણ કરતો હોવાથી એક આત્મા હોવા છતાં પર્યાયની અપેક્ષાએ તે અનેક થાય છે અને અનેક કહેવાય છે.

હવે જે વખતે દ્રવ્યાર્થિક નયનો આત્માની સાથે સંબંધ રાખીને વાત કરવામાં આવે છે, તે વખતે એક આત્મા કહેવાય છે. અર્થાત્ મનુષ્યાદિ અનેક સ્વરૂપો થવા છતાં તે બધામાં આત્મદ્રવ્ય તો એકજ છે. માટે જ ઉપર કહેવામાં આવ્યું છે કે–પર્યાયોની અપેક્ષાએ કોઈ કર્મ કરે છે અને તેમાં ફળ બીજો કોઈ ભોગવે છે. જે મનુષ્યે અમુક પ્રકારનું શુભકર્મ ઉપાર્જન કર્યું તે મરીને દેવ થયો, એટલે મનુષ્યે શુભકર્મ કર્યું અને તેનું ફળ દેવે ભોગવ્યું. કેમકે–મનુષ્યપર્યાયથી દેવપર્યાય જુદો છે.

દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ જે કર્મ ઉપાર્જન કરે છે તેજ તેનું ફળ ભોગવે છે. જે આત્માએ મનુષ્યમાં રહીને શુભકર્મ બાંધ્યું હતું, તેજ આત્મા દેવપણે ઉત્પન્ન થઈને તેનું ફળ તે દેવપણામાં ભોગવે છે. કેમકે–જે મનુષ્ય–અવસ્થામાં આત્મા હતો તેજ આત્મા દેવ–અવસ્થામાં છે. અહીં આત્મા જે મૂળ વસ્તુ છે તેની મૂખ્યતાવાળી અપેક્ષા છે. પ્રથમમાં આત્માના દેહવાળા પર્યાયની અપેક્ષા હતી.

## નિત્યાનિત્ય આત્મા.

આત્માને નિત્યાનિત્ય સ્વરૂપવાળો માનવાથી ઉપર બતાવેલી બધી વાતો બંધબેસતી થાય છે. પણ આત્માને એકાંત નિત્ય જ માનવાથી કે એકાંત અનિત્ય માનવાથી તેમાં આ દ્રવ્યની તથા

પર્યાયની અપેક્ષાઓ કોઈ પણ રીતે સંભવતી નથી. આમ દ્રવ્યની અપેક્ષાએ આત્મા નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે. આત્મા દેવ, મનુષ્ય, પશુ, પક્ષી આદિ પર્યાયો ધારણ કરે છે તે અપેક્ષાએ અનિત્ય છે. અને ગમે તેટલા તથા ગમે તેવા પર્યાયો ધારણ કરે પણ આત્માનો નાશ થતો નથી. દરેક પર્યાયમાં તે આત્માની હૈયાતિ કાયમ રહે છે, તે અપેક્ષાએ આત્મા અમર છે–નિત્ય છે. જો આત્માને સર્વથા નિત્ય કુટસ્થ માનવામાં આવે, તો તેનામાં વિવિધ પર્યાયો–સ્વરૂપો ધારણ કરવાપણું સંભવે નહિ. હવે જો સર્વથા અનિત્ય–મરણ ધર્મવાળો માનવામાં આવે, તો જે કર્મ કરે તેજ ભોગવે તે બની શકે નહિ. તેમજ સુખ–દુઃખ ભોગવવામાં ફળ આપનાર કર્મ ભોગવવા માટે આત્માની હૈયાતિનો જ અભાવ થશે. આ નિત્યાનિત્ય અવસ્થા દરેકના અનુભવવામાં આવે તેવી છે, એટલે અપેક્ષાએ આત્માને કથંચિત્ નિત્યાનિત્ય માનવાની જરૂર છે.

## ઉદયિક ભાવથી જીવ કર્મનો કર્તા ભોક્તા છે.

આ જીવ ઉદયિકભાવના ઉદયથી કર્મ કરે છે અને ભોગવે છે. તે ઉદયિકભાવનો નાશ થવાથી કાંઈ પણ કર્મ કરતો નથી અને ભોગવતો પણ નથી.

જીવ જ્યારે કર્મ કરે છે તે વખતે ઉદયિકભાવ તેમાં નિમિત્ત કારણ થાય છે. એટલે જ્યારે આત્મામાં નરક, તિર્યંચ, મનુષ્ય, દેવગતિ–એ ચાર ગતિ : ક્રોધ, માન, માયા, લોભ–એ ચાર કષાય : પુરૂષ, સ્ત્રી, નપુંસક–આ ત્રણ વેદ : મિથ્યાદર્શન, અજ્ઞાન, અસંયમ, અસિદ્ધત્વ, કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુકલ આ છ લેશ્યા : એમ એકવીશ ઉદયિકભાવનો ઉદય થાય છે, ત્યારે જીવ શુભાશુભ કર્મ ઉત્પન્ન કરે છે અને સુખ–દુઃખાદિ તેમાં ફળો ભોગવે છે. જ્યારે આ ઉદયિકભાવની સત્તા નાશ પામે છે, ત્યારે નવીન કર્મ જીવ બાંધતો નથી અને તેના ફળને ભોગવતો પણ નથી.

## વિષયો સુખ-દુઃખ આપતાં નથી.

અચેતન એવા પાંચ ઈન્દ્રિયોના વિષયો આ જીવને કાંઈ પણ સુખ-દુઃખ દઇ શકતાં નથી, પણ જીવ પોતાની કલ્પનાવડે માની લે છે કે-આ વિષયો મને દુઃખ દે છે અને આ વિષયો મને સુખ આપે છે. રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શ-એ ઈન્દ્રિયોના વિષયો છે. તે અચેતન છે. તે ચેતન આત્માને સુખ-દુઃખ આપી શકતા નથી, છતાં અજ્ઞાની જીવ વિકલ્પો-કલ્પનાઓવડે તેમાં સુખ-દુઃખ આપવાનો આરોપ કરે છે.

## સંકલ્પથી ઇષ્ટાનિષ્ટ થાય છે.

બુદ્ધિથી સમજી શકાય તેવા દ્રવ્ય ગુણ પર્યાયો સંકલ્પ કર્યા વિના આત્માને ઇષ્ટ કે અનિષ્ટતા માટે થતાં નથી. કોઇ પણ દ્રવ્યના ગુણ કે પર્યાયમાં મારાપણાનો કે પારકાપણાનો, સારાપણાનો કે ખોટાપણાનો, સુખદાઈતાનો કે દુઃખદાતાપણાનો સંકલ્પ ઉઠયો કે તરતજ તેમાં અથવા તે માટે થતાં કે કરાતાં રાગ-દ્વેષથી જીવનું ઇષ્ટ કે અનિષ્ટ થવાનું જ. જો તે સારા કે નઠારા દ્રવ્ય ગુણ પર્યાયમાં જરા પણ તે નિમિત્તે સંકલ્પ-વિકલ્પ ન જ ઉઠે, ન જ કરે તો તેનાથી તે નિમિત્તે જીવનું ભલું કે બુરૂં થતું નથી. તેથી નિશ્ચય થાય છે કે-જીવના ઇષ્ટ કે અનિષ્ટ થવામાં સંકલ્પ-વિકલ્પ જ કારણરૂપ છે.

સર્વ શુભાશુભ ઇન્દ્રિયોના વિષયોરૂપ બહારના કારણો આત્માને મોહના દોષને લઇને જ સુખ-દુઃખ કરનારા થાય છે. જો મોહ ન હોય તો કોઇ પણ પદાર્થમાં એવી તાકાત નથી કે-જીવને સુખ-દુઃખ આપી શકે સુખ-દુઃખમાં નિમિત્ત કારણ મોહ છે મોહને લીધે જીવ જ્યારે તે તે પદાર્થમાં રાગ કે દ્વેષ કરે છે, ત્યારે તેનામાં સ્વ-પરનું જ્ઞાન-વિવેકજ્ઞાન જાગૃત હોતું નથી, તેથી તે તે પદાર્થને ઇષ્ટ કે અનિષ્ટ માનીને ઇષ્ટના સંયોગથી પોતાને સુખી અને અનિષ્ટના સંયોગથી દુઃખી માને છે અથવા સુખી-

દુઃખી થાય છે. તત્ત્વદષ્ટિએ વિચાર કરતાં જણાય છે કે-કોઈ પણ દ્રવ્ય ઈષ્ટ કે અનિષ્ટ છે જ નહિ. ઈષ્ટ પદાર્થ પણ મોહને લઈને અનિષ્ટ લાગે છે અને અનિષ્ટ પદાર્થ ઈષ્ટ લાગે છે. શિયાળાના ગરમ સાધનો શિયાળામાં સારાં લાગે છે, તેજ સાધનો ઉનાળામાં ઠીક લાગતાં નથી. ઉનાળાના ઇષ્ટ સાધનો શિયાળામાં અનિષ્ટ લાગે છે. યુવાવસ્થાના સાધનો વૃદ્ધાવસ્થામાં અનિષ્ટ થઇ પડે છે અને વૃદ્ધાવસ્થાના સાધનો યુવાનીમાં અનિષ્ટ લાગે છે. આ સર્વમાં મોહની જ મૂખ્યતા છે. ખરી રીતે પદાર્થોમાં ઈષ્ટાનિષ્ટતા નથી.

## આત્મા નિર્મળ છે-સ્વતઃ સુખ સ્વરૂપ છે.

શંખ સ્વભાવથી જ નિર્મળ છે. તેને શ્વેત-ધોળો કોણે બનાવ્યો? કોઇએ નહિ. તેમ આત્મા પોતે સ્વભાવથી જ સુખ-સ્વરૂપ છે, પવિત્ર છે, જ્ઞાનાદિ રત્નત્રયમય છે. તેને બીજા તરફથી મદદ મળે તેની કાંઇ પણ અપેક્ષા નથી-જરૂર નથી.

શંખ યા ચુનાનું ચૂર્ણ કોની મદદ લઈને બીજાની ભીંત દીવાલ આદિને ઉજ્વળ કરે છે? અર્થાત્ કોઈની પણ મદદ-આશ્રય લીધા વિના પોતાવડે પોતે જ બીજાને ઉજવળ બનાવે છે. તેમ આત્મા પોતેજ પોતાની શક્તિથી પર દ્રવ્યને જાણે છે, જૂએ છે અને સદ્દહે છે. બીજા પદાર્થોની મદદની તેને જરૂર રહેતી નથી, કેમકે-તે જોવું-જાણવું વિગેરે આત્માનો સ્વભાવ જ છે. મોહ પોતાની સોબતથી જીવને મલિન કરે છે. રાતા પુષ્પો ઉજ્વળ સ્ફટિકને શું લાલ નથી બનાવતા? અર્થાત્ બનાવે છે. આ લાલ પુષ્પની ઉપાધિ સ્ફટિક રત્ન પાસેથી દૂર કરવામાં આવે તો સ્ફટિક પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશે છે, તેમ આ મોહને આત્મા પાસેથી દૂર કરવામાં આવે તો આત્મા પોતાના નિર્મળ સ્વરૂપે-પ્રકાશી રહે છે.

આ પ્રમાણે આત્માની મલિનતાના કારણને સમજીને દુઃખના બીજરૂપ મોહનો જેઓ ત્યાગ કરે છે, તે જીવો આવતા કર્મને અટકાવવારૂપ કર્મનો સંવર કરે છે. જે મનુષ્યો શુભાશુભ પરદ્રવ્યમાં

રાગદ્વેષ કરે છે, તેઓ ઘણા લાંબા વખત સુધી તપ કરે તો પણ તેઓની શુદ્ધિ કોઈ પણ પ્રકારે થતી નથી. એક માણસ સ્નાન કરીને તરતજ ધૂળમાં–કીચડમાં આળોટે તો તેનું સ્નાન નિષ્ફળ છે, કેમકે–સ્નાન કરવાનો ઉદ્દેશ મેલ દૂર કરવાનો છે. તે ધૂળમાં આળોટવાથી નિરૂપયોગી થાય છે, તેમ તપ કરવાનો ઉદ્દેશ કર્મમળને શુષ્ક કરીને નિર્જરી નાખવાનો–દૂર કરવાનો છે. તે રાગદ્વેષ કરવાથી પાર પડતો નથી. માટે આત્માની વિશુદ્ધિને અર્થે પ્રથમ રાગદ્વેષનો ત્યાગ કરવો જોઈએ. જો તેનો ત્યાગ કરવામાં ન આવે તો કર્મનાં ફળ ભોગવતાં દુઃખની પરંપરાના કારણરૂપ આઠ પ્રકારનાં કર્મ બાંધે છે. જેઓ કર્મના સર્વે પાકને–ઉદયને પુદ્ગલરૂપ સમજીને તેમાં આસક્ત ન થતાં તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે, તે સર્વે કર્મ–રહિત શુદ્ધ આત્મસ્વરૂપ થઇ રહે છે. જેઓ શુદ્ધ ઉપયોગમાં રહે છે તેઓ કર્મ ગ્રહણ કરતાં નથી અને પૂર્વે ગ્રહણ કરેલ કર્મનો ત્યાગ કરે છે. જેઓ મિથ્યાજ્ઞાનથી મલિન છે, શુભાશુભ ઉપયોગે પરિણામી રહ્યા છે, તેઓ કર્મ ગ્રહણ કરે છે અને મૂકયા કરે છે.

## પ્રતિક્રમણથી સંવર.

જેઓ ભક્તિપૂર્વક સામાયિક, ચૈત્યસ્તવ, ગુરૂવંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચખાણમાં વર્તે છે, તેમને સંવર થાય છે. આત્મતત્ત્વમાં સ્થિર થઇને સર્વ દ્રવ્યના સમૂહમાંથી–સર્વ પદાર્થમાંથી રાગદ્વેષનો ત્યાગ કરે છે, તે સમભાવની સ્થિતિને '**સામાયિક**' કહે છે. સમય એટલે આત્મા. તે આત્મામાં રહેવું તે સામાયિક. તે અવસ્થામાં રાગદ્વેષ ન હોવાથી સંવર થાય છે. આવતાં કર્મ અટકાવવા તે સંવર છે. આ સંવરની સાથે કર્મની નિર્જરા પણ હોય છે, છતાં અહીંઆ સંવરની મૂખ્યતા છે. ૧

જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ રત્નત્રય સ્વરૂપ–શુદ્ધ ચૈતન્યમય–કર્મ ઉપાધિથી રહિત આત્માની જેઓ નિરતર સ્તુતિ કરે છે, તેને જ્ઞાનીઓ સ્તુતિ કહે છે. કોઈ પણ દેહની સ્તુતિ નહીં પણ વિશુદ્ધ આત્માની

સ્તુતિ-પ્રશંસા કરવી, તે વાસ્તવિક સ્તુતિ છે. તેનાથી કર્મનું આગમન રોકાય છે. ચોવીશ તીર્થંકરની સ્તુતિ કરવી તેને 'ચતુર્વિંશતિ સ્તવ' કહે છે. તે સ્તુતિમાં અમુક તીર્થંકર વિશેષની સ્તુતિ છે, ત્યારે શુદ્ધ આત્માની સ્તુતિ કરવી તે પવિત્ર આત્માની સામાન્ય સ્તુતિ છે. બંને કરવા યોગ્ય છે. ૨

પવિત્ર જ્ઞાન-દર્શન-ચારિત્રમય ઉત્તમ આત્માને વંદના-નમસ્કાર મન-વચન-કાયાવડે કરવો, તેને વંદના કહે છે. આમાં ગુર્વાદિક જે આચાર્ય, ઉપાધ્યાય અને મુનિરૂપ છે, તેઓને વંદના કરવી તે વિશેષરૂપ 'વંદના' છે. પવિત્ર આત્માને નામરૂપની કલ્પના વિના જે વંદના કરાય, તે સામાન્યરૂપે વંદના છે. બંનેને કરાતી વંદના લાભદાયક છે. છતાં શુભ ઉપયોગવાળી વંદના પુન્યફળદાતા છે અને શુદ્ધ પવિત્રાત્માકારે પરિણમવારૂપ વંદના સંવરનું કારણ છે. ૩

પૂર્વે કરેલા કર્મોમાંથી જે કર્મો અત્યારે ફલ દેવા આવેલાં છે-ઉદયમાં આવેલાં છે, તે કર્મ ભોગવવામાં મારાપણાનો ત્યાગ કરવો, શુભાશુભ સુખ-દુઃખના પ્રસંગોમાં મારાપણું ન માનવું, તેને પ્રતિક્રમણ કહે છે. પૂર્વે જે વખતે આ જીવે કર્મનો બંધ કરેલ છે તે વખતે તેને પોતાનું આત્મભાન જાગૃત ન હતું, તેથીજ કર્મનો બંધ થયેલો છે એ ભૂલ થઈ છે. તે ભૂલ ત્યારે જ સુધરે કે-જ્યારે આત્મા પોતે પોતાના સ્વરૂપમાં જાગૃત થાય અને તે તે વખતે જ કહી શકે કે-મનમાં માની શકે કે-આ ઉદય આવેલ કર્મો તમે મારાં નથી. તમે અત્યારે જે મને સુખદુઃખરૂપ ફળ આપવા આવ્યા છો તે મારી ભૂલનુંજ પરિણામ છે, એમ કહી તે સમભાવે ભોગવી લે અને તે ભોગવતાં નવા કર્મ ન બાંધે તેનું નામ પ્રતિક્રમણ. પ્રતિક્રમણ એટલે પાછું હઠવું. સ્વભાવને ભૂલી વિભાવમાં ગયો હતો ત્યાંથી પાછો ફરીને પાછો સ્વભાવમાં આવ્યો, માટે તેનું નામ 'પ્રતિક્રમણ' છે. ૪

જે મનુષ્યશરીરને અચેતન કર્મથી બનાવાયેલું અને અંતે

વિનાશ પામનારૂં છે, એમ જાણીને શરીરના કાર્યને બહુ મહત્ત્વ આપતો નથી, તેમજ શરીરના કાર્યમાં પ્રવૃત્તિ કરતો નથી, તે મનુષ્ય 'કાયોત્સર્ગ' કરી શકે છે. તે કાયોત્સર્ગના વખતમાં કોઈ પણ પ્રકારે શરીર ઉપર મમત્વ રાખતો નથી, શરીરને સ્થિર રાખે છે અને ધર્મધ્યાનમાં આત્મજાગૃત રહી પ્રવૃત્તિ કરે છે, તેને કાયોત્સર્ગ કહે છે કાયાનો ઉત્સર્ગ એટલે ત્યાગ. કાયામાંથી ઉપયોગ ખેંચી લઈ આત્મામાં ઉપયોગ રાખવો–આત્માકારે ઉપયોગ પરિણમવો, તે કાયોત્સર્ગ છે. '**अप्पाणं वोसिरामि**' બહિરાત્મભાવનો હું ત્યાગ કરૂં છું અને અંતરાત્મભાવમાં સ્થિર થાઉં છું, એ કાયોત્સર્ગની પ્રતિજ્ઞા છે.

કર્મથી આત્માને ભિન્ન જોનાર મનુષ્ય જ્યારે ભવિષ્યમાં થનારા બંધનના નિમિત્તરૂપ રાગદ્વેષાદિ ભાવોનો ત્યાગ કરે છે, તેને '**પ્રત્યાખ્યાન**' કહે છે. પ્રત્યાખ્યાન એટલે ત્યાગ. જે જે લાગણીઓથી–પરિણામોથી ભવભ્રમણ કરાવનાર કર્મો આવે છે, તે તે ભાવોનો–લાગણીઓનો ત્યાગ કરવો તે પ્રત્યાખ્યાન છે. ૬

જે યોગી આળશનો ત્યાગ કરી, આત્મતત્ત્વમાં લક્ષ રાખીને આ છ આવશ્યક કરે છે, તેના કર્મોનો સંવર થાય છે. મિથ્યાજ્ઞાનનો ત્યાગ કરનાર, આત્મ–અનાત્મનો વિવેક કરી સમ્યક્ જ્ઞાનમાં લીન થાય છે, તેજ આવતાં કર્મોનો નિરોધ કરી શકે છે.

દ્રવ્ય–ભાવ ભોક્તા.

જ્ઞાની દ્રવ્યથી–વ્યવહારે વિષયો ભોગવે છે પણ ભાવથી ભોગવતો નથી, ત્યારે અજ્ઞાની જીવ દ્રવ્યથી–વ્યવહારે વિષયો ભોગવતો નથી પણ ભાવથી ભોગવે છે. જ્ઞાનીપુરૂષ આત્મ–અનાત્મનો, જડ–ચૈતન્યનો ભેદ જાણતો હોવા છતાં, કર્મની પ્રબળતાને લઈ તેનો ત્યાગ કરવાની પોતાની અસમર્થતાને લીધે દ્રવ્યથી–દેખવા માત્ર વ્યવહારથી પાંચ ઈન્દ્રિયોના ખાવાપીવાદિ વિષયો ભોગવે છે, પણ તેમાં તેની આસક્તિ ન હોવાથી તે તેનો ભોક્તા નથી. ભાવથી ભોક્તા નથી એટલે તે કર્મબંધ કરતો નથી. બીજો અજ્ઞાની મનુષ્ય

અજ્ઞાનતાને લીધે પોતાનું હિત-અહિત જાણતો નથી, છતાં દ્રવ્યથી-વ્યવહારે ઉપવાસ આદિ કરીને ખાવાપીવાદિ ભોગોનો ત્યાગ કરે છે, તો પણ તેની તે તે વિષયોમાં આસક્તિ ગયેલી ન હોવાને લીધે દ્રવ્યથી તે ભોગો ન ભોગવવા છતાં ભાવથી તે તે વસ્તુઓનો ભોક્તા થાય છે. થોડા વખત માટે થોડા ભોગોનો ત્યાગ કરી ભવિષ્યમાં લાંબા વખત માટે વધારે ભોગો મેળવવા પ્રયત્ન કરવો, તે પણ અંદરની આસક્તિ સૂચવે છે. એટલે પરિણામ અનુસારે કર્મનો બંધ થાય છે. એકલા બહારના વર્ત્તન ઉપર કર્મબંધનો આધાર નથી, પણ અંદરની લાગણી અને તેના ઉદ્દેશ ઉપર પણ આધાર રહે છે.

વ્યવહારે જે મનુષ્ય નિવૃત્ત થાય છે-ત્યાગ કરે છે, ત્યાગી છે, તેને વ્યવહારપરાયણ લોકો પૂજે છે. પણ અંદરથી-ભાવથી ત્યાગી થયો છે, વિષયોથી પાછો હઠયો છે, તે તત્ત્વજ્ઞ લોકોવડે-મોક્ષાભિલાષી જીવોવડે પૂજાય છે. વ્યવહારજ્ઞ લોકો વ્યવહારપરાયણને અધિક માને છે, તત્ત્વજ્ઞ લોકો તત્ત્વજ્ઞપુરૂષોમાં અધિકતા જૂએ છે અને તેના પ્રમાણમાં જ તેના તરફથી લાભ મેળવી શકે છે.

જે મનુષ્ય દ્રવ્ય માત્રથી-વ્યવહારે ત્યાગી થયો છે તેને આવતાં કર્મો બંધ થવારૂપ સંવર થતો નથી, પણ જે ભાવથી નિવૃત્ત થયો છે-પાછો હઠયો છે, તેને નિશ્ચયથી કર્મોનો સંવર થાય છે-આવતાં કર્મો બંધ થાય છે.

આ પ્રમાણે વસ્તુતત્ત્વના પરમાર્થને સમજીને વ્યવહારે-દ્રવ્યથી મન-વચન-શરીરવડે નિવૃત્તિ કરીને-ત્યાગી થઈને, સર્વથા આવતાં કર્મો ભાવથી-અંતરની લાગણીથી નિવૃત્તિપરાયણ થવું યોગ્ય છે.

દ્રવ્યથી વિષયોની નિવૃત્તિ કરતાં ભાવથી નિવૃત્તિ કરવી ઉત્તમ છે. પણ કેવળ ભાવથી નિવૃત્તિ કરતાં સર્વથા સંવર થઈ શકતો નથી, માટે વ્યવહારે-દ્રવ્યથી મન-વચન-કાયાએ નિવૃત્તિ કરવાની પણ જરૂર છે.

શરીર જડરૂપ હોવાથી જેમ આત્માથી જુદું છે, તેમ સાધુ-ઓના ચિન્હ-વેષ પણ જડરૂપ હોવાથી આત્માથી ભિન્ન છે. માટે તત્ત્વદષ્ટિએ જોતાં લિંગ-સાધુનો વેષ તે મોક્ષમાં ખાસ અગત્યનું-મૂખ્ય કારણ નથી મોક્ષમાં જતાં જેનો ત્યાગ કરવામાં આવે છે અર્થાત્ મોક્ષમાં જે જઈ શકતું નથી, તે મુક્તિનું મૂખ્ય કારણ ન કહેવાય અને તેનાથી મુક્તિની પ્રાપ્તિ થતી નથી. ભિન્ન કારણ હોવા છતાં જો સાધુવેષને મોક્ષપ્રાપ્તિમાં કારણ માનવામાં આવે, તો આત્માથી ભિન્ન કર્મને પણ મોક્ષપ્રાપ્તિમાં કારણ માનતાં કોણ અટકાવી શકશે? માટે સાધુવેષરૂપ લિંગ મોક્ષમાં કારણ નથી.

વ્યવહારમાં સાધુનો વેષ અને શરીર એ મોક્ષમાં નિમિત્ત કારણ છે, પણ નિશ્ચયથી શરીર કે વેષ મોક્ષમાં કારણ નથી. જેની સાથે અભેદ સંબંધ હોય તે મોક્ષમાં વિદ્યમાન રહે છે અને જ્ઞાન-દર્શન-ચારિત્રની માફક મોક્ષમાં કારણ પણ તેજ ગણાય છે.

સંવર માટે શું કરવું?

સંવર કરવાના અર્થી જીવોએ સંવરને માટે પોતાના આત્મામાં રહેલ સમ્યક્જ્ઞાન-દર્શન-ચારિત્રની સેવા કરવી અને સર્વ ચેતન-અચેતન વસ્તુનો ત્યાગ કરવો. રાગદ્વેષ વિનાનું અને સમ્યક્-જ્ઞાન-દર્શન-ચારિત્રથી ભરપૂર એવું આત્મતત્ત્વ છે તેજ મુક્તિનો માર્ગ છે, એવું જેઓ જાણે છે, તેઓ તેના વિરોધી પરિણામોનો ત્યાગ કરવારૂપ સંવર તત્ત્વને પામી શકે છે-આવતા કર્મોને તેઓ અટકાવી શકે છે.



## ૬-નિર્જરા અધિકાર.

પૂર્વે ઉપાર્જન કરેલાં કર્મનો થોડે કે ઝાઝે ભાગે ક્ષય કરવો-આત્મપ્રદેશથી તે કર્મોને અલગ કરવાં, તેને 'નિર્જરા' કહે છે. આ નિર્જરાના બે ભેદ છે. એક અકામનિર્જરા અને

બીજી સકામનિર્જરા. કર્મની સ્થિતિ પરિપકવ થવાથી–પૂર્ણ થવાથી જે કર્મો ઉદય આવીને પોતાની મેળે ખરી પડે છે, તે '**અકામ નિર્જરા**' છે. આ નિર્જરા દરેક નાના–મોટા સંસારી જીવોને દર ક્ષણે થયાં કરે છે. બીજી સકામનિર્જરા છે, તે કર્મની સ્થિતિ પૂરી થઇ હોય કે ન હોય છતાં તપ–જપ–ધ્યાનાદિ કરીને તે કર્મની સ્થિતિ જે સત્તામાં છે, તેને ઉદીરણા કરીને–ઉદયમાં લાવીને ભોગવી લેવી–પૂરી કરી દેવી તેને કહે છે. જે કર્મો લાંબા વખતે ઉદયમાં આવવાના હતા, તેને કર્મની અવધિ પૂરી થયા પહેલાં પુરૂષાર્થે કરીને, નજીકમાં ઉદયમાં લાવીને ભોગવીને કાઢી નાખવાં, તે '**સકામનિર્જરા**' છે. સંવર થયા પછી આ સકામ–નિર્જરા આવે છે, તે મોક્ષપ્રાપ્તિમાં મૂખ્ય સાધન છે. અકામ–નિર્જરાને સવિપાકનિર્જરા પણ કહે છે અને સકામનિર્જરાને કોઇ અવિપાક નિર્જરા પણ કહે છે.

અકામનિર્જરામાં જે કર્મો પાકી ગયાં છે, ફલ દેવાને સન્મુખ થયાં છે, બહાર આવ્યાં છે, જે કર્મની સ્થિતિ પૂર્ણ થઈ છે, તે કર્મનો જ ક્ષય થાય છે. સકામનિર્જરામાં તો પાકેલાં અને નહિ પાકેલાં બંને કર્મોની નિર્જરા થાય છે. જેમ વનમાં દાવાનળ લાગવાથી સુકાં અને લીલાં બંને પ્રકારનાં વૃક્ષો બળીને ભસ્મ થાય છે, તેમ ધ્યાનના અભ્યાસવડે પાકેલાં અને નહિ પાકેલાં કર્મના સંચયો બળી જાય છે–ખરી પડે છે. સંવર કર્યા વિના સાધુને પણ સકામનિર્જરા થતી નથી ખરી વાત છે કે–નવું પાણી આવ્યા જ કરતું હોય તો સરોવર ક્યાંથી ખાલી થાય ? જે સરોવરમાં નાળાંદ્વારા પાણી આવ્યા કરતું હોય તે સરોવર ખાલી થઈ શકતું નથી. તેમ જ્યાં સુધી કષાયાદિદ્વારા જીવરૂપ સરોવરમાં કર્મરૂપ પાણી આવ્યા કરતું હોય, ત્યાં સુધી આત્મારૂપી સરોવર કેવી રીતે ખાલી થઇ શકે ? અર્થાત્ નજ થઇ શકે. આવતાં કર્મને અટકાવવારૂપ સંવર કરવામાં ન આવે ત્યાં સુધી સકામ નિર્જરા થતી નથી.

બાહ્ય પરિગ્રહ, ધન-ધાન્ય, સ્ત્રી-પુત્રાદિ, અભ્યંતર પરિગ્રહ રાગદ્વેષાદિ. આ બંને પ્રકારની ગ્રંથીનો ત્યાગ કરનાર, લોકાચારથી પરાઙ્મુખ થનાર-લોકાચારની દરકાર ન કરનાર ઇન્દ્રિયોને વશ કરનાર અને મનને સંકલ્પ-વિકલ્પના વ્યાપાર રહિત બનાવનાર મનુષ્ય સર્વ કર્મોને ધોઇ નાંખે છે.

શુદ્ધ આત્મતત્ત્વને જાણ્યા વિના બાહ્ય તપ કરવાથી કે અભ્યંતર તપ કરવાથી કર્મની નિર્જરા સંભવતી નથી. શુદ્ધ આત્મતત્ત્વને જાણ્યા પછી બાહ્ય કે અભ્યંતર તપ કરવાથી કર્મોની નિર્જરા થાય છે. તેજ તપ જો અજ્ઞાનપૂર્વક કરવામાં આવે તો પુન્યકર્મનો બંધ થાય છે. તપ કરનારાઓએ પ્રથમ આત્માના શુદ્ધ સ્વરૂપને જાણીને પછી કર્મક્ષય કરવા તપ કરવો યોગ્ય છે. આત્મતત્ત્વનું જ્ઞાન કરીને શ્રી વીતરાગદેવોએ બતાવેલ પવિત્ર સંયમ-માર્ગ પાળવા કે આદરવાવડે કર્મની નિર્જરા થાય છે. આત્મ-સ્વરૂપના જ્ઞાન વિના સંયમ આદરવા કે પાળવાથી પણ કર્મની નિર્જરા થતી નથી, તેમજ આત્મસ્વરૂપનું જ્ઞાન કરીને પણ સંયમ ન પાળવાથી કર્મની નિર્જરા થતી નથી. સકામનિર્જરા કરવામાં આત્મજ્ઞાન-અને સાથે પવિત્ર સંયમ પાળવાની જરૂર છે. તે બંને સાથે રહેવાથી કર્મની નિર્જરા થાય છે.

લોકાચાર કે જે ગાડરીયા પ્રવાહ જેવો કેટલેક ભાગે હોય છે, તેનો ત્યાગ કરી આત્મતત્ત્વના આચરણમાં આદરવાળા રહી સંપૂર્ણ સંયમવાન્ યોગી કર્મોની નિર્જરા કરે છે. જે લોકોત્તર આચાર જ્ઞાનીપુરૂષોનો ઉપદેશેલો છે અને આત્મમાર્ગને અનુકૂળ છે, તેનો ત્યાગ કરીને જે ગાડરીયા પ્રવાહરૂપ લોકાચારનું આચ-રણ કરે છે તેનો નિર્જરામાં કારણરૂપ સંયમ નાશ પામે છે. જે પવિત્ર ચારિત્રનું આચરણ કરે છે, છતાં વાસ્તવિક રીતે નિશ્ચય-વ્યવહારરૂપ જ્ઞાનીઓના અપેક્ષાવાદમાં શ્રદ્ધા કરતા નથી, તેની આત્મશુદ્ધિ થતી નથી. શુદ્ધિ ન થવાનું કારણ એ છે કે-પવિત્ર ચારિત્ર-વર્તન સાથે જ્ઞાનની પણ જરૂર છે. એકલા જ્ઞાનથી, એકલા

દર્શનથી કે એકલા ચારિત્રથી પૂર્ણતા પ્રાપ્ત થતી નથી, પણ તે જ્ઞાનાદિ ત્રણે સાથે હોય તેજ મોક્ષનો માર્ગ છે અને તેથી જ પૂર્ણતા પ્રગટે છે. 'सम्यग्-दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः'

જે સંયમી આદરવાયોગ્ય વિવિધ પ્રકારના આચારમાં પ્રવૃત્તિ કરી રહ્યો છે, છતાં જે જ્ઞાનીપુરૂષોએ નિશ્ચિત્ કરેલાં સિદ્ધાંતોને જાણતો નથી તે કેવળ આંધળા મનુષ્યના જેવો છે. જ્ઞાન વિનાની ક્રિયા-ચારિત્ર એકલું ઉપયોગી નીવડતું નથી. આંધળા મનુષ્યની ગમે તેટલી સારી પ્રવૃત્તિ હોય, છતાં આંખો વિના તે સદાને માટે યોગ્ય રસ્તા ઉપર ચાલી શકે નહિ. કાકતાલીય ન્યાયે કદાચ તે યોગ્ય રસ્તા ઉપર આવી જાય, છતાં પણ તેની પ્રવૃત્તિ સ્વ-પર ઉપયોગી તો ન જ થાય. આંધળો બીજાને રસ્તે તો ચડાવી ન જ શકે, માટે ચારિત્ર સાથે જ્ઞાનની પણ જરૂર છે. સિદ્ધાંત-શ્રુતજ્ઞાન એ સાધુઓનાં નેત્રો છે. એકેન્દ્રિયાદિને ઈન્દ્રિયો તેજ ચક્ષુ છે. દેવોને અવધિજ્ઞાનરૂપ નેત્રો છે અને નિર્વાણ પામેલાને કેવળજ્ઞાન-રૂપ નેત્રો છે. એકેન્દ્રિયાદિ જીવોને ઈન્દ્રિ નેત્રની ગરજ સારે છે. સિદ્ધાંતરૂપ નેત્રોદ્વારા સાધુઓ જૂએ છે, અને તે દ્વારા જાગૃતિ મેળવી આત્મજ્ઞાનમાં આગળ વધે છે. દેવો અવધિજ્ઞાનવડે પોતાનું હિત-અહિત જાણે છે અને સિદ્ધના જીવો સર્વ નેત્રવાળા છે-કેવળજ્ઞાન વડે સમસ્ત વિશ્વને જૂએ છે. માટે આગમમાં કહેલાં અનુષ્ઠાન કરવાં તે નિર્જરાનું કારણ થાય છે.

## અજ્ઞાની બંધાય છે ત્યાં જ્ઞાની મુક્ત થાય છે.

ઈન્દ્રિયોના વિષયો સેવતાં જ્યાં અજ્ઞાનીઓ બંધાય છે, ત્યાં જ જ્ઞાનીઓ કર્મોથી મુક્ત થાય છે. આ કાંઈ જેવું તેવું આશ્ચર્ય નથી. શુભાશુભ વિકલ્પોવડે શુભાશુભ કર્મ આવે છે, પણ એમાંથી એકેય જાતનો વિકલ્પ ન કરનાર સર્વ દ્રવ્ય ભોગવવા છતાં નિર્જરા કરે છે. પદાર્થને સારા કે ખોટા માનવાથી રાગદ્વેષ ઉત્પન્ન થાય છે. રાગદ્વેષવડે કર્મબંધ થાય છે. અજ્ઞાની પદાર્થનો ભોગ-ઉપ-

ભોગ કરતાં તેમાં રાગદ્વેષ કરતો હોવાથી બંધાય છે. જ્ઞાની તે પદાર્થના ભોગોપભોગ વખતે મધ્યસ્થ રહે છે-ઉદાસીન રહે છે-રાગદ્વેષવાળા વિકલ્પો કરતો નથી; તેથી તે બંધ પણ પામતો નથી, અને જે કર્મ તેણે ભોગવ્યાં તે પૂર્વના કર્મ ભોગવીને નિર્જરા કરે છે, આત્માને ઉજ્વળ કરે છે.

## જ્ઞાનીની માન્યતા.

હું કોઈનો નથી અને મારૂં અન્ય કોઈ નથી, પદાર્થો બધાં મારાથી પર છે, આ પ્રમાણે દઢ માન્યતાવાળો ત્યાગી-યોગી બધાં કર્મોને ધ્રુજાવે છે. મારા-તારાપણાના વિકલ્પો દૂર થતાં આત્મા પોતાના સ્વરૂપમાં આવી રહે છે. એ સ્વરૂપ સ્થિરતાની પ્રખર ઉષ્માથી-ગરમીથી કર્મનો રસ શોષાઈ જાય છે. રસ દૂર થતાં પવનના ઝપાટાથી સુકાં પાંદડાઓ જેમ ધ્રુજી ઉઠી નીચાં ખરી પડે છે, તેમ કર્મો નિર્જરી જાય છે-આત્માથી અલગ થાય છે, અને તેમ થતાં આત્મા ઉજ્વળ થાય છે.

## પરમાત્મા દેહમાં છે.

આત્મા જ એ પરમાત્મા થાય છે. એટલે પરમાત્મા આપણા દેહની જ અંદર છે, છતાં તે દેવને જેઓ બહાર-બીજા સ્થળે શોધે છે, તેઓ પોતાના ઘરમાં રંધાયેલું અન્ન તૈયાર હોવા છતાં તે મૂર્ખ બુદ્ધિવાળો મનુષ્ય ભિક્ષાને માટે બહાર ભમે છે.

કર્મ સાથે બંધાયેલ છે ત્યાં સુધી તે સંસારી જીવ કહેવાય છે. કર્મો દૂર થતાં આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે, તેજ પરમાત્મા છે. આ આશય ઉપર લક્ષ રાખીને શાસ્ત્રકાર જ્ઞાનીઓ કહે છે કે-જેને માટે તમે બહાર શોધખોળ કરો છો, તે પરમાત્મા તમારા શરીરમાં જ રહેલ છે. તેને નિર્મળ કરવાનું મૂકીને-પ્રગટ કરવાનું ભૂલીને બહાર તમે શા માટે ભમ્યા કરો છો ? તે પરમાત્મા તમારા આત્મામાંથી જ પ્રગટ થવાનો છે. બહાર ક્યાંઈથી આવવાનો નથી.

## કષાયથી જીવ બંધાય છે.

ક્રોધાદિ કષાયોમાંથી ઉત્પન્ન થતા કર્મરૂપ દોરડાઓવડે જીવ બંધાય છે. તેજ બંધનો કષાયો શાન્ત થતાં સહજ વારમાં તૂટી જાય છે. કર્મનાં બંધનોમાં બંધાવાનું કારણ કષાયો છે. તેને દૂર કરવા પુરૂષાર્થ કરવાની જરૂર છે. જીવ પોતાના અવળાં કર્ત્તવ્યોથી બંધાય છે અને પોતાના જ સવળા કર્ત્તવ્યોથી બંધનોમાંથી છૂટે છે.

## પ્રમાદથી જીવ બંધાય છે.

પોતાનામાં પ્રમાદને રહેવાની જગ્યા આપનાર જીવ સર્વત્ર પાપોવડે બંધાય છે. તેજ પ્રમાદને પોતાની બહાર કાઢવાથી-પ્રમાદના દોષથી મુકત થતાં જીવ બંધનથી મુકત થાય છે. મદ અથવા મદ્ય, દારૂ, પાંચ ઇન્દ્રિયોના વિષયો, ચાર કષાય, નિદ્રા અને સ્રી, દેશ, ભોજન અને રાજની કથા કરવારૂપ વિકથા એ પ્રમાદ કહેવાય છે. બીજી રીતે આ પ્રમાણે પ્રમાદ છે. પ્રાણી જેનાથી મોક્ષમાર્ગ પ્રત્યે શીથીલ ઉદ્યમવાલો થાય તે પ્રમાદ કહેવાય છે. ૧. અજ્ઞાન-મૂઢતા, ૨. સંશય-સંદેહ, ૩. વિપર્યય-મિથ્યાજ્ઞાન ૪. રાગ-પ્રીતિ, ૫. દ્વેષ-અપ્રીતિ, ૬. સ્મૃતિભ્રંશ-વિસ્મરણશીલતા, ૭. યોગ દુષ્પ્રણિધાન-મન-વચન-કાયાની દુષ્ટ પ્રવૃત્તિ, ૮. ધર્માનાદર-શ્રી અરિહંત ભગવંતે પ્રરૂપેલા દયામય ધર્મ પ્રત્યે અનુદ્યમ. આ આઠે પ્રકારના પ્રમાદથી રહિત મુનિ-મહાત્માઓને દ્રવ્યહિંસા નિમિત્તક લેશ માત્ર પણ દોષ લાગતો નથી, અન્યથા લાગે છે. આ પ્રમાદમાં જીવન પસાર કરનાર જીવ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં કર્મોથી બંધાય છે. તેજ જીવ જ્યારે પ્રમાદનો ત્યાગ કરી તે પ્રમાદથી વિરોધી અપ્રમત્તદશાને-આત્માની જાગૃત દશારૂપ અપ્રમત્તદશામાં રહે છે, ત્યારે જીવ જે પ્રકારની પ્રવૃત્તિ કરે છે, તે સર્વ પ્રવૃત્તિ નિવૃત્તિના રૂપમાં પલટાઈને કર્મના બંધનો તોડી નાંખે છે.

પોતાના આત્મામાં સ્થિરતા કરવા ઈચ્છનારા મનુષ્યોએ જે જે મુશ્કેલીઓ આવી પડે તે તે સમભાવે સહન કરવી જોઇએ,

જે જે પરિષહો કે ઉપસર્ગો બીજાઓ તરફથી આવે તે સહન કરવાની ટેવ પાડવી જોઈએ. આ મુશ્કેલીઓ સહન ન કરી શકનારનું આત્મજ્ઞાન તેવા મુશ્કેલીના પ્રસંગો આવી પડતાં નાશ પામે છે. સુખમય સ્થિતિમાં રહીને જે જ્ઞાન ઉત્પન્ન કરેલું હોય છે તે દુઃખ આવી પડતાં ખસી જાય છે, વિક્ષેપો ઉત્પન્ન થવાથી તેની નિશ્ચળતા ટકી રહેતી નથી, માટે શકિત અનુસારે સુખની માફક દુઃખદ પરિષહો સહન કરવાની ટેવ પાડવી. અર્થાત્ ઇષ્ટના અભાવવાળી કે અનિષ્ટના સંયોગવાળી સ્થિતિ આવી મળતાં, સમભાવ રાખી આત્મભાન ટકાવી રાખવા પ્રયત્ન કરવો યોગ્ય છે.

કર્મોની નિર્જરા કરવાની ઇચ્છાવાળા જીવોએ સુખ કે દુઃખમાં તેમજ બીજી બાબતોમાં પણ આગ્રહ ન રાખવો જોઈએ. આગ્રહ રાખવાથી આર્ત્તધ્યાન થાય છે. આર્ત્તધ્યાનથી જીવ કર્મો કાઢવાને બદલે ઉલટો વધારે કર્મોનો સંચય કરે છે. આ જ જોઈએ અને આ ન જ જોઈએ, આ હોય તો ઠીક પડે અને આ ન હોય તો ઠીક પડે, એવો આગ્રહ કે અપેક્ષા આત્માર્થી જીવોએ રાખવી યોગ્ય નથી, પણ પૂર્વે બાંધેલાં પોતાના શુભાશુભ કર્મમાંથી સુખ કે દુઃખ જે વખતે જે ઉદય આવે તે સમભાવે સહન કરતાં રહેવું. અમુક વસ્તુનો આગ્રહ બધાવો કે અમુક વિના ન જ ચાલે, તેવી લાગણીઓ આર્ત્તધ્યાનરૂપ અશુભ ધ્યાન ઉત્પન્ન કરનારી છે. આર્ત્તધ્યાનથી જીવ ઘણાં નવીન અશુભ કર્મ બાંધે છે, માટે જે વખતે જે જે વસ્તુ વિગેરે મળા આવે તેમાં સંતોષ માનતાં અને તેથી ચલાવી લેતાં ટેવાવું જોઈએ.

## આત્મજ્ઞાનથી શુદ્ધિ થાય છે.

વિપરીત દૃષ્ટિવાળા ઘણા જીવો બીજા ઉપયોગથી શુદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે અને તે માટે પ્રયત્નો કરે છે, છતાં આ તો જ્ઞાનીઓનો નિશ્ચય જ છે કે–આત્માના જ્ઞાનવડે જ આત્માની શુદ્ધિ થાય છે. આત્મા સિવાય અન્ય પદાર્થ જે જડ પુદ્ગલ–માયારૂપ છે યા

અજીવ છે, તે પદાર્થોનું તો આત્માની આડે આવરણ જ છે. આ આવરણ એજ અશુદ્ધિ છે. તે પદાર્થથી આત્માની શુદ્ધિ થઈ શકે જ નહિ. તેના ત્યાગથી જ શુદ્ધિ થાય. અથવા આવરણના વિરોધી તત્ત્વથી આવરણ જાય-શુદ્ધિ થાય. જેમ તાપથી ટાઢ જાય તેમ જડ-માયાનો વિરોધી ચૈતન્યભાવ છે. તે ચૈતન્યનો જ્ઞાન એ ગુણ છે. જો અજ્ઞાનતાથી કર્મો આવે છે, તો તેના વિરોધી ભાવરૂપ જ્ઞાનદૃષ્ટિથી કર્મો આવતાં અટકી શકે છે અને પૂર્વના બાંધેલા કર્મો ચાલ્યાં જાય છે. એટલે આત્મજ્ઞાનવડે આત્માની શુદ્ધિ થઈ શકે છે, પણ બીજા કોઈ પદાર્થથી આત્માની શુદ્ધિ થતી નથી.

આત્મા પરદ્રવ્યોથી તદ્દન જુદો છે, એટલે ગમે તેવા સારા પરદ્રવ્યોવડે સર્વ પ્રકારે પ્રયત્ન કરો છતાં આત્મા શુદ્ધ થવાનો નથી, તેમજ તે પરદ્રવ્યો આત્માનો સ્પર્શ પણ કરી શકવાના નથી. પરદ્રવ્ય જે શુભાશુભ કર્મો તેને આત્માથી અલગ કરવા હોય, તો આત્મસ્વરૂપની ભાવના કરવી. હું આત્મસ્વરૂપ છું તે હકીકતનું અખંડ સ્મરણ કર્યા કરવું. આત્મસ્વરૂપનો વિચાર નહિ કરનાર પરદ્રવ્યનો ત્યાગ કરી શકતો નથી.

આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાયનો વિચાર કરવો, હું આત્મા છું એવી પ્રબળ ભાવના વધારવી, આત્માની અનંત શક્તિનો તેમજ તેના જ્ઞાતા દૃષ્ટાપણાના ગુણનો વિચાર કરવો, આત્માના દરેક પ્રદેશમાં હું અનંત-બળવાન્ જ્ઞાનવાન્ આત્મા છું એવી જાગૃતિ કરી મૂકવી, તે પરદ્રવ્યને આત્માથી અલગ કરવાનો ઉપાય છે.

### પરદ્રવ્યને પણ જાણો-ઓળખો.

આત્માથી પરદ્રવ્યને અલગ કરવાની ઇચ્છાવાળાઓએ પરદ્રવ્યને પણ જાણવું જોઈએ. જે પરદ્રવ્યને જાણતો નથી તે આત્મદ્રવ્યને ગ્રહણ કરી શકતો નથી. ખરાબ પદાર્થોની હૈયાતિને લીધે જ સારા પદાર્થોની કિંમત થઈ શકે છે. દુઃખ છે તો સુખની અધિકતા સમજાય છે. દુઃખદાઈ પદાર્થો છે તો જીવો સુખદાઈ પદાર્થની

ઇચ્છા કરે છે. પરદ્રવ્ય અહિતકારી છે એમ જાણવા પછી જ આત્મા હિતકારી છે તે તરફ પ્રવૃત્તિ કરી શકાય છે જ્યાં સુધી આ પરદ્રવ્યના સ્વરૂપને જીવ જાણી કે સમજી શકતો નથી, ત્યાં સુધી આત્મદ્રવ્ય તરફ જીવ પ્રવૃત્તિ કરી શકતો નથી.

## જગતનો સ્વભાવ વિચારો.

પરદ્રવ્યથી વિરક્ત થવા અને સ્વદ્રવ્ય તરફ પ્રેમ રાખવા માટે તથા સર્વ કર્મોથી છૂટા થવા અર્થે, આ જગતના સ્વભાવનો વિચાર કરવો યોગ્ય છે.

પદાર્થોની અનિત્યતા, જીવોની અશરણતા, સંસારની વિવિધતા, કરેલ કર્મોનું જીવને એકલા ભોગવવાપણું, દેહ–આત્માની ભિન્નતા, શરીરની અશુચિતા, કર્મને આવવાના માર્ગો, કર્મને આવતાં અટકાવવાના ઉપાયો, આત્માથી કર્મને અલગ કરવાના પરિણામો વિગેરેનો વિચાર કરવો. જન્મ, મરણ, આધિ, વ્યાધિ અને ઉપાધિઓની વિષમતા અને પાંચ ઇન્દ્રિયોના વિષયોના વિરસપણાનો વિચાર કરવો. તે પછી આ સંસારના સુખનો અને આત્માની શાંતિનો મુકાબલો–સરખામણી કરી જોવી, તેથી સંસારની અસારતા સમજાયા વિના રહેશે નહિ.

અંતરંગ લાગણીવાળા હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર અને અસંતોષરૂપ પાંચ પાપોથી જીવ બંધાય છે. તેજ પાપોને જો અંતરંગ લાગણીમાંથી બહાર કાઢવામાં આવે તો તે પાપો જીવને બાંધી શકતાં નથી.

## જ્ઞાન અને જ્ઞાનીમાં ભેદ નથી.

જ્ઞાન અને જ્ઞાનીમાં ભેદ બીલકુલ નથી, કેમકે–જ્ઞાનને જાણવાથી જ જ્ઞાની કહેવાય છે. વ્યવહારદૃષ્ટિએ જ્ઞાન ગુણ ને જ્ઞાની ગુણી એમ ભેદ કહેવાય છે, પણ તાત્ત્વિકદૃષ્ટિએ વિચાર કરતાં જ્ઞાન તેજ જ્ઞાની છે અને જ્ઞાની તેજ જ્ઞાન છે, કેમકે–ગુણ અને ગુણીનો અભેદ

સંબંધ છે તે જુદો પડતો નથી. એટલે જ્ઞાનનું જ્ઞાન થતાં જ્ઞાની આત્માનું જ્ઞાન અવશ્ય થાય છે.

પોતામાં-આત્મામાં જ્ઞાન છે, એ બધા પ્રત્યક્ષ અનુભવે છે. જે જ્ઞાનના અનુભવ વિનાના છે તેને પદાર્થનું જ્ઞાન થતું નથી. જ્ઞાન અમૂર્ત્ત આત્માનો ગુણ હોવાથી અમૂર્ત્ત છે. ઈન્દ્રિયોથી પ્રત્યક્ષ તેનો અનુભવ થતો નથી, છતાં "હું જાણું છું" ઈત્યાદિ પોતાના અનુભવથી તે બરોબર અનુભવાય છે. જેને જ્ઞાનનો અનુભવ હોય છે તે જ જ્ઞાનદ્વારા અન્ય પદાર્થોને જાણી શકે છે.

પરમાત્મસ્વરૂપ જાણુવા યોગ્ય છે. તેને જાણુવા યોગ્ય લક્ષરૂપે જાણીને તે લક્ષ્યથી પાછા ફરીને, લક્ષરૂપે શુદ્ધ આત્માને રાખીને તેનું એકાગ્રતાથી સ્મરણ કરવું, તે કર્મોને નાશ કરવાનો ઉપાય છે. પ્રથમ પરમાત્માનું જ્ઞેયરૂપે-જાણુવા યોગ્યરૂપે જ્ઞાન કરીને, એ વિષેની સંપૂર્ણ યોગ્યતાને પ્રાપ્ત કરીને તેના જેવો જ પોતાનો શુદ્ધ આત્મા છે એમ ધારીને, પછી પોતાના શુદ્ધ આત્માને જ્ઞેયરૂપે રાખીને તેનો અનુભવ કરવો. આ અનુભવથી કર્મનો નાશ થઈ આત્મા જ પરમાત્મારૂપે થઈ રહે છે. સાધ્ય સિદ્ધ થયા પછી આલંબન મૂકી દેવું જોઈએ. મોટા વાસણમાંથી કડછીવડે ભોજન બહાર કાઢયા પછી છેવટે તે કડછી મૂકી દેવામાં આવે છે, તેમ ઈન્દ્રિય-મનાદિકની તથા દેવ-ગુર્વાદિકની સહાયથી આત્માને જાણીને તે જાણુવાના હથીયારો-આલબનો મૂકી દેવા. ભોજનરૂપ કાર્ય થઇ રહ્યા પછી કડછીને પકડી રાખવી તે જેમ નિરર્થક છે, તેમ ઈન્દ્રિય, મન અને પરમાત્માદિ સહાયકોની મદદથી આત્માનું સ્વરૂપ જાણી જોઇ, અનુભવી લીધા પછી તેના સહાયકો-આલંબનોને પકડી રાખવાની જરૂર રહેતી નથી.

ભોજનની ઇચ્છાવાળાને ઇષ્ટ ભોજન મળવાથી જેમ આનંદ થાય છે, તેમ આત્મદૃષ્ટિવાળાને આત્મતત્ત્વની પ્રાપ્તિ થતાં આનંદ થાય છે. જ્ઞાનીઓનો પ્રેમ અવિનાશી હોય છે. દુઃખથી ભય પામેલા મનુષ્યો જેમ દુઃખના નિમિત્તોનો રાજીખુશીથી ત્યાગ કરે છે,

તેમ આત્મતત્ત્વમાં સુખ માનનારા મનુષ્યો વિષયોને દુ:ખદાઈ જાણીને રાજીખુશીથી ત્યાગ કરી દે છે. સોનાને શુદ્ધ કરનાર જેમ શુદ્ધ સુવર્ણ મેળવે છે અને લોઢાને શુદ્ધ કરનાર શુદ્ધ લોઢું મેળવે છે, તેમ જ્ઞાનને શોધનાર જ્ઞાન મેળવે છે અને અજ્ઞાનને શોધનાર અજ્ઞાન મેળવે છે. આરિસાની અંદર મનુષ્યાદિની સંગતથી તેવું પ્રતિબિંબ દેખાય છે, તેમ નિર્મળ ચૈતન્યમાં કર્મની સોબતથી પ્રતિબિંબરૂપે મોહ દેખાય છે. દર્પણ શુદ્ધ હોય છે તેમાં વાસ્તવિક રીતે પ્રતિબિંબ હોતું નથી, છતાં તે દર્પણની નજીકમાં કોઈ મનુષ્ય, પશુ, પક્ષી કે વસ્તુ સામી આવવાથી તેમાં તેવું પ્રતિબિંબ પડે છે, તેમ તાત્ત્વિકદૃષ્ટિએ આત્મા નિર્મળ છે, પણ સંયોગ સંબંધે કર્મની ઉપાધિ આવવાથી તેના સંગથી આત્મામાં મોહ દેખાઈ આવે છે. વાસ્તવિક રીતે આત્મામાં તેવું કાંઈ નથી અને મોહ એ આત્માનું વાસ્તવિક સ્વરૂપ પણ નથી, તે તો દર્પણમાં પડેલા પ્રતિબિંબની માફક આગંતુક છે, બહારથી આવેલ છે. જે આવે છે તે જઈ પણ શકે છે.

## વાસના તેવું ફળ.

જો આ જીવને ધર્મવડે વાસિત કરવામાં આવશે તો જીવ ધર્મમાં પ્રવૃત્તિ કરશે, પાપમાં પ્રવૃત્તિ નહિ કરે. પણ જો તેને પાપવડે વાસિત કરવામાં આવશે તો તે નિરંતર પાપમાં પ્રવૃત્તિ કરશે પણ ધર્મમાં પ્રવૃત્તિ નહિ કરે, તેમ જ્ઞાનવડે વાસિત–ભાવિત થયેલ જીવ જ્ઞાનમાં પ્રવૃત્તિ કરશે, અજ્ઞાનમાં નહિ કરે. જો આમ જ છે, તો પછી આત્માની વિશુદ્ધિ કરવાની ઈચ્છાવાળા જીવોએ પોતાની પ્રવૃત્તિ જ્ઞાનમય જ કરવી જોઈએ. શુદ્ધ કરેલું સુવર્ણ જેમ કોઈ પણ પ્રકારે ફરીને મલિન થતું નથી, તેમ નિર્મળતાને પામેલા જ્ઞાની પછી અજ્ઞાનતાનો સ્વીકાર કરતાં નથી.

## આત્માને આત્માકારે પરિણમાવો.

સ્ફટિક મણિની માફક આત્મા જે જે ભાવો સાથે જોડાય છે,

ત્યાં ત્યાં તે તે ભાવે તન્મય ભાવને પામે છે. સ્ફટિક મણિની પાસે લાલ, પીળું કે કાળું જેવું જેવું પુષ્પ રાખ્યું હોય તેવો તેવો મણિ દેખાય છે, તેમ આત્માની પાસે જે જે શુભાશુભ નિમિત્તો રાખવામાં આવે છે તેવા તેવા પરિણામે આત્મા પરિણમે છે. આ નિમિત્તો બે પ્રકારના છે. એક બાહ્ય નિમિત્ત, બીજું અંતરંગ નિમિત્ત. બાહ્ય નિમિત્તરૂપે પાંચ ઈન્દ્રિયોના વિષયો છે ખરો વૈરાગ્ય જાગૃત થયા વિના આ નિમિત્તો દેખીને આત્મા શુભાશુભ પરિણામો કરે છે, શુભાશુભ પરિણામો–ઉત્તરોત્તર બીજા પરિણામો ઉત્પન્ન કરે છે શુભ પરિણામ રાગનું કારણ બને છે. રાગ પુન્યનું કારણ થાય છે. અશુભ પરિણામ રાગ–દ્વેષ–મોહ–અજ્ઞાન અને પાપનું કારણ બને છે. આ માટે જ જ્યાં સુધી વિશ્વના તમામ પદાર્થો ઉપરથી " જ્ઞાનગર્ભિત વૈરાગ્ય" આત્મજાગૃતિના બળે પ્રગટ ન થાય, ત્યાં સુધી જ્ઞાનીઓ તેવા નિમિત્તોથી દૂર રહેવા વારંવાર ભલામણો કરે છે. કેમકે–સત્તામાં બીજ પડેલાં છે તે દૂર ન થાય, ત્યાં સુધી બાહ્ય નિમિત્તો તેને તેના માર્ગમાંથી ચલિત કર્યા વિના રહેતાં નથી.

બીજા અભ્યંતર નિમિત્તમાં સત્તામાં રહેલાં કર્મનો ઉદય થાય છે તે છે. એટલે સત્તાગત કર્મો ઉદયમાં આવીને નિમિત્ત કારણરૂપ થાય છે. તેમાંથી રાગ–દ્વેષ–મોહ–અજ્ઞાન–પુન્ય–પાપ વિગેરે અનેક ભાવોની વૃદ્ધિ–હાનિ થયા કરે છે.

બહારના કેટલાક નિમિત્તોથી વૈરાગ્ય જાગૃત થાય છે, વિરક્તતા આવે છે, આત્મભાન પ્રગટે છે અને શુભ કે શુદ્ધ કર્ત્તવ્ય તરફ પ્રવૃત્તિ કરવાનું પ્રોત્સાહન પણ મળે છે. તેમજ અંતર્ગત સારા કર્મોનો ઉદય થતાં પણ જ્ઞાન, ધ્યાન, વૈરાગ્ય, આત્મજાગૃતિ અને ઉત્તમોત્તમ શુભ કે શુદ્ધ પ્રવૃત્તિ તરફ પ્રયાણ કરવાનો ઉત્સાહ પ્રગટે છે.

આ ઉપરથી એ નિશ્ચય થાય છે કે–આત્માના પરિણામ શુભ હોય તો આત્મા શુભરૂપે પરિણમ્યો કહેવાય છે, અને આત્માના

અશુભ પરિણામ થાય તો આત્મા અશુભરૂપે પરિણમ્યો કહેવાય છે. માટે બુદ્ધિવાનોએ પોતાને-આત્માને આત્મભાવનાના અભ્યાસમાં વારંવાર જોડવો જોઇએ. તેથી આત્મા શુભાશુભ ભાવથી પાછો ફરીને આત્માકારે પરિણમી રહે અર્થાત્ આત્માને શુદ્ધ સ્વરૂપમાં જ પરિણમાવવાથી પર પદાર્થ તરફ પરિણમતો અટકી જઇને તે શુદ્ધ થશે. એક વાર જો આત્મા સર્વથા કર્મથી છૂટો પડે, તો પછી ફરીને તે કર્મ સાથે જોડાવાનો નહિ, અને શુભાશુભ પરિણામો કરવાના બીજરૂપ કર્મો ન રહેવાથી તેમાંથી પરિણામ ઉત્પન્ન થશે નહિ. સેકાઈ ગયેલા બીજમાંથી અંકુરા પ્રગટ થતાં નથી, તેમ કર્મબીજ બળી જવા પછી કર્મો ઉત્પન્ન થાય નહિ.

### ક્રોધાદિ એ આત્માનું કાર્ય નથી.

ઘડાની ઉત્પત્તિમાં માટી ઉપાદાન-મૂળ કારણ છે અને કુંભાર, ચાક, દંડ, દોરી આદિ નિમિત્ત કારણો છે. તેમ આત્મામાં ક્રોધાદિની ઉત્પત્તિ મનાય છે તેમાં ઉપાદાન કારણરૂપ તો કર્મ છે અને ચેતના-આત્મા નિમિત્ત કારણ છે. માટે ક્રોધાદિ એ આત્માનું કાર્ય નથી પણ કર્મોનું કાર્ય છે.

### ઉપાદાન કારણ.

જેમ દંડ, ચક્ર અને કુંભાર આદિ સામગ્રી તૈયાર હોય છતાં ઉપાદાન-મૂળ કારણરૂપ માટી વિના ઘડો ઉત્પન્ન થતો નથી, તેમ મન-વચન-શરીરની ક્રિયારૂપ સામગ્રી તૈયાર હોય છતાં તેના ઉપાદાન કારણ વિના કર્મ ઉત્પન્ન થતાં નથી. ઘડો ઉત્પન્ન થવામાં ઉપાદાન કારણ જેમ માટી છે, તેમ કર્મનું ઉપાદાન કારણ રાગદ્વેષની મલિનતા છે. તે હોય તોજ કર્મ ઉત્પન્ન થાય છે.

### પરમાર્થ નહિ જાણવા છતાં વિષયોથી વિરક્તપણામાં અપૂર્વ ચમત્કાર.

એક મનુષ્ય પરમાર્થના માર્ગને જાણતો નથી, છતાં તે વિષયોનું સ્મરણ કે ઇચ્છા કરતો નથી, જે અવસરે જે મળી આવે

તેમાં સંતોષ માને છે. તે જીવ આ ભવમાં તેમજ પરભવમાં નિરંતર સુખી થાય છે. આનું કારણ એ છે કે-વિષયોમાંથી વિરક્ત થવું એ લાગણીઓમાં જ કોઈ અપૂર્વ ચમત્કાર રહેલો છે કે-પરમાર્થ તરફ પ્રવૃત્તિ ન કરવા છતાં વિષયોથી વિરક્તપણાનાં પરિણામ તેને પરમાર્થના માર્ગ તરફ પ્રવૃત્તિ કરનારના જેવું ભાવી ફળ આપે છે.

આ પ્રમાણે સ્વ યોગ્યતાને પૂર્ણ રીતે પ્રાપ્ત થયેલો પરદ્રવ્યના પ્રસંગને દૂર કરનાર યોગી, ઇન્દ્રિયોના સમૂહને અત્યંત ચપળ જાણીને, અંતર્મુખ દષ્ટિ કરી, નિર્મળ જ્ઞાન-દર્શન-ચારિત્ર સ્વભાવવાળા આત્માનું ધ્યાન કરી, કર્મોની નિર્જરા કરી, નિત્ય જ્યોતિ-સ્વરૂપ નિરૂપમ પદને પ્રાપ્ત થાય છે.



## ૭-મોક્ષ અધિકાર.

બંધના કારણ બંધ થતાં આવતાં કર્મો સર્વથા બંધ થાય છે અને નિર્જરાવડે પૂર્વના બાંધેલાં કર્મો આત્માથી સદાને માટે અલગ થાય છે, તે સ્થિતિને મોક્ષ કહે છે. આ મોક્ષમાં સદાને માટે જ્ઞાનનો પ્રકાશ પ્રકાશતો જ રહે છે અને ઘાતિ-અઘાતિ કર્મોનો ક્ષય થતાં જન્મ-મરણ સદાને માટે બંધ થાય છે.

### આત્મજ્ઞાનને દેશ-કાળાદિનો પ્રતિબંધ નથી.

જેમ સૂર્યને પ્રકાશ કરવામાં પ્રતિબંધરૂપે વાદળાનો સમૂહ છે પણ દેશ-કાળાદિ પ્રતિબંધક નથી, તેમ વિશ્વના સર્વ પદાર્થોને આત્મા જાણી શકે છે તેમાં દેશ-કાળાદિ પ્રતિબંધક નથી, પણ જ્ઞાનાવરણ કર્મ તેજ પ્રતિબંધક છે. આત્મા અને કર્મનો અભેદ સંબંધ નથી પણ સંયોગ સંબંધ છે, અને તેથીજ કર્મો આત્માથી દૂર થઈ શકે છે.

## પ્રયત્ન વિના મુક્ત ન થવાય.

જેમ કેદખાનામાં પડેલો અપરાધી મનુષ્ય પુરૂષાર્થરૂપ ઉપાય કર્યા વિના મુક્ત થતો નથી, તેમ વિવિધ પ્રકારના જડ–ચૈતન્યના, બંધ–મોક્ષના જ્ઞાનને જાણવા છતાં તેના નિવારણ માટે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તન કરવારૂપ ઉપાય કર્યા વિના કર્મથી બંધાયેલો આત્મા મુક્ત થઈ શકતો નથી. પણ જે મનુષ્ય આત્મા અને કર્મના ભિન્ન ભિન્ન લક્ષણોવડે બંનેના ભેદોને સમજીને અર્થાત્ ભેદજ્ઞાનને પ્રાપ્ત કરીને શુદ્ધ આત્મતત્ત્વમાં સ્થિરતા કરવારૂપ સદ્‌ઉપાય કરે છે, તે આત્મા કર્મોથી મુક્ત થાય છે. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થઇ કે–કર્મોથી મુક્ત થવાનો ઉપાય કેવળ જ્ઞાન જ નથી, પણ તે જ્ઞાનની સાથે આત્માકારે–આત્મસ્વરૂપે પરિણમી રહેવારૂપ ક્રિયા, કે જે બંધનથી મુક્ત થવાનો ઉત્તમોત્તમ ઉપાય છે તે પણ સાથે કરવાની જરૂર છે.

## મુક્ત આત્માની સ્થિતિ.

મુક્તપણાની સ્થિતિમાં આત્માને પર પદાર્થોનો સંયોગ હોતો નથી. તે આત્મા પોતાના સ્વભાવમાં પરિણમી રહે છે, તેને લઇને તેને કોઈ પણ પ્રકારની ઉત્સુકતા હોતી નથી. મેરૂની માફક સ્વભાવે અડોલ–સ્થિર હોય છે વિભાવમાં પરિણમવાપણું ન હોવાથી ત્યાં કોઈ પણ પ્રકારનો ક્લેશ નથી. તેમજ સ્વ સ્વરૂપની પ્રાપ્તિ થયેલ હોવાથી તે કૃતાર્થ થયેલ છે, એટલે હવે તેને કાંઈ પણ કરવાપણું રહેલું નથી. કર્મરૂપ મળ ન હોવાથી તેનાથી ઉત્પન્ન થનારી પીડા પણ તેમને નથી, તે સિદ્ધ આત્મા નિરંતર આત્માની આનંદમય સ્થિતિમાં રહે છે.

## ધ્યાનનું ફળ.

પૂર્ણ પરમાત્મ સ્વરૂપની–પરબ્રહ્મની પ્રાપ્તિ થવી તે ધ્યાનનું મૂખ્ય ફળ છે. આ ફળ એકાંતિક છે, તેમાં અપવાદ નથી, તેમજ તે અનુભવગમ્ય–આત્મગમ્ય છે અને તે અનુત્તર ફળ છે. તેનાથી આગળ

બીજું ઉત્તમ ફળ પ્રાપ્ત કરવા યોગ્ય કોઇ નથી. માટે બુદ્ધિમાનોએ વાદપ્રતિવાદ આદિ વાસનાઓનો ત્યાગ કરી આ પરબ્રહ્મરૂપ શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે અહીંજ પ્રબલ પુરૂષાર્થ કરવા યોગ્ય છે. વાદવિવાદ કરવાથી વસ્તુતત્ત્વની પ્રાપ્તિ થતી નથી, પણ કામ કરવાનો ખરો વખત નકામો ચાલ્યો જાય છે. માટે અહીં જ–આ ભવમાં જ આત્માના શુદ્ધ સ્વરૂપને પ્રગટ કરવાને જેટલો બને તેટલો શકય પ્રયાસ કરવો ઘટે છે.

## મહાત્માઓનો હિતોપદેશ.

ધ્યાનમાર્ગના જાણકાર અને ધ્યાનવડે કર્મનો ક્ષય કરનાર યોગીઓ ભાવી યોગીઓના હિત અર્થે અંધકારમાં દીપક સમાન આ પ્રમાણે ઉપદેશ આપે છે કે–જેમ ચાલવામાં વિલંબ કે આળસ કરનાર મનુષ્ય માર્ગનો પાર પામી શકતો નથી, તેમ ચોક્કસ નિર્ણય ઉપર આવવાની ઇચ્છા વિનાના વાદ અને પ્રતિવાદ કરનારા તત્ત્વજ્ઞાનનો પાર પામી શકતા નથી.

## આત્મસિદ્ધિના બાહ્ય સાધનો.

ઉત્સાહ, નિશ્ચય, ધૈર્ય, સંતોષ, તત્ત્વદર્શન અને એકાંતવાસ આ બાહ્ય સાધનો આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં ઉપયોગી છે. શુદ્ધ આત્મધ્યાન એ અંતરંગ સાધન છે.

આગમના જ્ઞાનવડે અનુમાનથી અથવા તર્ક–વિતર્કદ્વારા કરેલા વસ્તુના નિશ્ચયથી અને તે પછી ધ્યાનના અભ્યાસના રસવડે બુદ્ધિને વિશુદ્ધ અને તિક્ષ્ણ બનાવનાર યોગી પવિત્ર ધ્યાનનો અભ્યાસ શરૂ કરી શકે છે. આત્મધ્યાનમાં પૂર્ણ પ્રેમરસ પ્રગટ થવો તે વિદ્વતાનું પરમ ફળ છે. જો આવી પ્રખર વિદ્વતા મેળવવા છતાં આત્મધ્યાન તરફ તેની પ્રવૃત્તિ ન જ હોય, પણ કેવળ સર્વ શાસ્ત્રો ભણવાં અને બીજાને ઉપદેશ કરવો તેટલામાં જ તે વિદ્વાન અટકી જાય, તો જરૂર સમજવું કે–આત્મધ્યાન વિના આ શાસ્ત્રોનું જ્ઞાન એ સંસાર જ છે.

જેઓ પરમ શુદ્ધ અને બુદ્ધ આશયવાળા જીવો પૂરી યોગ્યતાને પામીને આદરપૂર્વક નિરંતર આ પ્રમાણે શુદ્ધ ચૈતન્યનું ચિંતન કરે છે. તેઓ દુઃખના સ્થાનરૂપ કર્મનો અને ભવનો ત્યાગ કરીને નિરૂપમ, અખંડ, અનંત, અતીંદ્રિય અને અવિનાશી આત્મિક સુખ પામી સદા આનંદમય સ્થિતિ પામે છે.



## ૮–ચારિત્ર અધિકાર.



આ સાત તત્ત્વ અથવા પુન્ય-પાપને જુદા ગણવામાં આવે તો નવ તત્ત્વ થાય છે. આ તત્ત્વના જ્ઞાનથી જાણવા, ગ્રહણ કરવા અને ત્યાગ કરવા યોગ્ય વસ્તુતત્ત્વનો નિશ્ચય થાય છે કે-જીવ અને અજીવ જાણવા યોગ્ય છે, આશ્રવ અને બંધ ત્યાગ કરવા યોગ્ય છે અને સંવર, નિર્જરા તથા મોક્ષ ગ્રહણ કરવા યોગ્ય છે. આ બધો નિશ્ચય કર્યા પછી આવતાં કર્મો કેવી રીતે અટકાવવાં અને પૂર્વનાં કર્મો કેવી રીતે કાઢી નાખવાં તે માટેનો પ્રયત્ન કરવો બાકી રહે છે. તેને માટે ચારિત્ર ગ્રહણ કરવાની જરૂર છે. દેશ-કાળનો વિચાર કરી, પોતાની શક્તિને કોઈ પણ રીતે ન છૂપાવતાં આત્માર્થી જીવોએ ચારિત્રના માર્ગમાં પુરૂષાર્થ કરવો. ઇચ્છા ઘણી પ્રબળ હોવા છતાં જે દ્વારા સ્થિરતા અને પુરૂષાર્થ કરવાનો છે, તે તો શરીરના પ્રમાણમાં થઈ શકે છે. જેમ મોક્ષ મેળવવામાં બીજા સાધનો ઉપયોગી છે, તેમ શરીર પણ તેટલુંજ ઉપયોગી સાધન છે, છતાં મનુષ્યોએ હિંમત હારવાનું કાંઈ કારણ નથી. આ શરીરદ્વારા મોક્ષ પ્રાપ્ત ન થાય, તો પણ થોડા ભવમાં પણ મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. આ પદની પ્રાપ્તિનો માર્ગ તે સમ્યક્ચારિત્ર છે. જ્ઞાનથી વસ્તુનો બોધ-કર્ત્તવ્યનું ભાન થયા પછી, દર્શનદ્વારા તે બાબતમાં દૃઢ શ્રદ્ધાન આવ્યા પછી, તે પ્રમાણે વર્તન કરવું અને નિશાનવાળું સાધ્ય પ્રાપ્ત કરવું એ સમ્યક્ચારિત્રદ્વારા પ્રાપ્ત થાય

છે. ચારિત્ર એટલે વર્તન, ચારિત્ર એટલે આઠ કર્મનો જે સંચય થયેલો છે તેને કાઢી નાખવા તે. તેનું ફળ શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ થવી, આત્માની દબાયેલી અનંત શક્તિઓને પ્રગટ કરવી તે છે.

વ્યવહારદૃષ્ટિએ ચારિત્ર એ મોક્ષનું કારણ છે, પણ પરમાર્થ-દૃષ્ટિએ-નિશ્ચયદૃષ્ટિએ તો શુદ્ધ આત્મસ્વરૂપ ચિંતન–ધ્યાન તેજ મોક્ષનો માર્ગ છે. વ્યવહારચારિત્ર કારણરૂપ છે અને તેમાંથી નિશ્ચયચારિત્રરૂપ કાર્ય ઉત્પન્ન કરવાનું છે. વ્યવહારચારિત્ર છે તે તેની યોગ્યતામાં સુધારો કરીને તેના સાધ્ય તરફ લઈ જાય છે.

વ્યવહારનો માર્ગ બે પ્રકારનો છે. એક મોક્ષને અનુકૂળ, અને બીજો સંસારને અનુકૂળ. મોક્ષને અનુકૂળ વ્યવહારમાર્ગ આત્મજાગૃતિપૂર્વક શ્રી જિનેશ્વરદેવોએ કથન કરેલો ચારિત્રમાર્ગ છે, અને સંસારને અનુકૂળ વ્યવહારમાર્ગ તે આત્મદૃષ્ટિ સિવાયનો અસમ્યક્ચારિત્રની પ્રવૃત્તિ કરવી તે છે.

આત્મજાગૃતિપૂર્વક આ ચારિત્રનું આરાધન કરવાથી શુભ ધ્યાનના જે જે વિરોધી તત્ત્વો છે તેનો વિરોધ થાય છે. આ ધ્યાન સિવાય અનંત શક્તિવાન્ શુદ્ધ આત્માને મેળવવા કોઈ પણ જીવ શક્તિમાન્ થતો નથી.

સમ્યક્ચારિત્રનું આચરણ કરતાં કષાય તથા ઈન્દ્રિયોનો જય થાય છે, કષાય તથા ઈન્દ્રિયોના જયથી સ્વાધ્યાયમાં વૃદ્ધિ થાય છે, સ્વાધ્યાય કરવાથી ધ્યાન પ્રગટે છે, ધ્યાન છેવટે મુક્તિની પ્રાપ્ત કરાવે છે.

જે બુદ્ધિવાન્ જીવો લોકપ્રવાહની અપેક્ષા રાખ્યા વિના રાગ-દ્વેષ, પ્રપંચ, ભ્રમ, મદ, ક્રોધ અને લોભાદિથી રહિત પવિત્ર ચારિત્ર આચરે છે અને નિત્ય અનુભવગમ્ય કર્મરહિત આત્માના શુદ્ધિ-સ્વભાવનું ધ્યાન કરે છે, તે કર્મશત્રુના સમૂહનો નાશ કરી મુક્તિના સુખને મેળવી શકે છે.

આગમજ્ઞાન.

જ્યાં સુધી પ્રત્યક્ષ જ્ઞાન—કેવલજ્ઞાન પ્રગટ થતું નથી ત્યાં સુધી પદાર્થોનો નિશ્ચય આગમથી—શાસ્ત્રોથી થાય છે, માટે મુનિઓએ આગમ તરફ આદરભાવ રાખવો પરલોક સંબંધી ઘણી હકીકત જાણવામાં પ્રાયે કરી શાસ્ત્ર ઉપયોગી છે, એટલે શાસ્ત્ર આધારભૂત છે. માટે નિકટભવી—હળુકર્મી જીવોને તેમાં પરમ આદર હોય છે. પૈસા મેળવવા અને કામવાસના તૃપ્ત કરવા જીવો ઉપદેશ આપ્યા વિના પણ પ્રાયે કરીને પ્રવૃત્તિ કરે છે, પણ ધર્મમાર્ગમાં પ્રવૃત્તિ તો ઉપદેશ વિના નથી કરતા. આ ઉપદેશ કેવળજ્ઞાનીઓના પરોક્ષકાળમાં તેમનાં કહેલા શાસ્ત્રોથી મળે છે, માટે શાસ્ત્રો તરફ પૂજ્યભાવ રાખવો તે હિતકારી છે. જો અર્થ અને કામમાં પ્રવૃત્તિ કરવામાં ન આવે તો તે મનુષ્યને બંનેની પ્રાપ્તિ થતી નથી, પણ જો ધર્મમાં પ્રવૃત્તિ કરવામાં ન આવે તો અર્થ અને કામની પ્રાપ્તિ થતી નથી અને વિશેષમાં અનર્થની—દુઃખની પણ પ્રાપ્તિ થાય છે. માટે ધર્મના અર્થી જીવોએ શાસ્ત્ર ભણવામાં તથા શ્રવણ કરવામાં નિરંતર પ્રયત્ન રાખવો. આ મોહથી અંધકારરૂપ બનેલા જગત્‌માં શાસ્ત્રો પ્રકાશ કરનારા છે, આત્મભાન જાગૃત કરનારા છે, માયારૂપ રોગને શાન્ત કરવામાં શાસ્ત્ર ઔષધતુલ્ય છે. વસ્તુતત્ત્વનું ભાન શાસ્ત્રોદ્વારા થાય છે. દ્રવ્યનું કારણ પણ શાસ્ત્ર છે, શાસ્ત્ર સર્વગત ચક્ષુ કળીકાળમાં છે અને સર્વ અર્થનું સાધક શાસ્ત્ર છે. જે મનુષ્યોને આ શાસ્ત્ર તરફ ભક્તિ નથી, તેની સર્વ ધર્મક્રિયા અંધની ક્રિયાની માફક કર્મના દોષને લઇને નિષ્ફળ થાય છે. પાણીવડે જેમ મલિન વસ્ત્રની શુદ્ધિ કરાય છે, તેમ રાગાદિ દોષથી મલિન થયેલા મનની શુદ્ધિ શાસ્ત્રવડે કરાય છે. જે મનુષ્યની બુદ્ધિ શાસ્ત્રમાં બહુ જ તીવ્ર, સૂક્ષ્મ બાબતોનો વિષય કરનારી અને શ્રદ્ધાળુ છે, તે બુદ્ધિ ખરેખર મોક્ષરૂપી સ્ત્રીનો મેળાપ કરાવી આપનાર દૂતી સમાન છે. માટે ભવભીરૂ જીવોએ શાસ્ત્ર તરફ ભલી લાગણી રાખવી જેમ દુઃખે પ્રવેશ કરી શકાય તેવી અટવીમાં ભૂલો પડેલો મુસાફર ખાડા પ્રમુખથી

દૂર રહીને-ખાડા, ટેકરા, જાળા, ઝાંખરાને વટાવીને-ઉલ્લંઘીને પોતાના ઇચ્છિત સ્થાને પહોંચવાનો માર્ગ પોતાની મેળે પામી શકતો નથી, તેમ આ ભવરૂપ અટવીમાં ભૂલો પડેલો મનુષ્ય અજ્ઞાનરૂપ ઉન્માર્ગને ઉલ્લંઘીને, શાસ્ત્રજ્ઞાનરૂપ ભોમીયાની મદદ વિના મોક્ષમાં પહોંચી શકાય તેવો માર્ગ પામી શકતો નથી.

ઇતિ આત્મતત્ત્વ પ્રકાશ.

  

# અધ્યાત્મ સારાંશ.

( અધ્યાત્મનો અપૂર્ણ અંશ માત્ર સાર. )

---

**અધ્યાત્મ કોને કહેવાય ?**—આત્માને આશ્રયીને જે શુદ્ધ ક્રિયામાં પ્રવર્તન તેને અધ્યાત્મ કહેવાય છે.

**અધ્યાત્મના અધિકારીઃ**—જેનામાં મોહ મંદ હોય તે અધ્યાત્મના અધિકારી થઈ શકે છે. જ્યાં સુધી મોહનો આવેશ રહેલો હોય. ત્યાં સુધી આત્મવિચાર આવતો નથી. અધ્યાત્મ સંપાદન કરવા માટે પ્રથમ મોહની મંદતા, મોહની મંદતા થવાથી શુદ્ધ ક્રિયામાં પ્રવર્ત્તન થાય છે.

જ્ઞાનચેતના જાગ્યા વિના મન–વચન–કાયામાં મિથ્યા પરિણામ વસે છે અને મન, વચન ને કાયાનું સ્વરૂપ આત્મસ્વરૂપના જ્ઞાનથી જાણી શકાય છે. એ ચોથા ગુણસ્થાનકથી માંડી ચૌદમા ગુણસ્થાનક સુધી અધ્યાત્મ–આત્માની શુદ્ધિ થાય છે, તે 'અધ્યાત્મક્રિયા' જાણવી.

**કેવી ક્રિયા અધ્યાત્મની વિરોધી છે ?**—ભવાભિનન્દીની–સંસારમાં આનંદ માનનારો અથવા તેવી સ્થિતિએ વર્તનારો પુરૂષ, આહારના સાધનને માટે, ઋદ્ધિ વધે તેવા હેતુથી અને ગૌરવ વધે તેવા ઈરાદાથી જે ક્રિયા કરે, તે સર્વ અધ્યાત્મનો નાશ કરનારી છે, અર્થાત્ તેવી ક્રિયા કરનારો અધ્યાત્મને મેળવી શકતો નથી.

**ભવાભિનન્દીનું લક્ષણઃ**—ક્ષુદ્ર–હલકો, લોભ ઉપર પ્રીતિ, મત્સર, ઈર્ષા, બીકણ, શઠ–લુચ્ચો, આવાની ક્રિયાનો આરંભ નિષ્ફળ થાય છે.

**કેવી ક્રિયા અધ્યાત્મગુણની વૃદ્ધિ કરે છે ?**—શાન્ત, ઇન્દ્રિયોનું દમન કરનાર, ત્રણ ગુપ્તિવાળો, મોક્ષનો અર્થી અને વિશ્વ ઉપર પ્રીતિવાળો, પુરૂષ દંભ વગરની જે ક્રિયા કરે છે, તે ક્રિયા અધ્યાત્મગુણની વૃદ્ધિકર્ત્તા થાય છે.

ઉપર કહ્યા તેવા ગુણવાળો પુરૂષ ક્રિયાયોગમાં રહી, ઉત્સાહ ધારણ કરી શુદ્ધ ગુરૂને તત્ત્વ વિષે પ્રશ્ન પૂછે—પ્રશ્ન કરે છે. ત્યાર બાદ તે પુરૂષ તત્ત્વને અંગીકાર કરનારો થાય છે, ત્યારે તે સમ્યગ્-દર્શનને પ્રાપ્ત થવા ભાગ્યશાળી બને છે.

ઉપર જે અનુક્રમે ગુણો દર્શાવ્યા તે ગુણો કર્મની નિર્જરાને કરનારા છે, તેથી એકલાથી પણ—શુદ્ધ ગુરૂનો સંયોગ ન મળે તો પણ એ અધ્યાત્મની વૃદ્ધિ માટે પ્રયત્ન કરવો જોઈએ.

શુદ્ધજ્ઞાન અને શુદ્ધક્રિયા એ બંને અંશો અધ્યાત્મની સાથે રહેલાં છે. તે વિના અધ્યાત્મનો નિર્વાહ થઈ શકતો નથી.

**અધ્યાત્મની પૂર્વ સ્થિતિઃ**—પૂર્વે નિશ્ચય નય અને વ્યવહાર નયનો આરોપ માત્ર ઉપચારથી છે. અર્થાત્ નિશ્ચય નય પાંચમા ગુણસ્થાનકથી આરંભીને આ અધ્યાત્મને માને છે, અને વ્યવહાર નય તો તેથી પૂર્વે પણ ઉપચારથી અધ્યાત્મને માને છે. ખરો પક્ષ તો એ છે કે—શુદ્ધ આશંસાદિક દોષરહિત પ્રત્યાખ્યાનરૂપ અથવા અપ્રત્યાખ્યાનરૂપ ક્રિયાએ કરીને યુક્ત એવું શુદ્ધ જ્ઞાન જ અધ્યાત્મ છે. કેમકે—તે શુદ્ધ જ્ઞાન ક્રિયા આત્માને જ આશ્રયીને પ્રવર્તે છે માટે. અને અશુદ્ધ જ્ઞાન ક્રિયાનો કરનાર જો કદાચ કદાગ્રહ રહિત અને ધર્મપ્રિય હોય, તો તેને અધ્યાત્મ અભ્યાસે પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે અધ્યાત્મની સમીપે આવ્યો છે એમ જાણવું; અન્યથા અધ્યાત્મ હોય નહિ.

ચોથા ગુણસ્થાનકને વિષે શુશ્રષાદિક—દેવ—ગુરૂની સેવા, ધર્મશ્રવણની ઈચ્છા, દાન ઈત્યાદિરૂપ ક્રિયા રહેલી છે, તેથી ચોથા ગુણસ્થાનકે પણ અધ્યાત્મ સિદ્ધ થાય છે. દષ્ટાંત તરીકે જેમ જેને સુવર્ણના આભૂષણો પ્રાપ્ત થયા ન હોય તેવા પુરૂષોને રૂપાના અલંકારો પણ ભૂષણરૂપ છે, તેમ જેને પ્રત્યાખ્યાનની ક્રિયા પ્રાપ્ત ન થઈ હોય તેને શુશ્રૂષાદિક ઉચિત ક્રિયા પણ અધ્યાત્મરૂપ થાય છે.

ચોથા ગુણસ્થાને રહેલાને દર્શનના ભેદથી વિચિત્ર એવી ક્રિયા

હોય છે, તથાપિ તે ક્રિયા સમતા સહિત હોવાથી ધર્મના વિઘ્નોનો નાશ કરે છે.

**અશુદ્ધ એવી ક્રિયા પણ સારા આશયવડે કરવાથી શુદ્ધ થાય છેઃ**— હૃદયની શુદ્ધિ ઉપર ક્રિયાની શુદ્ધિનો આધાર છે. એજ કારણ માટે ધીરબુદ્ધિવાલા પુરૂષો જ્ઞાન, દર્શન અને ચારિત્ર-એવા ત્રણ રત્નમા માર્ગને વિષે પ્રવેશ કરવાને મિથ્યાદૃષ્ટિવાળાને પણ દ્રવ્યસમકિતનો આરોપ કરી ચારિત્ર આપે છે. તેમ નહિ કરવાથી સમ્યક્ માર્ગનો ઉચ્છેદ થઈ જાય છે, જેથી એ વાત એકાન્તે લેવા યોગ્ય નથી. અશુદ્ધનો અનાદર કરે અને બીજા શુદ્ધ યોગનો અભ્યાસ ન કરે, આમ જો કરે તો સમકિતની શુદ્ધિ થતી નથી. નિસર્ગ—સ્વાભાવિક એવા સમકિતને ટાળીને શુદ્ધ કરવું તે પણ અભ્યાસથી જ થઈ શકે છે. શુદ્ધમાર્ગ ઉપર પ્રીતિ અને ગુણીજનને આધીન રહેનારા પુરૂષોના આત્માની શુદ્ધિ હણાતી નથી.

**શુદ્ધિના ત્રણ પ્રકારઃ**—વિષયશુદ્ધિ, આત્મશુદ્ધિ અને અનુબંધશુદ્ધિ.

**૧. વિષયશુદ્ધિઃ**—જે દુઃખથી પોતાના આત્માને મૂકાવવાને ઝંપાપાત વિગેરેથી આત્મઘાત કરે છે તે. તે શુદ્ધિમાં કદી પણ મોક્ષ થતો નથી, કારણ—તેમાં શુદ્ધ આશયનો માત્ર લેશ હોય છે. આ શુદ્ધિ ત્રણમાં સર્વથી ઉતરતી છે.

**૨. આત્મશુદ્ધિઃ**—તે અજ્ઞાનીઓને—સમકિત નહિ પ્રાપ્ત થયેલાઓને થાય છે. તે લોકસંજ્ઞાએ પાંચ યમ ને ત્રણ નિયમને પાળનારા અજ્ઞાનીઓ છે, તેમને આત્મશુદ્ધિ કહેવાય છે. આત્મશુદ્ધિમાં દોષની હાનિ થઇ શકે છે, પણ તે કોઈ જ વાર બને છે.

**૩. અનુબંધશુદ્ધિઃ**—શાન્ત વૃત્તિથી તત્ત્વનું સંવેદન—અનુભવ કરે છે, તેમને આ ત્રીજી શુદ્ધિ હોય છે. આ સર્વોત્તમ છે. તેની અંદર કર્મની અત્યંત નિવૃત્તિ થાય છે, કારણ કે—તે શુદ્ધિમાં ગુરૂતાભાવ અને લઘુતાભાવની વિચારણા રહેલી છે.

**કેવી ક્રિયાથી રત્નત્રયીનું બીજ પ્રગટ થાય ?:**—જિન-ભગવન્તે શુદ્ધિક્રિયા કરવાનો જે વ્યવહાર દર્શાવ્યો છે, તે વ્યવહારનું સેવન કરવાથી રત્નત્રયીબીજ પ્રગટ થાય છે. પણ તે શુદ્ધિક્રિયાનું સેવન સામાન્ય રીતે કરવાનું નથી, દૃઢ આદર અને બહુમાનથી કરવાનું હોય છે.

**અધ્યાત્મની પ્રાપ્તિ માટે પ્રથમ દંભનો ત્યાગઃ—** જેમણે અધ્યાત્મ પ્રાપ્ત કરવું હોય તેમણે પોતાના આચાર-વિચારમાં જરા પણ દંભ રાખવો ન જોઈએ. જેઓ દંભથી આચાર પાળી અધ્યાત્મવિદ્યા મેળવવા ઈચ્છે છે, તેઓને અધ્યાત્મની વૃદ્ધિ થતી નથી. દંભથી વર્તનારા ભગવાનની આજ્ઞાના ઉત્થાપક છે. અનેકાન્તવાદને પ્રવર્ત્તાવનારા શ્રી જિનેશ્વરદેવો કોઈ વાતમાં એકાન્તે આજ્ઞા કરતા નથી, તેમજ કોઇનો પણ સર્વથા નિષેધ પણ કર્યો નથી, પરંતુ કાર્યને વિષે દંભ રહિત થવું એવી જ જિનાજ્ઞા છે. ઉત્તમ મુનિઓએ આત્મોત્કર્ષ–હું સર્વથી ઉત્કૃષ્ટ છું, દંભ અને પરનિંદાનો ત્યાગ કરવો જોઇએ. આત્માર્થી એટલે આત્માની શુદ્ધિને ઇચ્છનારા હોય તેમણે દરેક બાબતમાં દંભનો ત્યાગ કરવો યુક્ત છે. દંભનો ત્યાગ થાય, ત્યારે તે પુરૂષ સંસારસ્વરૂપ ચિંતવવાનો અધિકારી થઈ શકે છે. જેનામાં દંભત્યાગ ન હોય તે ભવસ્વરૂપને ચિંતવી શકતો નથી.

**ભવસ્વરૂપ ચિંતવનઃ**—સાધુપુરૂષોને હૃદયમાંથી સંકલ્પ-વિકલ્પો દૂર થઈ જાય છે, ત્યારે સંસારનું મિથ્યા સ્વરૂપ છે તે સ્ફુરી આવે છે. જ્યાં સુધી સંકલ્પ–વિકલ્પો થયા કરે છે, ત્યાં સુધી હૃદય સ્થિરતા પામતું નથી. હૃદયને સ્થિર કરવાનો ઉપાય સંકલ્પ–વિકલ્પનો ત્યાગ જ છે. સંકલ્પ–વિકલ્પ દૂર કરવાનો ઉપાય તત્ત્વજ્ઞાન છે. તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે હૃદય સ્વતઃ સ્થિર થઈ જાય છે. જ્યારે તત્ત્વજ્ઞાન થવાથી હૃદય–મન સ્થિર થયું, એટલે તેને આ સંસારનું મિથ્યાસ્વરૂપ સ્ફુરી આવે છે. મનુષ્યને જ્યારે તત્ત્વ-જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે આ સંસારના સુખ તરફ અભાવ

ઉત્પન્ન થાય છે અને આત્મિક સુખ તરફ પ્રીતિ ઉત્પન્ન થાય છે. અજ્ઞાનરૂપી વાદળાં દૂર થવાથી આત્મારૂપી ચંદ્રની અંદર સહજ ચિદાનંદ પ્રગટ થાય છે, તે વખતે આ સંસારના પ્રપંચો વિરામ પામી જાય છે. સસારના સ્વરૂપનું ધ્યાન કરવું તે સર્વોત્તમ છે અને તેઓ જ અભયદાનના સ્વરૂપને જાણે છે, અને તેથી તે આ જગતના જીવોને અભયદાન આપવામાં તત્પર થાય છે. (બાકી મોહદયા જાણવી.) જે સંસારનું સ્વરૂપ સમજે છે, તેઓના હૃદયમાં સમતા આવે છે અને સસારના સ્વરૂપના જાણથી વૈરાગ્યનો સંભવ થાય છે. સર્વથા સંકલ્પ-વિકલ્પોનો ત્યાગ સાતમા અપ્રમત્ત ગુણસ્થાને થાય છે ત્યારે મન સ્થિરતાને પામે છે. બાકી અહી ચોથા ગુણસ્થાનકથી તરતમતાની અપેક્ષાએ સમજવું.

**ભવસ્વરૂપના ચિંતવનથી વૈરાગ્યનો સંભવઃ**—આત્માનું હિત વિચારનારા પુરૂષે એક ક્ષણવાર પણ એટલે ચીરકાળ સુધી ચિંતન કરવામાં જે અશક્ત હોય, તેમણે અલ્પકાળ પણ ભવનું સ્વરૂપ-ચારગતિરૂપ સંસારનું-જન્મ, જરા, મરણ, વિપત્તિ વિગેરેનું મનને સ્થિર કરીને સૂક્ષ્મદૃષ્ટિથી વિચારવું. વૈરાગ્ય ઉત્પન્ન થવાના બે કારણ, ૧-સંસારસ્વરૂપનુ જ્ઞાન, ૨-સંસાર તરફ દ્વેષ-સંસાર તરફ નિર્ગુણતાની દૃષ્ટિ. વિષયાસક્ત હૃદયમાં વૈરાગ્ય ટકી શકતો નથી. જે ચિત્તમાં વિષયોનો સંસર્ગ રહ્યો હોય તે ચિત્તમાં કદી પણ વૈરાગ્ય સંક્રમ થતો જ નથી. ચારિત્ર લીધું હોય પણ તેમાં એ વિષયવાસના જાગૃત રહે તો વૈરાગ્યથી ભ્રષ્ટ થવાય છે.

**વૈરાગ્યના બે પ્રકારઃ**—**૧. આબાધ વૈરાગ્ય**-તે કોઈના મરણ વિગેરેના પ્રસંગને લઈને જે વૈરાગ્ય ઉત્પન્ન થાય તે. આ વૈરાગ્ય લાંબો કાળ ટકી શકતો નથી. **૨. નિરાબાધ વૈરાગ્ય**-આ વૈરાગ્ય ચીરકાળ ટકી શકે છે ચોથા ગુણસ્થાનકને વિષે સમકિતવંત જ્ઞાતાપુરૂષો સસારની નિર્ગુણતા નિશ્ચે જૂએ છે, જેથી ત્યાં પણ વૈરાગ્ય હોય છે. ત્યાં પોતાના આત્મિક સ્વભાવની રમણુતાએ કુસંગપણાને હણે છે. વિષયોનો બંધ અજ્ઞાનીને છે, જ્ઞાનીને

નથી, કારણ કે-જ્ઞાનીઓ ભોગનિક કર્મને લઈને વિષયો ભોગવતાં હોય છે. તેમને અનાસક્તિને લઇને વિષયો બંધકર્ત્તા નથી. એ ઉપરથી નક્કી થાય છે કે-વિષયો બંધ જ કરે છે એવો નિયમ નથી. વિષયોનો બંધ પુરૂષ વિશેષને લઇને થાય છે. જો પુરૂષ જ્ઞાની હોય તો તેને વિષયો બંધકર્ત્તા નથી અને અજ્ઞાની હોય તો તેને બંધકર્ત્તા છે. કોઇ પ્રાણી વિષયોને દ્રવ્યથી સેવે છે પણ ભાવથી સેવતો નથી. તેઓમાં જે જ્ઞાની છે તે વિષયોને દ્રવ્યથી સેવે છે પણ ભાવથી સેવતો નથી. તે જ્ઞાની કર્મમય બનતો જ નથી, એવા જ્ઞાનીના વૈરાગ્યનો નાશ થતો નથી. જે ભાવથી સેવે છે તેજ કર્મમય બને છે.

**વૈરાગ્યદિશાનો રાજમાર્ગ:**—વિષયો શાન્ત થયા પછી પોતાની ઈન્દ્રિયોને હંમેશાં વિષયોથી વિમુખ રાખવી. જ્યારે શાન્તવૃત્તિ થાય એટલે ઇન્દ્રિયોનું દમન કરવાથી ઈન્દ્રિયો વિષયમાંથી વિમુખ થઈ જાય, ત્યારે તેને વૈરાગ્યભાવનાવડે પરિપુષ્ટ બનાવવાનો યત્ન કરવો. એટલે એક તરફ સતત્પણે ઈન્દ્રિયો ઉપર અંકુશ રાખવો અને ઉપરથી વૈરાગ્ય ભાવનાનો પટ બેસારવો. આથી વૈરાગ્ય-પ્રાપ્તિનો રાજમાર્ગ ખૂલ્લો થાય છે. બલાત્કારે પ્રેરેલી ઇન્દ્રિયો કદી વશ થતી નથી, પરંતુ ઉલ્ટી અનર્થને કરનારી થાય છે. જે પુરૂષ ધર્મનો આડંબર રાખે છે તે અવશ્ય નરકમાં પડે છે. પોતાના હૃદયમાં દુર્ધ્યાન થયા કરે છે. એવા ધાર્મિકાભાસ પુરૂષો નરક પ્રતિ જવાવાળા થાય છે.

**કેવો પુરૂષ ઇન્દ્રિયોને ઠગનારો થઇ શકે ?**—જેના હૃદયમાં શુદ્ધભાવ છે, એટલે શુદ્ધભાવના ભાવનારો છે, તેમજ સ્વ-પર વસ્તુનો વિવેક ધરનારો છે-જે આત્મિક વસ્તુ તે સ્વ-વસ્તુ છે અને પૌદ્ગલિક વસ્તુ છે તે પર વસ્તુ છે, એવું જે સમજે છે, તે પુરૂષ ઇંદ્રિયોને છેતરવામાં સમર્થ થઈ શકે છે.

**કેવો વૈરાગ્ય અદ્ભૂત છે ?**—આ સંસારમાં મનુષ્યને માટે બે પ્રવૃત્તિઓ છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ. જે જ્ઞાની છે તે

ઉભયવૃત્તિમાં સમાનભાવે વર્તે છે. તે પ્રવૃત્તિ કરે તો પણ સંકલ્પ-વિકલ્પ કરતો નથી, તેમ તેને શ્રમ લાગતો નથી, અને નિવૃત્તિમાં રહે તો પણ સંકલ્પ-વિકલ્પ કરતો નથી. આ પ્રમાણે રહેનારને વૈરાગ્યભાવના થયા વગર રહેતી નથી. એ વૈરાગ્ય અદ્ભૂત ગણાય છે. જે જ્ઞાની અને યોગી છે તે કદાચ લોકવ્યવહારમાં વર્તતો હોય, તો પણ તેને પ્રવૃત્તિઓ બાધાકારક થતી નથી. આ સંસારની પ્રવૃત્તિઓ કર્મની પ્રેરણા પ્રમાણે વર્તે છે, એટલે જેવું કર્મ તેવી પ્રવૃત્તિ થાય છે. દૃષ્ટાંત તરીકે-જેમ યંત્રમાં ગોઠવેલી કાષ્ઠની પુતળીઓ તે યંત્ર ચલાવનારની મરજી પ્રમાણે નૃત્ય કરે છે તેમ. આ પ્રમાણે પ્રવૃત્તિના સ્વરૂપને જાણનારા જ્ઞાનીપુરૂષને તે પ્રવૃત્તિઓ કાંઈપણ કરી શકતી નથી. જ્ઞાની અને યોગી એ બે વિશેષણો હેતુ-પૂર્વક આપવામાં આવેલા છે. કદિ માત્ર જ્ઞાનવાન્ હોય, પણ જો તેનામાં યોગવિદ્યાની શક્તિ ન હોય તો તે મનોવૃત્તિ રૂંધી શકતો નથી. જ્ઞાનનું ફળ ઉદાસીનતા છે. એ જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે ઉદાસીનતાભાવ વર્તે છે, તેથી તે સુખ-દુઃખ વિગેરે સર્વ બાબતમાં મધ્યસ્થભાવે રહે છે. એવું જ્ઞાન પરિપાક અવસ્થાને થાય છે. એટલે ચોથા ગુણસ્થાનકે જે 'અવિરતિ સમ્યક્દૃષ્ટિ' ના નામથી ઓળખાય છે, તેની અંદર તે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. તેથી સર્વથા ઉદાસીનતાને આપનાર જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.

**વૈરાગ્યના ત્રણ પ્રકારઃ—**દુઃખગર્ભિત, મોહગર્ભિત અને જ્ઞાનગર્ભિત.

૧. **દુઃખગર્ભિત વૈરાગ્યઃ—**તેમાં વિષયોની પ્રાપ્તિ ન થવાથી સંસાર તરફ ઉદ્વેગ રહે છે. આ વૈરાગ્ય ઉત્તમ ભાવનાવડે અચળ કરવા યોગ્ય છે. એ અસ્થિર હોવાથી અગ્રાહ્ય કહ્યો છે. આ વૈરાગ્યવાળા પુરૂષો સંસારિક લાભો મેળવવાને માટે કાંઇ શુષ્ક તર્ક-વિદ્યા કે વૈદક વિગેરે ભણે છે, પરંતુ સમતા મેળવી શકાય એવી સિદ્ધાંતની પદ્ધતિને ભણતાં નથી, અને વાદવિવાદથી બીજાનો પરાભવ કરી જગતમાં કીર્તિ મેળવવાની તેમની ઇચ્છા હોય છે આ

વૈરાગ્યને પામેલા તેઓ દરેક ગ્રન્થનું ખંડખંડ પાંડિત્ય મેળવી ગર્વની ગરમીને ધારણ કરે છે, તેથી તેઓ તત્ત્વના રહસ્યને પામી શકતા નથી.

૨. **મોહગર્ભિત વૈરાગ્ય:**—મિથ્યાત્વ તરફ જે મોહ રાખીને વૈરાગ્ય ધારણ કરવો, તેને 'મોહગર્ભિત વૈરાગ્ય' કહેવાય છે. આ વૈરાગ્યવાળો શાસ્ત્રીય વાદવિવાદમાં વિશેષ તત્પર બને છે, અને મિથ્યાત્વ તરફ દુરાગ્રહી થાય છે. તેવો વૈરાગ્ય બાલ-અજ્ઞાન તપસ્વીઓને હોય છે, પણ ઉત્તમ પુરૂષોનો હોતો નથી, કારણ કે-ઉત્તમ પુરૂષો યથાર્થવાદી હોવાથી સર્વદા મિથ્યાત્વથી દૂર રહે છે. સિદ્ધાંત જાણવા છતાં વિરૂદ્ધ અર્થ કહેનારાઓનું ઈષ્ટ થવું દુષ્કર છે. મોહગર્ભિત વૈરાગ્યવાળા સિદ્ધાન્તને જાણતાં હોય, તો પણ તેઓ વિરૂદ્ધ એવા અર્થને કહેનારા હોય છે, તેથી તેમનું ઈષ્ટ ઘણું જ દુષ્કર છે. આ વૈરાગ્યવાળાને પરમાર્થથી પણ શુદ્ધ પરિણામ હોતો નથી. તેઓ પરમાર્થ કરતા હોય તો પણ તેમને પાપ જ લાગે છે. તેમજ તેવા પુરૂષોને જ્ઞાન ઉપર રૂચિ હોતી નથી. જો તેમને જ્ઞાન ઉપર રૂચિ હોય તો તેઓને મોહગર્ભિત વૈરાગ્ય થાય જ નહિ. આ વૈરાગ્યવાળાને ઉપરથી સમતા દેખાય, પણ અંદરથી તેના દોષની વૃદ્ધિ થાય છે, કારણ કે-તેમને મિથ્યાત્વનો દોષ છે. આ વૈરાગ્યના લક્ષણો-કુશાસ્ત્રના અર્થમાં ડહાપણ, ઉત્તમ સિદ્ધાન્તના અર્થનો વિપર્યય-કુતર્ક, ગુણવાન પુરૂષનો અપરિચય, પોતાનો ઉત્કર્ષ કરવો, બીજાનો દ્રોહ કરવો, કજીયો, દંભથી જીવવું, પાપને ઢાંકવું, શકિત ઉપરાંત ક્રિયા કરવાનો આદર રાખવો, ગુણ ઉપર અનુરાગ ન કરવો, તીવ્ર કર્મનો વિચાર ન કરવો અને શુભ અધ્યવસાયથી રહિત, આ એના લક્ષણો સમજવાં.

**બીજા મોહગર્ભિત વૈરાગ્યનાં લક્ષણો:**—બીજા મોહગર્ભિત વૈરાગ્યવાળા પુરૂષને શ્રદ્ધા હોય છે, કોમળતા હોય છે, ઉદ્ધતપણું હોય છે અને સારાસારનો વિવેક હોતો નથી.

**જ્ઞાનગર્ભિત વૈરાગ્ય:**—આ વૈરાગ્ય સર્વોત્તમ માનેલો છે.

સમ્યક્ત્વને ઓળખવાથી, સ્યાદ્‌વાદમતને માનવાથી, મોક્ષના ઉપાયને ચિંતવવાથી અને તત્ત્વદર્શન થવાથી–આ ચાર પ્રકારે ઉત્પન્ન થયેલા જ્ઞાનથી એવો ઉત્તમ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે, કે જેથી તે મનુષ્ય પોતાનું આત્મસાધન સારી રીતે કરી શકે છે. ઉત્તમ પ્રકારના વિચારો કરવા અને સ્વ–સિદ્ધાન્ત અને પર–સિદ્ધાન્તમાં બુદ્ધિને જોડવી જેથી આ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. જ્યારે નિશ્ચયથી કરેલી શુદ્ધક્રિયા આચરવામાં આવે છે ત્યારે જ શુદ્ધજ્ઞાન પ્રાપ્ત થાય છે. શુદ્ધક્રિયાનો નિશ્ચિત્ સાર ક્યારે મેળવાય છે કે–જ્યારે સ્વ અને પર સિદ્ધાન્તનું અવલોકન થયું હોય ત્યારે. એથી શુદ્ધક્રિયા કઈ કહેવાય તેનો નિશ્ચય કરી શકાય છે.

જે સમ્યક્ત્વ છે તે મૌન ચારિત્ર કહેવાય છે અને જે ચારિત્ર છે તે મૌન સમ્યક્ત્વ કહેવાય છે, જેથી સમ્યક્ત્વ જ સારભૂત છે. જ્ઞાનનું ફળ અનાશ્રવ છે. જ્યારે આશ્રવનો ત્યાગ થયો કે પછી તે વિષયો ભોગવવાનો ઉદ્યોગ છોડી દે છે. પછી જ્યારે વિષયોનો તદ્દન ત્યાગ કરવાનો એક નિશ્ચય થાય છે, ત્યારે તેનામાં શુદ્ધ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું છે એમ સમજવું. તે સમ્યક્ત્વ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ઉત્પન્ન કરે છે. ચારિત્ર બે પ્રકારનું થઈ શકે છે. એક વ્યવહારિક અને બીજું આંતરિક. જેમાં બાહેરથી દ્રવ્ય, કાંચન, કામિની વિગેરેનો ત્યાગ કરવામાં આવે, તે 'વ્યવહારિક ચારિત્ર' કહેવાય છે. તેની અંદર માત્ર બાહેરથી જ પ્રવૃત્તિ જેવામાં આવે છે. બીજા 'આંતરિક ચારિત્ર'માં અંદરની પ્રવૃત્તિ હોય છે એટલે સમ્યક્ત્વ સહિત જ્ઞાનની પ્રવૃત્તિ હોય છે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પણ એ આંતરિક ચારિત્રમાં રહેલો છે.

**શુદ્ધ નયની અપેક્ષાએ વર્તવાનું કથનઃ**—સર્વ નયની વાસના વિના છકાય જીવની રક્ષા કરવાની શ્રદ્ધા રાખતા છતાં પણ સમ્યક્ત્વની શુદ્ધતા કહેવાતી નથી વળી સંપૂર્ણ નયના અપેક્ષા રાખે પરન્તુ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયનો લાભ ન લે, તો પણ

સમ્યક્ત્વના યથાર્થપણાનો લાભ ન જ થાય. તેને માટે શુદ્ધ નયની અપેક્ષાએ વર્તવું જોઈએ.

વચનના અને અર્થના ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના જેટલા પર્યાય છે તે એક જ દ્રવ્ય છે એમ સમજવું, કારણ કે-વચન અને અર્થના સર્વ પર્યાયો વસ્તુતાએ એક જ દ્રવ્યમાં ગણાય છે. સર્વ પદાર્થ સ્વ-પર પર્યાયથી વ્યાપ્ત છે તેમાં સ્વપણું તે સહજ ગુણથી અને પરપણું છે તે ભિન્ન ગુણથી રહેલ છે.

**સંપૂર્ણ અર્થનો નિશ્ચય કોને થાય ?**—જેને સ્યાદ્વાદ મતના આગમની દૃઢ શ્રદ્ધા હોય અને સમ્યક્ત્વ પ્રાપ્ત થયેલ હોય, તો તે પુરૂષને ઉત્સર્ગ, અપવાદ, નિશ્ચય અને વ્યવહાર નયના સંપૂર્ણ અર્થનો નિશ્ચય થાય છે. જે બુદ્ધિમાન્ પુરૂષ જો શાસ્ત્રના અર્થને વિચારે અને મનન કરે, તો તેને સર્વવ્યાપક જ્ઞાન પ્રવર્તે છે. અહીં કોઈને શંકા થાય કે-જ્યારે બુદ્ધિવાનને સર્વવ્યાપક જ્ઞાન પ્રવર્તે, તો પછી તે કાર્ય-વ્યવહાર શા માટે ન કરે ? તેનું સમાધાન એ છે કે-જે કાર્યાદિ વ્યવહાર છે તે ચિત્રની રેખા જેવો છે. જેમ ચિત્રની સુંદરતા વધારવાને તે પર રેખા કરવામાં આવે છે, તેના જેવો વ્યવહાર નય છે. અને તે સર્વ રૂપને સમાન-સરખું કરવું તે નિશ્ચય નય છે. જે એકાન્તે નય માનનારા છે તે પાપી જૈનાભાસ છે. એકાન્તે નય માને તે કદિ વિરક્ત હોય, ત્યાગી થયેલો હોય, તો પણ દુરાગ્રહી છે. જ્યારે વિરક્ત છતાં કુગ્રહી બને છે, તો પછી બીજા નામધારીની શી વાત કરવી ? એકાન્ત નય માનનાર જૈનાભાસ છે, એટલું જ નહિ પણ તે પાપ કરનાર છે, એમ શ્રી યશોવિ ઉ૦ જણાવે છે.

**જ્ઞાનગર્ભિત વૈરાગ્યપણું કેવાને હોય ?**—ઉત્સર્ગમાર્ગમાં, અપવાદમાર્ગમાં, વ્યવહારમાર્ગમાં, નિશ્ચયમાર્ગમાં, જ્ઞાન નયમાં અને ક્રિયા નયમાં જો એ કદાગ્રહ ન હોય તો જ્ઞાનગર્ભિતા સમજવી. અને જો તે બધામાં કદાગ્રહ હોય તો તેનામાં જ્ઞાનગર્ભિત વૈરાગ્ય-

પણું ઉત્પન્ન થતું નથી. પોતાના સિદ્ધાન્તનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી અજ્ઞાનતામાં ન રહે તો આ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. સાત નય પોતપોતાના અર્થ સિદ્ધ કરવામાં સત્ય છે અને બીજાના અર્થને તોડવામાં નિષ્ફળ છે. એવા સર્વે નયોને ઘટાવવામાં તટસ્થપણું પ્રાપ્ત ન થયું, તો તેને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થતો નથી.

**બીજા કેવાને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત ન થાય:—** જે સિદ્ધાંતના કેટલાએક અર્થ આજ્ઞાથી ગ્રાહ્ય છે અને કેટલાએક અર્થ યુક્તિથી ગ્રાહ્ય છે, તેમાં જે આજ્ઞાવડે ગ્રાહ્ય છે તે આજ્ઞાએ ગ્રહે નહિ અને યુક્તિથી ગ્રાહ્ય છે, તેને યુક્તિવડે ગ્રહે નહિ. એટલે જે જેને જ્યાં ઘટે તેવી યોજના કરે નહિ, તેનામાં જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થતો નથી, તેથી જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ગીતાર્થને જ પ્રાપ્ત થાય છે. ઉપચારથી તેની નિશ્રાએ કરીને અગીતાર્થને પણ હોય છે. ગીતાર્થ થવું ઘણું જ મુશ્કેલ છે. તેથી ગીતાર્થ પુરૂષો ક્વચિત્ જોવામાં આવે છે.

**ત્રીજા જ્ઞાનગર્ભિત વૈરાગ્યના લક્ષણો:—** જેનામાં જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોય તે પુરૂષોની સૂક્ષ્મ દૃષ્ટિ હોય છે, તે મધ્યસ્થ ભાવે વર્તે છે, સર્વત્ર હિતનું ચિંતવન કરે છે. તે પુરૂષને ક્રિયા ઉપર મહાન્ આદર હોય છે અને તે લોકોને ધર્મમાં જોડે છે. બીજાના વૃત્તાંતને કહેવામાં મુંગા જેવો રહે છે, જોવામાં આંધળા જેવો અને સાંભળવામાં બહેરાની જેમ વર્તે છે, અર્થાત્ કોઇની નિન્દા-પ્રશંસા કરતો નથી, સારી-નરસી ચેષ્ટા જોતો નથી અને સાંભળતો નથી જેમ નિર્ધન માણસ દ્રવ્ય મેળવવામાં ઉત્સાહી રહે છે, તેમ તે પોતાના આત્માના ગુણો મેળવવા ઉત્સાહ રાખે છે. જે પુરૂષ કામવિકારને સેવનારો, મદ કરનારો, ઇર્ષ્યા કરનારો અને સમતાથી રહિત છે, તેને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય હોતો નથી.

**મમતાનો ત્યાગ કરવાથી વૈરાગ્યમાં સ્થિરપણું:—** અહંતા ને મમતા "હું પોતે અને આ મારૂં" એવો ભ્રમ ઉત્પન્ન થાય છે, જ્યારે તેમની વચ્ચેનો ભેદ જાણવામાં આવે છે, ત્યારે

અહંતા ને મમતાનો ભ્રમ નાશ પામી જાય છે. જેમ સર્પમાં દોરાની ભ્રાન્તિ થાય છે, તેમ અહંતા-મમતા તે ભ્રમને લઈને છે, પણ જ્યારે યથાર્થ વસ્તુનું જ્ઞાન થાય છે ત્યારે તે ભ્રમ-ભ્રાન્તિ દૂર થઈ જાય છે. ભ્રાન્તિ દૂર થતાં વૈરાગ્યમાં સ્થિરપણું થાય છે.

દરેક વસ્તુ જોતાં પ્રથમ "તે શું છે" એ વિચાર કરવો. એ વિચાર કરવાથી હૃદયને ખાત્રી થશે કે-આત્મતત્ત્વ સિવાય બાકીની સર્વ વસ્તુ પુદ્ગલમય છે. સર્વ પુદ્ગલો ક્ષણિક-નાશવંત છે. આવો નિશ્ચય થવાથી તે પરની મમતાનો નાશ થઈ જાય છે.

પ્રત્યેક આત્માઓ ભિન્ન છે, પુદ્ગલો પણ ભિન્ન છે અને બધો સંસર્ગ શૂન્ય છે. આ પ્રમાણે જે જૂએ છે તેજ ખરી રીતે જૂએ છે.

જે પુરૂષ વસ્તુના યથાર્થ સ્વરૂપને જાણે છે તેની મમત્વબુદ્ધિ દબાઇ જાય છે, એટલે તેને આ સંસારના સર્વ પદાર્થો ભ્રાન્તિવાળા લાગે છે, તેથી તે કોઈ પણ સાંસારિક પદાર્થ ઉપર મમતાને ધારણ કરતો નથી.

જેણે યોગને ધારણ કર્યો નથી, મમતા હણી નથી, સમતાનો આદર કર્યો નથી અને તત્ત્વ જાણવાની ઈચ્છા કરી નથી, તે પુરૂષનો જન્મ નિરર્થક ગયેલ છે. અર્થાત્ મનુષ્યજન્મની સાર્થકતા કરવી હોય તો યોગ ધારણ કરવો, મમતાને હણી નાંખવી, સમતાનો આદર કરવો અને તત્ત્વ જાણવાની ઈચ્છા રાખવી.

જિજ્ઞાસા અને વિવેક એ બંને મમતાનો નાશ કરનારા છે, જેથી અધ્યાત્મની સાથે વૈર કરનારી એ મમતાનો તે બંનેથી નિગ્રહ કરવો. જે પુરૂષ જિજ્ઞાસુ છે અને વિવેકી છે, તે પુરૂષ મમતાનો નાશ કરવા સમર્થ થઇ શકે છે. કારણ કે-કોઈ પણ પદાર્થને જાણવાની ઈચ્છા ઉત્પન્ન થાય, તો તે પદાર્થનું સ્વરૂપ જાણવામાં આવતાં તત્કાળ તે ઉપરથી મમતા છૂટી જાય છે. કદિ જાણવાની ઇચ્છા હોય, પણ જો હેય-ઉપાદેયનો વિવેક ન હોય તો જરા મમતા બંધાય છે. પરંતુ જો વિવેક હોય તો તદ્દન મમતા

બંધાતી નથી. તેથી જિજ્ઞાસા અને વિવેક મમતાનો નાશ કરે છે. મમતાના યોગથી અધ્યાત્મની હાની થાય છે.

**મમતાના ત્યાગથી સમતા:**—જેમ સ્ફટિક મણિ ઉપાધિ રહિત થતાં તેની નિર્મળતાનો ગુણ પોતાની મેળે વિસ્તરે છે, તેમ મમતાનો ત્યાગ થતાં સમતાનો સ્વાભાવિક ગુણ પ્રકાશિત થાય છે.

આ જગત્માં "આ પ્રિય અને આ અપ્રિય છે" એવી જે કલ્પના છે, તે વ્યવહાર નયની અપેક્ષાએ છે. પરંતુ નિશ્ચય નયથી જોતાં તો કોઈ વસ્તુ ઈષ્ટ કે અનિષ્ટ છે જ નહિ. વ્યવહાર-કલ્પનાને લઈને જે પદાર્થ ઉપર દ્વેષ હોય, તેજ પદાર્થ ઉપર રાગ થઈ જાય છે, એટલે જેનો દ્વેષી હોય તે તેનો રાગી થાય છે. નિશ્ચય નયની અપેક્ષાએ તો કોઈ વસ્તુ ઇષ્ટ કે અનિષ્ટ હોતી નથી. તેથી સમતા રાખવી યોગ્ય છે.

જે વિષય પોતાના અભિપ્રાય પ્રમાણે પ્રિય લાગતો હોય, તે બીજાને તેની બુદ્ધિ પ્રમાણે અપ્રિય લાગે છે. એટલે પ્રિય અને અપ્રિય લાગવાનો આધાર પોતાની બુદ્ધિ ઉપર છે. તેથી સમતા ગુણની આવશ્યકતા છે.

આ જગત્માં પ્રિય-અપ્રિય કે રાગ-દ્વેષ એ મનની કલ્પનાથી જ છે. વસ્તુતાએ એ સત્ય નથી. જ્યારે મનના વિકલ્પો વિરામ પામી જાય, ત્યારે પ્રિય-અપ્રિયનો તદ્દન ક્ષય થઈ જાય છે. કહેવાનો આશય એવો છે કે-વિકલ્પનો નાશ કરનારી સમતા પ્રાપ્ત કરવી જોઈએ.

"આ પ્રયોજનની સિદ્ધિ મારે આધીન છે" એટલે જો હું હૃદયથી ધારણા કરીશ, તો એ પ્રયોજનની સિદ્ધિ અવશ્ય થવાની. જ્યારે હૃદયમાં આવો આભાસ થાય, ત્યારે તેના હૃદયના સંકલ્પો કે જે બાહેરના પદાર્થો માટે વારંવાર ઉઠતાં હોય છે, તે પોતાની મેળેજ વિરામ પામી જશે. સંકલ્પઉત્થાન વિરામ પામ્યા પછી સમતાનો પ્રકાશ સ્વયમેવ આવિર્ભાવને પામે છે.

જ્યારે માણસને મોહનો ભ્રમ દૂર થઈ જાય છે ત્યારે તેને પોતાનો સ્વભાવ પ્રાપ્ત થાય છે, એટલે પોતાના શુદ્ધ સ્વરૂપનું ભાન થાય છે. તે થતાં તેને પછી રાગ-દ્વેષ રહેતાં નથી. જ્યારે રાગ-દ્વેષનો અભાવ થયો, તો પછી અનાહત (ન હણાય તેવી) સમતા ઉપસ્થિત થાય છે.

આ જગત્‌ની અંદર જેટલા જીવો છે તે બધાની અંદર દ્વિવિધપણું રાગ-દ્વેષ-પ્રિય-અપ્રિય વિગેરે જે દ્વિવિધ ભાવો દેખાય છે. તે કર્મોને લઈને દેખાય છે. અર્થાત્ વ્યવહાર નયની અપેક્ષાએ દેખાય છે. જો શુદ્ધ નયની સ્થિતિએ જોવામાં આવે તો દેખાતું નથી. સમતાને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ આ જગત્‌ના જીવોની અંદર રહેલ કર્મના દ્વિવિધ ભાવને શુદ્ધ નયની રીતિથી અવલોકવો, કે જેથી તેનામાં અનાહત-કદી ન હણાય તેવી સમતા ઉત્પન્ન થશે.

જ્યારે પોતાના આત્માના ગુણોનો વિચાર કરવામાં આવે અને એક શુદ્ધ અધ્યવસાય રાખવામાં આવે, ત્યારે મન આત્માને વિષેજ વિરામ પામે છે. જ્યારે મન આત્માને વિષે વિરામ પામ્યું, ત્યારે તેનામાં અપૂર્વ સમતા સ્વતઃ પ્રગટ થાય છે. તેથી ભવી આત્માએ આત્મગુણોનું આત્મસાક્ષીએ મનન કરી શુદ્ધ અધ્યવસાય રાખવો, કે જેથી આત્મારામ બની સમતા ગુણને પ્રાપ્ત કરી શકાય.

સમતા જ્યારે પરિપક્વ અવસ્થાને પ્રાપ્ત થાય છે, એટલે શબ્દ, રૂપ રસ, ગંધરૂપ વિષયો રૂચિકર લાગતાં નથી. જેથી, સમતામાં વાંસલો અને ચંદનમાં સમાન ભાવ પ્રાપ્ત થાય છે.

પોતાના આત્માની સિદ્ધિના સ્વાર્થને માટે તૈયાર કરેલી જે સમતા, તે તેમની પાસે રહેલા નિત્ય વૈરવાળા પ્રાણીઓના વૈરનો પણ નાશ કરે છે.

જો હૃદયમાં સમતાનો ગુણ પ્રગટ ન થયો હોય, તો પછી તપ, યમ અને નિયમો સેવવા શા કામના છે? અર્થાત્ એ સર્વ નકામાં છે.

સ્વર્ગનું સુખ દૂર છે અને મોક્ષનું સુખ તો તેનાથી પણ અતિશય દૂર છે, પણ જે સમતાનું સુખ છે તે મનની નજીક સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. એટલે કે-જો સમતા હોય તો સ્વર્ગ તથા મોક્ષના સુખને માટે દરકાર કરવી નહિ. એ સુખ તો મનની સમીપ જ રહેલું હોય છે.

જ્યાં સમતા હોય ત્યાં દૃષ્ટિમાં કામવિકાર રહેતો નથી, ક્રોધ આવતો નથી અને ઉદ્ધતપણું હોતું નથી. સમતાધારી મહાત્મા દૃષ્ટિવિકાર રહિત, અક્રોધી અને અનુદ્ધત હોય છે.

જેમ દાવાનળથી સળગેલા વનની અંદર મેઘવૃષ્ટિ સુખદાયક થાય છે, તેમ જરા–મરણરૂપ દાવાનળથી સળગેલા આ સંસારરૂપ વનમાં સમતા એક અમૃતના મેઘની વૃષ્ટિ સમાન સુખદાયક છે.

ભરત મહારાજા વિગેરે એક સમતાનોજ આશ્રય કરીને સુખી થયા હતા. તેમને કાંઈ પણ કષ્ટકારી અનુષ્ઠાન કરવું પડ્યું નહોતું.

જેમ દીપિકાથી અંધકાર દૂર થઈ માર્ગે ચલાય છે, તેમ સમતાથી અજ્ઞાન–અંધકાર દૂર થઈ મોક્ષમાર્ગે જવાય છે. આત્માના સર્વ ગુણો સમતાની અંદર રહેલા છે.

જેઓ મોહાંધ બનેલા છે તે પોતાના આત્મસ્વરૂપને જોઈ શકતા નથી. તેમના દોષનો નાશ કરવામાં દીવ્ય સમતા અંજન–શલાકારૂપ છે. કહેવાનો આશય એ છે કે–જો માણસ સમતાને પ્રાપ્ત કરે તો મોહ રહેતો નથી અને પોતાના આત્મસ્વરૂપને જોઈ શકે છે

ક્ષણવાર ચિત્તને વશ કરી જો સમતા સેવવામાં આવે, તો તેને ત્યારે એવું સુખ પ્રાપ્ત થાય છે કે–જે મુખે કહી શકાય તેવું નથી.

જેમ કુમારી સ્ત્રી પતિના ભોગસુખને જાણતી નથી, તેમ લોકો અનુભવ કર્યા સિવાય યોગીયોના સમતાના સુખને જાણતાં નથી, તેથી સમતાનું સુખ અવચર્નિય છે.

જ્યારે સમતાનો મહાન્ ગુણ પ્રાપ્ત થાય છે, ત્યારે તે સમતાધારી આત્માને કોઈ નમે કે ન નમે, કોઈ સ્તવે કે ન સ્તવે તેને માટે કાંઈ ઇચ્છા રહેતી નથી. તે લોકોના માનની દરકાર રાખતો નથી.

જેમ સૂર્યની કાન્તિ અંધકારને ક્ષીણ કરે છે, તેમ જો માણસ સમતા ગુણને સંપાદન કરે, તો કોટી જન્મોના કર્મો ક્ષણવારમાં ક્ષીણ થઈ જાય છે.

જેમ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોની પ્રાપ્તિથી ભાવ જૈનપણું પ્રાપ્ત થાય છે, તેમ અન્ય લિંગ વિગેરે સિદ્ધોનો આધાર સમતા જ છે.

જો નય પ્રમાણે વર્તી સમતા ધારણ કરે તો, જ્ઞાનનું ફળ સમતા પ્રાપ્ત થાય છે અને નય માર્ગને છોડી દુરાગ્રહ કરે, તો સમતા નાશ પામી જાય છે. જેમ અગ્નિથી ચંદન ભસ્મ થઈ જાય છે તેમ. તેથી નયનુસારે સમતા ધારણ કરવી યોગ્ય છે.

સમતા ચારિત્રધારી પુરૂષના પ્રાણ છે. જો એ સમતારૂપ પ્રાણ ચાલ્યા ગયા તો પછી ચારિત્રનું મરણ થઈ જાય છે. સમતા પ્રાપ્ત કર્યા સિવાય બીજી દોડાદોડી કરવી નકામી છે. ચારિત્રનું જીવન સમતામાં જ રહેલું છે.

તપ, જપ, ધ્યાન વિગેરે જે કાંઈ કષ્ટકારી અનુષ્ઠાન કરવામાં આવે છે, તે જો એક સમતાનો ત્યાગ કરી કરવામાં આવે, તો ખારી જમીનમાં વાવેલા બીજની જેમ નિષ્ફળ થાય છે. તેથી સર્વ ધાર્મિક ક્રિયામાં સમતા રાખવી જોઇએ. તે ન હોય તો સર્વ શ્રમ વૃથા છે.

મુક્તિનો ખરો ઉપાય એક સમતા જ છે. તે સિવાયની જે જે ક્રિયાઓ છે તે તો અધિકારી પુરૂષના ભેદવડે સમતાની જ પ્રસિદ્ધિ કરવા માટે છે. જો સમતાનો અભાવ હોય તો ગૃહસ્થ કે મુનિ ગમે તેટલી ક્રિયા કરે તો પણ નિષ્ફળ છે.

જેમ કોઇ આંગલીવડે માર્ગ બતાવે, પણ તે કાંઇ સાથે આવે નહિ, તેમ શાસ્ત્રો સમતાના માર્ગને બતાવે છે. પછી સમતા રાખવી એ માણસના પોતાના હાથમાં છે. તેથી જો શાસ્ત્ર ભણી અથવા સાંભળી પોતાના અનુભવમાં લાવે, તો તે અનુભવના સામર્થ્યથી તે સમતાધારી પુરૂષ આ ભવાટવીના પારને પામી જાય છે.

સમતા રાખવાથી ગૂઢ આત્મતત્ત્વનું ભાન થાય છે. જ્યારે આત્મતત્ત્વનું ભાન થાય છે ત્યારે અનુભવ પ્રગટ થાય છે. તે અનુભવનો ઉપયોગ સમતામાં જ કરવો, કે જેથી પરથી પર એવા આત્મતત્ત્વના સંપૂર્ણતાની પ્રાપ્તિ થાય છે. પછી મનુષ્ય આ સંસારને સહેલાઇથી તરી શિવમાર્ગનો સાથી બને છે.

[ આ પ્રમાણે 'સમતા' એ બહુ જ ઉંચી સ્થિતિ છે, જે મોક્ષમાર્ગનો પ્રધાન હેતુ હોઇ એજ જગતમાં સારભૂત પ્રાપ્તવ્ય છે. ]

## ઇતિ અધ્યાત્મ સારાંશ.

  

# આત્માનું શાસન.

[ આમાં આત્મિક બોધ ઘણો જ ઉત્તમ પ્રકારે અપાયેલો છે, જેનો અહીં માત્ર ટુંક સાર આપવામાં આવ્યો છે. આત્માર્થી જીવો સમ્યક્ વિચારણાપૂર્વક વાંચશે, તો એમાંથી ઘણો બોધ મેળવી શકશે. તાત્ત્વિક જ્ઞાનવંત જીવોને આ વિષય ઘણો રસપ્રદ થવાનો સંભવ છે. ]

**જડ અને ચૈતન્યની ભેદબુદ્ધિ વિનાનું જ્ઞાન એ અજ્ઞાન.**

શરીર અને જીવ એ બંનેમાં જ્યાં સુધી ભેદબુદ્ધિ થઈને શરીરથી ભિન્ન યથાવત્ આત્મસ્વરૂપ પ્રતીતિમાં ન આવે, ત્યાં સુધીનું જ્ઞાન અજ્ઞાનરૂપ છે. એક ક્ષેત્ર અવગાહપણે પરિણમેલા અનાદિ સંબંધવાળા એ બંને પદાર્થોમાં ભેદ ભાસવો એ જ જ્ઞાનનો મહિમા છે. જીવ અને પુદ્ગલ એકમેક થઈ રહ્યા છે, તેથી એ બંને એક ક્ષેત્ર અવગાહી થયા, પણ પોતપોતાના સ્વભાવથી કોઈ ટળે નહિ. તેથી પુદ્ગલ જે છે તે જડ છે. તે જડ પરિણામનો જ કર્ત્તા થાય: અને જીવ છે તે ચેતન છે. તે ચેતન સ્વભાવને આચરે.

**અનંત સંસારદશાનું બીજ મિથ્યાદર્શન.**

જીવ અનાદિ સંસારદશામાં જગત્‌ના સઘળા બનાવો–ભાવો અને પ્રવૃત્તિઓનો નિર્ણય કર્યા કરતો છતો પણ, માત્ર પોતાના વાસ્તવ્ય સ્વરૂપ સંબંધી અનિર્ણય અર્થાત્ વિપરીત શ્રદ્ધાનવડે જ દુઃખીથઈ રહ્યો છે. અને એ જ અનંત સંસારદશાનું બીજ છે, સર્વ દુઃખોનું મૂળ છે, જેને 'મિથ્યાદર્શન' કહેવામાં આવે છે.

**સૂક્ષ્મ પદાર્થનો અર્થ નહિ જાણવામાં આવતાં જીવને થતું મહા દુઃખ.**

જ્યારે પદાર્થનો સૂક્ષ્મ અર્થ જાણવામાં આવતો નથી ત્યારે જીવને મહા દુઃખ ઉત્પન્ન થાય છે, કારણ કે–વસ્તુ જાણવાની ઈચ્છા

પ્રમાણે જાણવામાં ન આવે તો, તેથી જીવને આકુળતા થાય છે. તે જ દુઃખ જાણવું. એ દુઃખ વસ્તુનો સૂક્ષ્મ અર્થ નહિ જાણવાથી થાય છે, માટે અજ્ઞાનરૂપ જ છે. અજ્ઞાનનો નાશ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી થાય છે.

## ખરો વિવેક.

ગ્રહણત્યાગરૂપ પ્રવૃત્તિ જગતવાસી સર્વ જીવો અનાદિ કાળથી કરી રહ્યા છે, પરંતુ સમ્યક્દર્શનાદિ ગુણો પ્રાપ્ત કરવા તે જ ખરો વિવેક છે.

## પર પદાર્થોનું ઇષ્ટાનિષ્ટપણું તે જ રાગ-દ્વેષ, એ પદાર્થ-શ્રદ્ધાન વિના ટળતું નથી.

જીવાદિ પદાર્થોના યથાર્થ નિશ્ચય થયા વિના જગત્‌ના સ્થાવર-જંગમાદિ સર્વ ચર-અચર પદાર્થો ઇષ્ટ-અનિષ્ટરૂપે ભાસ્યા કરે છે. પર પદાર્થો પ્રત્યે ઇષ્ટાનિષ્ટ ભાવના એ જ રાગદ્વેષ છે. તે વાસ્તવિક પદાર્થશ્રદ્ધાન વિના ટળતું નથી.

## વિશ્વના છએ દ્રવ્યના ચિંતનથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ ઉપલબ્ધ થઈ ભ્રમ ટળતાં શુદ્ધ સમ્યગ્દર્શન ગુણની નિષ્પત્તિ.

જગત્‌ના સર્વ પદાર્થો સામાન્યતયા તત્-અતત્ (તે સ્વરૂપે અને અન્ય સ્વરૂપે નિત્ય-અનિત્ય, સામાન્ય-વિશેષ, ભેદ-અભેદ) સ્વરૂપી છે, અને એથી જ જગત્‌ના સર્વ પદાર્થો અનાદિ અનંતપણાથી પ્રવર્તિ રહ્યા છે. પરંતુ કેવળ વિનાશયુક્ત એક પણ પદાર્થ નથી. એમ વિશ્વના સમસ્ત પદાર્થોને જ્ઞાનીપુરૂષ ચિતવન કરતાં કરતાં વસ્તુનું યથાર્થ સ્વરૂપ ઉપલબ્ધ થઈ, સર્વ ભ્રમ ટળી શુદ્ધ સમ્યક્-દર્શન ગુણની નિષ્પત્તિ થાય છે. જે વડે આત્મા અંતે વાસ્તવ્ય સુખને પ્રાપ્ત થાય છે.

વસ્તુસ્વરૂપ કેવળ નિત્ય પણ નથી, તેમ કેવળ ક્ષણિક પણ નથી, તેમ શુન્ય પણ નથી, કિન્તુ પ્રતિક્ષણે તત્-અતત્ સ્વરૂપ ઉભય

સાપેક્ષપણે ધારણ કરવાવાળું સતરૂપ છે. કોઈ પણ તત્ત્વરૂપ પદાર્થના ઉત્પત્તિ વા નાશનો કોઇ નિશ્ચિત્ સમય જ નથી. પરંતુ જગત્માં જે કોઇ તત્ત્વરૂપ પદાર્થ જણાય છે તે અનાદિ અનંતપણે સદોદીત પ્રવર્તિ રહ્યા છે, તેથી તે આદિ અંતથી રહિત છે. જેવું એક પદાર્થસ્વરૂપ છે, તેવું સર્વ પદાર્થસ્વરૂપ સમજવા યોગ્ય છે. અર્થાત્ કોઈ પણ સતરૂપ પદાર્થના વાસ્તવિક સ્વરૂપને યથાવત્ જાણતાં વિશ્વના સમસ્ત સતરૂપ તત્ત્વોનું સમ્યક્ ભાન થાય છે.

## જીવ (આત્મા) તત્ત્વની ઓળખ જીવને થાય તો વાસ્તવિક સત્ય માર્ગે એકનિષ્ઠપણે પ્રવર્તિ શકે.

ઉત્પત્તિ સ્થિતિ અને વ્યય એ પદાર્થોનું સામાન્ય લક્ષણ છે. સર્વ પદાર્થ અંતર્ગત જીવ પણ એક દ્રવ્ય વા તત્ત્વ છે. તેનો પણ સામાન્ય સ્વભાવ તો એજ છે. વળી દયા, દાન, ત્યાગ, તપ એ સર્વ કલ્યાણાર્થી જીવો સાધી રહ્યા છે. એ પણ એક સામાન્ય પ્રવૃત્તિ છે. પણ એ સર્વથી કોઈ નિરાલી ઓળખ જીવતત્ત્વની જો જીવને થાય, તો તે વાસ્તવિક સત્ય માર્ગે એકનિષ્ઠપણે સમ્યક્ પ્રકારે પ્રવર્તિ શકે.

## નિરાકુળતાજન્ય સુખમાં સ્વાધીનતા.

નિર્મળ તત્ત્વજ્ઞાનવડે પદાર્થસ્વરૂપ યથાર્થ જાણી શકાય છે. પદાર્થસ્વરૂપને યથાર્થ જાણવું એ શ્રુતજ્ઞાનનું તાત્કાલિક ફળ છે. અને સર્વ ચરાચર પદાર્થને તેના સર્વ ગુણપર્યાયો સહિત સ્પષ્ટરૂપે જાણવારૂપ કેવળજ્ઞાન એ તેનું પરંપરાફળ છે. જે સર્વ પ્રકારે પ્રશંસનીય અને આદરણીય છે. પદાર્થના જેમ છે તેમ પ્રતિભાસનથી જીવમાં નિરાકુળતા વર્તે છે. નિરાકુળતા એ વાસ્તવિક સુખનું લક્ષણ છે. પ્રાણી માત્ર પ્રતિ સમય સુખને જ વાંચ્છે છે. એ નિરાકુળતાજન્ય સુખમાં પરાધીનતા આદિ કોઈ દોષ નથી. અર્થાત્ એ સુખના અનુભવ માટે કોઇ અન્ય પદાર્થોનું આલંબન લેવું પડતું નથી, પણ સ્વાધીન સુખ છે. છતાં જગત્વાસી જીવો સુખને અર્થે વિષયાદિ સામગ્રી ઇચ્છે છે, એજ મોહનું કોઈ પ્રબળ માહાત્મ્ય છે.

## રાગ-દ્વેષના ઉદ્રેકને લીધે ઉપયોગનું ઇતસ્તતઃ પરિભ્રમણ.

પ્રથમ નિર્ગ્રંથ પ્રવચનદ્વારા જીવાદિ પદાર્થોનો સમ્યક્ નિશ્ચય કરે. એમ યથાર્થ પદાર્થશ્રદ્ધાન નિર્મળ કરતાં કરતાં રાગદ્વેષના આત્યંતિક ક્ષયને અર્થે વીતરાગ સર્વજ્ઞપ્રણીત બાહ્ય યમ-નિયમાદિ સમ્યક્ સમાચારીને-આદરી, અતંરગ નિવૃત્ત થઈ ક્રમે ક્રમે રાગ-દ્વેષનો આત્યંતિક ક્ષય કરે. ધ્યાનની વાસ્તવિક સિદ્ધિ પણ એજ રીતે થાય છે ઉપયોગની નિશ્ચળતા એ ધ્યાન છે. રાગદ્વેષના ઉદ્રેકને લીધે ઉપયોગ ઇતિસ્તતઃ પરિભ્રમણ કર્યા કરે છે. એવી ચળવિચળ સ્થિતિમાં ધ્યાન ન સંભવે

## રાગ-દ્વેષની માત્રા અમૂક અંશે મંદપણાને પામ્યા વિના ધર્મ-ધ્યાનાદિમાં વાસ્તવિક સ્થિરતા થતી જ નથી.

સમ્યક્જ્ઞાનદ્વારા પદાર્થનો યથાર્થ નિશ્ચય પામી, રાગદ્વેષને મંદ કરી કોઈ એક સત્ પદાર્થને યથાર્થપણે ધ્યાવતાં જીવ અન્ય સર્વ ચિંતવનને રોકી વાસ્તવિક ધ્યાનાવસ્થાને પ્રાપ્ત થાય છે. રાગ-દ્વેષની માત્રા અમુક અંશે મંદપણાને પામ્યા વિના ધ્યાનમાં વાસ્તવિક સ્થિરતા થતી જ નથી.

## મોહથી કાર્મણ વર્ગણાઓ કર્મત્વપણાને પામી આત્મપ્રદેશોની સાથે ક્ષીરનીરવત્ નિબદ્ધ થાય છે.

મોહીજીવો પદાર્થને દેખે છે. તેમાં તુરતજ તેમની પરિણતી પ્રીતિ-અપ્રીતિપણાને પામી જાય છે. અને મોહના ચકડોળે ચઢેલા આત્મવીર્ય ચંચળપણાના યોગે આત્મપ્રદેશોથી નિકટવર્તી કાર્મણ વર્ગણાઓ કર્મત્વપણાને અર્થાત્ કોઈ તથારૂપ શુભાશુભ પાવરને ધારણ કરી આત્મપ્રદેશો સાથે ક્ષીર નીરવત્ તત્કાલ નિબદ્ધ થાય છે.

## આવૃત્તિ અને પરાવૃત્તિ: રાગ અને દ્વેષ.

કોઈપણ વસ્તુને અપનાવવી અથવા પોતાની તરફ ખેંચવી, તેને 'આવૃિત્ત' કહે છે, તથા કોઇ પણ વસ્તુને દૂર કરવી અથવા

મનને તેથી હઠાવવું, તેને ‘ પરાવૃત્તિ ’ કહે છે. પ્રથમના પ્રકારને ‘ રાગ ’ કહે છે અને બીજા પ્રકારને ‘ દ્વેષ ’ કહે છે. એ બંને પ્રકારના રાગદ્વેષ સમ્યક્ પ્રકારે જ્યાં સુધી છૂટતાં નથી, ત્યાં સુધી વસ્તુઓના ગ્રહણ કરવાથી તથા તેના ત્યાગ કરવાથી–એમ બને પ્રકારે કર્મોનો બંધ તથા તેનો ઉદય થયા જ કરે છે. કારણ અજ્ઞાન અને બુદ્ધિના વિભ્રમયોગે વસ્તુઓના ગ્રહણ અને ત્યાગ બંનેમાં રાગદ્વેષ જાજ્વલ્યમાન બનેલો પ્રવર્તી રહ્યો હોય છે.

## ગ્રહણ અને ત્યાગ એનું જ નામ ભવપરિભ્રમણ.

વેષ્ટન એટલે બંધાવું, ઉદ્વેષ્ટન એટલે છૂટવું. એ બંને વાતો ત્યાં સુધી બની રહે છે કે–જ્યાં સુધી ચિત્તમાં રાગદ્વેષ વા ઈષ્ટાનિષ્ટ ભાવનાપૂર્વક વસ્તુઓનો ગ્રહણત્યાગ થયા કરે છે. અને એને જ જ્ઞાનીપુરૂષો સંસાર–પરિભ્રમણ કહે છે.

પ્રત્યેક વસ્તુઓના છોડવા–ધરવાની ચિંતામાં નિમગ્ન રહેવું, મૂઢ બની કર્મબંધનથી જકડાવું, ઉદયકાળ પ્રાપ્ત થતાં અત્યંત મોહમુગ્ધ ઉન્મત બની દુઃખી થવું અને ઈતસ્તતઃ ભવના પ્રકારે વહ્યા કરવું અર્થાત્ જન્મ–મરણાદિ ધારણ કર્યા કરવાં, એનું જ નામ ભવપરિભ્રમણ છે.

જેમ દહીં મંથન કરવાની ગોળીમાં રહેલા વાંસની રસીના બંને છેડામાંથી એકને પોતા ભણી ખેંચે છે, ત્યારે બીજાને ઢીલો મૂકે છે. જ્યાં સુધી એ પ્રકારે કરવામાં આવ્યા કરે, ત્યાં સુધી ચક્કરે ચઢેલો વાંસ કદી પણ સ્થિરપણાને પામતો નથી. અને ખેંચવામાં તેમ ઢીલો કરવામાં બંને પ્રકારે બળ ખર્ચવું પડે છે, છતાં વાંસ તો સ્થિર થતો જ નથી, તેમ અજ્ઞાન અને મૂઢતાપૂર્વક વસ્તુને ગ્રહણ કરવામાં તેમ તેનો ત્યાગ કરવામાં–એમ બંને પ્રકારે આત્મવીર્ય ખર્ચવું પડે છે, છતાં આત્મપરિણામ કદી સ્થિર કે શાન્ત થતાં નથી. જો તે વાંસને સ્થિર કરવો હોય તો તેને બાંધેલી બંને છેડાવાળી રસીને છોડી દૂર કરવામાં આવે અને તો જ વાંસ

સ્થિર થાય. તેમ જીવ જેટલી એ પર વસ્તુ ગ્રહણ-ત્યાગની સાવધાનતા રાખે છે, તેટલી પોતે રસપૂર્વક ગ્રહણ કરી રાખેલી રાગ-દ્વેષમય વિકલ્પોના ત્યાગની સાવધાનતા રાખે તો સ્હેજે આત્મ-પરિણામ સ્થિર અને શાન્ત થાય.

## યથાર્થ જ્ઞાનપૂર્વક રાગ-દ્વેષ રોકી પૂર્વ કર્મની નિર્જરા કરવામાં આવે તે જ સાચી નિર્જરા.

રાગ-દ્વેષની માત્રા આત્મામાં જ્યાં સુધી બની રહે છે, ત્યાં સુધી કર્મબંધન છૂટવાના અવસરે પણ રાગ-દ્વેષ વશીભૂત થઈ તે બંધાયા જ કરે છે. અર્થાત્ કર્મબંધન છૂટવા માત્રમાં વાસ્તવિક કલ્યાણ નથી, કારણ-બંધનું મૂળ કારણ રાગદ્વેષ મોજુદ છે. એક બંધની નિવૃત્તિ ટાણે બીજા ચિત્ર-વિચિત્ર બંધનો તુરત જકડી લે છે, તેથી બંધનની ચીરશ્રૃંખલા કદી તૂટતી જ નથી. એમ છૂટવું એ કર્મબંધથી વાસ્તવિક છૂટકારો નથી. કર્મબંધનથી વાસ્તવિક છૂટવું હોય, તો ઈતસ્તતઃ આત્મપરિણામનું ભ્રમણ વા તેના કારણરૂપ કર્મ-બંધન સર્વથા રોકાઇ જાય: અને તેનો સર્વથી પ્રબળ અને સમ્યક્ ઉપાય યથાર્થ જ્ઞાનપૂર્વક રાગ-દ્વેષ રોકી પૂર્વકર્મની નિર્જરા કરવામાં આવે અર્થાત્ કર્મઉદયને જ્ઞાનપૂર્વક સમપરિણતિમાં સ્થિર થઈ નિઃસત્ત્વ કરવામાં આવે, એને જ સાચી નિર્જરા ભગવાને કહી છે. તે સિવાયની બંધ સહભાવી નિર્જરા તો આખું જગત્ કરી જ રહ્યું છે.

## સમ્યગ્જ્ઞાન પ્રધાનપણે કરેલ પ્રવૃત્તિ નિવૃત્તિ આત્માને ઉપલક્ષીને થાય છે.

જેમ ગોળીનો વાંસ એક તરફથી છૂટે, ત્યારે બીજી તરફથી બંધાય છે. એ તેનું છૂટવું પણ બંધાવા માટે જ વર્તે છે. પણ જો તે વાંસને રસીથી સર્વથા છોડવામાં આવે તો ફરી બંધાતો નથી, તેમ મોહી જીવ એક તરફથી પ્રબળ યમ-નિયમાદિ આચરી છૂટવા માટે પ્રવર્તિ કરે છે, ત્યારે વ્યક્ત કે અવ્યક્ત રાગદ્વેષાદિ પરિણામે કરી બીજી તરફથી બંધાતો જાય છે. બંધનની નિવૃત્તિના એક

નિમિત્ત કારણરૂપ એવા યમ-નિયમાદિપૂર્વક પ્રવર્તન કાળે પણ રાગદ્વેષની માત્રા જીવને કયા પ્રકારે ઉન્માદે ચઢાવી રહી છે, તેનું તેને ભાન નથી. એટલા જ માટે ગ્રંથકારે કહ્યું છે કે-મૂઢ અને અજ્ઞાની જીવનો ગ્રહણ અને ત્યાગ બંને બંધનરૂપપણે પ્રવર્તે છે, અર્થાત્ તેનો ત્યાગ એ પણ ગ્રહણને અર્થે છે અને તેનું ગ્રહણ તે પણ પ્રત્યક્ષ જ છે. સારાંશ કર્મબંધનથી છૂટવાનો સર્વથી પ્રધાન અને વાસ્તવિક ઉપાય રાગદ્વેષની સમ્યક્ પ્રકારે નિવૃત્તિ કરવી એ છે.

જ્યાં સુધી રાગદ્વેષ મૂખ્યપણે આત્મામાં પ્રવર્તે છે, ત્યાં સુધી જીવની સઘળી પ્રવૃત્તિ તેમ નિવૃત્તિ સંસારાર્થપણે જ થયા કરે છે અને ત્યાં સુધી નવીન કર્મબંધ પણ થયા જ કરે છે. માત્ર એક સમ્યક્ત્વજ્ઞાન પ્રધાનપણે કરેલી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ બંને આત્માને ઉપલક્ષીને થાય છે. તેથી તેવી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એમ બંને પ્રકારે કર્મની નિર્જરા થાય છે.

## બંધ તથા આત્મા-ઉભયની વાસ્તવિક સમજણ વિના અનાદિ બંધનની આત્યંતિક નિવૃત્તિ થતી જ નથી.

મોહના ઉદયથી રાગદ્વેષરૂપ પરિણામ જીવને થયા કરે છે, જેથી કોઈ વખત અશુભ કાર્યોની પ્રવૃત્તિ તથા શુભ કાર્યોની અપ્રવૃત્તિ ( નિવૃત્તિ ) આત્માને વર્તે છે. અને કદાચિત્ શુભ કાર્યોની પ્રવૃત્તિ તથા અશુભ કાર્યોની અપ્રવૃત્તિ ( નિવૃત્તિ ) જીવ કરે છે. પણ એવી મોહગર્ભિત પ્રવૃત્તિ નિવૃત્તિવડે શુભાશુભ બંધનના વૃદ્ધિ-હાનિ જીવ અનંતકાળથી કરતો આવ્યો છે. મોહોદય ક્ષીણ થવાથી વા અત્યંત મંદ થવાથી તત્ત્વજ્ઞાન નિર્મળપણાને પામે છે તથા એ સમ્યક્ત્વજ્ઞાનના પ્રસાદથી આત્મોપયોગ મોહોદય પ્રત્યે આળસે છે-નિરસપણાને ભજે છે, જેથી વિજ્ઞાનરૂપ શુદ્ધોપયોગની પ્રવૃત્તિ તથા શુભાશુભ ભાવોની અપ્રવૃત્તિ (નિવૃત્તિ) સહેજે થાય છે. અને એવી પ્રવૃત્તિ-અપ્રવૃત્તિવડે સર્વ કર્મસંસ્કારના આત્યંતિક ક્ષયરૂપ નિર્વાણ દશાને જીવ સંપ્રાપ્ત થાય છે.

પ્રથમ તો બંધ તથા આત્મા ઉભયની વાસ્તવિક સમજણ વિના તથા બંધ દશામાં દુઃખ છે અને આત્મામાં સુખ છે, એવી સમ્યક્ પ્રતીતિપૂર્વક બંધ દશાથી વિરક્ત ચિત્ત થયા સિવાય, એ અનાદિ બંધનની આત્યંતિક નિવૃત્તિ થતી જ નથી.

જીવને પ્રથમ બંધ અને આત્મા ઉભયમાં અનાદિ કાળથી તેના સ્વરૂપની વાસ્તવિક પ્રતિતીપૂર્વક ભેદ જ પડયો નથી, છતાં માત્ર અનુપયોગ પરિણામે બંધ અને આત્મા જુદા છે એમ કથન માત્ર જીવ ગાયા કરે છે. અને એવી અજ્ઞાન મનોદશાયુક્તપણે કરેલી પ્રવૃત્તિ અપ્રવૃત્તિવડે બંધની વાસ્તવિક નિવૃત્તિ કયાંથી હોય? બંધ, બંધહેતુ, બધ્યમાન, બંધફળ અને બંધસ્વામીના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા સિવાય તથા બંધ અને બંધફળથી વિરક્ત ચિત્ત થઈ સ્વ સ્વરૂપને વિષે અપૂર્વ પ્રેમ ઉલ્લસ્યા સિવાય અનાદિ બંધ-નની આત્યંતિક નિવૃત્તિ હોય જ નહિ. તેથી જ ગ્રંથકાર કહે છે કે–અજ્ઞાન અને રાગદ્વેષ પરિણામે કરેલી પ્રવૃત્તિ તો બંધનું કારણ થાય એ તો નિશ્ચિત્ છે, પણ તેવા પરિણામે કરેલી નિવૃત્તિ પણ બંધનું કારણ થાય છે, જ્યારે સમ્યક્‌જ્ઞાનપણે કરેલી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ બંને મોક્ષનું કારણ થાય છે. એ એક તત્ત્વજ્ઞાનપૂર્વક આત્મદશાનું અપૂર્વ મહાત્મ્ય છે.

## જગતવાસી જીવોની માનસિક ભાવના તેનું પૃથક્કરણ.

જગતવાસી જીવોની માનસિક ભાવના રાગ–દ્વેષપૂર્વક તથા રાગ–દ્વેષ રહિત તત્વજ્ઞાનપૂર્વક વર્ત્યા કરે છે. રાગ–દ્વેષપૂર્વક પણ કોઈ કોઈની સ્વાર્થ, અન્યાયભરિત અને પક્ષપાતપૂર્ણ હોય છે, ત્યારે કોઈની પક્ષપાત રહિત મંદ કષાયપણે ન્યાયાનુકુળ પ્રવર્તે છે. પ્રથમની ' અશુભ ' છે તથા બીજી શુભ છે. એ બંનેથી વિલક્ષણ–સર્વ રાગ–દ્વેષથી રહિત–તત્ત્વજ્ઞાનપૂર્ણ ત્રીજી ' શુદ્ધ ' તથા મોક્ષના અનન્ય કારણરૂપ છે.

## અશુભ, શુભ ને શુદ્ધ ભાવના તથા ઉપયોગ.

જે જીવને મોહના તીવ્ર ઉદયથી ગુણ પ્રત્યે દ્વેષ અને દોષ વિષે અનુરાગ વર્તે અથવા દૂષિત અભિપ્રાયથી ગુણી પુરૂષ પ્રત્યે વા ગુણના કારણ પ્રત્યે દ્વેષ થાય, તથા દોષયુક્ત જીવ પ્રત્યે વા દોષના કારણ પ્રત્યે અનુરાગ થાય, તે જ '**અશુભોપયોગ**' છે. જે વડે જીવ નિરંતર આત્મગુણોને નિબિડ આવરણ કર્યા કરે છે.

મોહના મંદ ઉદયથી જે જીવને ગુણ વિષે અનુરાગ તથા દોષ વિષે દ્વેષ વર્તે અથવા સારા અભિપ્રાયથી જેમાં ગુણ હોય વા જે ગુણનું કારણ હોય તેવા પુરૂષ પ્રત્યે અનુરાગ વર્તે તથા જેમાં દોષ હોય વા જે દોષનું કારણ હોય તેવા પુરૂષ પ્રત્યે દ્વેષ વર્તે, તે જીવને '**શુભ ઉપયોગ**' વર્તે છે. તેનું ફળ પુણ્યપ્રકૃતિનો બંધ છે.

ઉપરોક્ત બંને પ્રકારના ગુણ–દોષના કારણો પ્રત્યે વા ગુણ–દોષમય પરિણત થયેલા ચિત્ર–વિચિત્ર પ્રકૃતિવશ જીવાત્માઓ પ્રત્યે સમ્યક્ સમજણપૂર્વક ઉપેક્ષિત–મધ્યસ્થદૃષ્ટિ રહી આત્મા નિજ શુદ્ધ સ્વગુણને વિષે રમણ કરે, તે '**શુદ્ધોપયોગ**' છે, જેમાં રાગ–દ્વેષની કિંચિત્ કાલીમા વર્તતી નથી તથા જેનું ફળ દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મથી રહિત પરમ શુદ્ધ વીતરાગ વિજ્ઞાનરૂપ મોક્ષ છે.

શુભ અને અશુભ ઉપયોગને રાગ–દ્વેષ સહિતપણાને લઇને '**અશુદ્ધોપયોગ**' કહેવામાં આવે છે.

મોહના અભાવથી જે જીવમાં આ બંને પ્રકારના શુભાશુભ ઉપયોગ અર્થાત્ રાગ–દ્વેષ સહિત પરિણામ વર્તતા નથી, તે જીવ તે કાળે શુદ્ધોપયોગયુક્ત પરિણત છે એમ સમજવું, કે જેનું ફળ અનુક્રમે સર્વ કર્મ અને કર્મસંસ્કારોથી રહિત નિર્વાણ છે.

## રાગદ્વેષનો આત્યંતિક નાશ શી રીતે થાય?

જેમ બીજવડે વૃક્ષની જડ અને અંકુરો થાય છે, તેમ મોહરૂપી બીજથી આત્મામાં સંસારરૂપ વિસ્તર્ણ વૃક્ષની અતત્ત્વશ્રદ્ધાનરૂપ જડ અને રાગદ્વેષરૂપ અંકુરો થાય છે. જે જીવ એ અનાદિ અતત્ત્વશ્રદ્ધાન તથા રાગદ્વેષને સર્વથા ક્ષીણ કરવા ઇચ્છે છે, તેણે પ્રખર જ્ઞાનરૂપ અગ્નિનું સમ્યક્ પ્રકારે નિયમિત સેવન કરવું યોગ્ય છે.

અતત્ત્વશ્રદ્ધાનરૂપ મિથ્યાત્વ પરિણામ તેજ મોહ છે, તથા પદાર્થ ઇષ્ટ–અનિષ્ટ ભાસી તે પ્રત્યે પ્રીતિ–અપ્રીતિ થવી તે રાગદ્વેષ છે. વાસ્તવ્યમાં અતત્ત્વશ્રદ્ધાનથી પદાર્થ ઇષ્ટ–અનિષ્ટરૂપ પ્રતિભાસે છે: તેથી જડ અને અંકુરનું કારણ જેમ બીજ છે, તેમ રાગદ્વેષનું મૂળ કારણ એ અતત્ત્વશ્રદ્ધાનરૂપ મોહ છે. જડ અને અંકુરને દગ્ધ કરવા ઇચ્છતા મનુષ્યે પ્રથમ જેમ બીજને દગ્ધ કરવું પડે છે, તેમ રાગ–દ્વેષનો સર્વથા નાશ કરવા ઇચ્છતા જીવે પ્રથમ એ અનાદિ અતત્ત્વ-શ્રદ્ધાનરૂપ મોહપરિણતિનો ક્ષય કરવો પડે છે, અને એ અતત્ત્વ-શ્રદ્ધાનરૂપ મોહનો નાશ થતાં એ રાગ–દ્વેષ ક્રમે કરી અંતે સ્હેજે નાશ પામે છે. કારણ–નિરાધાર થયેલા એવા એ રાગ–દ્વેષ પછી શા આધારે ટકે?

## સમ્યગ્દૃષ્ટિ જીવમાં રાગ–દ્વેષ વર્તે છે તેનું કારણ ને ખુલાસો.

**પ્રશ્ન**—અતત્ત્વશ્રદ્ધાનરૂપ મોહનો નાશ થતાં સમ્યક્દૃષ્ટિ જીવમાં રાગદ્વેષ વર્તે છે. તેનું શું કારણ?

**ઉત્તર**—ભૂમિમાંથી મૂળને ઉખાડી નાંખેલા વૃક્ષની જડ–અંકુર તથા પત્રાદિ કેટલાક વખત સુધી લીલાં રહે છે, પરંતુ અંતે તે સુકાઈ જવાના જ તેમ નાશ થયો છે અતત્ત્વશ્રદ્ધાનરૂપ મોહ જેનો, એવા એ સમ્યક્દૃષ્ટિ જીવમાં વર્તતા રાગ–દ્વેષ અંતે ક્રમે કરી ક્ષય થવાના જ.

વળી કોઈ મિથ્યાદૃષ્ટિ જીવમાં મોહનો સદ્‌ભાવ છતાં બાહ્યથી રાગદ્વેષ અલ્પ દેખાય છે. પરંતુ તે તો બીજને રાખી ઉપરથી કાપેલા વૃક્ષના ડાળ–અંકુરાદિની માફક ક્રમે કરી એથી પણ વિશેષ વર્ધમાન થવાના જ, તેમ અતત્ત્વશ્રદ્ધાનરૂપ મોહમુગ્ધ જીવમાં રાગ–દ્વેષ પૂર્વસંસ્કારવશથી બાહ્યથી થોડા વર્તતા જોવામાં આવે, પરંતુ ક્રમે કરી આગળ જતાં તે જરૂર વધવાના જ. રાગદ્વેષનું મૂળ કારણ અતત્ત્વશ્રદ્ધાનરૂપ મોહ છે, એમ જાણી તેનો સર્વથા નાશ કરવો એજ યોગ્ય છે. વળી બીજનો આત્યંતિક નાશ કરવો જેમ અગ્નિ છે, તેમ અનાદિ સંસ્કારરૂપ વિસ્તાર્ણ વૃક્ષના બીજરૂપ એ અતત્ત્વ-શ્રદ્ધાનમય પરિણતિનો નાશ થવાનો વાસ્તવિક ઉપાય એક સમ્યક્‌-જ્ઞાન છે, અને તેનો પણ પ્રધાન ઉપાય સમ્યક્‌જ્ઞાન સહિત પ્રજ્ઞાવંત નિર્દોષ પુરૂષનો ભક્તિ સહિત સત્સંગ છે. જ્ઞાનવડે જીવાદિ તત્ત્વોના વાસ્તવિક સ્વરૂપને યથાર્થપણે જાણે, તો અતત્ત્વશ્રદ્ધાનરૂપ મોહનો જરૂર નાશ થાય, તેથી કલ્યાણના ઇચ્છક ભવ્ય જીવાત્માઓએ તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં નિરંતર અપ્રમત્ત રહેવું એ જ યોગ્ય છે.

## મોહરૂપ ફોલ્લાની અકથ્ય વેદના.

જીવને મોહરૂપ ફોલ્લો–ગુંમડું ઘણો પુરાણો છે. કોઇ વિષમ ગ્રહદોષથી ઉત્પન્ન થયો છે, અર્થાત્‌ ગુમડાને ઉત્પન્ન થવામાં મંગળ આદિ હલકા ગ્રહો એ નિમિત્ત કારણ છે. તેમ પરદ્રવ્યના ગ્રહણરૂપ પરિગ્રહ નિમિત્ત યોગે કરીને એ મોહરૂપ ફોલ્લો ઉત્પન્ન થયો છે. ફોલ્લો જો ઘણા દિવસનો હોય તો અત્યંત પીડા ઉત્પન્ન કરે છે, તેમ તેથી પણ અનાદિ કાળનો પુરાણો એ મોહરૂપ ફોલ્લો આત્માને અત્યંત વિષમ અને ભયંકર દુઃખ આપી રહ્યો છે. વળી એ ગુમ-ડાની વેદના વેદવા છતાં જીવને સચેતના બની રહે છે. પણ એ મોહરૂપ ભયંકર ગુમડાની વેદના જીવની સાવધાની સુદ્ધાંત નષ્ટ કરે છે. ફોલ્લો જેમ જેમ પુરાણો થતો જાય, તેમ તેમ પોતાના પ્રદેશવિસ્તારને વધારે છે, તેમ મોહ પણ કાળ જતાં સમયે સમયે પોતાના આસક્તિ આદિ વિસ્તારને વધારે છે.

ગુમડું જેમ પરૂ, દુષિતરૂધિર અને દુર્ગંધતા આદિ નર્કરૂપ પદાર્થોને ઉત્પન્ન કરે છે, તેમ એ મોહરૂપ અનાદિ કાલીન ગુમડું જીવને અસહ્ય નર્ક-નિગોદાદિ ગતિઓ ઉત્પન્ન કરે છે–કરાવે છે.

ગુમડામાંથી નીકળતા પરૂ–દુષિતદુર્ગંધતા યુક્ત રૂધિર–સડેલું માંસ આદિ પદાર્થો કાઢી ધોઇ સાફ કરવામાં આવે અને ઉપર મલમ લગાડવામાં આવે કરે તો ગુમડું રૂઝાઈ જાય છે, તેમ એ મોહ-રૂપ ગુમડામાંથી આરંભ પરિગ્રહાદિ હટાવી–દૂર કરી સત્‌શાસ્ત્ર–સત્‌સંગ અને આત્માનુભવરૂપ મલમ દરરોજ નિયમિત લગાડવાથી એ અનાદિકાલીન મોહરૂપી ગુમડું રૂઝાય છે.

## સુખ–દુઃખની વાસ્તવિક વ્યાખ્યા.

આ જગત્‌માં પ્રાણી માત્ર વ્યક્ત કે અવ્યક્તપણે સુખને જ ઈચ્છે છે. સુખનો ઘાત દુઃખથી થાય છે. દુઃખના અનુભવ કાળે જીવ શોક, ઉદ્વેગ અને કલ્પાંતાદિ કરે છે, તે શોકનું નિમિત્ત કારણ ઇષ્ટ સામગ્રીનો વિયોગ છે. કારણ–તેમાં જીવે સુખની કલ્પના ઘડી રાખી છે. જ્ઞાની આત્મા વિચાર કરે છે કે–અહો! હું મોહથી પર વસ્તુને ઇષ્ટાનિષ્ટ કલ્પું છું. પણ એ પર વસ્તુ ખરેખર ઇષ્ટાનિષ્ટ નથી પર વસ્તુ પ્રત્યેની ઇષ્ટાનિષ્ટ કલ્પના જ એ સઘળા દુઃખોનું મૂળ છે. કારણ એથી જ હાનિ–લાભાદિ પરિણામ જીવને થયા કરે છે, જે સર્વ દુઃખનું મૂળ છે. એ પર વસ્તુ પ્રત્યેના હાનિ–લાભાદિ મિથ્યા પરિણામ વિચારી–વિચારીને વિવેકપૂર્વક જીવ ક્ષીણ, કરે તો સ્હેજે સુખી થાય.

આલોક વિષે જે સુખી છે તે પરલોકમાં પણ સુખને જ પ્રાપ્ત થાય છે, તથા આલોક વિષે જે દુઃખી છે તે પરલોકમાં પણ દુઃખને જ પ્રાપ્ત થાય છે. સર્વ પર વસ્તુના ગ્રહણનો ત્યાગ એ જ વાસ્તવિક સુખનું કારણ છે, અને પર વસ્તુનું કિંચિત્ માત્ર પણ ગ્રહણ તે જ દુઃખ છે.

તપશ્ચરણાદિ કષ્ટનું ફળ સુખ છે. એમ કહ્યું હોય, ત્યાં કષ્ટનું ફળ સુખ છે એમ નહિ સમજવું. કષ્ટનું ફળ તો કષ્ટ જ હોય એ સિદ્ધાંત છે. પણ કષ્ટ કહેવું કોને ? એજ એક વિચારણીય પ્રશ્ન છે. "વ્યાકુળતાએ કષ્ટ અને નિરાકુળતાએ અકષ્ટ અર્થાત્ સુખ" એ સ્વાનુભવી નિર્ગ્રંથ પુરૂષોની પ્રધાન વ્યાખ્યા છે. તપશ્ચરણાદિ કષ્ટનું ફળ સુખ કહ્યું, ત્યાં જરા સૂક્ષ્મદૃષ્ટિથી વિચારાય તો સમજાશે કે–કષ્ટનું ફળ સુખ નહિ પણ સુખનું ફળ જ સુખ કહ્યું છે. સંસાર-દશામાં ઇષ્ટાનિષ્ટ પર દ્રવ્યના ગ્રહણ–ત્યાગની અનંત ઇચ્છાઓ ભ્રાંતિગત પરિણામે ઉદ્‌ભવ થઇ જીવને અનંત વ્યાકુળતારૂપ દુઃખ અનુભવ કરાવી રહી હતી. તે તે ઇચ્છાઓ ખરેખર દુઃખ જ છે. એવી વાસ્તવિક સમજણ થતાં વિવેકજ્ઞાની આત્મા ઇચ્છાનિરોધરૂપ પરમ સુખને અનુભવવા–અભ્યાસવા લાગ્યો. શાસ્ત્રકારોએ યથાર્થ તપશ્ચરણ પણ એને જ કહ્યું છે. '**इच्छानिरोध स्तपः**' શાસ્ત્રમાં '**चरण**' એ શબ્દ ઇચ્છાના નિરોધમાં આત્મપરિણામનું અવ્યાકુળ-પણે રમણ થવાના વાસ્તવ્ય અર્થમાં પ્રયોજ્યો છે. જે જીવો મોહને હણીને વર્તમાનમાં વાસ્તવ્ય સુખને અનુભવે છે, તે જ ભાવિમાં પરલોકાદિમાં પણ સુખને જ અનુભવશે, તથા જે જીવો મોહબંધ નથી જકડાયા વર્તમાનમાં દુઃખને અનુભવે છે, તે ભાવીમાં પણ દુઃખને જ અનુભવશે. દુઃખ અને સુખની જીવને વાસ્તવિક સમ-જણ જ નથી, કારણ–તેના જ્ઞાનનેત્ર મોહની ધુમીએ કરી વિપરીત પ્રકારે પદાર્થદર્શન કરી રહ્યા છે.

## મરણરૂપ જન્મનો હર્ષ માનવો, એ ખરેખર મરણનો જ પક્ષપાત છે.

પુત્રાદિના જન્મથી હર્ષ કરીએ છીએ અને તેમના મરણથી શોક કરીએ છીએ. હર્ષના કારણરૂપ એ પુત્રાદિનો જન્મ તે પણ ખરેખર તેમનું મરણ જ છે, કારણ–આયુષ્યનાશનું નામ મરણ છે. તે આયુષ્ય સમય સમય વિષે ઘટે છે, તેથી નિરંતર આયુષ્યનો સમયે સમયે થતો વ્યય તે જ મરણ છે. ફેર માત્ર એટલો કે–તે

પૂર્વપર્યાય સંબંધી મરણ છોડી નવીન પર્યાય સંબંધી મરણ ધારણ કરે છે. એવા મરણયુક્ત જન્મનો હર્ષ માનવો એ ખરેખર મરણનો જ પક્ષપાત છે, અનુરાગ છે. જેમના પ્રતિપળે થતાં મરણનો તથા મરણયુક્ત જન્મનો મૂઢદૃષ્ટિ જીવને અનુરાગ છે, તો પછી એ પુત્રાદિ પ્રેમ છે, હિતસંબંધ છે એમ કેમ મનાય?

## ઉપશમભાવની પ્રાપ્તિના હેતુ વિના કરાતો શાસ્ત્રાભ્યાસ કે તપ માત્ર કાયક્લેશરૂપ સંસાર જ છે.

ઉપશમભાવની પ્રાપ્તિ વિના અથવા અનુષ્ઠાન (શાસ્ત્રાભ્યાસ કે તપ) કરીને પરિણામે મારે ઉપશમભાવરૂપ પરમ શાન્ત નિજપદનો અનુભવ કરવો છે. એ હેતુ વિના થતો શાસ્ત્રાભ્યાસ વા કાયક્લેશાદિ ઉગ્ર ઉગ્ર તપશ્ચરણ એ પણ માત્ર સંસાર જ છે. પછી તેને ગમે તે આકારમાં ફેરવો, પણ હેતુના સમ્યક્પણા સિવાય આત્માર્થ તો નથી.

## વિષયાદિ પ્રત્યેનો કિંચિત્ મોહ જ્ઞાનજઠરાગ્નિને મંદ કરે છે.

અનાદિ સસાર રોગથી છૂટવાના કામી જીવને વિષયાદિ પ્રત્યેનો થોડો પણ સ્નેહ મહા અનર્થકારક અને દુઃખરૂપ થાય છે. વિષયાદિ પ્રત્યેનો કિંચિત્ મોહ જ્ઞાનજઠરાગ્નિને મંદ કરે છે, જેથી કર્મ બંધનરૂપ ત્રિદોષ ઉત્પન્ન થઈ અનાદિ સંસાર રોગ વધે છે-પુષ્ટ થાય છે.

## સમ્યગ્જ્ઞાનપૂર્વકના વૈરાગ્યાદિના સેવનથી અંતરાત્મદશાનું પ્રગટવું.

હે જીવ! તને તારા સ્વરૂપનો પણ વિષય-કષાયાદિયોગે કરીને બોધ નથી કે-હું કોણ છું? કેમ પ્રવર્તુ છું? હવે તો કંઈક એવી રીતે પ્રવર્ત કે જેથી તું વાસ્તવ્ય સુખી થાય અને તને યથાર્થ સ્વરૂપની ઓળખ થાય. જ્યાં સુધી બહિરાત્મદશા વર્તે છે, ત્યાં સુધી તું વિષય-કષાયાદિમાં અનુરક્ત થઈ દુશ્ચારિત્રી બની રહ્યો છે. પરંતુ

સર્વ કલ્યાણદાતા એવા સમ્યક્જ્ઞાન વૈરાગ્યાદિને પ્રીતિ સહિત સેવન કરે, તો તું અંતરાત્મદશાને પામીને પરમાત્મપદનો અનુભવી થાય.

## શરીર એજ સર્વ અનર્થનું મૂળ.

શરીરે જ તને અનંતકાળ સુધી આ જગતમાં ગુલામની માફક ભમાવ્યો છે. ઉપવાસ, અલ્પાહાર, રસ, પરિત્યાગાદિ વિધિરૂપ તપમાં પ્રવર્તી નિરંતર ક્રમે ક્રમે હવે તો તેને ક્ષીણ કર! જેમ કોઈ ઘણી મહેનતે અને અચાનક હાથમાં આવેલા શત્રુને ક્ષીણ કરે, તેમ તું પણ ઘણી મહેનતે અચાનક હાથમાં આવેલા મનુષ્યશરીરને સમ્યક્પ્રકારે ક્ષીણ કર! કારણ એના સંબંધથી જ તું અનેક ભવોમાં કદર્થીત થયો છે–દુઃખી દુઃખી થયો છે, અને વર્તમાનમાં પણ એના સંગજનિત દુઃખને તું પ્રત્યક્ષ અનુભવી રહ્યો છે.

તું નિશ્ચયથી માન કે–આ શરીર એક દુષ્ટ શત્રુના જેવું છે. શત્રુ જેમ હાથમાંથી છુટયા પછી ફરી કાબુમાં આવવો અત્યંત મુશ્કેલ છે, તેમ આ મનુષ્યશરીર પણ એક વાર અબોધ પરિણામે છૂટયા પછી હાથમાં આવવું મુશ્કેલ છે. આત્મબોધ શરીરને કાબુમાં રાખવાનો અમોઘ મંત્ર છે. વળી શરીર તે આત્મબોધથી વંચિતપણે છૂટયા પછી એટલું જ્ઞાનબળ તારી પાસે નહિ રહે કે જેથી તું ફરી એને વશ કરી શકે, તેથી જ આ અમૂલ્ય અવસરે તેની તારા ઉપરની સત્તાને નિર્બળ કર.

સર્વથી પ્રથમ શરીરની ઉત્પત્તિ થાય છે. શરીરની ઉત્પત્તિ થતાં દુષ્ટ ઈંદ્રિયો પ્રગટ થાયછે. ઈંદ્રિયો વિષયોની તરફ ઝૂકે છે. એ ઈંદ્રિયો વિષયાદિ તરફ ઝૂકતા જીવને અનેક પ્રકારના કષ્ટ, અપમાન અને ભય નિરંતર સહન કરવા પડે છે. જે અસહ્ય વ્યાકુળતામાં આત્મબોધનું વિસ્મરણ થવાથી જીવ અજ્ઞાની–મૂઢ સદૃશ બની જાય છે, તથા અનેક પ્રકારના ચિત્ર–વિચિત્ર પાપોનો સંચય કરી દુર્ગતિનું પાત્ર બને છે, તેથી સિદ્ધ થાય છે કે–જગતમાં અનેક પ્રકારની આપત્તિ–વિપત્તિનું તથા સર્વ અનર્થ પરંપરાનું મૂળ માત્ર શરીર જ છે.

શરીર ઉપરનો અનુરાગ ધીરે ધીરે ક્ષીણ કરવાથી એ અનુરાગજન્ય પાપકર્મો પણ ધીરે ધીરે ક્ષીણ થશે. અંતે ક્રમે કરીને શરીરનો સંબંધ પણ આત્યંતિકપણે નષ્ટ થઈ સર્વ આપત્તિનો નાશ થશે.

કોઈ પણ પદાર્થ કોઈ બીજા પદાર્થની સાથે કદી પણ તદ્રૂપ–તન્મય પરિણામી બની શકતો નથી પોતપોતાની નિરનીરાલી સત્તાને ધારણ કરી પ્રત્યેક વસ્તુ પોતપોતાના સ્વભાવ પરિણામે શાશ્વત પરિણમી રહી છે. એ નિયમાનુસાર બે મૂર્તિક મૂર્તિક પદાર્થોનો આપસઆપસમાં કદી પણ એકત્વરૂપ મેળ થઇ શકતો જ નથી. તો તું (આત્મા) તો અમૂર્તિક વિજ્ઞાનઘન ચૈતન્ય સ્વભાવયુક્ત છે. તારો તથા તેનો એકત્વરૂપ સ્વભાવ કેમ થશે ? એમ થવું ત્રિકાલે અસંભવિત છે. છતાં પણ શરીરાદિની સાથે તારી પરાધીન દશા બની રહી છે. એનો કોઈ હેતુ હોવો જોઈએ. એ હેતુ આનુપૂર્વી ક્રમે અજ્ઞાનદશાયોગે ઉપાર્જેલા શુભાશુભ કર્મો છે એનો અને તારો અનાદિ કાળથી સંયોગ–સંબંધ ધારા–પ્રવાહપણે ચાલ્યો આવ્યો છે, એથી જ શરીરરૂપ ભયંકર જંજીરથી તું જકડાયો છે.

આ શરીરને, કે જે શરીરના સહજ માત્ર રાગયુક્ત પ્રસંગથી વિભ્રમને પામી અન્ય અન્ય ચેતન–અચેતન પદાર્થોમાં સ્વપણાની કલ્પના કરી, એ નિજ મિથ્યાકલ્પનાના ઘોડેસ્વાર થઇ, આ ભયંકર સંસારરૂપ વિષમ અટવીમાં સુખને ઢુંઢતો અનાદિ કાળથી તું પરિભ્રમણ કરી રહ્યો છે, છતાં આજ સુધી તું વાસ્તવ્ય સુખને પ્રાપ્ત થયો નથી.

શરીરનો સ્વીકાર કરવાથી જીવ નવાં નવાં શરીર ધારણ કરે છે અને તેથી ઉપેક્ષિત રહેવાથી સહેજે મુક્ત થાય છે. શરીરથી કેવળ મુક્ત થવું એજ સર્વ દુઃખોથી મુક્ત થવા તુલ્ય છે. તો પછી એ અનાદિ દુઃખના એક નિમિત્તભૂત શરીરનો સંબંધ જ ફરી થાય એમ કાં ન પ્રવર્તવું ?

સમ્યગ્જ્ઞાન એ શાન્તિરૂપ બળવાન નૌકા છે.

સંસારરૂપ વિસ્તીર્ણ નદી ઉતરતાં પણ જે પુરૂષ સમ્યક્જ્ઞાન શાંતિરૂપ નૌકામાં બેઠો છે, તેને રોગાદિની વૃદ્ધિ થઈ જવા છતાં પણ ભય ઉત્પન્ન થતો નથી, કે જે ભયે કરી તેને સ્વરૂપ વિસ્મરણ થાય. નદીમાં ગમે તેટલું પ્રબળમાં પ્રબળ જળ વધી જવા છતાં દૃઢ નૌકામાં બેઠેલા પુરૂષને, હું આ નૌકાના અવલંબને સામે કિનારે સકુશળપણે પહોંચીશ એવો દૃઢ વિશ્વાસ છે, તેમ સંસારરૂપ ભયંકર અતિ વિસ્તીર્ણ નદી ઉતરતાં સમ્યક્જ્ઞાન શાંતિરૂપ બળવાન નૌકાના પ્રબળ અવલંબને તેને દૃઢ વિશ્વાસ છે કે-હું આ સંસારરૂપ ભયંકર અને વિસ્તીર્ણ નદી જરૂર પાર પામીશ.

નિર્ગ્રંથ મહાત્માને વેદનાનો ઉદય પ્રાયે પ્રારબ્ધ નિવૃત્તિરૂપ હોય છે.

મુનિને રોગ ઉત્પન્ન થતાં તેના પ્રતિકારનો ઉપાય બની શકે તેમ હોય તો તે નિર્દોષ ઉપાય કરે અને શાંતિપૂર્વક રહે, તથા ઉપાય થવો અસંભવિત લાગે અર્થાત્ ગમે તેટલા ઉપાયની આ રોગ ઉપર કાંઈ અસર નહિ થાય એમ જણાય, તો શરીરથી નિર્મમત્વ થઈ આત્મશાંતિને જાળવી શરીરનો ત્યાગ કરે

નિર્ગ્રંથ મહાત્માને વેદનાનો ઉદય પ્રાયે પ્રારબ્ધ નિવૃત્તિરૂપ હોય છે, પણ નવીન કર્મબંધ હેતુરૂપ હોતો નથી. દેહમાં આત્મબુદ્ધિ અને આત્માને વિષે દેહબુદ્ધિ નહિ હોવાથી, તેઓ તીવ્ર રોગના ઉદયકાળે પણ ભય કે ક્ષોભને પામતા નથી. ગમે તેટલો ખેદ કે ક્લેશ કરવા છતાં પણ થવાનું તો એજ કે-જે ભાવિમાં નિકાચિતપણે સર્જીત થયું છે. તો પછી ખેદ-ક્લેશાદિ કરી આત્માને દુઃખી કરવો વા સ્વરૂપવિસ્મરણ પમાડવો એ શું યોગ્ય છે ? જે મમત્વવશે કરી અનંતકાળથી આજ દિન સુધી જીવ દુઃખનો જ કડવો વિપાક અનુભવતો આવ્યો છે, તેવું મમત્વ મુનિજનો કરતાં નથી.

સાચો તત્ત્વજ્ઞાની.

બહિરાત્મદશા યુક્ત જીવ તો પૂર્ણ અજ્ઞાની છે, કારણ-તે તો

શરીરનેજ નિજ સ્વરૂપ માની રહ્યો છે અથવા માનવા જેવી દશાએ પ્રવર્તી રહ્યો છે. કઈંક આગળ જતાં કાર્યકારણનો સ્વમતિ અનુસારે વિચાર કરી, અનુભવ વિના અર્થાત્ તથારૂપ આત્મદશા રહિતપણે આત્માને શરીરથી જુદો માની રાખ્યો છે જેણે એવા જીવો બહિરાત્મા જ છે. શાસ્ત્રકારોએ તેમને દ્રવ્યલિંગી કહ્યા છે. ઉપરોક્ત બંને પ્રકારના જીવો વાસ્તવિક તત્ત્વજ્ઞાનને પામ્યા નથી. સાચો તત્ત્વજ્ઞાની એ છે કે–શરીર અને કર્મ ઉભયથી જ્ઞાનાદિ ગુણયુક્ત નિજ સ્વરૂપને સમ્યક્ પ્રકારે જુદું શ્રદ્ધિ રહ્યો છે. જે શ્રદ્ધાનના બળે તે જીવ પોતાને અનાદિ સંસારદશાથી પલટાવી, અસંસારદશા યુક્ત કરી વિના કષ્ટે દ્વંદ્વ ( શરીર અને કર્મ ) થી છૂટો કરી શકશે.

## દુર્દ્ધર તપ કરવા અસમર્થને મનથી જીતી શકાય તેવા કષાયાદિને જીતવાનું કથન.

જો તું ચીરકાળ સુધી તપ કરવા તથા કાયક્લેશાદિ સહન કરવા અસમર્થ છે, તો માત્ર મનથી જે જીતી શકાય એવા ક્રોધ, માન, માયા અને લોભાદિ અનાદિ વૈરીને તો જીત ! એમાં કાંઈ કષ્ટ સહવું પડતું નથી. એમાં તો અંતઃકરણને જ સુલટાવવાનું છે કષાયાદિ જય કરવામાં કાયક્લેશાદિ કષ્ટ સહન કરવા પડતાં નથી, છતાં તું એ કષાયાદિ અનાદિ વૈરીનો જય ન કરે તો તે તારી મોટી અજ્ઞાનતા જ છે

## કષાયો પાતળા થવા છતાં પોતાના જ સહધર્મીઓ પ્રત્યે મત્સરતા પ્રાયે સર્વના હૃદયમાં હોય છે.

કષાયો ઘણા પાતળા થવા છતાં પોતાના જ સાથીઓ સાથે મત્સરતા પ્રાયે સર્વના હૃદયમાં રહ્યા કરે છે. એ માત્સર્યભાવ સહેજમાં છૂટી શકતો નથી, તેથી ગ્રંથકારે તેને દુર્જય કહી વર્ણવ્યો છે. સહાધ્યાઈ–સહધર્મી પ્રત્યેની મત્સરતાનો–અદેખાઈનો વિજય એજ એક મહાન્ કષાય દાવાનળનો વિજય છે. નથી સમજાતુ કે–પોતાનાજ સહધર્મી મિત્રો પ્રત્યે આવો માત્સર્ય અર્થાત્ અદેખાઈ-

ભાવ કેમ વર્તતો હશે ? પણ અહો ! અજ્ઞાન તારૂં મહાત્મ્ય કોઈ અકથ્ય છે.

## કામ એ જ 'મનોભૂ.'

કામવાસના અંતઃકરણમાં અનાદિ સંસ્કારયોગે ઉત્પન્ન થતો એક વિકાર પરિણામ છે. મન એ તેનું ઉત્પત્તિ સ્થાન છે, તેથી એ કામને પુરૂષો 'મનોભૂ' પણ કહે છે. સત્સંગ અને તજ્જન્ય પ્રખર જ્ઞાનાગ્નિવડે તેને ત્યાંથી જ નાશ કરવો જોઈએ, કે જેથી વિકારી મન ઉપરામ પામી તે બાહ્યથી પણ સતાવી કે અપમાનીત કરી શકે નહિ.

## મોક્ષસુખમાં માન એજ પરમ વિઘ્નભૂત.

મોક્ષસુખમાં માન એ જ પરમ વિઘ્નભૂત છે. મહાન્ તપસ્વી, પરમ વિવેકી અને અતિ-બળવાન એવા બાહુબલી જેવા પુરૂષને પણ એ સૂક્ષ્મ માનના ઉદયે એક વર્ષ જેટલા લાંબા કાળપર્યંત નિરાવરણ આત્મસુખ અખંડિતપણે અનુભવવા દીધું નહિ, તો અન્ય અલ્પ શક્તિધારક જીવો માનને સેવી ક્યાંથી મોક્ષલક્ષ્મીને વરે ? મોક્ષપ્રાપ્તિમાં માન એ પ્રબળ અંતરાયરૂપ છે.

પૂર્વકાળમાં એવા ઘણાય સત્પુરૂષો થઈ ગયા છે કે–જેમના વચનમાં સત્ય બુદ્ધિમાં શાસ્ત્ર, હૃદયમાં દયા, ભુજામાં શૌર્ય નિરંતર વસી રહ્યા હતા. વળી યાચક સમૂહને તૃપ્ત થતાં સુધી અસ્ખલિતપણે જેઓ દાન વરસાવી રહ્યા હતા તથા જેઓ કલ્યાણમાર્ગના સતત્ અનુગામી હતા, એવા મહદ્ ગુણવાન હોવા છતાં તેમનામાં અહંકારનો લેશ પણ સંકર્પ નહોતો. એ મહાન્ પુરૂષોની અપેક્ષાએ આ કળીકાળમાં જેમનામાં તેઓમાંનો લેશ ગુણ પણ નહિ હોવા છતાં, પોતાને ગુણી મનાવી અતિ ઉદ્ધતતાને પામી રહ્યા છે, એ આશ્ચર્ય છે ?

## માયારૂપ વિસ્તર્ણ ખાડામાં ક્રોધાદિ દુષ્ટ સર્પો છુપાઈ રહ્યા છે, તે મિથ્યાત્વરૂપ સઘન અંધકારને લઈ દૃષ્ટિગમ્ય થતાં નથી.

મિથ્યાત્વરૂપ સઘન અંધકારમાં છૂપાઈ રહેલા માયારૂપ અત્યંત

ઉંડા અને અતિ વિસ્તીર્ણ ખાડાથી તમે ડરીને દૂર રહો! એ ભયંકર પણ અતિશય ઉંડા ખાડામાં ક્રોધાદિ મહા દુષ્ટ સર્પો છૂપાઇ રહ્યા છે, જે મિથ્યાત્વરૂપ સઘન અંધકારને લઈને દૃષ્ટિગમ્ય થતાં નથી.

તારા જે મહાન્ ગુણો ગુપ્ત પાપવડે હણાઈ રહ્યા છે, તેને તિક્ષ્ણ બુદ્ધિવાળા પુરૂષો જાણી શકતા નથી એમ તું ન સમજીશ. અર્થાત્ સર્વે જાણે છે. કોઈ પણ દુષ્કૃતને છૂપાવવા તેના ઉપર આડા ટેડા વિપર્યાસ બુદ્ધિએ શહાઈ પટ ચડાવવા, તેનું જ નામ કપટ અર્થાત્ માયાચાર–દંભ છે એ માયા યુક્ત કૃતિ ગુપ્ત તો રહેતી નથી, છતાં કવચિત્ તું ધારે છે તેમ તે માયાચાર યુક્ત પ્રવૃતિ જગતથી ગુપ્ત રહે, તો પણ એથી તને તો સુખ નથી જ.

## કોઈ પણ વસ્તુની આસક્તિ (લોભ) એ જ મરણાંત કષ્ટ આપનારી છે.

ચમરી ગાય ધારે તો શિકારી વા સિંહાદિ હિંસક પ્રાણીઓથી પોતાનો પ્રાણ બચાવી શકે તેમ છે. એટલી બધી દોડવામાં તે શીઘ્ર ગતિવાળી છે. પરંતુ નાસતાં નાસતાં પોતાના પુચ્છનો કોઈ થોડોક ભાગ ઝાડી આદિમાં ભરાઈ રહેતાં તે મૂર્ખ ગાય ત્યાં જ ઉભી રહે છે. એક ડગલું પણ આગળ ભરી શકતી નથી. “રખે મારી પુચ્છનો કોઈ વાળ તૂટી જાય!” એ વિચારમાં વાળના લોભે પ્રેમઘેલી બની પોતાની સર્વ શુધબુધ ભૂલી જાય છે. વાળ ઉપરનો અત્યંત આંધળો અનુરાગ પાછળ આવતા યમરાજના ભયને પણ ભૂલાવે છે. અને તેજ ક્ષણે તેની પાછળ પડેલો શિકારી તુરત તેને પ્રાણ-હિન કરે છે. કોઈ પણ વસ્તુની આસક્તિ એ જ મરણાંત કષ્ટ આપ-નારી છે, છતાં વિષયાનુરાગી લોભી આત્માને તેનો જરા પણ લક્ષ વર્તતો નથી. જેની વિષયાકાંક્ષા વિરામ પામી નથી, તે જીવ સંસારમાં પ્રાયે એવી જ રીતે નિરંતર દુઃખ જ સહ્યા કરે છે.

ઉપરોક્ત ચારે કષાયો જીવને અત્યંત દુઃખપ્રદ છે. એ અનાદિ કષાયોનો જય કરવો એ જીવનું પ્રથમ કર્ત્તવ્ય છે. પણ દીર્ઘ સંસારી

જીવ એને જીતી શકતો નથી. જે ભાગ્યવાન જીવ એ અનાદિ કષાયનો નિગ્રહ-વિજય કરી શક્યો છે, તે કોઈ અલ્પ સંસારી પ્રાયે હોય છે.

### અલ્પ સંસારી જીવ.

વિષયોથી વિરક્તતા, પરિગ્રહ પ્રત્યે અત્યંત ત્યાગપરિણામ, કષાયનો નિગ્રહ, શાન્ત અંતઃકરણ, ઇંદ્રિયવિષયનો નિરોધ, હિંસાદિ પાપનો યાવત્ ત્યાગ, તત્ત્વાભ્યાસ, તપશ્ચરણમાં આત્મદશા, મનનું નિયમિતપણું, શ્રી જિનેશ્વરદેવની ભક્તિ અને પ્રાણી માત્ર પ્રત્યે અનુકંપા, આટલી સામગ્રીસંપન્ન સમ્યક્પ્રકારે જીવ થાય છે, ત્યારે એમ નિશ્ચયથી સમજાય છે કે-તે બહુ અલ્પ સંસારી જીવ છે.

### આત્મા-અનાત્માનો સમ્યક્ વિવેક જેને જાગૃત થયો છે, તે જ સર્વ ક્લેશના કારણોનો નાશ કરી શકે છે.

યાવજ્જીવ હિંસાદિ પાપનો ત્યાગ, શરીરાદિ બાહ્ય વસ્તુઓથી અંતઃકરણનું ઉપેક્ષિતપણું, નિર્વિકલ્પ-શાન્ત ભાવમાં નિમગ્નતા, પ્રાણી માત્ર પ્રત્યે પરમ અનુકંપા, હિત અને મિત ભોજનની સ્વભાવતઃ આદત, નિદ્રા અને પ્રમાદાદિનો જય, વિષય-કષાયાદિ અર્થે થતાં આરંભ-સમારંભાદિનો ત્યાગ, એ આદિ શુભ લક્ષણો કયા મહાભાગ્ય આત્મામાં વર્તે છે કે જેના અંતઃકરણમાં આત્મા અને અનાત્માનો સમ્યક્વિવેક જાગૃત થયો છે, અને તે જ જીવ સર્વ ક્લેશ તથા ક્લેશના કારણોને નિર્મૂળ નાશ કરી શકે છે. વાસ્તવ્યમાં કોઈ અલ્પ સંસારી આત્મા ઉપરોક્ત સામગ્રીસંપન્ન હોય છે, પણ દીર્ઘસંસારી નહિ. નિઃસંદેહ તે ભવ્યાત્મા થોડા કાળમાં પરમ અધ્યાત્મના સારરૂપ નિર્વાણદશાને પ્રાપ્ત થાય છે.

### મોક્ષનું અદ્વિતીય ભાજન.

સર્વ વસ્તુઓને હેયોપાદેયરૂપે સમ્યક્પ્રકારે જેણે જાણી છે, હિંસાદિ સર્વ સાવદ્ય પ્રવૃતિઓથી જે સદા દૂર વર્તે છે, આત્મકલ્યાણનાં પરમ કારણરૂપ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર વિષે નિરંતર

આરૂઢ છે અંતઃકરણ જેનું, નિવૃત્ત પામ્યા છે સર્વ ઇંદ્રિયવિગ્રહો જેનાં, સ્વ-પર કલ્યાણયુક્ત ભાષાસમિતિ સહિત નિરંતર ઝરે છે વચનરૂપી અમૃત જેને, તથા સર્વ સંકલ્પ-વિકલ્પથી જે મુક્ત છે, એવા નિર્દોષ અને શાન્ત મુનિજનો નિઃસંદેહ મોક્ષનું અદ્વિતીય ભાજન છે.

## ભયના માર્યા એક ખૂણેથી નીકળી બીજા ખૂણે ભરાવું એ યોગ્ય નથી.

જેમ રોગી પુરૂષ રોગના ભયથી ભોજનનો ત્યાગ કરે, પણ માત્રાથી અધિક ઔષધ સેવન કરી ફરીથી અજીર્ણ રોગવશ થાય એ તેને યોગ્ય નથી તેમ સંસારપરિભ્રમણના ભયથી ધન, રાજ્ય, સ્ત્રી, પુત્રાદિનો ત્યાગ કરી મુનિદીક્ષા ધારણ કરી, હવે એ સયમ ઉપકરણરૂપ રજોહરણ કમંડળ, પુસ્તકાદિ પર વસ્તુમાં મુગ્ધ બની ફસાવું એ શું યોગ્ય છે? ભયના માર્યા એક ખૂણેથી નીકળી બીજા ખૂણે ભરાવું એ યોગ્ય નથી. આત્મદશા વાસ્તવિકપણે તથારૂપ પ્રકારે ન પરિણમે, ત્યાં સુધી સંયમી જીવનમાં અનેક પ્રકારથી સાવચેત રહેવા જેવું છે, સર્વ પર વસ્તુથી ડરીને નિરંતર જાગૃત રહેવા જેવું છે. નહિ તો આત્મપરિણામ અનાદિ સંસારાકારને સહેજે પામી જઈ સંયમસ્થાનથી પતિત થાય છે. નિરંતર અપ્રમત્તદશાએ પ્રવર્તવું એ જ શ્રી જિનનો સતત્ ઉપદેશ છે.

જીવ રાગ-દ્વેષ તજવાના બ્હાને કરે છે શું? એક ખૂણેથી નીકળી બીજા ખૂણામાં ભરાય છે. બીજો પણ પહેલાંના જેવો જ હોય છે. અનાદિકાળથી જીવ સમ્યક્પ્રકારે નિરાલંબ ઉદાસીન રહી શક્યો નથી કે ઉદાસીન રહેવા તથારૂપ પ્રકારે પ્રયત્ન કર્યો નથી, અને તેથી એ ઉદાસીનતાજન્ય સુખનો અનુભવ પણ તેને નથી એ સુખના અનુભવ કે વાસ્તવ્ય શ્રદ્ધા વિના તેનો તથારૂપપણે પ્રયત્ન-પણ ક્યાંથી હોય? ગ્રંથકાર કહે છે કે-રાગદ્વેષ એ બે પદને પરમ દુખના કારણ, અરે પ્રત્યક્ષ દુઃખ જાણીને હે જીવ! વીતરાગરૂપ અનન્ય સુખના હેતુભૂત ત્રીજા પદને તું નિરતર ભજ-આરાધ.

## કષાયાદિ મનોગત સંસ્કાર પ્રક્ષીણપણાને પામે નહિ, ત્યાં સુધી મુનિ નિશ્ચિત્ મને કરી બેસે નહિ.

મોક્ષમાર્ગમાં વચ્ચે વચ્ચે ઈંદ્રિયવિષયાદિ ચોરોનો ઉપદ્રવ ઘણો રહે છે. એ સર્વ ઉપદ્રવને ટાળી વાસ્તવિક શુદ્ધાત્મદશાને સંપ્રાપ્ત થતાં સુધી સતત્ જાગૃતિ રાખવી ઉચિત છે. જ્યાં સુધી કષાયાદિ મનોગત સંસ્કાર પ્રક્ષીણપણાને પામે નહિ, ત્યાં સુધી મુનિ નિશ્ચિત્ મને કરી બેસે નહિ. કારણ–કયા સમયે કયું નિમિત્ત પામી કષાયનો ઉદ્રેક વધી જઇ આત્મદશાને મલિન કરશે–વાસ્તવ્ય આત્મશાન્તિનો નાશ કરશે તેનો ભરોંસો નથી, તેથી વિષયાસક્તિ આદિથી ઉપેક્ષિત રહી નિશ્ચિત્ નહિ રહેતાં નિરંતર જાગૃત રહેવું એજ ઉચિત છે.

## ઈન્દ્રિયોને અનુકૂળ વિષયાદિ મળવા તે સુખ નથી.

જેમ પ્રખર અગ્નિથી તપ્તાયમાન લોખંડનો ગોળો પૂર્ણ જળમાં નાંખવાથી આતાપ રહિત શીતળતાને પ્રાપ્ત થાય છે, તેમ અનાદિ સંસાર દુઃખરૂપ ભયંકર પ્રખર અગ્નિથી તપ્તાયમાન જીવરૂપ ગોળો પરમ નિર્વાણરૂપ અનંત શાન્ત અને શીતળ સુખસમુદ્રમાં નિમગ્ન ન થાય, ત્યાં સુધી દુઃખરૂપ આતાપથી રહિત થવો કેવળ અસંભવિત છે. વળી જેમ એ અગ્નિથી તપ્તાયમાન લોખંડના ગોળા ઉપર લેશ માત્ર શીતલ જળ છાંટીએ તો તે જરા પણ ઠંડો નહિ થતાં ઉલટો જળને જ ભસ્મ કરે છે, તેમ દેવપદ કે રાજ્યપદાદિ અલ્પ સુખોથી જીવનું અનાદિ દુઃખ વાસ્તવિક પ્રકારે નહિ મટતાં ઉલટા રંચ માત્ર સુખો આત્માની અનંતકાળની તૃષ્ણારૂપ વ્યાકુળતાજન્ય ભયંકર અગ્નિમાં ક્ષણ માત્રમાં ભસ્મ થઈ જાય છે. પણ તેથી એ દુઃખરૂપી અગ્નિ જરા પણ શાન્ત થતો નથી. ઇંદ્રિયોને અનુકૂળ વિષયાદિ મળવા તેને લોકો સુખ કહે છે, પણ એ સુખ નથી, કારણ–તે વિનાશી અને પરાધીન છે. એવા તુચ્છ સુખોને સુખ માની તેથી આનંદ માનવો એ સાચા સુખથી સદા માટે વંચિત રહેવા બરાબર છે.

## રાગના વશે અવિવેકીને સમસ્ત જગત્ ભોગ્યરૂપે ભાસે છે, ત્યારે વિવેકીને સમ્યગ્જ્ઞાન યોગે કેવળ ત્યાગરૂપ ભાસે છે.

પૂર્ણ બહિરાત્મદષ્ટિ જીવોને સુખ-દુ:ખના કારણોથી પૂર્ણ એવું આખું જગત્ ભોગવવા યોગ્ય ભાસે છે. અનિષ્ટને દૂર કરવું તે તથા ઈષ્ટને ગ્રહણ કરવું એ બંને એના ભોગ છે. અથવા સર્વ પદાર્થ કોઇને કોઈ અપેક્ષાએ સફળ વા પ્રયોજનભૂત છે, એ ન્યાયથી જોતાં સર્વ જગત્ના પદાર્થો સાર્થક વા ઉપભોગ્ય છે. પણ તે ક્યાં સુધી? અંતરંગ આત્મદષ્ટિનો આત્મામાં લેશ માત્ર પ્રકાશ નથી, પરંતુ કેવળ બાહિર્મુખ ઉપયોગ જેનો પ્રવર્તી રહ્યો છે ત્યાં સુધી. વિશુદ્ધ આત્માનંદના ભોગીપુરૂષો, કે જેમનું અંત:કરણ બાહ્ય સર્વ પર વસ્તુના મોહથી વિરામ પામ્યું છે-નિવૃત્ત થયું છે, તેમને આખું જગત્ અનેક સંકટનું કારણ તથા અપૂર્વ આત્માનંદનું વિઘાતક, અભોગ્ય અને ઉપેક્ષણીય ભાસે છે. અંતરાત્મદષ્ટિવાન મોક્ષાર્થી જીવોને ઉચિત છે કે-તેઓ હેયોપાદેયની સાપેક્ષતા સમજી તથારૂપપણે નિવૃત્તિનો અભ્યાસ કરે, કારણ-આત્માનો આનંદ વાસ્તવિક શુદ્ધ, સ્વાશ્રયી અને અબાધિત છે, જ્યારે જગત્ના પદાર્થોનો આનંદ ઇંદ્રધનુષવત્, ક્ષણીક, બાધિત, પરાશ્રયી અને અવાસ્તવિક છે. વિશુદ્ધ આત્માનંદ જગત્ અને જગત્ના સર્વ પદાર્થોની આસક્તિ ટાળી નિવૃત્તિમાર્ગનું અનુસરણ કરવાથી જ પ્રાપ્ત થાય છે. સાચા સુખનો અભિલાષી આત્મા તો પ્રવૃત્તિને તજી નિવૃત્તિ પરાયણ જ થાય છે, કારણ પ્રવૃત્તિનું ફળ ચાર ગતિરૂપ સંસાર છે, તથા નિવૃત્તિનું ફળ અસંસાર અર્થાત્ મોક્ષ છે. ટુંકામાં અવિવેકી જીવોને રાગના વશે આ સમસ્ત જગત્ ભોગ્યરૂપ ભાસે છે, ત્યારે વિવેક સુદષ્ટિમાન જીવોને સમ્યક્જ્ઞાન યોગે કેવળ ત્યાગરૂપ-ઉપેક્ષારૂપ ભાસે છે. 'દષ્ટિ તેવી સૃષ્ટિ.'

## નિવૃત્તિનું પ્રયોજન અને નિષ્પ્રયોજન.

જીવને રાગાદિ પર ભાવોની જ્યાં સુધી પ્રવૃત્તિ છે, ત્યાં સુધી નિવૃત્તિનો અભ્યાસ કરવો ઈષ્ટ છે. પણ પર વસ્તુનો આત્મીય સંબંધ

સર્વથા દૂર થતાં એ નિવૃત્તિ કે પ્રવૃત્તિથી જીવને કાંઈ પણ પ્રયોજન નથી. જેમ જ્યાં સુધી રોગ છે, ત્યાં સુધી ઉચિત ઔષધોપચાર કર્તવ્ય છે, પણ રોગમુક્ત થતાં ઔષધોપચારથી કાંઈ પ્રયોજન નથી, તેમ અનાદિ પર પ્રવૃત્તિ નિવારવા અર્થે નિવૃત્તિનો અભ્યાસ કર્ત્તવ્ય છે. પણ સર્વથા અભાવ થતાં કે વાસ્તવ્ય અભાવદશા વર્તતાં નિવૃત્તિથી કાંઈ પ્રયોજન નથી.

## સમ્યગ્દર્શનાદિક ભાવનાને ભાવવી અને મિથ્યાદર્શનાદિક દુર્ભાવનાનો ત્યાગ કરવો.

અનંત સંસાર પરિભ્રમણ કરી રહેલો એવો હું, હવે એ, અનાદિ પરિભ્રમણના આત્યંતિક અભાવને અર્થે પૂર્વે ક્યારેય પણ નહિ ભાવેલી, નહિ ચિંતવેલી અને નહિ પ્રતીત કરેલી એવી સમ્યક્દર્શનાદિક નિર્મળ ભાવનાને ભાવું–આરાધું તથા પૂર્વે અનંત-વાર ભાવેલી એવી મિથ્યાદર્શનાદિક દુર્ભાવનાનો ત્યાગ કરૂં–ભૂલું.

જે દુષ્ટ ભાવનાના યોગે ભયંકર સંસારચક્રમાં આજ સુધી હું ભમ્યો, કદર્થીત થયો, દુઃખી દુઃખી થઈ રહ્યો, તે ભાવના છોડી એનાથી ઉલટી સમ્યક્દર્શનાદિ ભાવનાને અંગીકાર કરી, અનંત સુખસ્વરૂપ અવિનાશી નિજપદને પ્રાપ્ત કરૂં, એમ મુમુક્ષુ આત્મા નિરંતર ચિંતવે છે.

## ભાવી સુખ-દુઃખનું અનુમાન જેમ છે તેમ ક્યારે બંધાય?

પ્રથમ દશાના સદ્વૃત્તિવાન્ જીવને કોઈ પ્રકારે શુભ ઉપયોગ ઉપાદેય છે. કારણ–એ વિના જીવની સદ્વૃત્તિ ટકવી કે ઉજ્વળતાને પામવી અસંભવિત છે. વળી શુભ પરિણામાદિકથી પુણ્ય અને પુણ્યથી અનુકૂળ સામગ્રી તથા સ્વર્ગાદિક અભ્યુદય પ્રાપ્ત થાય છે, જ્યારે અશુભ પરિણામથી પાપ અને પાપોદયથી આત્માને પ્રતિકૂળ દુઃખ સામગ્રી તથા નર્કાદિક દુર્ગતિ સાંપડે છે. એટલે એ અશુભ ઉપયોગ કોઈ રીતે આત્માને ઉપાદેય નથી. શુભ–ઉપયોગજન્ય પુણ્ય પરિણામનું શાતાજન્ય સાક્ષાત્ સુખ તો તેજ કાળે અનુભવાય છે; જ્યારે

પાપપ્રવૃત્તિ અને પાપ–પરિણામજન્ય ભયંકર વ્યાકુળતારૂપ દુઃખનો સાક્ષાત્ અનુભવ પણ તે જ કાળે થાય છે. જીવ જો પોતાના વર્ત-માન પ્રવર્તન અને પરિણામ ઉપર સમ્યક્પ્રકારે ઉપયોગને પ્રેરે, તો ઉપરોક્ત કથન તેને સ્પષ્ટ પ્રતિતીમાં આવી શકે તેમ છે. અને તે ઉપરથી ભાવી સુખ–દુઃખનું પણ અનુમાન જેમ છે તેમ બંધાય છે, અને તે પણ કલ્પિત નહિ પણ સમ્યક્ હોય છે. અનાદિ મોહ-મૂઢ આત્માને તેટલો અવકાશ ક્યાંથી હોય કે–તે નિજપરિણતિ અને પ્રવૃત્તિ ઉપર જરાય લક્ષ દે! અને તેથી તો પુદ્ગલપરા-વર્તનરૂપ ભયંકર સંસારપરિભ્રમણ તેને વર્તી રહ્યું છે.

## શુદ્ધ ઉપયોગના પ્રસાદે અનાદિ સંસારભ્રમણથી સર્વથા મુક્તિ.

અશુભોપયોગના નિવારણથી શુભ ઉપયોગ આત્મામાં વર્તે છે. આગળ દશાવિશેષતા પામતાં અર્થાત્ સમ્યક્જ્ઞાનના અપૂર્વ અને તિક્ષણ બળે શુદ્ધ ઉપયોગ પ્રવર્તતાં શુભ ઉપયોગ પણ સ્વયં છૂટી જાય છે, તથા શુદ્ધ ઉપયોગના પ્રસાદે જીવ અનાદિ સંસારપરિ-ભ્રમણથી સર્વથા મુક્ત થાય છે.

## કાળલબ્ધિના યોગે તથારૂપ દશાસંપન્ન મહાપુરૂષના સમાગમે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ.

આત્મા અનાદિકાળથી કર્મબદ્ધ છે, તે કર્મબંધ આશ્રવથી છે, આશ્રવ ક્રોધાદિ કષાયથી થાય છે, કષાય પ્રમાદથી અર્થાત્ આત્મઅજાગૃતિથી થાય છે, પ્રમાદ અવ્રતથી થાય છે અને અવ્રત મિથ્યાત્વથી વૃદ્ધિને પામે છે. એમ સંસારી આત્મા મિથ્યાદર્શનાદિ યોગે અનાદિકાળથી મલિન દશાને પ્રાપ્ત થઈ રહ્યો છે. કોઈ એક મનુષ્ય સંજ્ઞી પંચેંદ્રિ જીવ કાળલબ્ધિ આદિ યોગે કરીને કોઇ તથા-રૂપ દશાસંપન્ન મહાપુરૂષના વાસ્તવ્ય સમાગમે સમ્યક્દર્શન પ્રાપ્ત થઇ વ્રત, વિવેક, નિષ્કષાયતા આદિ નિર્મળ સાધનોવડે ક્રમે કરી યોગથી પણ અનુક્રમે મુક્ત થાય છે.

## કોઈ દશાસંપન્ન મહાપુરૂષને બાદ કરતાં આખું એ જગત્ શુભાશુભ પદાર્થો અને ભાવોમાં અહં-મમત્વ માની ચિત્ર-વિચિત્ર પ્રકારે નાચી રહ્યું છે.

સ્વભાવત: જીવને દુ:ખ પ્રિય નથી, સુખ પ્રિય છે. પોતાને અનિષ્ટ એવા ચિત્ર-વિચિત્ર દુ:ખો અનિચ્છાએ પણ જીવ અનુભવે છે, તેથી પણ સ્પષ્ટ સમજાય છે કે-વર્તમાનમાં જીવ પરતંત્ર છે, સ્વાધીન નથી. સ્વાધીન હોય તો કોઇ અણગમતાને અનુસરે નહિ. એ પરાધીનતા કઈ? માત્ર સકષાયભાવે પૂર્વે બાંધેલા ચિત્ર-વિચિત્ર શુભાશુભ કર્મપુદ્ગલોની. વર્તમાનમાં પણ એ શુભાશુભ કર્મપુદ્ગલોના ઉદયજન્ય પરિણામોનો અનુભવ પ્રાયે સકષાય પરિણામ વિના થતો નથી. માત્ર કોઈ દશાસંપન્ન મહાપુરૂષને બાદ કરતાં આખું જગત્ એ શુભાશુભ પદાર્થો અને ભાવોમાં અહં-મમત્વ માની ચિત્ર-વિચિત્ર પ્રકારે નાચી રહ્યું છે. આત્માનો વાસ્તવિક વિશ્વાસ અને અનુભવ આત્માના પરિચયી થયે જ થાય છે. અને શુભાશુભ સંસારપરિણતિ અને તદ્યોગે ઈષ્ટ-અનિષ્ટ કલ્પના જીવ કષાયપરિણામથી જ કરે છે, જેથી ભાવી સંસારના કારણરૂપ કર્મપુદ્ગલો સમયે સમયે બાંધે છે. જીવને બંધદશા એકબીજા શુભાશુભ કર્મોદયવડે મિથ્યાત્વનું સાહચર્ય પામીને સંતતિરૂપે ધારાપ્રવાહપણે તીવ્ર મંદરૂપે અનાદિકાળથી ચાલી આવે છે.

## દેહાદિ પદાર્થો જડ અને પર છે: તેની પ્રતિતી કોઈ મહત્ પુરૂષની કૃપાએ સમ્યગ્જ્ઞાનાદિના યોગથી થાય છે.

"આ દેહ મારો છે અને હું દેહનો છું" આવી નિશ્ચિત્ શ્રદ્ધાપૂર્વક દેહની સાથે જીવને પ્રીતિ છે, અર્થાત્ દેહરૂપ ક્ષેત્ર વિષે ક્ષેત્રીયરૂપે એટલે સ્વામીત્વપણે એટલે જ્યાં સુધી જીવ પ્રવર્તિ રહ્યો છે, ત્યાં સુધી તપના પરમ ફળરૂપ મોક્ષની શી આશા? દેહ પ્રત્યેની એકત્વભાવના મોક્ષમાર્ગના પ્રવાસીને એક મહાન્ ઈતિ-કષ્ટ સમાન વિઘ્નરૂપ છે.

આ જગત્‌માં સર્વ પદાર્થો પોતપોતાના નિજસ્વરૂપને અવલંબીને રહ્યા છે, પણ ત્રિકાલે પોતાના નિજસ્વરૂપને છોડતાં નથી. કોઈ દ્રવ્યનો કોઈ અન્ય દ્રવ્યથી કિંચિત્ સંબંધ નથી. અર્થાત્ સર્વ દ્રવ્યો પોતપોતાના સત્તા ગુણાદિને અનુવર્તી ભિન્ન ભિન્ન નિજ-ગુણ–પર્યાયપણે પ્રવર્તિ રહ્યા છે. હું અનાદિ કાળથી મિથ્યાત્વ રાગાદિ યોગે દેહાદિ પર પદાર્થોને મારૂં નિજસ્વરૂપ સમજી રહ્યો છું, પણ એ પર પદાર્થો મારા સ્વરૂપપણે પરિણમવા સર્વથા અશકય છે. કેવળ મૂઢબુદ્ધિએ અહાઈ નિરર્થક એને પોતાપણે ધારી ધારી હું અનંતકાળથી એ દેહાદિ પર પદાર્થોની પાછળ મારી પોતાની ભ્રાંતિએ કરીને ભટકયો. દૈવયોગે કાળાદિ લબ્ધિને પામીને, આ અનુપમ માનવ-જીવનમાં કોઈ મહત્પુરૂષની કૃપાએ કરી સમ્યક્‌જ્ઞાનાદિ યોગના પ્રભાવથી હવે મેં જાણ્યું કે–એ દેહાદિ પર પદાર્થો ખરેખર જડ અને પર છે. હું તે રૂપ નથી, પણ ચૈતન્યઘનરૂપ છું. એ જડ શરીરાદિ અને ચૈતન્ય પરિણામી હું એ બનેનો પરસ્પર સંબંધ શો ? જરા પણ નહિ. કારણ–એ બંને જાતિ, ગુણ, લક્ષણાદિએ કરીને પરસ્પર કેવળ ભિન્ન છે. આ પ્રકારનું આત્મપરિણામી ભેદ-વિજ્ઞાન એ જ મોક્ષરૂપ પરમ કલ્યાણનું કારણ છે.

## પૂર્વે બંધહેતુપણે વર્તતા હતા, તે જ પદાર્થો સમ્યગ્-જ્ઞાનયોગે બંધનિવૃત્તિપણે પરિણમે છે.

અનાદિ કાળથી આજ સુધી બાહ્ય વસ્તુઓ સાથે અત્યંત પ્રીતિ બની રહી, અને તેથી એ બાહ્ય વસ્તુઓ મને નિબિડ બંધનું કારણ થઈ. પણ હવે સત્યાર્થ આત્મવિજ્ઞાનના પ્રભાવથી એ બાહ્ય સર્વ વસ્તુઓ પ્રત્યે મને ઉત્કટ વૈરાગ્ય વર્તતો હોવાથી જે પદાર્થો પૂર્વે બંધહેતુપણે વર્તતા હતા, તે જ પદાર્થો આજ બંધનિવૃત્તિપણે મારા જ્ઞાનમાં પરિણમી રહ્યા છે. અહો ! કયાં એ પૂર્વનું અજ્ઞાન તથા કયાં આ સમ્યક્‌જ્ઞાનની અપૂર્વ મહત્તા. તેથી પૂર્વમહાપુરૂષો કહે છે કે–બંધનું કારણ ક્રિયા માત્ર નથી પણ પરિણામ છે.

## યોગીપુરૂષ સમ્યગ્જ્ઞાનજન્ય સદ્વિવેકવડે શુભાશુભ કર્મફળોનો વિપાક અનુભવ્યા સિવાય નિર્જરા કરે છે.

મિથ્યાત્વદશામાં બંધ અધિક અને નિર્જરા તુચ્છ અર્થાત્ નહિ જેવી છે. ત્રીજા મિશ્ર ગુણસ્થાનકે બંધ અને નિર્જરા સમાન છે. અવિરત નામના ચોથા ગુણસ્થાનકે બંધ અત્યંત અલ્પ નિર્જરા પૂર્વ અપેક્ષાએ અનંતગુણી છે. આગળ આગળની ભૂમિકાએ અનાદિ સંસારના કારણભૂત બંધ ક્ષીણ થતો જઈ કેવળ નિર્જરા જ વર્તે છે અને બંધનો નિરોધ થાય છે. ત્યાં પણ શાતાવેદનીય આદિ કેટલીક પુણ્યપ્રકૃતિનો બંધ થાય છે, તો પણ તે અનંત સંસારના હેતુભૂત નહિ હોવાથી વાસ્તવ્ય બંધરૂપ અહીં ગણ્યો નથી. તે ભૂમિકાએ વર્તતા જીવને શાતાવેદનીયાદિજન્ય ગમે તેટલી શુભ સામગ્રી મળે તો પણ તે શાતાને વેદતો નથી, પણ મૂખ્યતયા આત્મગુણોને અનુભવે છે. શાતાને વેદે છે એમ જે કહેવામાં આવે છે તે ઉપચારથી. કારણ–સંસારી જીવો આત્માનુભવને જાણી કે જોઈ શકતા નથી. શાતા શાતાજન્ય સામગ્રી તથા અન્યથી વિલક્ષણ પુણ્યપ્રકૃતિના ઉદયને આત્મગુણ કલ્પે છે, ત્યાં બીજુ શું કહેવું ? વળી તે પુરૂષોને દુઃખનો અભાવ વર્તી સંપૂર્ણ સુખનો અનુભવ સમયે સમયે વર્તી રહ્યો છે. જગતવાસી જીવોનું લક્ષ શાતા એ સુખ છે, એમ બની રહ્યો છે. અને અનંત અતિદ્રિંય અનાકુળ સુખનું તેમને ભાન નથી, એટલે ત્યાં શાતા વર્તે છે, એમ ઉપચારથી મહાપુરૂષોએ કહ્યું. વળી તેમને કવચિત્ શુભપ્રકૃતિનો બંધ પડે, તો પણ સાંપરાયિક ( ચોવીસ ક્રિયા ) નથી પણ ઇર્યાપથિક એક જ છે, જે ૧૧–૧૨–૧૩ માં ગુણસ્થાનકવાળાને હોય છે. તે પ્રથમ સમયે બંધાય અને બીજા જ સમયે છૂટી જાય છે. વળી નામ, ગોત્ર, વેદનીય અને આયુ–એ ચાર કર્મપ્રકૃતિઓ છે. એટલે શાતાવેદનીયાદિથી આત્મગુણનો વિઘાત થાય છે કે આત્માનુભવ આવરણ હાનિને પામે છે, એમ બનતું નથી. મોહના મિશ્રણ વિના કોઈ કર્મપ્રકૃતિ આત્માનુભવની આડે આવતી નથી. આત્મગુણોને સાક્ષાત્

આવરણુ કરનાર મોહ છે, એમ સમજી વિવેકપૂર્વક તેને સર્વથા ક્ષય કરવા ભણી પ્રવર્તવું યોગ્ય છે

શુભાશુભ કર્મના ઉદયાનુસાર ઇચ્છાએ કે અનિચ્છાએ અનુભવ કરીને, વેદીને આખું જગત્ નિર્જરા કરી રહ્યું છે. તેમાં જ્ઞાનની કે સદ્‌વિવેકની જરૂર નથી. જ્ઞાન હો કે અજ્ઞાન હો, વિવેક હો કે અવિવેક હો. ઉદયાભિમુખ કર્મનો રસપૂર્વક અનુભવ કરી પ્રાણી માત્ર નિર્જરા કરી રહ્યા છે. માત્ર યોગીપુરૂષ સમ્યક્‌જ્ઞાનજન્ય સદ્‌વિવેકવડે અવિપાક (શુભાશુભ કર્મફળોનો વિપાક અનુભવ્યા સિવાય) નિર્જરા કરે છે. પ્રખર આત્માનુભવજન્ય અતિદ્રિય આત્માનુભવ આડે કર્મફળના વિપાકને અનુભવવાનો તે દૃઢ યોગીને અવકાશ જ કયાં છે ? અને તેથી જ તે કર્મફળો નિઃસત્ત્વપણાને પામી પોતાના સ્વભાવ પ્રમાણે ફળાનુભવ કરાવ્યા સિવાય આ છેડેથી પેલે છેડે ચાલ્યા જાય છે. અર્થાત્ નિષ્ફળતાને પામે છે.

## શરીર પરની આસક્તિથી કષાયોનો થતો ઉદ્રેક.

સર્વ પાપારંભથી નિવૃત્ત સાધુજનને અન્ય કોઇ કારણોથી કષાયોનો એકદમ સહસા પ્રાદુર્ભાવ થવો શકય નથી, પરંતુ પોતાની પાસે રહેતાં શરીર પ્રત્યે આસક્તિ થઈ જાય તો અવશ્ય કષાયનો ઉદ્રેક થઈ જાય. એ આસક્તિને મૂળથી ક્ષીણુ કરવા મુનિજન દુર્દ્ધર તપશ્ચરણાદિ આચરે છે. આમ દુર્દ્ધર તપશ્ચરણાદિ આચરવાથી મારા અનાદિ દોષો અવશ્ય ક્ષીણુ પામશે એવી તેની સમજ છે. પણુ એ નથી સમજતો કે—ગમે તેટલા તપશ્ચરણાદિ અનુષ્ઠાન આચરવા છતાં પણુ પરદોષ કથા કહેવા–સાંભળવાથી પણુ એ રાગાદિ દોષો ઉત્પન્ન થાય છે, પોષણુ પામે છે. જેમ અજીર્ણ સમાવવા કોઈ મનુષ્ય અનેક પ્રકારની કસરત કરી કષ્ટને સહન કરે, પરંતુ તેની સાથે જેનાથી અજીર્ણ થયું છે એવા એ દોષના મૂખ્ય કારણુરૂપ રસયુક્ત ગરિષ્ટ ભોજનાદિને ન છોડે, તો અજીર્ણ કેમ મટે ? રાગાદિ દોષોની નિવૃત્તિ અર્થે કાયકલેશાદિરૂપ તપ કરવું, એ તો પેલા કસરત

કરવાવાળા મનુષ્યના જેવો એક સામાન્ય ઉપચાર છે. પણ પરદોષ કથાકથન-શ્રવણપણાનો નિરોધ કરવો એ ગરિષ્ટ ભોજન છોડવા તુલ્ય મૂખ્ય ઉપચાર છે. માટે પરદોષ કથા કહેવી મુમુક્ષુને યોગ્ય નથી

પરદોષ-દૃષ્ટિથી આત્મીય ગુણોનો ઉત્કર્ષ થતો નથી.

જે મહાભાગ્ય સાધુપુરૂષમાં અનેક ગુણો પ્રકાશી રહ્યા છે, તેમનામાં કોઈ વખત પ્રારબ્ધવશાત્ કોઈ કોઇ સ્વલ્પ દોષ થઈ આવે છે. અત્યંત ઉત્કૃષ્ટ ગુણોના પ્રકાશમાં એ દોષો તે મહાત્મામાં તેના વાસ્તવિક સ્વરૂપે જેમ છે તેમ દેખાય છે, અને તેથી અજ્ઞાનીજનો પણ તે દોષોરૂપે સમજી શકે છે. તેમ છતાં જ્ઞાનીપુરૂષ તો જ્ઞાની જ રહે છે અને અજ્ઞાનીજન અજ્ઞાની જ રહે છે. દોષદૃષ્ટિવાન્ જીવ પરદોષ જોવા માત્રથી કાંઈ જ્ઞાની વા મહાત્મા થઈ શકતો નથી. તે તો નિરંતર દોષયુક્ત જ રહે છે. એવી પરદોષ દૃષ્ટિથી આત્મીય ગુણોનો વાસ્તવિક ઉત્કર્ષ કદી પણ થઈ શકતો નથી.

જ્યાં સુધી મિથ્યાત્વ તજ્જનિત અજ્ઞાન જીવને વેગે ચડાવી રહ્યું છે, ત્યાં સુધી જીવની દૃષ્ટિ માત્ર પરદોષ ગ્રહણાદિ તરફ નિરંતર રમ્યા કરે છે.

સંસારદશામાં સર્વાંગ શુદ્ધતા હોય એવું એક પણ ઉદાહરણ નહિ મળે.

જ્યાં સુધી સંસારદશા વર્તે છે, ત્યાં સુધી થોડા વા ઘણા દોષ પ્રાયે સર્વ જીવોમાં વર્તે છે. સંસારદશામાં સર્વાંગ શુદ્ધતા હોય એવું એક પણ ઉદાહરણ નહિ મળે. ગુણસ્થાનશ્રેણી એ પણ એક એકથી દોષયુક્ત સંસારદશાઓ છે. સંપૂર્ણ દોષમુક્ત અસંસાર-દશા ભગવાન્ સિદ્ધાત્મા છે. ઉપર ઉપરના ગુણસ્થાનના સાપેક્ષપણે જોતાં નીચે નીચેના ગુણસ્થાનો દોષયુક્ત જ ભાસશે.

જ્યાં સુધી અજ્ઞાનનું બળ છે, ત્યાં સુધી સ્વશ્રેષ્ઠતા સિદ્ધ કરવાની અભિલાષા પ્રાયઃ મટતી નથી.

બીજા સહધર્મી-સહાધ્યાયીઓમાં પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવાની

અભિલાષા જીવને રહે એ સ્વાભાવિક છે. જ્યાં સુધી અજ્ઞાનનું બળ છે, ત્યાં સુધી એ અભિલાષા મટતી નથી. બહુધા એ અભિલાષાવશ પરનિંદા, સ્વપ્રશંસા, પરગુણઆચ્છાદન, નિજગુણપ્રકાશન, પરદોષપ્રકાશન અને નિજદોષઆચ્છાદન, ઉપવાસ અને કાયક્લેશાદિ તપ જીવ કર્યા કરે છે, પણ વાસ્તવિક જ્ઞાનદૃષ્ટિ જાગૃત થતાં ઉપરોક્ત પોતાની પ્રવૃત્તિ તેને સાવ અજ્ઞાન ચેષ્ટારૂપ પ્રતિભાસે છે. મહાપુરૂષો પોકારી પોકારીને કહે છે કે–માત્ર બાહ્યક્રિયા આદિથી આત્માના મહદ્ અર્થની વાસ્તવ્ય સિદ્ધિ નથી, પરંતુ સાથે સાથે કષાયાદિ અનાદિ નિજદોષની નિવૃત્તિ થઈ આત્મપરિણામમાં જે સમ્યક્ વિશુદ્ધતા પ્રાપ્ત થાય છે, તેથી જ આત્મકલ્યાણની સિદ્ધિ છે.

## આશારૂપ વલ્લીનું માહાત્મ્ય.

અનાદિ આશારૂપ વલ્લીની શિખા મોટા મોટા તપસ્વી પુરૂષોમાં પણ ઘણા વિસ્તારને પ્રાપ્ત થતી જાય છે. ક્યાં સુધી? જ્યાં સુધી તેઓની અંતઃકરણરૂપી જડમમત્વરૂપ જળથી નિરંતર આર્દ્રભિની રહે છે. ત્યાં સુધી. અને તેથી જ તે મહાપુરૂષો ચિરકાળથી પરિચિત શરીર પ્રત્યે પણ નિર્મમત્વ થઈ, ઉદાસીન થઈ સદ્‌વિવેકપૂર્વક અતિ કષ્ટસાધ્ય તપાદિ અનુષ્ઠાનદ્વારા શરીરનું દમન કરે છે.

વેલના મૂળમાં નિરંતર જળસિંચન કરવામાં આવે તો તેની ઉપરની શિખા સુદ્ધાંત તે વેલ લીલી હરિયાલી રહે છે, તેમ આશારૂપ વલ્લીની મનરૂપ જડ જ્યાં સુધી મમત્વરૂપ જળથી સજલ રહ્યા કરે, ત્યાં સુધી એ વલ્લી પોતાની શિખા સુદ્ધાંત તરૂણ જ રહે છે, અર્થાત્ કદી પણ સુકાતી નથી એમ સમજી વિવેકી પુરૂષો પોતાના શરીરથી પણ ઉદાસીનપણે–નિઃસ્પૃહપણે મરણ–જીવનની આકાંક્ષા રહિત થઇ અત્યંત કષ્ટસાધ્ય તપ આદિ વડે નિરંતર શરીરને દમન કરે છે.

## મોહક્ષય કરવાનો ઉપાય વિવેકપૂર્વક પર પદાર્થોની આસક્તિનો ત્યાગ કરવો એ છે.

જેમ યોગ્ય ઔષધોપચારથી પેટનું અજીર્ણ વમી નાખતાં

રોગની નિવૃત્તિ થાય છે, તેમ વિભાવ ભાવોથી વૃદ્ધિ પામેલો કર્મ-પરિણામરૂપ વિકાર સમ્યક્‌જ્ઞાનથી નિવૃત્ત થાય છે. અને એ કર્મ-પરિણામજન્ય વિકાર અર્થાત્ મોહ અત્યંત મંદ થતાં–નાશ થતાં શરીર પ્રત્યેનું અનાદિ મમત્વ ક્ષીણ થાય છે. મમત્વ નષ્ટ કરવાનો મૂળ અને વાસ્તવ્ય ઉપાય મોહનો ક્ષય કરવો એ જ છે. અને તે મોહક્ષય કરવાનો ઉપાય વિવેકપૂર્વક પર પદાર્થોની આસક્તિનો ત્યાગ કરવો એ છે.

અજ્ઞાનજન્ય પર વસ્તુ પ્રત્યેની ભાવના જે પુરુષમાં ઉત્પન્ન થતી નથી તેના હરકોઈ ઇષ્ટાનિષ્ટ પ્રસંગો સુખરૂપ પ્રતિભાસે છે, અને તેથી જ મુનિજનો નિરંતર સુખી છે. ઐહિક સુખદુ:ખો મોહના સાહચર્યપણામાં સુખ–દુ:ખરૂપ પ્રતિભાસે છે. અર્થાત્ સમજણમાં વિપર્યાસ હોવાને લઈને મોહોદયથી પર વસ્તુમાં ઇષ્ટાનિષ્ટપણું મનાઈ તેમાં સુખ–દુ:ખરૂપ વિભાવકલ્પના થાય છે. વસ્તુતાએ એ સમજણ અને એ મોહજન્ય માન્યતા બંને કલ્પના જ છે, અને તે સર્વ પ્રતિબંધથી રહિત સહજશુદ્ધ ચૈતન્યદશાની વિઘાતક છે.

### સાક્ષાત્ આત્મતત્ત્વ જેઓ અનુભવી રહ્યા છે, એવા અસાધારણ મહાત્મ્યવંત પુરૂષોને ધન્ય છે.

જે આત્મતત્ત્વ સંસારદશાયુક્ત જીવોને કેવળ અગોચર અને અલક્ષ છે, તે આત્મતત્ત્વ જેઓ સાક્ષાત્ અનુભવી રહ્યા છે–આસ્વાદી રહ્યા છે, એવા અસાધારણ મહાત્મ્યવંત પરમપુરૂષને ધન્ય છે, કે જેના અસાધારણ ત્યાગ સ્વરૂપ પરમસુખનો પરિચય જંગલના અતિ ચંચળ અને સ્વભાવથી ભયભીત હરિણ જેવા પ્રાણીઓને પણ આપી રહ્યો છે.

### અતત્ત્વશ્રદ્ધાનરૂપ અંત:કરણ એ વિષયાભિલાષાનું અનાદિ સ્થાન છે, અને શરીરાદિ જગતના સર્વ ચિત્ર–વિચિત્ર પદાર્થો તેને આધારરૂપ છે.

વિષયાભિલાષા અને આત્મા એ બંને બહુ અગમ્ય છે. કોઈ

તથારૂપ દશાસંપન્ન પરમ પુરૂષના જોગ અને પરિચય વિના તેનો થાહ પામવો અત્યંત મુશ્કેલ છે. એ અનાદિ વિષયઆશા જ્યાં-જૂઓ ત્યાં જાજ્વલ્યમાનપણે સળગી રહી છે. આ ખૂણેથી નીકળી આ ખૂણે ભરાય ક્યાંથી તેને પકડવી ? અતત્ત્વશ્રદ્ધાનરૂપ અંતઃકરણ એનું અનાદિ સ્થાન છે અને શરીરાદિ જગત્‌ના સર્વ ચિત્ર-વિચિત્ર પદાર્થો તેને આધારરૂપ છે. કહો હવે એને કયા સ્થાનેથી પકડવી-પાછી વાળવી !

શુભાશુભ બન્નેયનો વિનાશ કરવા અર્થે પરિગ્રહરૂપી દુષ્ટ ગ્રહનો સર્વથા ત્યાગ કરે છે, તે પુરૂષ સત્પુરૂષને પણ વંદનીય છે.

પૂર્વે ઉપાર્જન કર્યાં એવા શુભાશુભ કર્મો એનું જ નામ દૈવ છે, અને તેની પ્રેરણાથી-ઉદયથી જીવ જગત્‌માં સુખ-દુઃખને વેદે છે. શુભાશુભ દૈવમાં અશુભને તજી જે જીવ શુભને આદરે છે, તે જગત્‌માં ભલો છે. પરંતુ યોગીશ્વર શુભાશુભ બંનેનો વિનાશ કરવા અર્થે સર્વ આરંભ-પરિગ્રહરૂપી દુષ્ટ ગ્રહનો સર્વથા પરિત્યાગ કરે છે, તે મહાપુરૂષ સત્પુરૂષોને પણ વંદનીય છે. ( શરીર એ પણ પરિગ્રહમાં સમજવું. )

જગત્‌માં કોનાથી પ્રીતિ અને કોનાથી આતાપ-દુઃખ માનવું ?

પૂર્વોપાર્જિત કર્મોદયવડે આ સંસારમાં જીવ સુખી-દુઃખી થાય છે. સુખમાં પ્રીતિ અને દુઃખમાં આતાપ માનવાથી આત્મપરિણામ વ્યામોહને પામી નવીન નવીન કર્મોનો બંધ થાય છે. જે મહા-પુરૂષો કર્મોદયજન્ય સુખ-દુઃખમાં હર્ષવિષાદને પ્રાપ્ત નહિ થતા તથારૂપ ઉદાસીન પરિણામે પરિણમે છે, તેઓ નવીન કર્મબંધપણાને નહિ પ્રાપ્ત થતાં પ્રાચીન કર્મોનો ક્ષય કરે છે. જગત્‌માં કોનાથી પ્રીતિ માનવી તથા કોનાથી આતાપ-દુઃખ માનવું ? કારણ એ પ્રીતિ અને દુઃખરૂપ પરિણામ તથા એના આશ્રયરૂપ બાહ્ય પદાર્થો બંને ક્ષણિક છે.

તત્ત્વદૃષ્ટિએ વિચારતાં સંસારી જીવો માત્ર દુઃખી છે, તેઓમાં સમ્યગ્દૃષ્ટિ ઉત્તમ પુરૂષો જ સુખી છે.

તત્ત્વદૃષ્ટિએ વિચારતાં સંસારી જીવો માત્ર દુઃખી છે. તેઓમાં

માત્ર સમ્યક્‌દષ્ટિ મુનિજનો–ઉત્તમ પુરૂષો જ સુખી છે. ભગવાન સિદ્ધ કેવળ આનંદરૂપ શુદ્ધ વિજ્ઞાનઘન છે અને તેથી તેઓ સંપૂર્ણ સુખી છે.

**શુદ્ધ દ્રવ્યાર્થિક દૃષ્ટિએ આત્મવિચાર.**

શુદ્ધ દ્રવ્યાર્થિક દૃષ્ટિએ વિચારતાં આત્મા જન્મ–મરણથી રહિત અજન્મા અને અમર છે. રૂપ–રસાદિ ગુણો જીવમાં નહિ હોવાથી તે બાહ્ય ઇંદ્રિયગોચર થતો નથી, તેથી તે અમૂર્તિક છે. સંસારદશામાં બંધના સદ્‌ભાવથી ઉપચરિત નયે તે મૂર્તિક પણ કહેવાય છે. સંસારદશામાં કર્તુત્વ પરિણમીત જ્ઞાનદશાયુક્ત હોવાથી તે કર્મોનો કર્ત્તા છે, પરંતુ તેના મૂળ વાસ્તવિક ગુણો તરફ જોતાં સ્પષ્ટ જણાશે કે–તે માત્ર પોતાના નિજ ભાવોનો કર્ત્તા છે. કર્મબંધનું કારણ વિકારીદશા છે, કે જે કર્મ અને જીવ ઉભયના સંબંધથી ઉદ્‌ભવે છે. એ જડ અને ચેતન બંનેના મૂળ સ્વભાવથી જુદી એક ત્રીજી દશા છે, જેને જ્ઞાનીપુરૂષો સંસારદશા કહે છે. તેથી બંધ કર્તુત્વનો અપરાધી કેવળ જીવ જ છે, એવી એકાંત માન્યતા મિથ્યા છે, તથા બંધદશા રસપૂર્વક વર્તતી હોવા છતાં આત્મા બંધનો અકર્ત્તા છે, એવી એકાંતદૃષ્ટિ પણ મિથ્યા છે. વ્યવહારદૃષ્ટિથી જોતાં તે આત્મા કર્મફળનો ભોક્તા છે, પણ શુદ્ધ પારમાર્થિક દૃષ્ટિએ વિચારતાં તે ચૈતન્યાદિ નિજ ગુણોનો ભોક્તા છે. પ્રદેશ ગણત્રીથી જીવનું પરિમાણ અસંખ્યાત પ્રદેશપ્રમાણ છે, પરંતુ વ્યવહાર દૃષ્ટિથી જોતાં તે આત્મા યથાપ્રાપ્ત સ્વ શરીરપ્રમાણ છે. પૂર્વપ્રયોગાદિ કારણોના યોગે શરીરાકાર શુદ્ધ આત્મદ્રવ્ય ઉર્ધ્વગમન કરતું સમય માત્રમાં લોકાગ્રશિખરે જઈ સ્થિત થાય છે. ત્યાં અચલ, અબાધિત અને અવિનાશીપણે નિજશુદ્ધ સ્વગુણોને આસ્વાદે છે.

ઈતિ આત્માનું શાસન.

  

# નવ તત્ત્વ જાણવાનો ઉદ્દેશ.

૧. જીવ તત્ત્વ:—જીવ તત્ત્વ જાણવાથી નવ તત્ત્વના હેય (તજવા લાયક), જ્ઞેય (જાણવા લાયક), ઉપાદેય (આદરવા લાયક) સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. તે આ પ્રમાણે-જીવ તત્ત્વનાં જે અનંત-જ્ઞાનાદિ લક્ષણો કહ્યાં છે. તો તેથી આત્મા એમ વિચાર કરે કે-હું પણ જીવ-આત્મા છું, તો મારામાં જ્ઞાનાદિ લક્ષણો કેટલે અંશે છે? હું પોતે જીવના ચૌદ ભેદ આદિ ભેદોમાંથી કયા ભેદમાં છું? સર્વ આત્મા અનંતજ્ઞાન, અનંતવીર્ય આદિ અનંતગુણવાળા છે, તો અક્ષરના અનંતમાં ભાગ જેટલા જ્ઞાનવાળા જીવના ૧૪ ભેદ વિગેરે ભેદો શી રીતે? આ બધી વિષમતા શી? ઈત્યાદિ વિષમ ભાવના વિચારતાં આત્માને વિવેક જાગૃત થાય છે. તેમજ ૧૪ જીવભેદ વિગેરે અનેક જીવભેદોનું જ્ઞાન થવાથી જીવની હિંસા અહિંસાદિકમાં પણ હેય-ઉપાદેયનો વિવેક જાગૃત થાય છે. અને એ પ્રમાણે આત્માને જીવ સ્વરૂપનો વિવેક જાગૃત થતાં આત્મ સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયરૂપ પુણ્ય તત્ત્વ, સંવર તત્ત્વ અને નિર્જરા તત્ત્વ-એ ત્રણ તત્ત્વ જે ઉપાદેય છે, તે ઉપાદેય સ્વરૂપે પ્રાપ્ત થાય છે અને આત્માને આત્મ સ્વરૂપથી ભ્રષ્ટ કરનાર પાપ તત્ત્વ, આશ્રવ તત્ત્વ તથા બંધ તત્ત્વ જે હેય છે, તે હેય સ્વરૂપે પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે આઠે તત્ત્વો પોતપોતાના હેય, જ્ઞેય, ઉપાદેય સ્વરૂપે પ્રાપ્ત થતાં આત્માને અંતે મોક્ષ તત્ત્વ પણ ઉપાદેય સ્વરૂપે પ્રાપ્ત થાય છે. એ મોક્ષ તત્ત્વની પ્રાપ્તિથી આ આત્મા પોતાના સ્વાભાવિક આત્મસ્વરૂપને પામે છે. એજ ટૂંકાણમાં જીવ તત્ત્વ જાણવાનો ઉદ્દેશ છે.

૨. અજીવ તત્ત્વ:—અજીવ તત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત કરીને જીવના સ્વરૂપની અને પ્રસંગથી નવે તત્ત્વોના હેય-જ્ઞેય-ઉપાદેય સ્વરૂપની પ્રાપ્તિ કરવી એ જ અજીવ તત્ત્વની જ્ઞાનપ્રાપ્તિનો ઉદ્દેશ છે, અને તે

અજીવ તત્ત્વના જ્ઞાનથી જીવસ્વરૂપની પ્રાપ્તિ આ પ્રમાણે થાય છે- અજીવ દ્રવ્યોમાં પુદ્દગલદ્રવ્ય સાથે આત્મસ્વરૂપને વિશેષ સંબંધ છે, કારણ કે-જીવને પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ કરનાર આઠે કર્મ, પાંચ, ઈન્દ્રિયો, શરીર, ધન, પરિવાર ઈત્યાદિ સર્વ પદાર્થો પુદ્દગલ-દ્રવ્ય છે. તેથી આત્મા એમ વિચારે કે-આ પુદ્દગલ દ્રવ્ય અજીવ-જડ દ્રવ્ય છે, હું જીવ દ્રવ્ય છું, પુદ્દગલાદિ પદાર્થો જડ છે. હું ચેતન છું. પુદ્દગલો ક્ષણવિનાશી છે, હું અવિનાશી છું. પુદ્દગલો રૂપી છે, હું અરૂપી છું. પુદ્દગલોદ્રવ્યો અજ્ઞાન છે, હું અનંતજ્ઞાનવંત છું. છતાં પણ આ પુદ્દગલાદિ અજીવ સાથે મારે સંબંધ શું? વળી કર્મપુદ્દગલ જે અજીવ-જડ છે, તે મદારી સરખો થઇ મને જીવને માંકડાંરૂપ બનાવી પોતાની ઇચ્છા પ્રમાણે નાચ નચાવે છે તે શું? હું જીવ રાજા સરખો ત્રણ ભુવનનો અધિપતિ હોવા છતાં અને અનંત વીર્યબળથી મહાન્ સિંહ સરખો હોવા છતાં, આ જડપુદ્દગલાદિ અજીવો મારા ઉપર પોતાની સત્તા ચલાવી મને ગમે તે સ્થાને રઝળાવે છે, ભમાવે છે, દુઃખ દે છે એ શું? એ પ્રમાણે અજીવ દ્રવ્યની આત્મા સાથે સંબંધની વિષમતા વિચારીને એ જડ સ્વરૂપ અજીવ દ્રવ્યની રાજસત્તામાંથી મુક્ત થઈ જીવ ( આત્મા ) પોતાનું આત્મસામ્રાજ્ય જે અનાદિ કાળથી અજીવે દબાવી દીધું છે, તે આત્મસામ્રાજ્યને ફરી પ્રાપ્ત કરનાના ઉપાયરૂપ પુણ્ય આદિ ઉપાદેય તત્ત્વોને ઉપાદેય સ્વરૂપે સ્વીકારે અને આત્મસ્વરૂપથી ભ્રષ્ટ કરનાર પાપ આદિ હેય તત્ત્વોને હેય સ્વરૂપે સ્વીકારે, તો અંતે મોક્ષ તત્ત્વ જે ઉપાદેય છે, તે પણ ઉપાદેય સ્વરૂપે પ્રાપ્ત થવાથી આત્મા પોતાનું સ્વાભાવિક આત્મસામ્રાજ્ય પ્રાપ્ત કરે, એ જ અજીવ તત્ત્વની જ્ઞાનપ્રાપ્તિનો મૂખ્ય ઉદ્દેશ છે.

**૩. પુણ્ય તત્ત્વ:**—પુણ્ય તત્ત્વના ભેદાનુભેદજ્ઞાન પ્રાપ્ત કરીને આત્માએ વિચાર કરવો કે-આ પુણ્ય તત્ત્વ પુદ્દગલ સ્વરૂપ છે અને હું જીવ સ્વરૂપ છું. પુણ્યતત્ત્વ દેવગતિ તથા મનુષ્યગતિ આપે છે અને આત્મા તો મોક્ષગતિરૂપ હોય છે. પુણ્ય તત્ત્વ જો કે શુભ

તત્ત્વ છે, તો પણ સોનાની બેડી સરખું બંધનરૂપ છે. સોનાની બેડીમાં જકડાયેલો કેદી સોનું દેખવા માત્રથી કેદીઅવસ્થા સ્વીકારવાને ઉત્સુક ન હોય, તેમ મારો આત્મા સદ્ગતિ આદિ. ૪૨ શુભ કર્મની સુવર્ણ જંજીરોમાં કેદી રહેવાને ઉત્સુક ન હોવો જોઈએ. જોઇએ. વળી પાપાનુબંધી પુણ્ય તો આત્માને પરંપરાએ દુર્ગતિમાં જ રઝળાવે છે. એ પ્રમાણે અનેક રીતે વિચારતાં પુણ્યતત્ત્વ અને આત્મતત્ત્વ એ બે સર્વથા ભિન્ન છે, તેથી મારા આત્માને પુણ્યનો સંબંધ ન હોવો જોઇએ. તો પણ પુણ્યમાં એક મહા સદ્ગુણ છે કે–જે સંસાર અટવીના મહા ભયંકર ઉપદ્રવવાળા માર્ગોને જીતવામાં સમર્થ યોદ્ધા સરખું છે. અને મ્હારે અનેક પાપારંભવાળા આ ગૃહસંસારની અટવીના ભયંકર માર્ગો પસાર કરવાના છે. એ માર્ગોના ઉપદ્રવો જીતવા જેટલું (મુનિપણા જેટલું) હજી મારામાં સામર્થ્ય નથી, તેથી જ્યાં સુધી હું આ ગૃહસંસારરૂપ મહા અટવી પાર ઉતરી ન જાઉં–મુનિમાર્ગ અંગીકાર ન કરૂં, ત્યાં સુધી આ પુણ્યાનુબંધી પુણ્યતત્ત્વરૂપ સમર્થ વળાવાનો ત્યાગ થાય નહિ, એમ વિચારી ગૃહસ્થાવાસમાં રહે, ત્યાં સુધી આત્મા પુણ્યકર્મો કરે. પોતાના કુટુંબનિર્વાહ અને ઇન્દ્રિયોના પોષણ અર્થે જ કેવળ બધા સાવદ્ય વ્યાપારો કરે છે, તો તેમાંથી બચાવ કરી શ્રી જિનેન્દ્ર ભગવંતને માટે, શ્રી શુદ્ધ ગુરૂમહારાજને માટે ધર્મની પ્રભાવના માટે, સ્વધર્મીઓના ઉદ્ધાર માટે, તીર્થોની ઉન્નતિ માટે, ધર્મથી પડતાંઓને ધર્મમાં સ્થિર કરવા માટે ઇત્યાદિ અનેક ધર્મકાર્યો–પુણ્યકર્મો કરે એ જ આ પુણ્ય તત્ત્વ જાણવાનો ઉદ્દેશ છે.

**૪. પાપ તત્ત્વઃ**—પાપ તત્ત્વ પણ પુદ્ગલસ્વરૂપ છે અને અશુભકર્મ સ્વરૂપ છે, પરંતુ આત્મસ્વરૂપ નથી. બલ્કે આ તત્ત્વ આત્માને આત્મસ્વરૂપથી સર્વથા ભ્રષ્ટ કરનાર છે. પાપ તત્ત્વના ૧૮ પાપસ્થાનો મહા અશુભ પરિણામરૂપ છે, તેમજ પાપના ૮૨ ભેદ પણ અનિષ્ટ કર્મના ભોગવટારૂપ છે, તેથી એ પાપ તત્ત્વ છોડવા-

યોગ્ય જાણીને છોડે. એ પ્રમાણે આ તત્ત્વના સંબંધમાં ઉદ્દેશ સમજવો અતિ સુગમ છે.

**૫. આશ્રવ તત્ત્વ:**—આશ્રવ તત્ત્વ જાણીને આત્મા એમ વિચારે કે-આશ્રવ તત્ત્વના ૪૨ ભેદ જે આશ્રવરૂપ છે, તેમાંનો એક પણ ભેદ આત્મસ્વરૂપને સન્મુખ કરવામાં સહાયભૂત નથી. અપવાદ તરીકે ફક્ત પુણ્યરૂપ જે શુભ આશ્રવ છે, તે જ એક સંસાર અટવીમાંથી પાર ઉતરવાને ગૃહસ્થાવાસમાં સહાયભૂત થાય છે. બાકી પાપાનુબંધી પુણ્યરૂપ શુભ આશ્રવ અને ૪૨ પ્રકારના પાપરૂપ અશુભ આશ્રવો તે સર્વે આત્મસ્વરૂપનો નાશ કરે છે, કર્યો છે અને કરશે. માટે કર્મના આગમનરૂપી આશ્રવ તત્ત્વ આત્માને ત્યાગ કરવા યોગ્ય છે. એમ જાણી પાંચ ઇંદ્રિયોના ૨૩ વિષયોથી નિવર્ત્તે, ૪ કષાયનો ત્યાગ કરે, અવિરતિપણાનો ત્યાગ કરી વ્રત-નિયમનો આદર કરે, મન-વચન-કાયાની અશુભ પ્રવૃત્તિઓ છોડે અને તે તે ક્રિયાઓથી નિવૃત્ત થાય. એ પ્રમાણે કર્મ આશ્રવના માર્ગથી વિમુખ થયેલો આત્મા સંવર-નિર્જરાનો આદર કરી બંધ તત્ત્વનો પણ ત્યાગ કરી અન્તે મોક્ષ તત્ત્વને પ્રાપ્ત કરે અને તેથી આત્મસ્વરૂપી બની રહે, એ જ આશ્રવ તત્ત્વ જાણવાનો ઉદ્દેશ છે.

**આશ્રવ તત્ત્વનું ટૂંકું સ્વરૂપ:**—જે માર્ગે તળાવમાં પાણી આવે તે માર્ગને જેમ નાળું કહીએ, તેમ જે દ્વારા કર્મોનું આગમન આત્માને વિષે થાય તે 'આશ્રવ' કહેવાય છે. પ્રથમ પાંચ ઈંદ્રિયો તે સ્પર્શેન્દ્રિય, રસનઇંદ્રિય, ઘ્રાણઈંદ્રિય, ચક્ષુઈંદ્રિય અને શ્રોતઈંદ્રિય-એ પાંચ ઈંદ્રિયના અનુક્રમે ૮-૫-૨-૫ અને ૩ મળી ૨૩ વિષયો છે. તે ત્રેવીશ વિષયો આત્માને અનુકૂળ પ્રાપ્ત થયે સુખ માને અને પ્રતિકૂળ પ્રાપ્ત થયે દુ:ખ માને, તેથી કર્મનો આશ્રવ-આગમન થાય છે.

તથા ક્રોધ, માન, માયા, લોભ-એ ચાર કષાય જે અનંતાનુબંધી ક્રોધ આદિ ભેદવડે સોલ કષાયમાં આત્મા અનાદિ કાળથી

પ્રવૃત્ત છે, તેથી કર્મનો આશ્રવ પણ અનાદિ કાળથી ચાલુ રહ્યો છે. એમાં પણ આત્મા જ્યારે દેવ–ગુરૂ–ધર્મના રાગમાં વર્તે છે અને દેવ–ગુરૂ–ધર્મનો નાશ કરનાર પ્રત્યે ક્રોધ આદિ યથાયોગ્ય દ્વેષ-ભાવમાં વર્તે છે ત્યારે પ્રશસ્ત કષાયી હોવાથી શુભ કર્મનો આશ્રવ કરે છે, અને સ્ત્રી–કુટુંબ આદિ સંસારી રાગમાં અને સંસારી દ્વેષમાં વર્તે છે, ત્યારે અપ્રશસ્ત કષાયી હોવાથી અશુભકર્મનો આશ્રવ કરે છે.

તથા પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ-એ પાંચનો અનિયમ–અત્યાગ તે પાંચ અવ્રત કહેવાય છે. જેથી એ પાંચે ક્રિયામાં ન વર્તતો હોય તો પણ ત્યાગવૃત્તિ ન હોવાથી કર્મનો આશ્રવ અવશ્ય થાય છે.

તથા મનોયોગ, વચનયોગ અને કાયયોગ–એ ત્રણ મૂળ યોગ અને બીજા ગ્રંથોમાં કહેલા એજ ત્રણ યોગના પ્રતિભેદરૂપ પંદર યોગવડે કર્મનો આશ્રવ થાય છે. કારણ કે–આત્મા જ્યાં સુધી યોગની પ્રવૃત્તિવાળો છે, ત્યાં સુધી આત્મપ્રદેશો ઉકળતા પાણીની પેઠે ચળાયમાન હોય છે, અને ચળાયમાન આત્મપ્રદેશો કર્મગ્રહણ અવશ્ય કરે છે. ફક્ત નાભિના સ્થાને રહેલા આઠ રૂચક નામના આત્મપ્રદેશો અચળ હોવાથી કર્મગ્રહણ કરતાં નથી

તથા ૨૫ ક્રિયાઓ તે આ પ્રમાણે:—૧. ‘ કાયિકી ક્રિયા ’–કાયાને અજયણાએ પ્રવર્તાવવી તે. ૨. ‘ અધિકરણકી ક્રિયા ’–ખડ્-ગાદિકના અવયવો પરસ્પર જોડવા તે. પોતાનું શરીર પણ અધિ-કરણ સમજવું. ૩. ‘પ્રાદ્વેષિકી ક્રિયા’–જીવ–અજીવ ઉપર દ્વેષ કરવો તે. ૪. ‘પારિતાપનિકી ક્રિયા’–પોતાને અને પરને સંતાપ ઉપજાવવો તે ૫. ‘પ્રાણાતિપાતિકી ક્રિયા’–આ ક્રિયા અવિરત જીવોને હોય છે. ૬. ‘આરંભિકી ક્રિયા’–સજીવ–અજીવ જીવની જાત કરવાની પ્રવૃત્તિ તે. જો અજીવને ઉદ્દેશથી હણાય તો પ્રાણાતિપાતિકી ક્રિયા થઈ જાય છે. ૭. ‘પારિગ્રાહિકી ક્રિયા’–સજીવ–અજીવના સંગ્રહથી આ ક્રિયા પરિગ્રહવાળાને હોય છે. ૮. ‘માયાપ્રત્યયિકી ક્રિયા’–

પોતાના હૃદયમાં દુષ્ટ ભાવ હોવા છતાં શુદ્ધ ભાવ દર્શાવવો તે, તથા ખોટી સાક્ષી–ખોટા લેખ કરવા તે. ૯. 'મિથ્યાત્વ દર્શન પ્રત્યયિકી ક્રિયા'–સર્વજ્ઞે કહેલા સ્વરૂપને ન્યૂન વા અધિક માને અને સર્વથા ન માને તે. ૧૦. 'અપ્રત્યાખ્યાનીકી ક્રિયા'–સજીવ કે અજીવ તજવાલાયક વસ્તુના પ્રત્યાખ્યાન (ત્યાગના નિયમ) વિના જે ક્રિયા લાગે તે. અહીં જે પદાર્થ કોઇ પણ વખતે ઉપયોગમાં આવે નહિ અર્થાત્ ઉપયોગમાં ન લેવામાં આવે, તો પણ એવા પદાર્થનું જો પ્રત્યાખ્યાન ન હોય તો તે સંબંધી કર્મનો આશ્રવ અવશ્ય હોય છે. ૧૧. 'દૃષ્ટિકી ક્રિયા'–જીવ અથવા અજીવને રાગ–દ્વેષથી દેખતાં જે ક્રિયા લાગે તે. ૧૨. 'સ્પૃષ્ટિકી ક્રિયા'–જીવ અથવા અજીવને રાગાદિકથી સ્પર્શ કરતાં લાગે તે. ૧૩. 'પ્રાતિત્યકી ક્રિયા'–હાથી, ઘોડા આદિ ઋદ્ધિની સામગ્રી દેખી રાગ–દ્વેષ થાય તે. ૧૪. 'સામંતોપનિપાતિકી ક્રિયા'–જીવ અજીવને જોઈ રાજી થાય તથા ઘી, તેલ આદિકના ભાજન ઉઘાડા મૂકવાથી તેમાં ચારે બાજુથી ત્રસ જીવો આવીને પડે, માટે તેનો પણ આ ક્રિયામાં સમાવેશ થાય છે. ૧૫. 'નૈશસ્ત્રિકી ક્રિયા'–મુનિના સંબંધમાં સુપાત્ર શિષ્યને કાઢી મૂકવાથી ' જીવ નૈસૃષ્ટિકી ' અને શુદ્ધ આહારાદિકને પરઠવતાં ' અજીવ નૈસૃષ્ટિકી ક્રિયા ' જાણવી. ૧૬. ' સ્વહસ્તિકી ક્રિયા '–હાથમાં રહેલા કોઇ પદાર્થ વડે જીવ અથવા અજીવને હણે–મારે તે. ૧૭. ' આજ્ઞાપનિકી ક્રિયા '–જીવ તથા અજીવને આજ્ઞા કરી તેઓ દ્વારા કાંઈ મંગાવવું તે. ૧૮. ' વૈદારણિકી ક્રિયા '–જીવ તથા અજીવના અછતા ગુણ–દોષ કહેવાં તે. ૧૯. ' અનાભોગિકી ક્રિયા '–ઉપયોગરહિત પ્રમાર્જનાદિ કર્યા વિના વસ્ત્ર પાત્ર આદિ લેવાં–મૂકવાં તે. ૨૦. ' અનવકાંક્ષા પ્રત્યયિકી ક્રિયા '–આ લોક ને પરલોક ચોરી પરદારા ગમન કરવું તે. ૨૧. ' પ્રાયોગિકી ક્રિયા '–મન–વચન–કાયાના શુભ–અશુભયોગરૂપ તે. ૨૨. ' સામુદાનિકી ક્રિયા '–લોક સમુદાયે ભેગા મળીને કરેલી ક્રિયા. ૨૩. ' પ્રેમિકી ક્રિયા '–પોતે પ્રેમ કરવો અથવા બીજાને પ્રેમ ઉપજે તેવા વચન બોલવાં તે. ૨૪. ' દ્વેષિકી ક્રિયા '–પોતે દ્વેષ કરવો અને બીજાને

દ્વેષ ઉપજે તેવાં વચન બોલવાં તે. ૨૫. 'ઈર્યાપથિકી ક્રિયા'–કર્મબંધના મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ–એ ચાર હેતુમાંથી માત્ર યોગરૂપ એક જ હેતુવડે બંધાતું કર્મ ઈર્યાપથિકી ક્રિયારૂપ ગણાય છે. તે અકષાયી જીવને હોવાથી ૧૧–૧૨–૧૩ માં ગુણ–સ્થાનવાળાને હોય.

એ પ્રમાણે ૪ કષાય, ૫ ઇંદ્રિય, ૫ અવ્રત, ૩ યોગ અને ૨૫ ક્રિયાઓ મળી ૪૨ ભેદ આશ્રવના છે. એ થકી કર્મનું આગમન થાય છે માટે ત્યાજ્ય છે.

૬. **સંવર તત્ત્વ:**—આવતાં કર્મનું રોકાણુ તે સંવર કહેવાય છે. સંવર તત્ત્વના–પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, બાવીશ પરિષહ, દશ યતિધર્મ, બાર ભાવના અને પાંચ ચારિત્ર એ ભેદોવડે ૫૭ ભેદ છે.

સંવર તત્ત્વના ૫૭ ભેદનું સ્વરૂપ જાણીને આત્મા વિચાર કરે કે–જે કર્મના સંબંધથી આત્મા સંસારમાં ભ્રમણ કરે છે અને આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થાય છે, તે ભાવીકર્મનો રોધ એ જ સંવર તત્ત્વ છે. માટે તે સંવર તત્ત્વ મારા આત્માનું સ્વરૂપ હોવાથી આદરવાયોગ્ય છે. એમ વિચારી અવિરત ગૃહસ્થ હોય તો સ્થૂલ અહિંસા આદિ અણુવ્રતોરૂપ તથા પૌષધ આદિ વ્રત–પ્રત્યાખ્યાનરૂપ દેશવિરતિ અંગીકાર કરે, અને દેશવિરત ગૃહસ્થ હોય તો સંસારસમુદ્રમાં મહા પ્રવહણુ સમાન સર્વવિરતિ ચારિત્ર અંગીકાર કરે. એ પ્રમાણે દેશવિરતિ ચારિત્ર તથા સર્વવિરતિ ચારિત્ર અંગીકાર કરવું, એ જ સંવરના સત્તાવન ભેદોનું યથાસંભવ પરિપાલન છે. દેશવિરતિ આદરવાથી ૫૭ માંના ભેદોનું દેશથી આદરવા લાયકપણું થાય છે અને સર્વવિરતિ અંગીકાર કરવાથી સર્વે ૫૭ ભેદોનું પ્રથમ દેશથી અને અંતે સર્વથી સંપૂર્ણ ઉપાદેયપણું થાય છે. એ પ્રમાણે આત્મસ્વરૂપની સન્મુખ થયેલો આત્મા અનુક્રમે પોતાનો સર્વસંવરરૂપ ધર્મ પ્રગટ કરી અંતે મોક્ષ તત્ત્વ પણ પ્રાપ્ત કરે, એજ સંવર તત્ત્વ જાણવાનો મૂખ્ય ઉદ્દેશ છે.

૭. નિર્જરા તત્ત્વ:—કર્મપુદ્ગલોને આત્મપ્રદેશમાંથી ખેરવવાં તે 'દ્રવ્યનિર્જરા' અને જેનાથી તે કર્મપુદ્ગલો ખરે તેવા આત્માના તપશ્ચર્યાદિવાળા શુદ્ધ પરિણામ તે 'ભાવનિર્જરા' કહેવાય છે. અનશન, ઉનોદરિકા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ, સંલીનતા—એ છ પ્રકારનો બાહ્યતપ અને પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ—એ પ્રકારનો અભ્યંતર તપ મળી બાર પ્રકાર તે નિર્જરા તત્ત્વના છે.

ધર્મધ્યાનના ચાર ભેદ—શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા-વચન સત્ય છે, એવી શ્રદ્ધાપૂર્વક ચિંતવના કરવી તે 'આજ્ઞાવિચયધ્યાન.' રાગ-દ્વેષાદિક આશ્રવો આ સંસારમાં અપાયભૂત—કષ્ટરૂપ છે, એમ ચિંતવવું તે 'અપાયવિચયધ્યાન.' સુખ—દુઃખ તે પૂર્વકર્મનો વિપાકફળ છે, એમ ચિંતવવું તે 'વિપાકવિચયધ્યાન' અને છ દ્રવ્યાત્મક ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચારવું, તે 'સંસ્થાનવિચય ધર્મધ્યાન' કહેવાય છે.

ભૂતકાળમાં (અનાદિ કાળથી આજ સુધીમાં) સંચિત કર્મોના બળથી આત્મા સંસારભ્રમણ કરી રહ્યો છે અને આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થયો છે. તે કર્મરૂપી કાષ્ટસમૂહોને બાળી ભસ્મીભૂત કરનાર તપશ્ચર્યા ધર્મ તે નિર્જરા તત્ત્વ છે. માટે નિર્જરા તત્ત્વ તે આત્માનું સ્વરૂપ છે. એમ વિચારી આત્મધર્મ સન્મુખ થયેલો આત્મા ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ આદિ બાહ્ય તપશ્ચર્યાનો આદર કરે તથા પ્રાયશ્ચિત્ત આદિ અભ્યંતર તપશ્ચર્યાનો આદર કરે એમ બંને પ્રકારની તપશ્ચર્યા કરે તો નિર્જરા તત્ત્વ ઉપાદેય સ્વરૂપે પ્રાપ્ત થાય, તેમજ પૂર્વે બાંધેલા કર્મો ભસ્મીભૂત થાય છે. નિર્જરા તત્ત્વ પ્રાપ્ત થતાં સંવર તત્ત્વ તો અવશ્ય પ્રાપ્ત થાય છે. સંવર તથા નિર્જરા પ્રાપ્ત થતાં બીજા તત્ત્વો પોતપોતાના હેયોપાયાદિ સ્વરૂપે પ્રાપ્ત થાય છે, જેથી અંતે મોક્ષ તત્ત્વ પણ પ્રાપ્ત થાય છે. એ જ નિર્જરા તત્ત્વ જાણવાનો ઉદ્દેશ છે.

૮. બંધ તત્ત્વ:—તેના ચાર ભેદ: ૧—પ્રકૃતિબંધ, ૨—સ્થિતિ-

બંધ, ૩-અનુભાગબંધ (રસબંધ) અને ૪-પ્રદેશબંધ. ૧. પ્રકૃતિ-બંધ-એટલે કે-આત્માના જ્ઞાનાદિ ગુણોને આચ્છાદન કરવાનો કે સુખ-દુઃખાદિ આપવાનો કર્મનો સ્વભાવ તે પ્રકૃતિબંધ. તેમાં જે કર્મનો આત્માના ગુણોને આચ્છાદન ઘાત કરવાનો સ્વભાવ છે તે ઘાતીકર્મ કહેવાય છે અને જે કર્મોનો આત્માના ગુણોને ઘાત કરવાનો સ્વભાવ નથી-માત્ર સુખ-દુઃખાદિ વિપાક ફળ આપવાનો સ્વભાવ છે, તે અઘાતી કર્મ કહેવાય છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય-એ ચાર ઘાતી કર્મ, અને વેદનીય, નામ, ગોત્ર અને આયુષ એ ચાર અઘાતી કર્મ છે. એ સર્વ કર્મનો સ્વભાવ તે પ્રકૃતિબંધ જાણવો. જેમ વાત, પિત્ત અને કફવિનાશી દ્રવ્યવડે બનાવેલો મોદક પોતાના સ્વભાવથી વાત, પિત્ત અને કફનો નાશ કરે છે, તેમ જ્ઞાનાવરણાદિ કર્મો પોતાના સ્વભાવથી જ્ઞાનાદિ ગુણોનો નાશ કરે છે. ૨. સ્થિતિબંધ-એટલે કર્મના કાળનો નિશ્ચય જે સમયે કર્મ બંધાય છે, તે જ સમયે તે કર્મ કેટલા કાળ સુધી આત્મપ્રદેશો સાથે કર્મસ્વરૂપે રહેવાનું છે તે પણ નિયત થાય છે તે. ૩. અનુભાગબંધ (રસબંધ)-અનુભાગબંધની તીવ્રતા કે મંદતાનું કારણ કષાય છે. સંક્લેશવડે અશુભ પ્રકૃતિઓનો તીવ્ર રસ બંધાય છે અને વિશુદ્ધિથી મંદ રસ બંધાય છે. શુભ પ્રકૃતિઓનો વિશુદ્ધિથી તીવ્ર રસ અને સંક્લેશવડે મંદ રસ બંધાય છે. એ તીવ્રતા અને મંદતા સમજવા માટે રસના ચાર સ્થાનક પાડેલા છે. એકસ્થાનક, દ્વિસ્થાનક, ત્રિ-સ્થાનક અને ચતુઃસ્થાનક. એક સ્થાનક રસ તદ્દન મંદ છે અને દ્વિસ્થાનક રસ ઉત્તરોત્તર તીવ્ર છે. જેમ કોઈ મોદકમાં સ્નિગ્ધ કે મધુરાદિ રસ હોય, તેમ કર્મમાં તીવ્ર કે મન્દ રસ હોય છે. શુભ, અશુભ અને તીવ્ર, મન્દ રસ સ્થાનકનું સ્વરૂપ સમજવા માટે લીંબડાના રસ અને શેરડીના રસની જોડે તેની સરખામણી કરી છે. લીંબડા અને શેરડીના સ્વાભાવિક રસ જેવો મન્દ રસ તે 'એક સ્થાનક રસ.' તે રસને ઉકાળતાં અરધો ભાગ બાકી રહે, એટલે એક શેર રસમાંથી અરધો શેર બળી જાય અને અરધો શેર રસ

બાકી રહે તે 'દ્વિસ્થાનક રસ.' ત્રણ ભાગને ઉકાળતાં એક ત્રીજો ભાગ બાકી રહે એટલે શેરમાંથી તેર રૂપીઆભાર બાકી રહે, તેના જેવો તીવ્ર રસ તે 'ત્રિસ્થાનક રસ.' તેને ફરી ઉકાળતાં ચોથો ભાગ બાકી રહે, એટલે એક શેરમાંથી પા શેર-દશ રૂપીઆભાર બાકી રહે તેના જેવો તીવ્ર રસ તે 'ચતુ:સ્થાનક રસ.' જો કે રસના સ્થાનકો અસંખ્યાતા છે, પરંતુ સ્થૂલબુદ્ધિને ગ્રાહ્ય થાય માટે તેના સ્થૂલ ચાર ભેદ પાડ્યા છે. ૪. **પ્રદેશબંધ**-એટલે બંધ સમયે કોઈ કર્મના ઘણા પ્રદેશો અને કોઇ કર્મના અલ્પ પ્રદેશો બંધાય છે, પરંતુ દરેક કર્મના પ્રદેશોની સરખી સંખ્યા બંધાતી નથી. તેમાં પ્રકૃતિબંધ અને પ્રદેશબંધનો હેતુ '**યોગ**' છે અને સ્થિતિબંધ ને અનુભાગ બંધનું કારણ '**કષાયો**' છે. જેમ યોગની અધિકતા હોય છે, તેમ પ્રકૃતિબંધ અને પ્રદેશબંધની અધિકતા હોય છે, અને જેમ યોગની મંદતા હોય તેમ તેની અલ્પતા હોય છે. કષાયની તીવ્રતા મન્દતા થવાથી સ્થિતિબંધ અને અનુભાગબંધની અધિકતા કે અલ્પતા થાય છે. અહીં જીવ પોતાના સર્વ આત્મપ્રદેશોવડે અભવ્યોથી અનંત-ગુણ અનંતાનંત પરમાણુથી બનેલા અને સર્વ જીવોથી અનંત ગુણ રસ વિભાગથી યુક્ત પ્રદેશાવગાઢ (આત્મપ્રદેશો સાથે રહેલી) અનંત કર્મવર્ગણા પ્રતિ સમય ગ્રહણ કરે છે અને તે જ સમયે તેને સાત કે આઠ કર્મમાં વ્હેંચી નાંખે છે. જો આયુષ બંધાતું હોય તો તેમાંથી થોડા પુદ્ગલો આયુષને, તેથી વિશેષાધિક અને પરસ્પર સમાન નામ તથા ગોત્રકર્મને, તેથી વિશેષાધિક મોહનીય કર્મને અને તેથી વિશેષાધિક વેદનીય કર્મને મળે છે, અને તેનો પોતાના આત્મપ્રદેશની સાથે ક્ષીર-નીરની પેઠે કે અગ્નિ-લોહની જેમ સંબંધ કરે છે. આઠ કર્મને બાંધનાર તેને આઠ ભાગમાં વ્હેંચે છે અને સાત કર્મને બાંધનાર કે તેથી ઓછા કર્મ બાંધનાર તેના તેટલા ભાગમાં વ્હેંચે છે. આ સર્વ પ્રદેશબંધ જાણવો.

એ રીતે બંધ તત્ત્વના ચાર ભેદોનું સ્વરૂપ સમજી આત્મા વિચાર કરે કે-આ ચાર પ્રકારના કર્મબંધથી જ હું અનાદિકાળથી આ સંસારમાં રખડ્યો છું. નટની પેઠે અનેક-રૂપ ધારણ કર્યા છે,

અને હજી પણુ જો આ કર્મબંધનો ત્યાગ નહિ કરૂં તો ભવિષ્યમાં પણુ મારી એજ દશા કાયમ છે. હું મ્હારા આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થયો છું અને થઈશ. એ ચાર પ્રકારનો કર્મબંધ જ સર્વ દુઃખનું મૂળ છે. વળી કર્મનો પ્રકૃતિબંધ તો મારા અનંતજ્ઞાનાદિ ગુણોને ઢાંકનારો છે, અને મારે તો અનંતજ્ઞાનાદિ ગુણો પ્રગટ કરવાના છે. કર્મનો સ્થિતિબંધ વધુમાં વધુ ૭૦ કોડાકોડી સાગરોપમ છે અને મારી સ્થિતિ તો અક્ષય છે. કર્મનો રસબંધ તો શુભાશુભ તથા ઘાતિ–અઘાતિ છે અને મારો રસ તો અખંડ ચિદાનંદમય વિશુદ્ધ સ્વરૂપવાળો છે.

કર્મનો પ્રદેશબંધ તો અનંત પ્રદેશી જડસ્વરૂપ છે, પરંતુ હું તો અસંખ્ય પ્રદેશી ચૈતન્યસ્વરૂપ છું. એ પ્રમાણે બંધ તત્ત્વનું સ્વરૂપ અને મારૂં સ્વરૂપ સર્વાંશે ભિન્ન હોવાથી મારો અને કર્મનો સંબંધ ન ઘટે, ઈત્યાદિ વિચાર કરી કર્મબંધ તોડવાનો ઉપાય કરે અને આત્માનો અબંધ ધર્મ પ્રગટ કરવા સન્મુખ થાય. વળી ધન, કુટુંબ–પરિવાર, શરીર આદિ કર્મબંધના બાહ્ય નિમિત્ત તથા ક્રોધ, માન, માયા, લોભ આદિ જે કર્મબંધના અંતરંગ નિમિત્ત છે, તે સર્વનો ત્યાગ કરી નિર્જરા તથા સંવર આદિ ઉપાદેય તત્ત્વોને ઉપાદેય સ્વરૂપે પ્રાપ્ત કરે અને પાપ આદિ હેય તત્ત્વોને હેયરૂપે પ્રાપ્ત કરે, એટલે પાપ આદિ વર્જે તો આત્માની ઉત્કૃષ્ટ દશા પ્રાપ્ત થતાં આત્માના અબંધક ધર્મ પ્રગટ કરી અંતે તે આત્મા મોક્ષપદને પ્રાપ્ત કરે, જેથી કર્મબંધનો સર્વથા વિનાશ થાય. એ જ બંધ તત્ત્વ જાણુવાનો ઉદ્દેશ છે.

૯. **મોક્ષ તત્ત્વ:**—મોક્ષ તત્ત્વમાં સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ સમજીને આત્મા એવો વિચાર કરે કે–એ અખંડ ચિદાનંદમય શુદ્ધસ્વરૂપી સિદ્ધપરમાત્મા અને હું બંને સ્વભાવદશામાં–સત્તામાં સરખા છીએ. એ સિદ્ધપરમાત્મા પણુ પ્રથમ મ્હારા જેવી વિભાવદશામાં વર્તનારા સંસારી જીવ જ હતા, પરંતુ એ પરમાત્માએ સંસારી અવસ્થામાં એટલે ગૃહસ્થપણુામાં નહિ પણુ ગૃહસ્થવાસ તથા શ્રમણુ અવસ્થામાં

પણ પોતાનું આત્મબળ પ્રગટ કરી, કર્મના બંધ તોડી, વિભાવદશા દૂર કરી, આત્માનો સહજ સ્વભાવ પ્રગટ કરી, નિર્વાણ પામી, ચૌદ રાજલોકના અંતે અક્ષયસ્થિતિ પ્રાપ્ત કરી આજે આવી પરમ વિશુદ્ધ દશારૂપ સિદ્ધપરમાત્મપદ પ્રાપ્ત કર્યું છે. હું પણ એવું આત્મબળ પ્રગટ કરૂં તો સિદ્ધપરમાત્મા થઈ શકું, એમ સમજી આત્મા પોતાની સિદ્ધદશા પ્રગટ કરવા સન્મુખ થાય : અને ધન, કુટુંબ, શરીર આદિ બાહ્ય બંધનો તથા ક્રોધાદિ અભ્યંતર બંધનો તોડે અને પોતાનો સહજ સ્વભાવ પ્રગટ કરે, તો મુક્ત થઈ પરમાત્મદશા પ્રાપ્ત કરે એ જ મોક્ષ તત્ત્વ જાણવાનો મૂખ્ય ઉદ્દેશ છે.

ઇતિ નવ તત્ત્વ જાણવાનો ઉદ્દેશ.

  

# श्री योगसारः ।

[ આ શ્લોકના રચયિતા આશરે પાંચસો વર્ષ પૂર્વે થઈ ગયેલા પ્રાચીન પૂર્વાચાર્ય છે, જેમણે ગંભીર અર્થવાળો 'યોગસાર' નામનો લઘુ ગ્રન્થ બનાવેલો છે તેમાંથી અહીં કેટલોક ભાગ લીધેલો છે. ધારવા પ્રમાણે તેમનું નામ શ્રીમાન્ યોગચંદ્રાચાર્ય હોય તેમ લાગે છે. ]

शुद्धस्फटिकसंकाशो, निष्कलश्चात्मनाऽऽत्मनि ।
परमात्मेति स ज्ञातः, प्रदत्ते परमं पदम् ॥ १ ॥

જ્યારે આત્મા પોતે જ પોતાને શુદ્ધ સ્ફટિક સમાન અખંડ પરમાત્મરૂપે જાણે, ત્યારે જ પરમપદ–મોક્ષ મેળવી શકે.

किन्तु न ज्ञायते तावद्, यावद् मालिन्यमात्मनः ।
जाते साम्येन नैर्मल्ये, स स्फुटः प्रतिभासते ॥ २ ॥

પરંતુ જ્યાં સુધી આત્મામાં મલિનપણું હોય છે, ત્યાં સુધી તેવું જ્ઞાન ( આત્મામાં પરમાત્માનું જ્ઞાન ) થતું નથી. જ્યારે સમભાવથી–રાગ અને દ્વેષના અભાવથી આત્મા નિર્મળ થાય છે, ત્યારે જ તે પરમાત્મરૂપે સ્પષ્ટ જણાય છે.

तत्त्वनन्तानुबन्ध्यादि–कषायविगमक्रमात् ।
आत्मनः शुद्धिकृत्, साम्यं शुद्धं शुद्धतरं भवेत् ॥ ३ ॥

જેમ જેમ અનંતાનુબંધ્યાદિ કષાયોનો નાશ થતો જાય છે, તેમ તેમ આત્માની શુદ્ધિ કરનાર સમભાવ વધુ અને વધુ શુદ્ધ થતો જાય છે.

साम्यशुद्धिक्रमेणैव, स विशुध्यत आत्मनः ।
सम्यक्त्वादिगुणेषु स्यात्, स्फुटः स्फुटतरः प्रभुः ॥ ४ ॥

જેમ જેમ સમભાવ શુદ્ધ થતો જાય છે, તેમ તેમ સમ્ય-

ક્ત્વાદિ ગુણુમાં વિશુદ્ધિ પામતા આત્માને પોતામાં પરમાત્મા વધુ અને વધુ સ્ફુટ ભાસે છે.

सर्वमोहक्षयात् साम्ये, सर्वशुद्धे सयोगिनि ।
सर्वशुद्धात्मनस्त्वेष, प्रभुः सर्वस्फुटीभवेत् ॥ ५ ॥

સર્વ પ્રકારે મોહનો નાશ થવાથી સયોગીમાં સમભાવ પણ સર્વ પ્રકારે શુદ્ધ થાય છે, અને તેમ થવાથી એકદમ શુદ્ધ થયેલા આત્મામાં પરમાત્મા પણુ સર્વ રીતે સ્પષ્ટ ભાસે છે.

कषाया अपसर्पन्ति, यावत् क्षान्त्यादिताडिताः ।
तावदात्मैव शुद्धोऽयं, भजते परमात्मताम् ॥ ६ ॥

જ્યારે ક્રોધ વિગેરે કષાયોનો ક્ષમા વિગેરેથી નાશ કરવામાં આવે છે, ત્યારે શુદ્ધ થયેલો આ આત્મા જ પરમાત્મપણાને પ્રાપ્ત કરે છે.

उपसर्पन्ति ते यावत्, प्रबलीभूय देहिषु ।
स तावन् मलिनीभूतो, जहाति परमात्मताम् ॥ ७ ॥

જ્યારે કષાયો જીવોમાં પ્રબલપણે વર્તે છે, ત્યારે આત્મા મલિન થાય છે અને પરમાત્મપણાનો ત્યાગ કરે છે.

कषायास्तन्निहन्तव्या,-स्तथा तत्सहचारिणः ।
नोकषायाः शिवद्वारा-र्गलीभूता मुमुक्षुभिः ॥ ८ ॥

તેથી મુમુક્ષુ જીવોએ કષાયોનો નાશ કરવો જોઈએ તથા કષાયોના જ સહચારી નોકષાયોનો ત્યાગ કરવો જોઇએ, કારણુ કે-તે પણુ મોક્ષના દરવાજામાં ભૂંગલ સમાન છે.

यादृशोऽनन्तवीर्यादि,-गुणोऽतिविमलप्रभुः ।
तादृशास्तेऽपि जायन्ते, कर्ममालिन्यशोधनात् ॥ ९ ॥

જેમ પરમાત્મા અત્યંત નિર્મળ તથા અનંતવીર્ય, અનંતજ્ઞાન,

અનંતદર્શન અને અનંતસુખ—એ ગુણોથી યુક્ત છે, તેમ સંસારી જીવો પણ કર્મરૂપ મલનો નાશ કરવાથી તેવા જ ગુણોવાળા બને છે.

आत्मानो देहिनो भिन्नाः, कर्मपंककलंकिताः ।
अदेहः कर्मनिर्मुक्तः, परमात्मा न भिद्यते ॥ १० ॥

જ્યાં સુધી જીવો કર્મરૂપ કીચડથી ખરડાયેલા છે, ત્યાં સુધી તેઓ અને પરમાત્મામાં જુદાઈ છે. કર્મ રહિત અશરીરી જીવ અને પરમાત્મામાં કાંઈ પણ ભેદ નથી.

येनैवाराधितो भावात्, तस्यासौ कुरुते शिवम् ।
सर्वजन्तुसमस्यास्य, न परात्मविभागिता ॥ ११ ॥

જે જીવ તે પરમાત્માનું ભાવથી આરાધન કરે છે, તેનું તે કલ્યાણ કરે છે. તેઓને દરેક પ્રાણીઓ ઉપર સમભાવ હોવાથી "આ મારો અને આ પારકો" એવો પક્ષપાત હોતો નથી.

भवेद् विरतिरप्यस्य, यथाशक्ति पुनर्यदि ।
ततः प्रक्षरितः सिंहः, कर्मनिर्मथनं प्रति ॥ १२ ॥

જો ગૃહસ્થ દ્રવ્ય સ્તવની સાથે સાથે યથાશક્તિ વિરતિનું પણ પાલન કરતો રહે, તો તે કર્મનો નાશ કરવા માટે સજ્જ થયેલા સિંહની બરાબર લેખાય, અર્થાત્ ઉદ્યત થયેલો સિંહ જેમ હાથીઓનો નાશ કરે છે, તેમ ગૃહસ્થ પણ કર્મોનો નાશ કરી શકે છે.

येनाज्ञा यावदाराद्धा, स तावल्लभते सुखम् ।
यावद् विराधिता येन, तावद् दुःखं लभेत् सः ॥ १३ ॥

જે જીવ જેટલી હદમાં પરમાત્માની આજ્ઞાનું આરાધન કરે છે તેટલું જ સુખ પ્રાપ્ત કરે છે, અને જે જીવ તેની આજ્ઞાનું જેટલું ઉલ્લંઘન કરે છે તેટલું તે દુઃખ મેળવે છે.

ममैव देवो देवः स्यात्, तव नैवेति केवलम् ।
मत्सरस्फूर्जितं सर्व,—मज्ञानां विजृम्भितम् ॥ १४ ॥

'મારો જ દેવ પરમાત્મા છે–તમારો નહિ'–એમ કહેવું તે કેવળ અજ્ઞાન માણસોનું ઈર્ષાભરેલું વચન છે.

बुद्धो वा यदि वा विष्णु–र्यद्वा ब्रह्माथवेश्वरः ।
उच्यतां स जिनेंद्रो वा, नार्थ भेदस्तथापि हि ॥ १५ ॥

પરમાત્માને ચાહે બુદ્ધ કહો, ચાહે વિષ્ણુ કહો, ચાહે બ્રહ્મા કહો કે ચાહે મહાદેવના નામથી પોકારો, તો પણ તેમાં કોઈ જાતનો આર્થિક ભેદ નથી.

वीतरागमतो ध्यायन्, वीतरागो विमुच्यते ।
रागादिमोहितं ध्यायन्, सरागो बध्यते स्थितिम् ॥ १६ ॥

વીતરાગદેવનું ધ્યાન કરતો જીવ વીતરાગ થઈ સંસારથી મુક્ત થાય છે, અને રાગાદિથી દૂષિત દેવનું ધ્યાન કરતો સરાગી થઈ સંસારની સ્થિતિ લંબાવે છે.

सर्वेऽपि सांप्रतं लोकाः, प्रायस्तत्त्वपराङ्गमुखाः ।
क्लिश्यन्ते स्वाग्रहग्रस्ता, दृष्टिरागेण मोहिताः ॥ १७ ॥

આજકાલ સર્વ જીવો પ્રાયઃ તત્ત્વથી પરાંગમુખ, કદાગ્રહથી ભરેલા અને દૃષ્ટિરાગ (પોતપોતાના મતની અંધશ્રદ્ધા)થી મોહિત થયેલા પરસ્પર ક્લેશ કરતા જોવામાં આવે છે.

दृष्टिरागो महामोहो, दृष्टिरागो महाभवः ।
दृष्टिरागो महामारो, दृष्टिरागो महाज्वरः ॥ १८ ॥

દૃષ્ટિરાગ એ એક પ્રકારનો મહાન્ મોહ છે, દૃષ્ટિરાગ એ સંસારનું મૂખ્ય કારણ છે, દૃષ્ટિરાગ એ એક પ્રકારનો વિષમજ્વર છે, ટુંકમાં દૃષ્ટિરાગ એ સત્યાનાશ કરનારી વસ્તુ છે.

पतितव्यं जनैः सर्वैः, प्रायः कालानुभावतः ।
पापो मत्सरहेतुस्तद्, निर्मितोऽसौ सतामपि ॥ १९ ॥

કાલના પ્રભાવથી પ્રાયઃ સર્વ જીવોનું-સારા અને ખરાબ દરેકનું પતન થવું જોઈએ, તેથી સજ્જન માણસોના મનમાં પણ માત્સર્ય ઉત્પન્ન કરનાર દુષ્ટ દ્રષ્ટિરાગનું નિર્માણ થયેલું હોય એમ લાગે છે.

मोहोपहतचित्तास्ते, मैत्र्यादिभिरसंस्कृताः ।
स्वयं नष्टा जनं मुग्धं, नाशयन्ति च धिग् इहा ॥ २० ॥

ધિક્કાર છે તેઓને કે જેઓનું ચિત્ત દૃષ્ટિરાગથી આહત થયેલું હોય છે, અને મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને ઉપેક્ષા એમ ચાર ઉત્તમ ભાવનાના સંસ્કારથી વંચિત હોઈને સ્વયં નાશ પામે છે અને બીજા ભોળા માણસોનો પણ નાશ કરે છે.

मैत्री निखिलसत्त्वेषु, प्रमोदो गुणशालिषु ।
माध्यस्थ्यमविनेयेषु, करूणा सर्वदेहिषु ॥ २१ ॥

धर्मकल्पद्रुमस्यैता, मूलं मैत्र्यादि भावनाः ।
यैर्नज्ञाता न चाभ्यस्ता, स तेषामति दुर्लभः ॥ २२ ॥

સર્વ જીવો તરફ મૈત્રી, ગુણીજનો તરફ આનંદ, વિપરીત વૃત્તિ ધારણ કરનાર તરફ ઉપેક્ષા અને સર્વ જીવો ઉપર કરૂણા-એમ ચાર ભાવનાઓ ધર્મરૂપી કલ્પવૃક્ષનું મૂળ છે. જેઓ આ ચાર ભાવનાને જાણતાં નથી અને જેઓએ તેનો અભ્યાસ કર્યો નથી, તેઓને ધર્મ પ્રાપ્ત થવો તે અત્યન્ત કઠિન છે.

अहो विचित्रं मोहान्ध्यं, तदन्धैरिह यज्जनैः ।
दोषा असन्तो वीक्ष्यन्ते परे, सन्तोऽपिनात्मनि ॥ २३ ॥

ખરેખર મોહ રાજાનો અંધાપો એવો વિચિત્ર છે કે-તેથી અંધ થયેલા માણસો બીજાના અછતા દોષોને જૂએ છે અને પોતાના છતા દોષોને પણ જોઇ શકતા નથી.

मदीयं दर्शनं मुख्यं, पाखण्डान्यपराणि तु ।
मदीय आगमः सारः, परकीयास्त्वसारकाः ॥ २४ ॥

तात्त्विका वयमेवान्ये, भ्रान्ताः सर्वेऽप्यतात्त्विकाः ।
इति मत्सरिणो दूरो–त्सारितास्तत्त्वसारतः ॥ २५ ॥

અમારૂં દર્શન-અમારો ધર્મ એ જ ખરો છે, બીજાનાં મતો બધાં પાખંડો છે, અમારૂં શાસ્ત્ર એજ સાર છે અને બીજાના શાસ્ત્રો નિ:સાર છે, અમો જ ખરા તત્વજ્ઞાની છીએ, બીજા સર્વ અતાત્ત્વિક–ભ્રાન્ત છે. એમ માનનારા કેવલ મત્સરી છે અને તેઓ તત્ત્વજ્ઞાનથી ઘણુા જ દૂર છે.

यथाऽऽहतानि भाण्डानि, विनश्यन्ति परस्परम् ।
तथा मत्सरिणोऽन्योन्यं, ही दोषग्रहणाद् हताः ॥ २६ ॥

જેવી રીતે હાંલ્લાંઓ આપસમાં અથડાવાથી નાશ પામે છે, તેમ મત્સરી જીવો પણુ એકબીજાના દોષો ગ્રહણુ કરવામાંજ લીન હોવાથી નાશ પામે છે.

परं पतन्तं पश्यन्ति, न तु स्वं मोहमोहिताः ।
कुर्वन्तः परदोषाणां, ग्रहणं भवकारणम् ॥ २७ ॥

સંસારના કારણુભૂત એવા પારકાના દોષને ગ્રહણુ કરતા અને મોહથી અંધ બનેલા જીવો બીજાને પડતા જૂએ છે, પણુ પોતાના અધ:પતનને જોતાં નથી.

यथा परस्य पश्यन्ति, दोषान् यद्यात्मनस्तथा ।
सैवाजरामरत्वाय, रससिद्धिस्तदा नृणाम् ॥ २८ ॥

જેવી રીતે માણુસો બીજાના દોષોને જૂએ છે, તેવીજ રીતે જો પોતાના દોષોને જૂએ, તો તે અજરામરપણુાને માટે રસસિદ્ધિ, સમાન નિવડે, અર્થાત્ પોતાના દોષોને દેખનારા જીવો જલ્દી મોક્ષને મેળવે છે.

रागद्वेषविनाभूतं, साम्यं तत्त्वं यदुच्यते ।
स्वशंसिनां क्व त–त्तेषां, परदूषणदायिनाम् ॥ २९ ॥

રાગ અને દ્વેષનો અભાવ તે જ સમભાવ છે અને સમભાવ તેજ તત્ત્વ છે. જેઓ પોતાની શ્લાઘા કરે છે અને બીજાઓના દૂષણો જૂએ છે, તેઓ તે તત્ત્વને કેવી રીતે પ્રાપ્ત કરી શકે?

अष्टाङ्गस्यापि योगस्य, सारभूतमिदं खलु ।
यतो यमादिव्यासोऽस्मिन्, सर्वोऽप्यस्यैव हेतवे ॥ ३० ॥

અષ્ટાંગ યોગનો પણ સાર એજ છે, કારણ કે-યમ, નિયમ વિગેરે યોગનો બધો વિસ્તાર તે કેવલ એને જ (ચિત્તની સમતાને જ) માટે છે.

क्रियते दधिसाराय, दधिमन्थो यथा किल ।
तथैव साम्यसाराय, योगाभ्यासो यमादिकः ॥ ३१ ॥

જેમ દહીંના સારને-માખણને માટે દહીં વલોવવામાં આવે છે, તેમ સામ્યરૂપ સારને માટે જ યમ-નિયમાદિકરૂપ યોગાભ્યાસ છે.

अद्य कल्येऽपि कैवल्यं, साम्येनानेन नान्यथा ।
प्रमादः क्षणमप्यत्र, ततः कर्तुं न सांप्रतम् ॥ ३२ ॥

ચાહે આજે કે કાલે ( આ ભવમાં કે પર ભવમાં ) પણ કેવલ-જ્ઞાન આ ઉપર્યુક્ત સામ્યથી જ પ્રાપ્ત થશે, બીજી કોઈ પણ રીતે નહિ. તેથી આ બાબતમાં એક ક્ષણવાર પણ પ્રમાદ કરવો ઉચિત નથી.

किं नाग्न्येन सितै रक्तैः, किं पटैः किं जटाभरैः ।
किं मुण्डमुण्डनेनापि, साम्यं सर्वत्र नो यदि ? ॥ ३३ ॥

જો દરેક વસ્તુમાં સમભાવ પ્રાપ્ત થયો ન હોય તો નગ્નપણાથી શું ? શ્વેત કે રાતાં વસ્ત્રો ધારવાથી પણ શું ? જટા ધારવાથી કે માથું મુંડાવવાથી પણ શું ? અર્થાત્ તે બધાં નિષ્ફળ છે.

किं व्रतैः किं व्रताचारैः, किं तपोभिर्जपैश्च किम् ।
किं ध्यानैः किं तथा ध्येयै-र्न चित्तं यदि भास्वरम् ॥ ३४ ॥

જો ચિત્ત નિર્મલ—રાગાદિ મલોથી રહિત ન હોય, તો વ્રતો, વ્રતોના આચારો, તપો, જપો, ધ્યાનો અને ધ્યેયોથી પણ શું ? અર્થાત્ એકડા વિનાનાં મીંડાની માફક તેની કાંઇ પણ કિંમત નથી.

**किं क्लिष्टेन्द्रियरोधेन, किं सदा पठनादिभिः ।**
**किं सर्वस्व प्रदानेन, तत्त्वं नोन्मीलितं यदि ? ॥३५॥**

જો હૃદયમાં સામ્યરૂપ તત્ત્વનો વિકાસ ન થયો હોય, તો પછી ક્લેશકારક ઇંદ્રિયનિગ્રહથી શું ? રાત્રિદિવસ શાસ્ત્રોના સ્વાધ્યાય–આવર્ત્તન વિગેરેથી શું ? અને સર્વસ્વનું દાન કરવાથી પણ શું ?

**नाञ्चलो मुखवस्त्रं न, न राका न चतुर्दशी ।**
**न श्राद्धादिप्रतिष्ठा वा, तत्त्वं किन्त्वमलं मनः ॥ ३६ ॥**

વસ્ત્રનો છેડો, મુખવસ્ત્ર (મુહપત્તિ) પૂર્ણિમા, ચતુર્દશી કે શ્રાદ્ધાદિક પ્રતિષ્ઠા એમાનું કોઇ પણ તત્ત્વ નથી, કિન્તુ નિર્મલ મન એ જ તત્ત્વ છે.

**दृष्ट्वा श्रीगौतमं बुद्धै–स्त्रिः पञ्चशततापसैः ।**
**भरतप्रमुखैर्वापि क्व, कृता बाह्य कुग्रहः ? ॥ ३७ ॥**

શ્રી ગૌતમસ્વામીને જોઇને બોધ પામેલા પંદરસો તાપસોએ (જેઓને બીજે જ દિવસે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું) તથા ભરતચક્રી વિગેરેએ ઉપર્યુક્ત બાહ્ય અનુષ્ઠાનો ક્યાં કર્યાં હતાં ?

**दृढप्रहारिवीरेण, चिलातिपुत्रयोगिना ।**
**चित्तं चन्द्रोज्ज्वलं कार्यं, किमतो योग उत्तमः ? ॥ ३८ ॥**

દૃઢપ્રહારી જેવા વીર પુરૂષ તથા ચિલાતી પુત્ર જેવા યોગીની જેમ ચંદ્રના જેવું વિશદ મન કરવું જોઇએ. આથી બીજો કયો ઉત્તમ યોગ છે ?

**सुकरं मलधारित्वं, सुकरं दुस्तपं तपः ।**
**सुकरोऽक्षनिरोधश्च, दुष्करं चित्तशोधनम् ॥ ३९ ॥**

મલિન વસ્ત્રો ધારણ કરવાં, દુષ્કર તપ કરવું અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો એ બધું સુકર છે, ફક્ત મનને કાબુમાં રાખવું એજ માત્ર દુષ્કર છે.

पापबुद्धया भवेत् पापं, को मुग्धोऽपि न वेत्त्यदः ? ।
धर्मबुद्धया तु यत् पापं, तच्चिन्त्यं निपुणैर्बुधैः ॥ ४० ॥

પાપબુદ્ધિથી કરેલા પાપને પાપરૂપે કોણ મૂર્ખ માણસ પણ નથી સ્વીકારતો ? પણ ધર્મબુદ્ધિથી પાપ ન થવા પામે એ વાત નિપુણ વિદ્વાનોએ ખાસ લક્ષમાં રાખવાની છે.

धर्मस्य बहुधाऽध्वानो, लोके विभ्रमहेतवः ।
तेषु बाह्यफटाटोपा–त्तत्त्वविभ्रान्तदृष्टयः ॥ ४१ ॥
स्वस्वदर्शनरागेण, विवदन्तो मिथो जनाः ।
सर्वथैवात्मनो धर्मं, मन्यन्ते न परस्य तु ॥ ४२ ॥

જગતમાં ધર્મના માર્ગો પ્રાયઃ ભ્રમમાં નાંખનારા થઈ પડેલા છે. તે માર્ગમાં રહેલા, બાહ્ય આડંબર કરનારા અને તત્ત્વમાં ભ્રાન્ત દૃષ્ટિવાળા માણસો પોતપોતાના દર્શનના રાગથી માંહેમાંહે વિવાદ કરતા પોતાના જ ધર્મને દરેક રીતે માને છે, બીજાના ધર્મને નહિ.

यत्र साम्यं स तत्रैव, किमात्मपरचिन्तया ।
जानीत तद्विना हंहो !, नात्मनो न परस्य च ॥ ४३ ॥

ખરી વાત એ છે કે–જે માર્ગમાં સમભાવ છે ત્યાં જ ધર્મ છે, અને તેથી આ મારો અને આ પારકો એવી ચિંતા કરવાનું કાંઈ કારણ જ નથી. કારણ કે–સમભાવ વિનાનો જે ધર્મ તે પોતાનો કે પારકો કોઈ પણ જાતનો ધર્મ જ હોઈ શકતો નથી.

क्षान्त्यादिर्दशधा धर्मः, सर्वधर्मशिरोमणिः ।
सोऽपि साम्यवतामेव, मैत्र्यादिकृतकर्मणाम् ॥ ४४ ॥

સર્વ ધર્મમાં શિરોમણિ સમાન જે ક્ષમા વિગેરે દશ પ્રકારનો ધર્મ છે. તે પણ મૈત્રી વિગેરે ભાવનાઓથી વાસિત હૃદયવાળા, અને સમભાવવાળા જીવોને જ હોય છે.

साम्यं समस्तधर्माणां, सारं ज्ञात्वा ततो बुधाः ।
बाह्यं दृष्टिग्रहं मुक्त्वा, चित्तं कुरुत निर्मलम् ॥ ४५ ॥

તેથી હે વિદ્વાનો ! સર્વ ધર્મનો સાર સામ્ય છે એમ જાણી, બાહ્ય દૃષ્ટિરાગનો ત્યાગ કરી ચિત્તને નિર્મળ કરો.

सहजानन्दसाम्यस्य, विमुखा मूढबुद्धयः ।
इच्छन्ति दुःखदं दुःखो-त्पाद्यं वैषयिकं सुखम् ॥ ४६ ॥

મૂર્ખ માણસો સ્વાભાવિક આનન્દ આપનાર સમભાવથી વિમુખ થઈ દુઃખને આપનારા અને દુઃખથી ઉત્પન્ન થતા વૈષયિક સુખની ઈચ્છા કરે છે.

कषाया विषया दुःख-मिति वेत्ति जनः स्फुटम् ।
तथापि तन्मुखः कस्माद्, धावतीति न बुध्यते ॥ ४७ ॥

કષાયો અને વિષયો દુઃખનું કારણ છે એમ માણસ ચોકખી-રીતે અનુભવે છે, છતાં તે તરફ કેમ દોડે છે તે જાણી શકાતું નથી.

सर्वसंगपरित्यागः, सुखमित्यपि वेत्ति सः ।
संमुखोऽपि भवेत् किं न, तस्येत्यपि न बुध्यते ॥ ४८ ॥

સર્વ પ્રકારની ઉપાધિનો ત્યાગ કરવાથી સુખ થાય છે. એ પણ માણસ જાણે છે, છતાં ત્યાગની તરફ નજર પણ શા માટે કરતો નથી એ પણ જાણી શકાતું નથી.

सूक्ष्माः सूक्ष्मतराभावा, भिद्यन्ते सूक्ष्मबुद्धिभिः ।
एतद् द्वयं तु दुर्भेदं, तेषामपि हि का गतिः ? ॥ ४९ ॥

જે પુરૂષો પોતાની સૂક્ષ્મબુદ્ધિથી અત્યન્ત સૂક્ષ્મ વસ્તુઓનો

ભેદ જાણી શકે છે, તેઓને પણ ઉપરની એ બે બાબતોનો ભેદ પામવો મુશ્કેલ છે. તો પછી ઉપાય શો ?

**श्रुतश्रामण्ययोगानां, प्रपञ्चः साम्यहेतवे ।**
**तथापि तत्त्वतस्तस्मा-ज्जनोऽयं प्लवते बहिः ॥ ५० ॥**

ખરી રીતે શાસ્ત્રોનો, મહાવ્રતોનો અને યોગોનો પ્રપંચ-વિસ્તાર કેવલ સામ્ય માટે જ છે, છતાં માણસો તેની ( સામ્યની ) બહાર વ્યર્થ કુદકા માર્યા કરે છે.

**नाज्ञानाद् बालको वेत्ति, शत्रुमित्रादिकं यथा ।**
**तथात्र चेष्टते ज्ञानी, तदेहैव परं सुखम् ॥ ५१ ॥**

જેવી રીતે બાળક અજ્ઞાનથી કોઈને પણ શત્રુ કે મિત્ર સમજતો નથી, તેવી જ રીતે જ્ઞાની પુરૂષ પણ કોઈને શત્રુ કે મિત્ર માન્યા વિના યોગ્ય ક્રિયાઓ કરતો રહે તો અહીં જ તેને પરમ સુખ છે.

**असदाचारिणः प्रायो, लोकाः कालानुभावतः ।**
**द्वेषस्तेषु न कर्तव्यः, संविभाव्य भवस्थितिम् ॥ ५२ ॥**

આ વિષમકાલના પ્રભાવથી પ્રાયઃ લોકો સદાચારથી રહિત હોય છે, તેથી સંસારસ્થિતિનું ઠીક રીતે અવલોકન કરી તેઓ ઉપર દ્વેષ કરવો ન જોઈએ.

**त्यक्त्वा रजस्तमोभावौ, सत्त्वे चित्तं स्थिरीकुरु ।**
**न हि धर्माधिकारोऽस्ति, हीनसत्त्वस्य देहिनः ॥ ५३ ॥**

રજોભાવ અને તમોભાવનો ત્યાગ કરીને સત્ત્વભાવમાં ચિત્તને સ્થિર કરવું જોઈએ, કારણ કે સત્ત્વહીન જીવ ધર્મ માટે અધિ-કારી નથી.

**हीनसत्त्वो यतो जन्तु-र्बाधितो विषयादिभिः ।**
**बाढं पतति संसारे, स्वप्रतिज्ञाविलोपनात् ॥ ५४ ॥**

કેમકે–સત્ત્વ રહિત જીવ, વિષય વિગેરેથી પીડિત થતાં પોતાની પૂર્વની પ્રતિજ્ઞાનો લોપ કરી પાછો સંસારમાં આસક્ત થાય છે.

**सावद्यं सकलं योगं, प्रत्याख्यायान्यसाक्षिकम् ।**
**विस्मृतात्मा पुनः क्लीबः, सेवते धैर्यवर्जितः ॥ ५५ ॥**

સત્ત્વ વિનાનો કાતર પુરૂષ બીજાઓની સાક્ષીએ પહેલાં દરેક સાવદ્ય વ્યાપારોનો ત્યાગ કર્યા છતાં, તે વાતને ભૂલી જઈ ફરીને સાવદ્ય વ્યાપારોનું સેવન કરવા લાગી જાય છે.

**तावद् गुरुवचः शास्त्रं, तावत् तावच्च भावनाः ।**
**कषायविषयैर्यावद्, न मनस्तरली भवेत् ॥ ५६ ॥**

ગુરૂનું વચન, શાસ્ત્રનો બોધ કે ભાવનાઓ ત્યાં સુધી જ સ્થિર રહે છે કે–જ્યાં સુધી કષાયો અને વિષયોથી મન ચંચલ થતું નથી.

**दूरे दूरतरे वास्तु, खड्गधारोपमं व्रतम् ।**
**हीनचित्तस्य ही चिन्ता, स्वोदरस्यापि पूरणे ॥ ५७ ॥**

નિર્બળ ચિત્તવાળા મનુષ્યને ( સાધુના વેષમાં હોવા છતાં પણ ) તલવારની ધારા સમાન વ્રત–મહાવ્રત તો દૂર રહો, પરંતુ તેને પોતાના ઉદરભરણની પણ ચિંતા થાય છે.

**आगमे योगिनां या तु, सैंहीवृत्तिः प्रदर्शिता ।**
**तस्यास्त्रस्यति नाम्नापि, का कथाऽऽचरणे पुनः ? ॥ ५८ ॥**

આગમમાં જે સિંહ જેવી વૃત્તિ રાખવાને જણાવવામાં આવેલ છે તેના તો નામથી જ તે પુરૂષ ડર પામે છે, તો પછી આચરણમાં મૂકવાની તો વાત જ શી ?

**ततश्च भिक्षुकप्रायं, मन्यमानो विपर्ययात् ।**
**भावनिःस्वधनेशानां, लालनानि करोत्यसौ ॥ ५९ ॥**

તેથી ભ્રમવશ પોતાને ભિખારી જેવો માનીને ધનિ લોકોની, જેઓ ભાવથી–આત્મિક ઐશ્વર્યથી નિર્ધન છે, એવાની ખુશામતો કરે છે.

ये सिद्धा ये च सेत्स्यन्ति, सर्वे सत्त्वे प्रतिष्ठिताः ।
सत्त्वं विना हि सिद्धिर्न, प्रोक्ता कुत्रापि शासने ॥ ६० ॥

ભૂતકાલમાં જે મહાન્ પુરૂષો મોક્ષ પામ્યા છે અને ભવિષ્યમાં જેઓ મોક્ષ પામશે, તે બધા સત્ત્વભાવથી ભરેલા હોઇને જ, સત્ત્વ વિના સિદ્ધિ થાય છે એમ કોઈ પણ શાસ્ત્રમાં કહેલું નથી.

एवमेव सुखेनैव, सिद्धिर्यदि च मन्यते ।
तत्प्राप्तौ सर्वजन्तूनां, तदा रिक्तो भवेद् भवः ॥ ६१ ॥

સત્ત્વ વિના સુખથી જ જો મોક્ષ માનવામાં આવે તો દરેક જંતુઓને-પ્રાણીઓને મોક્ષ મળે અને આખો સંસાર ખાલી થઈ જાય.

लोकोत्तरान्तरंगस्य, मोहसैन्यस्य तं विना ।
संमुखं नापरैः स्थातुं, शक्यते नात्र कौतकम् ॥ ६२ ॥

સાત્વિક પુરૂષ વિના બીજો કોઇ પણ મોહના અલૌકિક અંતરંગ સૈન્ય સામે ઉભો રહી શકતો નથી. આ બાબતમાં કાંઈ પણ આશ્ચર્ય પામવા જેવું નથી.

द्वित्रास्त्रिचतुरा वापि, यदि सर्वे जगत्यपि ।
प्राप्यन्ते धैर्यगाम्भीर्यौ-दार्यादिगुणशालिनः ॥ ६३ ॥

આખા જગતમાં ધીરતા, ગંભીરતા, ઉદારતા વિગેરે ગુણોથી યુક્ત પુરૂષો બે, ત્રણ કે ત્રણ ચાર જ મળી શકે.

वाहुल्येन तदाभास-मात्रा अपि कलौ कुतः ? ।
बुसप्रायैस्तु लोकोऽयं, पूरितो भवपूरकैः ॥ ६४ ॥

ઉપર કહેલા ગુણોવાળા નહિ, પરતુ તેના જેવા જણાતાં પુરૂષો પણ આ કલિયુગમાં વધુ ક્યાંથી હોય ? કારણ કે-આ જગત્ ફોતરા જેવા સંસારપૂર્તિ કરવાવાળા માણસોથી જ ખીચાખીચ ભરેલું છે.

मानुष्यं दुर्लभं लब्ध्वा, ये न लोकोत्तरं फलम् ।
गृह्णन्ति सुखमायत्यां, पशवस्ते नरा अपि ॥ ६५ ॥

જે માણસો દુર્લભ મનુષ્યપણાને મેળવીને ભવિષ્યમાં સુખ આપનારૂં લોકોત્તર ફલ પ્રાપ્ત કરી શકતા નથી, તેઓ માણસ છતાં પણ પશુ બરાબર છે.

तत् पुनर्मोक्षदो धर्मः, शीलांगवहनात्मकः ।
प्रतिश्रोतःप्लवात् साध्यः, सत्त्वसारैकमानसैः ॥ ६६ ॥

મોક્ષ આપનારો ધર્મ જ લોકોત્તર ફળ છે, બ્રહ્મચર્યના અંગોનું યથાવિધિ પાલન કરવું તે જ ધર્મ છે, અને તે પ્રવાહની સામે જવાની જેમ સાત્ત્વિક પુરૂષો જ સિદ્ધ કરી શકે છે.

ततः सत्त्वमवष्टंभ्य, त्यक्त्वा कुग्राहिणां ग्रहम् ।
क्रियतां भो ! सुधर्मस्य, करणायोद्यमः सदा ॥ ६७ ॥

હે ભવ્ય જીવો ! તેથી સત્ત્વનું અવલંબન કરી, કદાગ્રહીઓના આગ્રહને તિલાંજલી દઈ શ્રેષ્ઠ ધર્મકાર્યમાં ઉદ્યમ કરો.

इष्टानिष्टेषु भावेषु, सदा व्यग्रं मनो मुनिः ।
सम्यग् निश्चयतत्त्वज्ञः स्थिरीकरोति सात्त्विकः ॥ ६८ ॥

નિશ્ચયથી તત્ત્વને જાણનાર અને સત્ત્વને ધારણ કરનાર મુનિ, ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થોમાં હંમેશાં વ્યગ્ર થતા મનને સારી રીતે સ્થિર કરે.

दिनातिवाहिकां कष्टां, दृष्ट्वा बन्धादिदुःखीनाम् ।
रुद्धमेकान्तमौनाभ्यां, तपश्चित्तं स्थिरीकुरु ॥ ६९ ॥

હે ભવ્ય ! કેદી વિગેરે દુઃખી જીવોની કોઈ પણ રીતે વખત વિતાવવાની ભાવનાવાલી કષ્ટમય દશાને જોઇ એકાન્ત અને મૌનવડે નિગ્રહ કરેલા ચિત્તને તપને તપતો તું સ્થિર કર !

बीजभूतं सुधर्मस्य, सदाचारप्रवर्त्तनम् ।
सदाचारं विना स्वैरि-ण्युपवास निभो हि सः ॥ ७० ॥

ધર્મનું બીજ સદાચાર છે, માટે સદાચારમાં પ્રવૃત્તિ કરવી જોઈએ. સદાચાર વિનાનો ધર્મ વ્યભિચારિણી સ્ત્રીના ઉપવાસ જેવો નિષ્ફલ છે.

नैरपेक्ष्यादनौत्सुक्य-मनौत्सुक्याच्च सुस्थता ।
सुस्थता च परानन्द-स्तदपेक्षां क्षयेद् मुनिः ॥ ७१ ॥

કોઈ પણ વસ્તુની અપેક્ષાના-પરવાના અભાવથી ચંચલતાનો નાશ થાય છે. ચંચલતાના નાશથી સુસ્થતા પ્રગટ થાય છે અને સુસ્થતા તેજ પરમ આનંદ છે. માટે મુનિએ અપેક્ષાનો નાશ કરવો જોઈએ.

अधर्मो जिह्मता यावद्, धर्मः स्याद् यावदार्जवम् ।
अधर्मधर्मयोरेतद्, द्वयमादिमकारणम् ॥ ७२ ॥

જ્યાં સુધી હૃદયમાં કુટીલતા-વક્રતા હોય છે, ત્યાં સુધી જ અધર્મ રહે છે અને જ્યાં સુધી હૃદયમાં સરળતા છે ત્યાં સુધી જ ધર્મ પણ હોય છે. અધર્મ અને ધર્મના આ બે (વક્રતા અને સરલતા) મૂખ્ય કારણો છે.

जीविते गतशेषेऽपि, विषयेच्छा वियोज्यते ।
चेत तपःप्रगुणं चेत-स्ततः किञ्चिद् न हारितम् ॥ ७३ ॥

આયુષ્ય થોડું રહ્યા છતાં પણ, જો તારૂં મન વિષયોની ઇચ્છાનો ત્યાગ કરી તપશ્ચર્યા માટે તૈયાર હોય તો હજી કાંઇ બગડી ગયું નથી.

अनन्तान् पुद्गलावर्त्ता-नात्मन्नेकेन्द्रियादिषु ।
भ्रान्तोऽसि च्छेदभेदादि-वेदनाभिरभिद्रुतः ॥ ७४ ॥

सांप्रतं तु दृढीभूय, सर्वदुःखदवानलम् ।
व्रतदुःखं कियत्कालं, सह मा मा विषीद भोः ॥ ७५ ॥

હે આત્મન્! તેં એકેન્દ્રિય વિગેરે જાતિઓમાં અનંત પુદ્ગલપરાવર્ત્ત સુધી રખડી અનેક પ્રકારની છેદન-ભેદન વિગેરે વેદનાઓ સહન કરેલ છે, તો હવે મજબૂત થઈ સર્વ દુઃખને નાશ કરવામાં દવના અગ્નિ સમાન વ્રતોના કષ્ટને કેટલોક કાળ સહન કર, તે સહન કરવામાં ખેદ પામીશ નહિ.

उपदेशादिना किञ्चित्, कथंचित् कार्यते परः ।
स्वात्मा तु स्वहिते योक्तुं, मुनीन्द्रैरपि दुष्करः ॥ ७६ ॥

અન્ય જીવને ઉપદેશ વિગેરેથી કોઈ પણ રીતે થોડે ઘણે અંશે ધર્મકાર્યમાં જોડી શકાય છે, પણ પોતાના આત્માને ધર્મકાર્યમાં જોડવો એ મુનિઓ માટે પણ દુષ્કર છે.

जन्मभूत्वात्पुलिन्दानां, वनवासे यथा रतिः ।
तथा विदिततत्त्वानां, यदि स्यात् किमतः परम् ? ॥ ७७ ॥

જેમ ભિલ્લ વિગેરે જંગલી લોકોને પોતાની જન્મભૂમિ હોવાથી વનવાસમાં જ મજા પડે છે, તેમ તત્ત્વોના જાણકાર યોગીને પણ જો વનવાસમાં આનંદ આવે તો બીજું શું જોઈએ ?

दुःखितानखिलाञ्जन्तून्, पश्यतीह यथा यथा ।
तथा तथा भवस्यास्य, विशुद्धात्मा विरज्यति ॥ ७८ ॥

વિશુદ્ધ આત્મા જેમ જેમ સંસારમાં દરેક જીવોને દુઃખી જોતો જાય છે, તેમ તેમ સંસારથી તેને વૈરાગ્ય થાય છે.

संसारावर्तनिर्मग्नो, घूर्णमानो विचेतनः ।
अधएव जनो याति, निकटेऽपि तटे हहा ॥ ७९ ॥

तिर्यग्गोऽयं तथा च्छिदन्, नद्याः स्यात् पारगः सुधीः ।
भवस्यापि तथोत्सर्गा-पवादकुशलो मुनिः ॥ ८० ॥

સંસારરૂપી નદીના ચક્રાવામાં પડેલો માણસ કિનારો સમીપે હોવા છતાં ગોથાં ખાતો ખાતો બેભાન બની નીચે ચાલ્યો જાય છે, પરંતુ આડત્રાંસી રીતે ગમન કરે તો તે માણસ જેમ ચક્રાવાને ભેદીને નદી પાર કરી શકે છે, તેમ ઉત્સર્ગ અને અપવાદ માર્ગમાં મુનિ પણ યથોચિત રીતે વિહરતો સંસારનો પાર કરી શકે છે.

एभिः सर्वात्मना भावै–र्भावितात्मा शुभाशयः ।
कामार्थविमुखः शूरः, सुधर्मैकरतिर्भवेत् ॥ ८१ ॥

વિમલ અંતઃકરણવાળા વીર પુરૂષે ઉપર કહેલા ભાવોથી વાસિત થઈ, કામ અને અર્થથી પરાઙ્મુખપણું ધારણ કરી, ધર્મમાં જ સર્વ પ્રકારે લીન થવું જોઈએ.

इति योगसारः ।

  

# ષટ્ દ્રવ્યસ્વરૂપ.



૧–જીવાસ્તિકાય, ૨–ધર્માસ્તિકાય, ૩–અધર્માસ્તિકાય, ૪–આકાશાસ્તિકાય, ૫–પુદ્ગલાસ્તિકાય, અને ૬–કાલ. એ છ દ્રવ્ય છે તેમાં પાંચ અજીવ દ્રવ્ય છે ને એક જીવ દ્રવ્ય છે.

જીવ, ધર્મ, અધર્મ, આકાશ અને પુદ્ગલ–એ પાંચે દ્રવ્ય વિદ્યમાન છે, જેથી કરીને 'અસ્તિ' કહેવાય છે: અને કાય સમાન બહુ પ્રદેશોને ધારણ કરે છે, જેથી તેને 'કાય' કહે છે. અસ્તિ અને કાય એ બે મીલાવાથી એ પાંચે દ્રવ્ય 'આસ્તકાય' કહેવાય છે.

**૧. જીવાસ્તિકાય**—તેમાં ચેતના પદાર્થ છે. ચેતના તે ઉપયોગ સમજવો. ઉપયોગ બે પ્રકારનો. એક જ્ઞાન–ઉપયોગ અને બીજો દર્શન–ઉપયોગ. જીવ (આત્મા) અમૂર્ત્ત છે, પણ વ્યવહારની અપેક્ષાએ જીવ કર્માધીન હોઇ મૂર્ત્તિમાન કહેવાય છે. તે જીવના બે પ્રકાર છે. એક સિદ્ધ અને બીજા સંસારી. અષ્ટકર્મ રહિત થયા છે તે સિદ્ધ જાણવા. તેના પંદર ભેદ છે અને સંસારી જીવ બે પ્રકારના છે. એક સ્થાવર, બીજા ત્રસ. તેમાં સ્થાવર પાંચ પ્રકારના છે. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય. એ પાંચેના મલી સૂક્ષ્મ ને બાદર બબ્બે ભેદ છે. ત્રસ જીવો ચાર પ્રકારના છે. બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય ને પંચેંદ્રિય. તેમાં પંચેંદ્રિય ચાર પ્રકારના છે–દેવ, મનુષ્ય, નારક ને તિર્યંચ. એ બધા જીવો વિષે સવિસ્તર જીવવિચારાદિ પ્રકરણોમાંથી જાણી લેવું. એ જીવ અનંત છે. તેને ચેતન ગુણ છે તથા નારકાદિ પર્યાય છે. જે ગુણવંત તથા પર્યાયવંત હોય તેને દ્રવ્ય કહેવાય છે.

**૨. ધર્માસ્તિકાય**—ગતિપર્યાયને ભજનારા જીવ તથા પુદ્ગલોને સહાયકારી હોય તે ધર્માસ્તિકાય. જ્યાં જ્યાં ધર્મદ્રવ્ય છે, ત્યાં ત્યાં જીવ તથા પુદ્ગલોની ગતિ થાય છે. અલોકને વિષે એ દ્રવ્ય નહિ હોવાથી ત્યાં તેઓની ગતિ થતી નથી. જેમ મત્સ્યની

ગતિને સહાયકારી જલ છે. એટલે જ્યાં જ્યાં જલ હોય ત્યાં ત્યાં મત્સ્યની ગતિ થઈ શકે છે. તે મત્સ્ય જ્યારે જલથી બહાર સ્થલને વિષે આવે ત્યારે તેની ગતિ થઈ શકતી નથી, કેમકે–ત્યાં જલ સહાયકારી નથી માટે. તેમ ધર્માસ્તિકાય પણ જીવ તથા પુદ્ગલોની ગતિને સહાયકારી છે. જો કે ધર્મદ્રવ્ય એકજ છે, તથાપિ સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર નયના ભેદે કરી એના ત્રણ પ્રકાર છે. તેમાં સંગ્રહ નયે કરી ધર્માસ્તિકાય દ્રવ્ય અસંખ્યાત પ્રદેશાત્મક ધર્માસ્તિકાય એક છે. વ્યવહાર નયે કરી પોતાની બુદ્ધિએ પરિકલ્પિત તે ધર્માસ્તિકાયના બે ભાગ, ત્રણ ભાગ, ચાર ભાગ ઇત્યાદિ ઘણા દેશ છે. અને ઋજુસૂત્ર નયે કરી અસંખ્યાત પ્રદેશના પ્રત્યેક પ્રદેશને ધર્માસ્તિકાય કહેવાય છે. એટલે ખંધ, દેશ તથા પ્રદેશ એને ધર્માસ્તિકાય કહીએ. એનો ગતિલક્ષણ ગુણ છે અને અગુરૂલઘુ લક્ષણ પર્યાય છે.

૩. **અધર્માસ્તિકાય**—સ્થિતિના પર્યાયને ભજનારા જીવ અને પુદ્ગલોને સહાયકારી છે. જ્યાં જ્યાં અધર્માસ્તિકાય હોય છે, ત્યાં ત્યાં જીવ તથા પુદ્ગલોની સ્થિતિ થઈ શકે છે. જેમકે–અલોકને વિષે એ દ્રવ્ય નહિ હોવાને લીધે જીવ અને પુદ્ગલોની સ્થિતિ થઈ શકતી નથી. દૃષ્ટાંત તરીકે જેમ સ્થિતિને સેવન કરનારો પથિક–વટેમાર્ગુ તેને છાયા સહાયકારી છે. એટલે આ સંસારમાં દેશાટન કરતાં માર્ગને વિષે થાકીને પીડા પામેલો જે જીવ તે જ્યાં વૃક્ષની સારી છાયા હોય છે, તે સ્થલે વિશ્રામ કરી શાતાને પામે છે, તેમ જ્યાં અધર્માસ્તિકાય દ્રવ્ય છે, ત્યાં જીવો વિશ્રામને પામી રહ્યા છે. એ દ્રવ્ય પણ પૂર્વોક્ત રીતે નયના ભેદે ત્રણ પ્રકારનું છે. તેમાં સંગ્રહ નયે કરી અસંખ્ય પ્રદેશ સ્વરૂપ એક ખંધ છે, વ્યવહાર નયે એ દ્રવ્યનો એક જ ખંધ છતાં તેના બુદ્ધિ પરિકલ્પિત દ્વિભાગ, ત્રિભાગ પ્રમુખ ઘણા ભેદ થાય છે. અને ઋજુસૂત્ર નયે કરી એના જેટલા પ્રદેશ છે, તે પ્રત્યેક અધર્માસ્તિકાય કહેવાય છે. એનો સ્થિતિલક્ષણ ગુણ છે, અને અગુરૂલઘુ લક્ષણ પર્યાય છે.

૪. **આકાશાસ્તિકાય**—તે જીવાદિક પાંચ દ્રવ્યોનું ભાજન જાણવું. કેમકે-એ દ્રવ્યને વિષે પોતપોતાના સ્વરૂપે સકલ દ્રવ્યો વ્યાપી રહ્યા છે. તે બે પ્રકારનું છે. એક લોકાકાશ ને બીજો અલોકાકાશ. પાંચે દ્રવ્ય આકાશમાં છે, તે લોકાકાશ છે—આગળ અલોકાકાશ છે. અલોકાકાશમાં અનંત આકાશ છે, બીજું કોઇ દ્રવ્ય નથી. એના પણ પૂર્વની પેઠે ત્રણ ભેદ થાય છે. સંગ્રહ નયે કરી અનંત પ્રદેશાત્મક લોકાલોકપ્રમાણ એક ખંધ છે, વ્યવહાર નયે કરી બુદ્ધિ પરિકલ્પિત બે ભાગ, ત્રણ ભાગ, ચાર ભાગ આદિ અનેક પ્રદેશ છે, અને ઋજુસૂત્ર નયે કરી તે પ્રત્યેક પ્રદેશરૂપ જાણવું. એનો અવકાશ ગુણ છે અને અગુરૂલઘુ પર્યાય છે.

૫. **પુદ્ગલાસ્તિકાય**—નવીનતા અને જીર્ણતા થવી એ એનો સ્વભાવ છે. પુદ્ગલ અને જીવ એ બંને પરિણામી દ્રવ્ય છે. જે પૂર્વાવસ્થાનો વિનાશ અને ઉત્તર અવસ્થાનું ઉત્પાદન તેને પરિણામ કહે છે એટલે પર્યાયનો ઉત્પાદ તથા વિનાશ થાય છે. પરંતુ દ્રવ્યથી ઉત્પાદ-વિનાશ કહેવાય નહિ. એવી રીતે પુદ્ગલને વિષે પરિણામપણું હોવાથી સ્વયં ઉત્પાદ તથા વિનાશરૂપ નવીનતા તથા જીર્ણતા પર્યાયને પામી રહ્યા છે. એનું નિમિત્ત કારણ કાલદ્રવ્ય છે. કોઈ એક ખંધને વિષે પુદ્ગલ પૂરાતાં હોય છે. અને કોઈ એક ખંધને વિષે ગલન-વિખરાઈ જતાં હોય છે. એવું કાલાદિ કારણ પામીને થાય છે-એવો પુદ્ગલોનો સ્વભાવ જ હોય છે. તેના ચાર ભેદ છે-ખંધ, દેશ, પ્રદેશ ને પરમાણુ. તેમાં પ્રથમ ખંધના અનંત પ્રકાર છે. બે પ્રદેશ એકઠા થયાથી દ્વિપ્રદેશી ખંધ, ત્રણ પ્રદેશો મલ્યાથી ત્રિપ્રદેશી ખંધ, એમ યાવત્ સંખ્યાત પ્રદેશી, અસંખ્યાત પ્રદેશી તથા અનંતપ્રદેશી ખંધ જાણી લેવા, તેમજ દેશ પણ દ્વિભાગ ત્રિભાગ લક્ષણ જાણી લેવો. (ખંધ, દેશ, પ્રદેશ પરમાણુ) શબ્દ, અંધકાર, ઉદ્યોત, કાન્તિ, છાયા, ટાઢ, તડકો—એ સર્વ પુદ્ગલો છે. જેમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ હોય તે પુદ્ગલાસ્તિકાય. એનો સડણ-પડણ ગુણ છે અને અગુરૂલઘુ પર્યાય છે.

૬. કાલ—વર્ત્તના લક્ષણ ગુણ છે. ( નવાનું જુનું ને જુનાનું નવું કરવું તે. ) ચંપક, અશોક, આંબા પ્રમુખ વનસ્પતિને વિષે કુસુમ-ફુલ વિગેરે કાળે થાય છે, મેઘવૃષ્ટિ, વિદ્યુત્ આદિ કાળે કરી થાય છે, તેમજ ઋતુવિભાગ, બાલ, કુમાર, યૌવનાવસ્થા, વૃદ્ધાવસ્થા આદિ કાળે કરી થાય છે. ઈત્યાદિ વ્યવસ્થાને વિષે કાળ સહકારી છે. અને જો કાળ નિમિત્ત કારણ ન હોય તો સર્વ વસ્તુ વ્યવસ્થા રહિત થઈ જાય. કેમકે-વસંતઋતુ આવ્યા વિના જ ચંપક, અશોક સહકાર પ્રમુખ વનસ્પતિને વિષે ફલ-ફુલ આવે, ઋતુઓ આગળ-પાછળ થઇ જાય, યૌવનાવસ્થા પ્રાપ્ત થયા વિના બાલિકા ગર્ભ ધારણ કરે, ઇત્યાદિક અવ્યવસ્થા કાળદ્રવ્ય નહિ માન્યાથી થઇ જાય. એટલે બધું વિપરીત જ થયાં કરે પણ તેમ તો કાંઇ જ થતું નથી, તેથી કાલ નિમિત્ત કારણ છે; કેમકે-સર્વ પોતપોતાની કાળમર્યાદાએ કરી થાય છે. માટે પુદ્ગલતાને વિષે નવ જીર્ણતાનો આપાદક કાલ છે. તે કાલ એકપ્રદેશી સમયલક્ષણ છે. તે સમય પણ જે વર્તમાન વર્તે છે તે લેવો, કેમકે-અતીત સમયનો વિનાશ છે અને અનાગત સમયનો ઉત્પાદ થયો નથી. તે વર્તમાન સમય પણ અનંતો છે. જેટલા પુદ્ગલ દ્રવ્યના પર્યાય છે, તે પ્રત્યેકને વિષે એકેક વર્તમાન સમય છે. તે માટે જોકે એક છે તો પણ અનંતને વિષે લાગેલો હોવાથી અનંતો કહેવાય છે અહીં બે-નય છે એક નિશ્ચય ને બીજો વ્યવહાર. નિશ્ચય તે પરમાર્થની સાથે મળે છે અને વ્યવહાર નયે કરી આવલિકાની કલ્પના છે. અસંખ્યાત સમય મળે ત્યારે એક આવલિકા થાય છે. તેવી એક કોડી, સડસઠ લાખ સિત્તોતેર હજાર બસેંહ ને સોલ આવલિકા થાય, ત્યારે એક મુહૂર્ત્ત થાય. એ સમયાવલી મુહૂર્ત્ત એ સર્વ વ્યવહારે કરીને જ કહેવાય છે. સમય લક્ષણ કાળ પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણ સમય ક્ષેત્રને વિષે છે પણ બહાર નથી. જ્યાં સૂર્યની ગતિ છે ત્યાં જ કાળ વ્યવહાર છે. બહારના દ્વીપને વિષે આદિત્ય-સૂર્યનું ગમન નથી. ત્યાં સ્થિર છે. કોઈ પૂછે કાળ તો મનુષ્ય ક્ષેત્રને વિષે જ છે, તેથી બહાર નથી, એવું તમારા કહેવા ઉપરથી થયું. ત્યારે બહારના દ્વીપોને વિષે

તથા સ્વર્ગ-નરકને વિષે કાળની ખબર કેમ પડે ? ઉત્તરમાં એ કે-મનુષ્ય ક્ષેત્રની અપેક્ષાએ કરીને જ ત્યાં કાળનો વ્યવહાર કહેવાય છે. અત્ર સમય તે દ્રવ્ય જાણવું. દ્રવ્ય પરાવર્ત્તનલક્ષણ ગુણ જાણવો અને અગુરૂલઘુ પર્યાય જાણવો. આ કાળદ્રવ્યને વિષે દિગંબરીનો મત ભિન્ન રીતે પડે છે.

આ છ દ્રવ્ય સંબંધી તારવણી આ પ્રમાણે:—

છ દ્રવ્યનો દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવથી ખૂલાસો—

૧. **જીવાસ્તિકાય**—દ્રવ્યથી અનંતા, ક્ષેત્રથી લોકપ્રમાણ, કાળથી આદિ-અંત રહિત, ભાવથી અરૂપી અને ગુણથી ચેતના લક્ષણવંત છે.

૨. **ધર્માસ્તિકાય**—દ્રવ્યથી એક, ક્ષેત્રથી લોકપ્રમાણ, કાળથી આદિ-અંત રહિત, ભાવથી અરૂપી, ગુણથી ગમનક્રિયામાં સહાયક.

૩. **અધર્માસ્તિકાય**—દ્રવ્યથી એક, ક્ષેત્રથી લોકપ્રમાણ, કાળથી આદિ-અંત રહિત, ભાવથી અરૂપી અને ગુણથી સ્થિર રાખવાનો ગુણ.

૪. **આકાશાસ્તિકાય**—દ્રવ્યથી એક, ક્ષેત્રથી લોકાલોકપ્રમાણ કાલથી આદિઅંતરહિત, ભાવથી અરૂપી અને ગુણથી અવકાશ આપવાનો ગુણ.

૫. **પુદ્ગલાસ્તિકાય**—દ્રવ્યથી અનંતા, ક્ષેત્રથી લોકપ્રમાણ, કાળથી આદિ-અંત રહિત, ભાવથી રૂપી અને ગુણથી સડણ-પડણ-વિધ્વંસણ ગુણ.

૬. **કાળ**—દ્રવ્યથી અનંતા, ક્ષેત્રથી અઢી દ્વીપ પ્રમાણ, કાળથી આદિ-અંત રહિત, ભાવથી અરૂપી અને ગુણથી વર્તના લક્ષણ. (જુનાનું નવું અને નવાનું જુનું કરવું તે.)

ઉક્ત છ દ્રવ્યો મધ્યે નીચે પ્રમાણે સામાન્ય ગુણો દરેકમાં છે.

૧. **અસ્તિત્વ**—છ દ્રવ્ય પોતપોતાના ગુણપર્યાય પ્રદેશે કરી અસ્તિ સ્વભાવી છે. તેમાં ધર્મ૦ અધર્મ૦ આકાશ૦ અને જીવ૦ એ દ્રવ્ય ચાર અસંખ્યાતા પ્રદેશ મળવાથી ખંધ થાય છે અને પાંચમાં પુદ્ગલમાં ખંધ થવાની શક્તિ છે માટે પાંચ દ્રવ્ય અસ્તિકાય છે. છઠ્ઠો કાળદ્રવ્ય અસ્તિકાય નથી, કેમકે–એક સમય વિનષ્ટ થયા પછી બીજો સમય આવે છે. સમય મળતો નથી.

૨. **વસ્તુત્વ**—છએ દ્રવ્ય એકઠાં એક ક્ષેત્ર મધ્યે રહ્યા છે. જેમકે–એક આકાશપ્રદેશમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયનો એકેક પ્રદેશ, તેમજ અનંત આત્માના અનંત પ્રદેશ તેમજ પુદ્ગલ પરમાણુ અનંતા રહ્યા છે. આમ છતાં પોતપોતાની સત્તા કાયમ છે, કોઈ કોઈમાં તદ્રૂપપણે મળી જતું નથી. તેનું નામ વસ્તુત્વ યાને વસ્તુપણું.

૩. **દ્રવ્યત્વ**—સર્વ દ્રવ્યો પોતપોતાની ક્રિયા કરે છે. ઉદાહરણ તરીકે ધર્માસ્તિકાયનો ચલણ સ્વભાવ તે સર્વ પ્રદેશ મધ્યે છે. સદાકાળ પુદ્ગલ તથા જીવને ચલાવવારૂપ ક્રિયા કરે છે, તે જ પ્રમાણે અધર્માસ્તિકાયાદિના ગુણોનું સમજવું. એનું નામ દ્રવ્યપણું. સિદ્ધના જીવો અક્રિય હોવાથી લોકાંતે હોવા છતાં ગતિ કરતાં નથી. બાકી તે જ ક્ષેત્રમાં રહેલા સૂક્ષ્મ નિગોદના જીવો તથા પુદ્ગલોને ગતિ વિગેરેની ક્રિયાઓ કરવી પડે છે.

૪. **પ્રમેયત્વ**—પ્રમેયપણું યાને પ્રમાણ વિચારણા. કેવળી ભગવંત પોતાના જ્ઞાનથી નીચે પ્રમાણે બતાવે છેઃ—

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એકેક દ્રવ્ય છે. જીવદ્રવ્ય અનંતા છે, તેની ગણત્રી સંજ્ઞી મનુષ્યો, સંખ્યાતા અસંજ્ઞી મનુષ્યો અસંખ્યાતા, નારકી અસંખ્યાતા, દેવતા અસંખ્યાતા છે તિર્યંચ, પંચેંદ્રિય, બેઇંદ્રિય, તેઈંદ્રિય, ચૌરિંદ્રિય અસં-

ખ્યાતા છે. પૃથ્વી આદિ પાંચ કાયના જીવો પણ અસંખ્યાતા છે. તે થકી સિદ્ધના જીવો અનંતા, એ થકી બાદર-નિગોદના જીવ અનંતગુણા. બાદર-નિગોદ એટલે કંદમૂળ, આદુ, સુરણ વિગેરે. એના સોયના અગ્રભાગ જેટલા પ્રદેશમાં અનંતા જીવો છે. તે સિદ્ધના જીવથી અનંતગુણા છે અને સૂક્ષ્મ નિગોદ સર્વથી અનંતગુણા છે. જેટલા લોકાકાશના પ્રદેશ તેટલા ગોળા છે. અકેક ગોળામાં અસંખ્યાતા નિગોદ ( નિગોદ-અનંતા જીવનું પિંડભૂત એક શરીર ) છે. તે અકેક નિગોદ મધ્યે અનંતા જીવ છે. અતીતકાળના સર્વે સમય તથા અનાગત કાળના સર્વ સમય અને વર્તમાન કાળનો એક સમય-એ બધાંને ભેળાં કરી અનંતગુણા કરીએ એટલા જીવો એક નિગોદમાં હોય છે. ઉદાહરણ સમજવા સારૂ છે. કોઈએ ઉક્ત સમયો ભેગા કર્યા નથી ને માપ કાઢયું પણ નથી, પણ વાત વિચારતાં જ અનંતા કહેવાની સાર્થકતા સમજાઈ જશે. સંસારી અકેકા જીવના અસંખ્યાતા પ્રદેશ છે અને અકેકા પ્રદેશે અનંતી કર્મવર્ગણા લાગી છે. અકેક વર્ગણા મધ્યે અનંતા પુદ્ગલ-પરમાણુ છે. એમ અનંતા પરમાણુ જીવ સાથે લાગ્યા છે, તે થકી અનંત ગુણ પુદ્ગલ-પરમાણુ જીવથી રહિત-છૂટા છે. નિગોદમાં અનંતા જીવ એવા છે કે-જેઓ કોઈ વાર ત્રસપણું પામ્યા નથી હોતા. અનંતો કાળ ગયો અને હજુ અનંતો જશે, પણ તેઓ ત્યાં જ ઉપજે છે અને મરણ પામી પાછા ત્યાં જ ચ્યવે છે. તેથી નિગોદના બે ભેદ પડે છે. (૧) વ્યવહાર રાશી નિગોદ. (૨) અવ્યવહાર રાશી નિગોદ. ઉપર વર્ણવેલા જીવો બીજા ભેદમાં આવે છે. બાદર એકેન્દ્રિયપણું એટલે કે-ભાવ ત્રસપણું પામી પાછા નિગોદમાં પડનાર જીવો વ્યવહાર રાશીયા કહેવાય છે. મનુષ્યપણામાંથી જેટલા જીવો કર્મ ખપાવીને એક સમયમાં મોક્ષે જાય છે, તેટલા જીવો તેજ સમયે પેલી અવ્યવહાર રાશીમાંથી નીકળી વ્યવહાર રાશીમાં આવે છે. કોઇક વેળા ભવ્ય જીવ ઓછા નીકળે છે, તો તે ઠેકાણે એક-બે અભવ્ય નીકળી આવે છે, પણ વ્યવહાર રાશીનો કાંટો બરાબર જ રહે છે. નિગોદના અસંખ્યાતા લોક માંહેલા ગોળા છ દિશાના આવ્યા

પુદ્ગલને આહારાદિપણે લે છે. તે સકળ ગોળા કહેવાય છે, જ્યારે લોકાંતના પ્રદેશે જે ગોળા રહ્યા છે, તેને ત્રણ દિશાના આહાર-ફરશના હોવાથી વિકળ ગોળા કહેવાય છે. સૂક્ષ્મ નિગોદમાં પાંચ સ્થાવરના સૂક્ષ્મ જીવ તે સર્વ લોકમાં કાજળની કુંપળીની માફક ભર્યા થકાં વ્યાપી રહ્યા છે. સૂક્ષ્મ નિગોદમાં અનંતુ દુઃખ છે. કોઈ દેવતા સમકાળે સાડા ત્રણ ક્રોડ લોઢાની સોયો અગ્નિથી તપાવીને કોઈક મનુષ્યને ચાંપે અને તેથી જે વેદના થાય, તેથી અનંતગુણી વેદના નિગોદ મધ્યે છે. ભવ્ય જીવને નિગોદનું કારણ અજ્ઞાનદશા છે.

૫. **સત્વપણું**—છ દ્રવ્ય એક સમયમાં ઉપજે, વિણસે અને સ્થિરપણે છે; કેમકે-'ઉત્પાદવ્યયધ્રુવયુક્તં સત્' ઇતિ વચનાત્ સર્વમાં અગુરૂલઘુનો ભેદ છે.

૬. **અગુરૂલઘુપણું**—દ્રવ્યોમાં જે અગુરૂલઘુ પર્યાય છે, તે છ પ્રકારની હાનિ-વૃદ્ધિ કરે છે. **છ પ્રકારની વૃદ્ધિ**—(૧) અનંત ભાગવૃદ્ધિ. (૨) અસંખ્યાત ભાગવૃદ્ધિ (૩) સંખ્યાત ભાગવૃદ્ધિ. (૪) સંખ્યાત ગુણવૃદ્ધિ. (૫) અસંખ્યાત ગુણવૃદ્ધિ. (૬) અનંત ગુણવૃદ્ધિ. **છ પ્રકારની હાનિ.** (૧) અનંત ભાગહાનિ. (૨) અસંખ્યાત ભાગહાનિ. (૩) સંખ્યાત ભાગહાનિ. (૪) સંખ્યાત ગુણહાનિ. (૫) અસંખ્યાત ગુણહાનિ. (૬) અનંત ગુણહાનિ. વૃદ્ધિ-ઉપજપણું અને તે હાનિ-વ્યય થવાપણું. સર્વ દ્રવ્યમાં ઉક્ત પ્રકારની વૃદ્ધિ તથા હાનિ સદા સમયે સમયે થઈ રહી છે

## હવે દ્રવ્યના ગુણપર્યાયે સાધર્મિકપણું અને વિધર્મિકપણું કહે છે:—

જીવાસ્તિકાયાદિ છ દ્રવ્ય છે. તે દ્રવ્યનું લક્ષણ સત્ કહેવાય છે. જે સત્ છે તે દ્રવ્ય છે. ઉત્પાદ વ્યય અને ધ્રુવયુક્ત હોય તે સત્ કહેવાય છે.

ત્યાં પ્રથમ અગુરૂલઘુ પર્યાય સર્વ દ્રવ્યમાં સરખો છે અને

અરૂપી ગુણ પાંચ દ્રવ્યમાં છે. એક પુદ્ગલ દ્રવ્યમાં નથી તથા અચેતનપણું પાંચ દ્રવ્યમાં છે.

હવે છ દ્રવ્યના ગુણપર્યાયરૂપ સ્વરૂપ જાણવાને સૂત્રપાઠ ગાથા કહે છે. **"परिणामि जीव मुत्ता, सपएसा एग खित्त किरियाय। निच्चं कारण कत्ता, सव्वगय इयर अपवेसा ॥ १ ॥ "**

એ ગાથાનો અર્થ પ્રશ્નોત્તરરૂપે નીચે પ્રમાણેઃ—

શિષ્ય—એ છ દ્રવ્યમાં ( **परिणामि** ) પરિણામી કેટલા અને અપરિણામી કેટલા ?

ગુરૂ—નિશ્ચય નયે કરી તો છએ દ્રવ્ય પરિણામી છે, કેમકે-ધર્માસ્તિકાય દ્રવ્ય નિશ્ચય નયે કરી પોતાના સ્વરૂપમાં પરિણમી રહ્યું છે, પણ બીજા પાંચ દ્રવ્યમાં પરિણમતું નથી : તથા અધર્માસ્તિકાય દ્રવ્ય પણ નિશ્ચય નયે પોતાના સ્વરૂપમાં પરિણમી રહ્યું છે, પણ બીજા પાંચ દ્રવ્યમાં નથી પરિણમતું : તથા આકાશાસ્તિકાય પણ નિશ્ચય નયે કરી પોતાના સ્વરૂપમાં જ પરિણમે છે, પણ પાંચ દ્રવ્યમાં પરિણમતું નથી : તથા કાળદ્રવ્ય પણ નિશ્ચય નયે કરી પોતાના સ્વરૂપમાં જ પરિણમે છે, પણ બીજા પાંચ દ્રવ્યમાં પરિણમતું નથી : તથા જીવદ્રવ્ય પણ સંગ્રહ નયને મતે નિશ્ચય નયે પારિણામિકભાવે પોતાના સ્વરૂપમાં પરિણામી રહ્યું છે, પણ બીજા પાંચ દ્રવ્યમાં નથી પરિણમતું : કેમકે-જો નિશ્ચય નયે કરી જીવ પુદ્ગલદ્રવ્યમાં પરિણમે તો કોઇ કાળે પણ કર્મ થકી રહિત ન્યારો થઈ સિદ્ધિ પ્રત્યે ન પામે. માટે નિશ્ચય નયે કરી જીવ પોતાના સ્વરૂપમાં પરિણમે છે અને વ્યવહાર નયે કરી જીવ નાટકીયા ભવાઇયાની પેરે અનેક પ્રકારે બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચોરેંદ્રિ, પંચેંદ્રિ પર્યંત દેવતા, નારકી, મનુષ્ય અને તિર્યંચરૂપ નવા નવા વેશ પહેરી, નવા નવા રૂપ કરી, નવા નવા નામ ધરાવી, ચાર ગતિરૂપ સંસારમાં ચોરાશી લાખ ચૌટામાં ભમતો ફરે છે. એક વેશ ઉતારે છે-એક વેશ પહેરે છે, એ રીતે જીવ અનેક પ્રકારે સંસારમાં નાટક કરે છે. તે સર્વ વ્યવહાર નયે કરી જાણવું.

પરંતુ નિશ્ચય નયે કરી તો જીવ શાશ્વતો સત્તાયે સિદ્ધ સમાન છે તથા પુદ્ગલાસ્તિકાય દ્રવ્ય પણ નિશ્ચય નયે કરી પરમાણુઓ સર્વ પોતપોતાને સ્વભાવે રહ્યા છે અને વ્યવહાર નયે કરી પુદ્ગલ પરમાણુઆ મલી ખંધ થાય છે. પરંતુ નિશ્ચય નયે ખંધ થાતો હોત તો કોઈ કાળે એ ખંધ વિખરાઈ જાત નહીં. સદા કાળ ખંધના ખંધભાવે જ રહેત, તેમ તો રહેતા નથી માટે વ્યવહાર નયે પુદ્ગલ પરમાણુઓ મલી ખંધ થાય છે અને પાછા વિખરે પણ છે અને નિશ્ચય નયે કરી તો પરમાણુઆ પોતપોતાના સ્વભાવે સદા કાળ શાશ્વતા છે, પણ કોઇ કાળે ઘટશે-વધશે નહીં. એ રીતે છએ દ્રવ્ય નિશ્ચય નયે કરી પોતપોતાના સ્વભાવે પારિણામિક જાણવા.

તથા વ્યવહાર નયે કરી ધર્મ૦ અધર્મ૦ આકાશ૦ અને કાળ૦ એ ચાર દ્રવ્ય અપરિણામી છે અને જીવ તથા પુદ્ગલ-એ બે દ્રવ્ય પરિણામી છે, કેમકે-વ્યવહાર નયને મતે જીવ સમય સમય અનંતા કર્મરૂપ વર્ગણાના દલીયાં લીયે છે અને સમય સમય અનંતા કર્મરૂપ વર્ગણાના દલીયાં ખેરવે છે, પણ જો નિશ્ચય નયે કરી કર્મનું ગ્રહણ કરતો હોય, તો કોઈ કાળે કર્મ થકી છૂટે જ નહીં. માટે જીવને અજ્ઞાન રાગ-દ્વેષરૂપ ચીકાશે કરી અશુદ્ધપણું છે, તેણે કરી પર-દ્રવ્યમાં પરિણમે છે અને પુદ્ગલ-દ્રવ્યનો પરિણમનપણાનો સ્વભાવ છે. માટે જીવ રાગ-દ્વેષ અને અજ્ઞાનરૂપ અશુદ્ધતાયે કરી પુદ્ગલ પરમાણુઓને ગ્રહણ કરે છે અને મનુષ્ય, દેવતા, નારકી તથા તિર્યંચના શરીરરૂપ ખંધ પ્રત્યે નિપજાવે છે, તે ખંધ સ્થિતિ પ્રમાણે રહે છે, વળી પાછા ખેરવે છે, વલી બીજા પરમાણુઆ લઈ નવા શરીરરૂપ ખંધ નિપજાવે છે, એમ કેટલાએક પુદ્ગલ પરમાણુઆ આહારપણે ગ્રહે છે અને કેટલાએક પુદ્ગલ પરમાણુઓને વર્ણ, ગંધ, રસ અને સ્પર્શપણે ગ્રહણ કરે છે તથા કેટલાએક પુદ્ગલ પરમાણુઆને કર્મ-પણે ગ્રહણ કરે છે, વળી પાછા ખેરવે છે. એમ અનાદિ કાળની જીવ પુદ્ગલને પરિણમનપણાની ઘટમાળ ચાલી જાય છે, અને અજ્ઞાનદશાયે કરી જો શુભ પુદ્ગલ જીવને મળે તો રાજી થાય છે

તથા અશુભ પુદ્ગલ મળે તો નારાજી થાય છે. એ રીતે વ્યવહાર નયને મતે જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્ય પરિણામી છે.

શિષ્ય—છ દ્રવ્યમાં (जीव) જીવ કેટલા અને અજીવ કેટલા?

ગુરૂ—ષટ્ દ્રવ્યમાં એક જીવ દ્રવ્ય તે જીવ છે અને શેષ પાંચ દ્રવ્ય અજીવ છે. જે કારણે સંગ્રહ નયને મતે પારિણામિક-ભાવે નિશ્ચય નયે કરી એક જીવ દ્રવ્ય જ્ઞાનાદિ ચેતનારૂપ ગુણે કરી સહિત સત્તાએ સિદ્ધસમાન અનંત ઋદ્ધિનો ધણી છે અને શેષ ધર્માદિક પાંચ દ્રવ્ય તે અજીવરૂપ જડ સ્વભાવવાલા છે. જ્ઞાનાદિ ચેતાના ગુણે કરી રહિત સુખ–દુઃખને ન જાણનારા માટે અજીવ છે.

શિષ્ય—છ દ્રવ્યમાં (मुत्ता) મૂર્ત્ત કેટલા અને અમૂર્ત્ત કેટલા?

ગુરૂ—એક પુદ્ગલ દ્રવ્ય મૂર્ત્તિ છે અને શેષ પાંચ દ્રવ્ય અમૂર્ત્તિ છે, તે આવી રીતે જે–ધર્મ૦ અધર્મ૦ આકાશ૦ અને કાળ૦ એ ચાર દ્રવ્ય તો અમૂર્ત્તિ છે અને એક જીવ દ્રવ્ય તે મૂર્ત્ત-અમૂર્ત્ત જાણવો. તેમાં નિશ્ચય નયે કરી તો જીવ અરૂપી માટે અમૂર્ત્ત કહીયે અને વ્યવહાર નયે કરી, દેવ, નારકી, તિર્યંચ અને મનુષ્યરૂપ જીવના (૫૬૩) ભેદ તે સર્વ મૂર્ત્તરૂપે જાણવા તથા છઠ્ઠો પુદ્ગલ દ્રવ્ય છે તેનો વ્યવહાર નયના મતે અનંતા પરમાણુઓ મળી ખંધ બને છે. તે વારે નજરે દીઠામાં આવે છે, માટે એને મૂર્ત્તિ કહીયે. એ રીતે છ દ્રવ્યના સ્વરૂપમાં મૂર્ત્ત–અમૂર્ત્તનો વિચાર કહ્યો.

શિષ્ય—છ દ્રવ્યમાં (सपएसा) સપ્રદેશી અને અપ્રદેશી કેટલા?

ગુરૂ—છ દ્રવ્યમાં પાંચ દ્રવ્ય સપ્રદેશી અને એક કાળદ્રવ્ય અપ્રદેશી જાણવું, કેમકે–ધર્માસ્તિકાય દ્રવ્ય અસંખ્યાત પ્રદેશી અને અધર્માસ્તિ-કાય પણ અસંખ્યાત પ્રદેશી તથા એક આકાશાસ્તિકાય દ્રવ્ય અનંત પ્રદેશી તથા એક જીવદ્રવ્ય તે સત્તાગતે અસંખ્યાત પ્રદેશી અને એક એક પરમાણુઓમાં અનંતા ગુણપર્યાય રહ્યા છે તે આગળ બતાવશે.

એ રીતે એ પાંચ દ્રવ્ય સપ્રદેશી કહીયે અને એક કાળદ્રવ્ય અપ્રદેશી છે. એનું લોકાલોકમાં એક સમય સદાકાલ વર્તે છે અને ગણિતકાલ તો ઉત્પાદ–વ્યયરૂપ પલટણ સ્વભાવે અઢીદ્વીપ પ્રમાણે જાણવો. એ રીતે ષટ્દ્રવ્યમાં સપ્રદેશી અપ્રદેશીનો વિચાર જાણવો.

શિષ્ય—છ દ્રવ્યમાં (एग) એક કેટલા અને અનેક કેટલા ?

ગુરૂ—છ દ્રવ્યમાં ધર્મ૦ અધર્મ૦ અને આકાશ૦ એ ત્રણ એક છે, બાકીના અનેક છે.

શિષ્ય—છ દ્રવ્યમાં (खित्त) ક્ષેત્ર કેટલા અને ક્ષેત્રી કેટલા ?

ગુરૂ—છ દ્રવ્યમાં એક આકાશ તે ક્ષેત્ર કહીયે અને બીજા પાંચ દ્રવ્ય ક્ષેત્રી કહીયે, કેમકે—એક આકાશના ઘરમાં પાચે દ્રવ્ય મલીને રહ્યા છે. તે આવી રીતે-જે આંખની પાંપણનો એક વાળ લઇને તેનો અગ્રભાગ એવો સૂક્ષ્મ કરીયે, કે જેના એક ખંડના બે ખંડ ન થાય, એવા સૂક્ષ્મ ખંડ પ્રમાણે આકાશ ક્ષેત્ર લઇએ. તેટલામાં આકાશરૂપ ક્ષેત્રના પોતાના અસંખ્યાતા પ્રદેશ રહ્યા છે, અને તેટલામાં ધર્માસ્તિકાયના અસંખ્યાતા પ્રદેશ છે તથા અધર્માસ્તિકાયના પણ અસંખ્યાતા પ્રદેશ છે અને નિગોદીઆ ગોલા લઇએ તે એક ગોલામાં પણ અસંખ્યાતી નિગોદ રહી છે. તે અસંખ્યાતી નિગોદ પડતી મૂકીને માંહેથી એક નિગોદ લહીયે તે એક નિગોદમાં પણ અનંતા જીવ રહ્યા છે તે જીવની ગણત્રી કહે છે. એક અતીતકાલ કહેતાં આગળ જે છેડા રહિત અનંતો કાલ ગયો તથા અનાગતકાલ તે પણ છેડા રહિત છે, તે સર્વેના જેટલા સમય થાય તેની સાથે ત્રીજો વર્તમાનકાળનો એક સમય પણ લેવો. એટલે અતીતાદિક ત્રણે કાળના અંત રહિત જેટલા સમય થાય, તે સર્વને અનંતગુણ કરીયે એટલા જીવ એક નિગોદમાં છે તે સર્વે જીવ પડચા મૂકીને, તે માંહેથી માત્ર એક જીવ લહીયે તે જીવના અસંખ્યાતા પ્રદેશ છે. તે એકેકા પ્રદેશે અનંતી કર્મવર્ગણાઓ લાગી છે. તે સર્વે વર્ગણાઓ પડતી મૂકીને તેમાંથી એક વર્ગણા લહીયે. તે એક વર્ગણામાં

અનંતા પુદ્ગલ પરમાણુઓ રહ્યા છે. તે આ પ્રમાણે–પ્રથમ પરમાણુઓના બે ભેદ છે. એક છૂટા પરમાણુઆ અને બીજા ખંધ. ખંધના વલી બે ભેદ, એક જીવ સહિત ખંધ તે જીવને લાગેલા જાણુવા અને બીજા જીવ રહિત તે ઘડા પ્રમુખ અજીવ ખંધ જાણુવા. ત્યાં પ્રથમ ખંધનો વિચાર કહે છે–બે પરમાણુઆ ભેળા થાય તે વારે દ્વયણુક ખંધ કહેવાય, ત્રણુ પરમાણુઆ ભેળા થાય ત્યારે ત્ર્યણુક ખંધ કહેવાય. એમ સંખ્યાતા પરમાણુઆ ભેળા થાય ત્યારે સંખ્યાતાણુક ખંધ કહેવાય, અસંખ્યાતા પરમાણુઆ ભેળા થાય ત્યારે અસંખ્યાતાણુક ખંધ કહેવાય અને અનંતા પરમાણુઆ ભેળા થાય તે વારે અનંતાણુક ખંધ કહેવાય. એટલા પરમાણુઓનો ખંધ થાય ત્યાં સુધીના ખંધ તે સર્વે જીવને અગ્રહણુ યોગ્ય છે અર્થાત્ એટલા પરમાણુઓના ખંધને કોઇ જીવ ગ્રહણુ કરી શકે નહીં. પરંતુ અભવ્ય રાશીના જીવ તે થકી અનંતગુણાધિક પરમાણુઆ જે વારે ભેળા થાય, તે વારે એક ઔદારિક શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય. અને તે આદારિકની વર્ગણાથી વલી અનંતગુણાધિકમય દલીયાં ભેળા થાય તે વારે એક વૈક્રિય શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય. અને વૈક્રિયની વર્ગણાથી અનંતગુણાધિક દલીયાં ભેળા થાય, તે વારે એક આહારક શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય અને આહારકની વર્ગણાથી અનંતગુણાધિક દલીયાં ભેળા થાય. ત્યારે એક તૈજસને લેવા યોગ્ય વર્ગણા થાય અને તૈજસની વર્ગણાથી અનંતગુણાધિક દલીયાં ભેળા થાય, તે વારે એક ઉચ્છાસને લેવા યોગ્ય વર્ગણા થાય. તે ઉચ્છાસની વર્ગણાથી અનંતગુણાધિકમય દલીયાં ભેળા થાય તે વારે મનને લેવા યોગ્ય વર્ગણા થાય. એ સાતમી મનોવર્ગણા થકી વળી આઠમી કર્મવર્ગણામાં અનંતગુણાધિક પરમાણુઓ જાણુવા. એવી જીવને એકેક પ્રદેશે અનંતી કર્મની વર્ગણાઓ રાગદ્વેષની ચીકાશે કરી લાગી છે, તેણે કરી જીવના જ્ઞાનાદિક ગુણ દબાઈ ગયા છે, માટે જીવ થકી પુદ્ગલદ્રવ્ય અનંતગુણા જાણુવા. તે પુદ્ગલ રૂપી છે, અચેતન છે, સક્રિય છે, પૂરણુ–ગલણુરૂપ છે, એ ચાર ગુણ એમાં સ્વાભાવિક જાણુવા એ પરમાર્થ છે.

[ નિગોદાદિ અને દ્રવ્યાનુયોગના વિષયોનું આ સ્વરૂપ શ્રી જિનેશ્વરદેવોના વચન ઉપર શ્રદ્ધા હોય તેજ સમજી અને સદ્દહી શકે. કેવળજ્ઞાની સિવાય આ વસ્તુઓ કોઇને પ્રત્યક્ષ થતી નથી. અનંત ઉપગારી પરમતારક શ્રી જિનેશ્વરદેવોના વચન ઉપર શ્રદ્ધવાન હોય તેને જ આ બધુ હૃદયમાં ઉતરી શકે છે. એમના વચનો પર પૂર્ણ શ્રદ્ધા ત્યારેજ આવે કે જ્યારે એમ નિશ્ચય થાય કે–" એ પ્રભુ અઢાર દૂષણ રહિત હતા, રાગ–દ્વેષ ને મોહનો એમણે નાશ કર્યો હતો, એટલે અસત્ય–ખોટું બોલવાનુ એમને એક પણ કારણુ નહોતું. પોતે કેવળજ્ઞાની થઈ જગતના જીવોના એકાન્ત કલ્યાણુ માટે જ એમણે આ બધુ પ્રરૂપ્યું છે." આ વસ્તુના ચિન્તનથી આત્મા બહુ પ્રસન્ન થાય છે, મન વિષય–કષાયથી વેગળું બને છે. પૂર્વે મહર્ષિઓ દ્રવ્યાનુયોગ સ્વરૂપના ચિન્તનમાં જીવનકાળ પસાર કરતા હતા. દ્રવ્યાનુયોગનું સ્વરૂપ દરેક સાધુ–શ્રાવકે શીખીને વિચારવા જેવું છે. દ્રવ્ય-ગુણ–પર્યાયનો રાસ વિગેરે ગ્રન્થોમાં આ વિષય સારી રીતે સમજાવ્યો છે. બુદ્ધિશાળી મુમુક્ષુ જીવોએ આ વિષય ગુરૂગમથી શીખવાને ખાસ ખપ કરવો. ]

## હવે વર્ગણાનો વિચાર કહે છે:—

પૂર્વોક્ત આઠ વર્ગણા જીવને અનાદિકાલની લાગી છે તેમાં એક ઔદારિક, બીજી વૈક્રિય, ત્રીજી આહારક અને ચોથી તૈજસ એ ચાર વર્ગણા બાદર છે. તેમાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને આઠ સ્પર્શ–એ વીસ ગુણ જાણવા. અને બાકીની ચાર વર્ગણા સૂક્ષ્મ છે. તેમાં પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને ચાર સ્પર્શ મળી સોળ ગુણ છે. તથા એક પરમાણુઆમાં એક વર્ણ, એક ગંધ, એક રસ અને બે સ્પર્શ મળી પાંચ ગુણ છે. તે પરમાણુઆ શાશ્વતા છે. બાળ્યા બળે નહીં, છેદ્યા છેદાય નહીં, ભેદ્યા ભેદાય નહીં. સદાકાલ શાશ્વતા છે, તેટલા ને તેટલા છે, પણ કોઈ કાળે એક પરમાણુ પણ વધશે–ઘટશે નહીં. તે એકેક પરમાણુઓ આગળ અનાગતકાલે અનંતી અનંતી વાર એકેક વસ્તુમાં પરિણમી ચૂકો. ત્યાં જે વસ્તુને પરિણમીને ફરી જે વખતે તે વસ્તુથી છૂટો પડયો, તે વખતે તે વસ્તુના પર્યાયનો વ્યય થયો અને બીજી

વસ્તુમાં જઈ પરિણમ્યો તેથી તે વસ્તુના પર્યાયનો ઉત્પાદ થયો, અને આગલી વસ્તુના પર્યાયનો વ્યય થયો. તથા વળી તે આગલી વસ્તુમાં પાછો પરિણમ્યો, એમ હજી અનંતો કાળ જશે, પણ પરમાણુઆ તેના તેજ છે. એ રીતે એકેક પુદ્ગલ પરમાણુઓ એકેકી વસ્તુમાં અનંતીવાર જુદા જુદા ભાવે પરિણમ્યા છે, તેથી અનંતી વાર તે તે વસ્તુનો પર્યાય થયો. તે પુદ્ગલ પરમાણુઆ થકી વળી કાલના સમય અનંતગુણા જાણવા. એ પરમાર્થ છે એમ ષટ્ દ્રવ્યમાં એક આકાશ તે ક્ષેત્ર અને પાંચ દ્રવ્ય આકાશના ઘરમાં રહ્યા છે તે માટે ક્ષેત્રી જાણવા. એ એક વાલાગ્ર માત્ર ક્ષેત્રનો લેશ માત્ર વિચાર જાણવો. એ પ્રકારે જીવ–અજીવરૂપ વ્હેંચણ કરતાં, અંતરમાં ધારતાં–વિચારતાં થકાં જીવને સમકિતની પ્રાપ્તિ થાય છે.

શિષ્ય—એ છ દ્રવ્યમાં (किरिआय) સક્રિય કેટલા અને અક્રિય કેટલા ?

ગુરૂ—નિશ્ચય નયે કરી તો છએ દ્રવ્યને સક્રિય કહીયે અને વ્યવહાર નયે કરી તો ચાર દ્રવ્ય અક્રિય કહીયે તથા બે દ્રવ્ય સક્રિય કહીયે. તે આ પ્રમાણે–નિશ્ચય નયે કરી ધર્માસ્તિકાય દ્રવ્ય તે જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્યને પોતાની ચલણ સહાયરૂપ ક્રિયા કરતો જાય છે તથા નિશ્ચય નયે કરી અધર્માસ્તિકાય દ્રવ્ય પણ જીવ પુદ્ગલને પોતાની સ્થિર સહાયરૂપ ક્રિયા કરતો જાય છે. તથા નિશ્ચય નયે કરી આકાશાસ્તિકાય દ્રવ્ય પણ જીવ પુદ્ગલને પોતાની અવગાહનારૂપ ક્રિયા કરતો જાય છે તથા નિશ્ચય નયે કરી કાલદ્રવ્ય તે પણ જીવ–અજીવરૂપ સર્વ વસ્તુમાં પોતાની વર્તનારૂપ ક્રિયા કરતો જાય છે, તથા નિશ્ચય નયે કરી તો જીવ દ્રવ્ય પણ પોતાના સ્વરૂપમાં રમવારૂપ ક્રિયા કરતો જાય છે. કેમકે જો નિશ્ચય નયે કરી જીવ શુભાશુભરૂપ વિભાવ દશામાં રમણ કરવારૂપ ક્રિયા કરતો હોય, તો કોઈ કાળે જીવ સિદ્ધિ વરેજ નહીં. માટે નિશ્ચય નયે કરી તો જીવ પોતાના સ્વરૂપમાં રમવારૂપ જ ક્રિયા કરે છે. તથા નિશ્ચય નયે કરી પુદ્ગલ પરમાણુઆ જે છે; તે પણ અનાદિકાલના પોતાની

મલવા વિખરવારૂપ ક્રિયા કરતા જાય છે. એ રીતે છએ દ્રવ્ય નિશ્ચય નયે કરી પોતપોતાની ક્રિયા કરે છે માટે સક્રિય છે.

અને વ્યવહાર નયે કરી ધર્મ૦ અધર્મ૦ આકાશ૦ અને કાલ૦ એ ચાર દ્રવ્ય અક્રિય જાણવા. તથા જીવ અને પુદ્દગલ એ બે દ્રવ્ય સક્રિય જાણવા, કારણ કે-વ્યવહાર નયને મતે જીવ અજ્ઞાન રાગ-દ્વેષની ચીકાશરૂપ અશુદ્ધતાયે કરી સમય સમય અનંતા પુદ્દગલ પરમાણુઓનું ગ્રહણ કરવારૂપ ક્રિયા કરે છે, અને પુદ્દગલ પરમાણુનો વળગવાનો સ્વભાવ છે માટે પુદ્દગલ પરમાણુઓ વળગવારૂપ ક્રિયા કરે છે. એ રીતે વ્યવહાર નયને મતે જીવ અને પુદ્દગલ એ બે દ્રવ્ય મલવા વિખરવારૂપ ક્રિયા કરે છે માટે સક્રિય જાણવા. જે કારણ માટે જીવ સમય સમય અનંતા કર્મરૂપ પુદ્દગલ પરમાણુઓનું ગ્રહણ કરે છે અને આગલ સત્તાએ અનંતા કર્મરૂપ દલીયાં બાંધ્યા છે, તે સ્થિતિ પ્રમાણે જીવને ઉદય આવે છે, તેને ભોગવીને ખેરવે છે તથા કેટલાએક પરમાણુઓ ઉદીરીને-ઉદય આણી ભોગવીને ખેરવે છે તથા કેટલાએક જ્ઞાનરૂપ દૃષ્ટિએ કરી બાળીને ખેરવે છે. એમ અનેક પ્રકારે સમય સમય અનંતા કર્મરૂપ પરમાણુઆ ગ્રહણ કરે છે, અને સમય સમય અનંતા કર્મ પરમાણુઓ ખેરવે છે, માટે અનાદિ કાળના જીવ અને પુદ્દગલ એ બે દ્રવ્ય મળવા વિખરવારૂપ ક્રિયા કરે છે તેથી સક્રિય જાણવા.

શિષ્ય—એ છ દ્રવ્યમાં (निच्चं) નિત્ય કેટલા અને અનિત્ય કેટલા ?

ગુરૂ—નિશ્ચય નયે કરી છએ દ્રવ્ય નિત્ય છે અને નિશ્ચય નયે છએ દ્રવ્ય અનિત્ય પણ છે. તથા વ્યવહારનયે કરી ચાર દ્રવ્ય નિત્ય જાણવા અને બે દ્રવ્ય અનિત્ય જાણવા તે આવી રીતે-ધર્માસ્તિકાયના અરૂપી, અચેતન અને ચલણસહાય. એ ચાર ગુણ અને ધર્માસ્તિ-કાયનો એક ખંધ એ પાંચ નિત્ય જાણવા. તથા દેશ, પ્રદેશ અને અગુરૂલઘુ-એ ત્રણ પર્યાય ધર્માસ્તિકાયના અનિત્ય જાણવા તથા અધર્માસ્તિકાયના પણ અરૂપી, અચેતન અને સ્થિરસહાય-એ ચાર

ગુણ તથા પર્યાયમાં અધર્માસ્તિકાયનો એક ખંધ એ પાંચ નિત્ય જાણવા અને દેશ, પ્રદેશ તથા અગુરૂલઘુ એ ત્રણ પર્યાય અધર્માસ્તિકાયના અનિત્ય જાણવા. હવે આકાશાસ્તિકાયના અરૂપી, અચેતન, અક્રિય અને અવગાહક એ ચાર ગુણ અને પર્યાયમાં આકાશાસ્તિકાયનો ખંધ એ પાંચ નિત્ય જાણવા તથા દેશ, પ્રદેશ અને અગુરૂલઘુ એ ત્રણ પર્યાય આકાશાસ્તિકાયના અનિત્ય જાણવા. હવે કાલ દ્રવ્યના અરૂપી, અચેતન, અક્રિય અને નવા-પૂરાણા વર્તના લક્ષણ-એ ચાર ગુણ નિત્ય જાણવા તથા અતીત, અનાગત, વર્તમાન અને અગુરૂલઘુ-એ ચાર પર્યાય કાળ દ્રવ્યના અનિત્ય જાણવા. હવે પુદ્દગલ દ્રવ્યના રૂપી, અચેતન, સક્રિય અને પૂરણ, ગલણ, મિલણ, વિખરણ-એ ચાર ગુણ નિત્ય જાણવા તથા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અગુરૂલઘુ સહિત-એ ચાર પર્યાય પુદ્દગલાસ્તિકાયના અનિત્ય જાણવા. હવે જીવ દ્રવ્યના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય-એ ચાર ગુણ અને અવ્યાબાધ, અમૂર્તિક તથા અનવગાહ એ ત્રણ પર્યાય જીવના નિત્ય જાણવા અને અગુરૂલઘુ પર્યાય અનિત્ય જાણવો. એ રીતે નિશ્ચય નયે છ દ્રવ્ય નિત્ય પણ કહીયે અને અનિત્ય પણ કહીયે.

હવે વ્યવહાર નયે કરી ધર્મ૦ અધર્મ૦ આકાશ૦ અને કાલ૦-એ ચાર દ્રવ્ય નિત્ય કહીયે તથા જીવ અને પુદ્દગલ એ બે દ્રવ્ય અનિત્ય જાણવા. કારણ કે વ્યવહાર નયને મતે જીવ ચાર ગતિરૂપ સંસારમાં જન્મ-જરા-મરણરૂપ નવા નવા ભવ કરે છે માટે અનિત્ય કહીયે. તથા વ્યવહાર નયે કરી પુદ્દગલ દ્રવ્યના ખંધ પણ સર્વે અનિત્ય જાણવા, કારણ કે-પુદ્દગલના ખંધ બને છે તે સ્થિતિ પ્રમાણે રહે છે. વળી પાછા વિખરે છે માટે અનિત્ય જાણવા. તથા જે કારણે વલી દ્રવ્યાસ્તિક નયને મતે જીવ અસંખ્યાત પ્રદેશી સદાકાળ શાશ્વતો છે અને અશુદ્ધિ અનિત્ય પર્યાયે કરી જીવ અનિત્ય અશાશ્વતો જાણવો. કેમકે-અનિત્ય પર્યાયે કરી જીવ ચાર ગતિરૂપ સંસારમાં ઉત્પાદ-વ્યયરૂપ પલટણ સ્વભાવે વર્તે છે, તે આવી રીતે-મનુષ્ય-

ભવના પર્યાયનો વ્યય થયો અને તિર્યંચ ભવના પર્યાયનો ઉત્પાદ થયો, વળી તિર્યંચભવના પર્યાયનો વ્યય થયો અને મનુષ્યભવના પર્યાયનો ઉત્પાદ થયો. એમ અશુદ્ધ અનિત્ય પર્યાયે કરી જીવ અનેક પ્રકારે ઉત્પાદ વ્યયરૂપ પલટણુ સ્વભાવે ચાર ગતિરૂપ સંસારમાં સદાકાલ વર્તે છે અને જીવ એનો એ ધ્રુવપણે શાશ્વતો છે. તથા જન્મ-મરણ થાય છે તે સર્વ પર્યાયનો ઉત્પાદ વ્યય થાય છે. માટે દ્રવ્યાસ્તિક નયે કરી જીવને નિત્ય કહીયે અને પર્યાયાસ્તિક નયે કરી જીવને અનિત્ય કહીયે એ પરમાર્થ છે, તથા પુદ્‌ગલ પરમાણુઓ પણ દ્રવ્ય થકી નિત્ય શાશ્વતા છે અને પર્યાય થકી ઘણા પરમાણુઓ મળી ખંધ બને છે. તે સ્થિતિ પ્રમાણે રહે છે, વળી પાછા વિખરે છે. તે ખંધને અનિત્ય પણ કહીયે. એ રીતે ષટ્ દ્રવ્યમાં નિશ્ચય વ્યવહાર નયે કરી નિત્ય અનિત્યનું સ્વરૂપ જાણવું.

શિષ્ય—એ છ દ્રવ્યમાં (कारण) કારણ કેટલા અને અકારણ કેટલા ?

ગુરૂ—છ દ્રવ્યમાં પાંચ દ્રવ્ય ને એક જીવ દ્રવ્ય તે અકારણ છે, અને જીવદ્રવ્યને પાંચે દ્રવ્ય કારણરૂપ જાણવાં. જેમકે-જીવ કર્ત્તા અને તેને ધર્માસ્તિકાય કારણ મળ્યું તે વારે જીવને હાલવા-ચાલવારૂપ કાર્ય, થયું તેમજ જીવ કર્ત્તા તેને અધર્માસ્તિકાય કારણ મળ્યું તે વારે જીવને સ્થિર રહેવારૂપ કાર્ય નિપન્યું, તેમજ જીવ કર્ત્તા અને તેને આકાશાસ્તિકાય કારણ મળ્યું, તે વારે જીવને અવગાહનરૂપ કાર્ય નિપન્યું તથા જીવ કર્ત્તા તેને પુદ્‌ગલાસ્તિકાય કારણ મળ્યું, તે વારે જીવને સમય સમય અનંતા કર્મરૂપ પરમાણુઓ લેવા અને સમય સમય અનંતા કર્મરૂપ પરમાણુઓ ખેરવવારૂપ કાર્ય નિપન્યું, તેમજ જીવ કર્ત્તા અને તેને કાલ દ્રવ્ય કારણ મળ્યું, તે વારે જીવને નવા પુરાણા વર્તનારૂપ કાર્ય નિપન્યું. એ રીતે જીવને પાંચે દ્રવ્ય કારણરૂપે જાણવા અને જીવ પોતે અકારણ છે.

શિષ્ય—છએ દ્રવ્યમાં ( कत्ता ) કર્ત્તા કેટલા અને અકર્ત્તા કેટલા ?

ગુરૂ—નિશ્ચય નયે છએ દ્રવ્ય પોતે પોતાના સ્વરૂપના કર્ત્તા છે અને વ્યવહાર નયે કરી અનેક નયની અપેક્ષાએ જોતાં તો એક જીવ દ્રવ્ય કર્ત્તા અને પાંચ દ્રવ્ય અકર્ત્તા જાણવા. તે આવી રીતે-જે વ્યવહાર નયના છ ભેદ છે, ત્યાં પ્રથમ શુદ્ધ વ્યવહાર નયે જીવ શુદ્ધ નિર્મલ કર્મ થકી રહિત એવું પોતાનું સ્વરૂપ નિપજાવવું તેનો કર્ત્તા જાણવો. એટલે જે જે આગલા ગુણઠાણાનું છોડવું અને ઉપરના ગુણઠાણાનું લેવું, તેને શુદ્ધ વ્યવહાર નયે કર્ત્તા કહીએ. એટલે પહેલે ગુણઠાણે અનંતાનુબંધી ચોકડી હતી તે ખપાવી અને ચોથે ગુણઠાણે આવ્યો, તે વારે જીવને સમકિત ગુણ નિરાવરણ થયો અને અપ્રત્યાખ્યાનીની ચોકડી ખપાવી તે વારે પાંચમે ગુણઠાણે દેશવિરતિ ગુણ પામ્યો, તથા પ્રત્યાખ્યાનીની ચોકડી ખપાવી, તે વારે છઠ્ઠે-સાતમે ગુણઠાણે સર્વવિરતિ ગુણ પામ્યો, તથા સર્વ કષાય ક્ષય થયા, તે વારે અગીઆરમે-બારમે ગુણઠાણે પહોંચી રાગ-દ્વેષરૂપ મોહનીય કર્મ ખપાવી બારમે ગુણઠાણે ઘાતીકર્મનો ક્ષય કરી તેરમે ગુણઠાણે કેવળજ્ઞાન પામ્યો. એ રીતે જેમ જેમ પૂર્વના ગુણઠાણાનું છોડવું અને ઉપરના ગુણઠાણાનું લેવું, તેને '**શુદ્ધ વ્યવહાર નય**' કહીએ. એટલે જીવ જેમ જેમ કર્મરૂપ અશુદ્ધતાને ટાળે અને ગુણરૂપ શુદ્ધતાને નિપજાવે, તે શુદ્ધ વ્યવહાર નય જાણવો. હવે બીજા અશુદ્ધ વ્યવહાર નયે કરી જીવમાં અજ્ઞાન રાગ-દ્વેષ અનાદિ કાળના શત્રુ થઇ લાગ્યા છે, તેણે કરી જીવમાં અશુદ્ધપણું જાણવું. એ અશુદ્ધતાની ચીકાશે કરી જીવને સમય સમય અનંતા કર્મરૂપ દલીયાં સત્તાયે લાગે છે. એ અશુદ્ધતા અનાદિની જાણવી. એ બીજા '**અશુદ્ધ વ્યવહાર નયે**' જીવ કર્ત્તા તેનું સ્વરૂપ કહ્યું. હવે ત્રીજા શુભ વ્યવહાર નયે કરી જીવ દાન, શીલ, તપ, ભાવના, પૂજા, પ્રભાવના, સેવા, ભક્તિ, સ્વામીવત્સલ, વિનય, વૈયાવચ્ચ, ઉપકાર, કરૂણા, દયા, યતના એ આદિ અનેક પ્રકારની જીવને શુભ કરણી જાણવી. એ ત્રીજા '**શુભ વ્યવહાર નયે**' જીવ કર્ત્તા કહીયે. હવે ચોથા અશુભ વ્યવહાર નયે કરી જીવ ક્રોધ, માન, માયા, લોભ, વિષય, કષાય, નિદ્રા, વિકથા, હાસ્ય, વિનોદ, નિંદા, ઈર્ષા, ચાડી, મૂર્છા,

મમતા, હિંસા, મૃષા, અદત્ત, મૈથુન, પરિગ્રહ એ આદિ અનેક પ્રકારની જીવને અશુભ કરણી કહીયે. એ ચોથા **'અશુભ વ્યવહાર નયે'** જીવ કર્ત્તા જાણવો. હવે પાંચમા ઉપચરિત વ્યવહાર નયે કરી જીવ ધન, કુટુંબ, પરિવાર, મકાન, હાટ, વખાર, ગામ, ગરાસ, દેશ, ચાકરરૂપ દાસ, દાસી, રાજઋદ્ધિ, ક્ષેત્ર, વાડી, વનં, આરામં, કુવા, વાવ, એ આદિ અનેક પ્રકારની વસ્તુ તે પોતા થકી પ્રત્યક્ષપણે જુદી છે. તેને જીવ અજ્ઞાનપણે પોતાની કરી જાણે છે. તેને મારૂં મારૂં કરતો ફરે છે, એટલે તેના પાપનો અધિકારી થાય છે. એ રીતે પાંચમા **'ઉપચરિત વ્યવહાર નયે'** જીવને કર્ત્તા જાણવો. હવે છઠ્ઠા અનુપચરિત વ્યનહાર નયે કરી જીવ શરીરાદિક પર વસ્તુ જે પોતાના સ્વરૂપ થકી પ્રત્યક્ષપણે જુદી છે, પણ પારિણામિક ભાવે લોલુભૂતપણે એકઠી મળી રહી છે. તેને જીવ પોતાની કરી જાણે છે, પણ એવાં શરીર તો અનંતીવાર કર્યાં અને અનંતીવાર મૂકયાં તથાપિ અજ્ઞાનપણે તેને પોતાના કરી જાણે છે. તેને વાસ્તે અનેક પ્રકારે હિંસાદિ પાપ કરી પુષ્ટ કરે છે. એ રીતે છઠ્ઠા **'અનુપચરિત વ્યવહાર નયે'** જીવ કર્ત્તા જાણવો. એ છ પ્રકારે વ્યવહાર નયને મતે જીવનુ કર્ત્તાપણું દેખાડયું. એમ છ દ્રવ્યમાં કર્ત્તા—અકર્ત્તાપણાનું સ્વરૂપ જાણવું.

શિષ્ય—એ છ દ્રવ્યમાં (**सव्वगय इयर**) સર્વગત એટલે સર્વવ્યાપી દ્રવ્ય કેટલા અને તે થકી ઇતિર એટલે દેશવ્યાપી દ્રવ્ય કેટલા પામીયે ?

ગુરૂ—છ દ્રવ્યમાં એક આકાશદ્રવ્ય સર્વ લોકાલોક વ્યાપી છે અને પાંચ દ્રવ્ય દેશવ્યાપી જાણવા. કારણ કે ધર્માસ્તિકાય અસંખ્યાત પ્રદેશી લોકવ્યાપી જાણવું અને અધર્માસ્તિકાય અસંખ્યાત પ્રદેશી લોકવ્યાપી જાણવું તથા કાલદ્રવ્ય ગણિતકાલ તે અઢી દ્વીપ વ્યાપી જાણવું તથા જીવદ્રવ્ય પણ લોકવ્યાપી જાણવું. એટલે જેટલા લોકાકાશના પ્રદેશ છે તેટલા નિગોદના ગોળા છે, અને એકેક ગોળામાં અસંખ્યાતી નિગોદ રહી છે. તે એકેકી નિગોદમાં અનંતા

જીવ રહ્યા છે, માટે જીવદ્રવ્ય લોકવ્યાપી જાણવું. તથા પુદ્ગલ દ્રવ્ય પણ એકેક જીવને સત્તાયે અનંતા કર્મરૂપ પુદ્ગલ પરમાણુઓ લાગ્યા છે, તથા તે થકી બીજા છૂટા લોકવ્યાપી પુદ્ગલ પરમાણુઓ પણ અનંતા છે. તે સર્વ લોકવ્યાપી છે. એ રીતે એ પાંચ દ્રવ્ય દેશવ્યાપી જાણવા અને એક આકાશ દ્રવ્ય લોકાલોક વ્યાપી અનંત પ્રદેશી તે સર્વવ્યાપી જાણવું. એ છ દ્રવ્યમાં સર્વવ્યાપી તથા દેશવ્યાપીનું સ્વરૂપ કહ્યું.

શિષ્ય—એ છ દ્રવ્યના (અપવેસા) અપ્રવેશી એટલે એક ક્ષેત્રે છ દ્રવ્ય ભેળા મળી રહ્યા છે, પણ એક બીજામાં પ્રવેશ કરી ભળી જતાં નથી અને એકબીજાનું કોઈ કોઈનું કામ પણ કરતાં નથી, તેનો પરમાર્થ શું ?

ગુરૂ—જેમ કોઈ એક દુકાનમાં પાંચ નોકર રહેતાં હોય, તે સર્વ પોતપોતાના હવાલા પ્રમાણે કામ કરતાં જાય, સૌ સૌની મર્યાદામાં ચાલે, તેમ અહીંઆ એક ક્ષેત્રે છ દ્રવ્ય ભેળાં રહ્યાં છે, પણ સૌ પોતપોતાનું કામ કરે છે અને પોતપોતાની મર્યાદામાં વર્તે છે, પણ નિશ્ચય નયે કરી કોઇ એકબીજામાં માંહોમાંહે ભળતાં નથી, માટે અપ્રવેશી જાણવા. એ પરમાર્થ છે. એ રીતે ષટ્ દ્રવ્યનું સ્વરૂપ બાર ભાંગે કરી સામાન્ય પ્રકારે ભવ્યજીવે જાણવું.

ઇતિ ષટ્ દ્રવ્યસ્વરૂપ.

  

# સપ્ત નયાદિ અધિકાર.

[ નયનો વિષય ઘણો જ ગહન હોવાથી એ ખાસ ગુરૂગમથી સમજવા યોગ્ય છે, અને સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવો જોઇએ. સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવાથી તેમાંથી ઘણો આત્મિક બોધ તરી આવે છે. જ્યાં સુધી આત્મદ્રવ્યનું લક્ષણ, સામાન્ય વિશેષ સ્વભાવ, વિગેરે સદ્દહવામાં ને જાણવામાં નથી આવેલું હોતું, ત્યાં સુધી પ્રાયઃ ઉચ્ચ ગુણઠાણું દૂર હોય છે. પૂજ્ય ઉપાધ્યાયજી શ્રીમાન્ યશોવિજયજી મહારાજે કહ્યું છે કેઃ—

" જિહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું;
તિહાં લગે ગુણઠાણું ભલું, કિમ આવે તાણ્યું ?
આતમતત્ત્વ વિચારીએ. "

ઉક્ત ગહન વિષયમાં મારી વિશેષ કાંઈ જ સમજ નથી, પરંતુ સ્થૂલ બુદ્ધિથી સામાન્ય માત્ર ખ્યાલ છે. તેથી તેમાં કોઇ ભૂલ રહી જવા પામી હોય તો તે એ વિષયના જ્ઞાતા સુજ્ઞ વાંચકો સુધારી ગ્રહણ કરે. ]

૧. **નૈગમ નયઃ**—અંશ ગુણગ્રાહી જેમ સૂક્ષ્મ નિગોદીયા જીવમાં અક્ષરના અનંતમા ભાગનું જ્ઞાન છતાં સિદ્ધ સમાન કહે છે. (આઠ રૂચકપ્રદેશ નિરાવરણ હોવાથી) વળી જે કાર્ય કરવાની ઇચ્છાને કર્યું કહે. સર્વ જીવોના આઠ રૂચકપ્રદેશ નિર્મળ સિદ્ધરૂપ છે, જે જાણી એક અંશે સિદ્ધ સમાન કહે છે. તેના ત્રણ ભેદ છે. ૧–નૈગમ ભૂતાર્થ. ૨–ભાવિ નૈગમ. ૩–વર્તમાન નૈગમ.

૧. ' ભૂત નૈગમ '–આ સમજવાને ભૂતકાળમાં વર્તમાનનું એવી રીતે આરોપણ થાય છે કે–જેમ આજે દિવાલીને દિવસે શ્રી વીરપ્રભુ મોક્ષપદને પામ્યા.

૨. ' ભવિષ્ય નૈગમ '–આ નય ભાવી વાતને ભૂતવત્ માને છે, જેમકે–શ્રી જિનેશ્વરદેવને સિદ્ધ કહી શકાય.

૩. ' વર્તમાન નૈગમ '–વર્તમાનના આરોપણથી જેમ ( કાંઈ

રાંધેલું હોય તો પણ ) એમ કહેવાય છે કે–રસોઈ રંધાય છે. આમાં ભૂત ક્રિયાને ગ્રહણ કરીને ભૂતકાલિક વચનનો નાશ થાય છે. બીજી રીતે કેવળી સિદ્ધ છે, તે ભાવિમાં વર્તમાનનું આરોપણ થયું. ભાવાર્થ એવો છે કે–વર્તમાનકાળમાં જિનઅવસ્થા છે. થોડા કાળ પછી સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત થવાના છે. જો કે વર્તમાન જિનઅવસ્થામાં સિદ્ધ-અવસ્થા પ્રાપ્ત થઇ નથી, તો પણ આરોપથી કેવળી સિદ્ધ છે એમ કહી શકાય છે.

**૨. સંગ્રહ નય:**—આ નય સત્તાગ્રાહી છે. સર્વ જીવ સત્તા-ગુણે સરખા છે. બીજમાં જેમ વૃક્ષની સત્તા છે. માત્ર નામ લેવાથી સર્વ ગુણ–પર્યાય આવે. જેમ કોઇ લાડુ જમવાનું કહે, તે ભેગા દાલ, ભાત, શાક વિગેરેનો સમાવેશ થાય છે. તેના બે ભેદ–'સામા-ન્ય' અને 'વિશેષ.'

૧. સામાન્ય—સઘળા દ્રવ્ય અવિરોધ સ્વભાવવાલા છે તે સામાન્ય સંગ્રહ દૃષ્ટાંત જેમ એક દ્રવ્યના સદ્‌ભાવમાં છએ દ્રવ્યની પ્રાપ્તિ થાય છે.

૨. વિશેષ—જ્યારે એમ કહેવાય કે–સર્વ જીવો અવિરોધી છે તથા સંસારી અને સિદ્ધના જીવો અનંત ચૈતન્ય લક્ષણયુક્ત હોય તે જીવ કહેવાય. એ જીવના પાંચસે ત્રેસઠ ભેદ થાય છે, છતાં સઘળા જીવો અવિરોધી છે, અર્થાત્ જીવને ધારણ કરવામાં કોઈ પણ જીવને વિરોધ નથી આવતો. આ પ્રમાણે છ દ્રવ્યમાંથી એક જીવદ્રવ્ય વિશેષનું ગ્રહણ કરવાથી બીજો ભેદ સિદ્ધ થાય છે.

સામાન્ય માત્રને ગ્રહણ કરવાવાલું જ્ઞાન તે સંગ્રહ કહેવાય છે એટલે જેમાં સંપૂર્ણ વિશેષનું રહિતપણું હોય તે સામાન્ય કહે-વાય. એટલે પોતપોતાની જાતને ઇષ્ટ છે તે દ્વારા સંપૂર્ણ વિશેષોનું જે એક જ રૂપથી ગ્રહણ કરાય તે સંગ્રહ, તેના બે ભેદ છે. (૧) પરસંગ્રહ (૨) અપરસંગ્રહ, તેમાં જે સંપૂર્ણ વિશેષોથી ઉદાસીન રહીને માત્ર સત્તાને જ શુદ્ધ દ્રવ્ય માને, તે પરસંગ્રહ કહેવાય છે.

જેમકે સંસાર સત્‌પણાને લીધે એક છે. અને સત્‌પણામાં વિશેષ નહિ હોવાથી અથવા સત્તારૂપ જ્ઞાન તો સઘળા પદાર્થમાં છે જ એમ માનવાથી, જ્ઞાન સઘળા પદાર્થોમાં છે તેથી સર્વત્ર સત્તારૂપ એકત્વ છે અને સત્તારૂપ એકત્વથી સઘળા પદાર્થોનો સંગ્રહ થાય છે. તાત્પર્ય એવું છે કે-પરસંગ્રહમાં એક સતરૂપપણાને ગ્રહણ કરવાથી જગત્‌ના સંપૂર્ણ પદાર્થનું ગ્રહણ થાય છે. આ નયના અનુસારે આ સંપૂર્ણ વિશ્વ સત્ સ્વરૂપથી એક કહેવાય છે.

૩. વ્યવહાર નય—બાહ્ય ગુણગ્રાહી છે. જેમ જીવ અમર છતાં કોઈ કહે કે-અમુક જીવને મારવાથી હિંસા થાય છે, ઇત્યાદિ અહીંઆ આચાર ક્રિયા મૂખ્ય છે. સંગ્રહ નયના ભેદક વિષયને દર્શાવનાર વ્યવહાર નય કહેવાય છે. તેના બે ભેદ-(૧) સામાન્ય સંગ્રહ નયનો ભેદક વ્યવહાર નય અને (૨) વિશેષ સંગ્રહનો ભેદક વ્યવહાર નય.

સામાન્ય—કોઈ કહેશે કે-જીવ અને અજીવ બંને પરસ્પર વિરૂદ્ધ ધર્મવાળાં છે, છતાં બંનેની દ્રવ્યસંજ્ઞા કેમ થઈ શકે? તેના જવાબમાં સમજવાનું કે-દ્રવ્યનો અર્થ એવો છે કે-જે અનેક પર્યાયમાં પ્રાપ્ત થઈ જાય તે દ્રવ્ય અને તે પ્રમાણે જીવ અને અજીવ બન્ને સાધારણ દ્રવ્યપદથી ગ્રહણ કરાય છે. જેમકે-જીવના દેવ, મનુષ્ય, તિર્યંચ, નારકી વિગેરે પર્યાયો છે, તેમ અજીવના સુવર્ણ મૃત્તિકાદિ દ્રવ્ય પણ ઘટ, કુંડળ, શરાબ આદિ પર્યાયમાં પ્રાપ્ત થાય છે. જીવ અને અજીવ બંનેના પર્યાયોમાં દ્રવ્ય અનુગત છે, માટે દ્રવ્ય એવું પદ જીવ-અજીવ બંનેને માટે સામાન્ય સંગ્રહ છે. માટે પ્રથમ ભેદ સામાન્ય સંગ્રહ ભેદક વ્યવહાર નય સમજવો.

વિશેષ-આનું તાત્પર્ય એવું છે કે-જીવદ્રવ્યના સંસારી અને સિદ્ધ એવા બે ભેદ પાડતાં સામાન્યમાં વિશેષ વ્યવહાર નય થાય છે. આમાં પણ સંસારી જીવને સામાન્ય માની તેના દેવ, મનુષ્ય, તિર્યંચ વિગેરે વિશેષ ભેદ થઈ શકે. દેવને સામાન્ય ગણી વૈમાનિક વિગેરે ચારને વિશેષ વ્યવહાર કહેવાય. એવી રીતે

ઉત્તરોત્તર વિવક્ષાને અનુસારે સામાન્ય વિશેષની ભાવના કરવી જોઈએ. આ વ્યવહાર નયનું પ્રયોજન એવું છે કે–સામાન્ય સંગ્રહથી વ્યવહાર ચાલી શકતો નથી, માટે 'દ્રવ્ય લાવ' એમ કહેવાથી એવી આકાંક્ષા જરૂર થાય કે–કયું દ્રવ્ય? જીવ કે અજીવ? જીવમાં પણ સંસારી કે સિદ્ધ? સંસારીમાં મનુષ્ય, દેવ વિગેરે એમ ઉત્તરોત્તર પર્યાયો થઈ શકે. આજ રીતે સર્વત્ર સામાન્ય વિશેષ ભાવની વ્યવસ્થા સમજી લેવી.

૪. **ઋજુસૂત્ર નય:**—આ નય હંમેશાં વર્તમાનકાળની વસ્તુને ગ્રહણ કરે છે. ભૂત અને ભવિષ્યકાળ કુટીલ હોવાથી તેનો ત્યાગ કરે છે. ઋજુ શબ્દનો અર્થ સરલ થાય છે, એટલે વર્તમાનકાળ ભાવી વસ્તુને તે માને છે. ભૂતકાળ નષ્ટ થયેલો છે અને ભવિષ્યકાલ ઉત્પન્ન થયેલો નથી. તેથી તે બન્ને અસત્ છે. જે તેવી અસત્ વસ્તુને માનવી તે કુટીલતા છે, માટે તેને માનતા નથી. આવી ઋજુસૂત્ર નયની મૂખ્ય માન્યતા છે. ઋજુસૂત્ર નયમાં સૂત્ર શબ્દનો અર્થ વ્યવહાર અથવા પ્રવૃત્તિ પણ થાય છે. એટલે ઋજુ–સરલ છે વ્યવહાર–પ્રવૃત્તિ જેમાં, તે ઋજુસૂત્ર નય કહેવાય છે અથવા સૂત્ર શબ્દને ઠેકાણે શ્રુત એવો શબ્દ પણ હોઈ શકે છે. એટલે તેનો એવો અર્થ થાય છે કે જેનું શ્રુત–જ્ઞાન સરલ હોય છે, તે 'ઋજુશ્રુત' અર્થાત્ શેષ જ્ઞાનમાં મુખ્ય ઋજુશ્રુત કહેવાય છે. વલી તેવા પરોપકાર સાધનવડે શ્રુતજ્ઞાનને જ્ઞાન માને છે. કારણ–પરની વસ્તુથી પોતાનું કાર્ય સિદ્ધ થતું નથી. માટે જે પર વસ્તુ છે તે વસ્તુ ન સમજવી. વળી નરજાતિ, નારીજાતિ અને નપુંસકજાતિ એ જુદી જુદી જાતિવાલા અને એકવચન, દ્વિવચન અને બહુવચન એ ત્રણ વચનવાળા શબ્દોથી તે નય એકજ વસ્તુને જણાવે છે. જેમકે–**तट** શબ્દની '**तट**', **तटी**, **तटम्**'–એ ત્રણે જાતિ અને '**गुरुः**, **गुरु**, **गुरवः**'–એ ત્રણે વચનો–તે જાતિ અને વચનથી એક જ વસ્તુ છે એમ એ નય દર્શાવે છે, તેમ ઋજુસૂત્ર નય ઈંદ્ર વિગેરેના નામ, સ્થાપના વિગેરે નિક્ષેપ ભેદ છે. તેને જુદા જુદા માને છે અને

જે નય આગળ કહેશે તે અતિ શુદ્ધ હોવાથી જાતિ અને વચનના ભેદથી વસ્તુના ભેદ માને છે, અને નામ, સ્થાપના અને દ્રવ્ય ત્રણ નિક્ષેપોને માનતા નથી. આ પ્રમાણે ઋજુસૂત્ર નયની પ્રરૂપણા છે.

વિશેષ જે નય વર્તમાન પરિણામ ગુણગ્રાહી છે. જેમ કોઈ જીવ ગૃહસ્થ છે પણ અંતરંગ મુનિપરિણામે વર્તે છે તેથી મુનિ કહે અને મુનિમાં ગૃહસ્થના ગુણ હોવાથી ગૃહસ્થ કહે તે. ( જે જેવો હોય તેવો બોલાવે. ) એટલે કે-આ નય ભૂત-ભવિષ્યથી રહિત કેવળ વર્તમાનકાળનો જ સ્વીકાર કરે છે. તેમાં પોતાના આત્માના અનુકૂળ કાર્યના પ્રત્યયને માને છે, પણ પર પ્રત્યયને નહિ. તેના બે ભેદ-(૧) સૂક્ષ્મ ઋજુસૂત્ર, (૨) સ્થૂલ ઋજુસૂત્ર.

૧. 'સૂક્ષ્મ ઋજુસૂત્ર'-એટલે તે સૂક્ષ્મ પર્યાયને માને છે, કેમકે આ નયની અપેક્ષાએ સર્વ પર્યાય ક્ષણિક છે. ઉત્પાદ વ્યય અને ધ્રુવ દરેક પદાર્થમાં ક્ષણે ક્ષણે થાય છે. અને તેથી વર્તમાન-કાળે જે પર્યાયની સ્થિતિ વર્તતી હોય તેને આ નય ગ્રહણ કરે છે. જે પર્યાય વર્તમાનકાળે વર્તતો હોય તેજ અનુકૂળ વર્તમાન પર્યાયને ગ્રહણ કરે, તે સૂક્ષ્મ ઋજુસૂત્ર.

૨. 'સ્થૂલ ઋજુસૂત્ર'-આનો અર્થ એવો છે કે-સ્થૂલપણે વર્તમાન મનુષ્યાદિ પર્યાયને માને છે, પણ અતીત અનાગત નારક, તિર્યંચ આદિ પર્યાયોને માને નહિ વ્યવહાર નય છે તે તો ત્રણે કાળના પર્યાયને ગ્રહણ કરે છે તેથી કરીને સ્થૂલ ઋજુસૂત્ર નયની સાથે વ્યવહાર નયનો સંકર દોષ થાય છે એમ સમજવું નહિ. કેમકે-ભૂત-ભવિષ્યની કડાકૂટથી રહિત એવા સરલ વર્તમાન ક્ષણ સ્થાપી પર્યાય માત્ર સૂચિત કરવારૂપ જે નયનો મૂખ્ય અભિપ્રાય છે, તેને જ ઋજુસૂત્ર કહે છે.

૫ શબ્દ નય—અર્થને ગૌણપણાથી અને શબ્દને મુખ્યપ-

ણુથી જે માનવામાં આવે, તે શબ્દ નય કહેવાય છે. આ નય વર્તમાન વસ્તુને ઋજુસૂત્રથી વિશેષ માને છે. પુલિંગ, સ્ત્રીલિંગ અને નપુંસક–એ ત્રણ જાતિ ભિન્ન હોવાથી તેની વાચ્યતા તે નય ભિન્ન માને છે. વલી તે એકવચન, દ્વિવચન અને બહુવચન–એ વચનના ભેદને લઈને અભિધેય–અર્થમાં પણ ભેદ માને છે. આકાશ પુષ્પની જેમ કાર્યસાધક ન હોવાથી, નામ, સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપને તે નય માનતો નથી. આ નય પાછલના નયથી શુદ્ધ હોવાને લઈને વિશેષપણે મનાય છે. સમાન લિંગ તથા વચનવાળા ઘણા શબ્દોનો એક જ અભિધેય–અર્થ શબ્દ નય માને છે. જેમ ઈંદ્રને શક્ર, પુરંદર વિગેરે નામથી કહે છે તે શબ્દ નય છે. જો શબ્દ નયની પ્રવૃત્તિ બરાબર લક્ષ્યમાં રાખી હોય તો માનવહૃદય-માંથી કેટલીક શંકા દૂર થઈ જાય છે, અને તેથી સિદ્ધાન્તનું સ્વરૂપ યથાર્થ રીતે સમજાય છે.

૬. **સમભિરૂઢ નય**—એક વસ્તુનું સંક્રમણ જ્યારે બીજી વસ્તુમાં થાય, ત્યારે તે વસ્તુ અવસ્તુ થઈ જાય છે. આ મત સમ-ભિરૂઢ નયનો છે. આ નય એવું માને છે કે–વાચકના ભેદથી વાચ્ય–અર્થનો પણ ભેદ થાય છે. જેમકે ઈન્દ્ર એ શબ્દરૂપ વસ્તુનું સંક્રમણ શક્ર શબ્દમાં થાય, ત્યારે ઇન્દ્રવાચક શબ્દ જુદો થાય છે. એટલે इन्द्र શબ્દનો અર્થ ઐશ્વર્યવાલો (इन्दति ऐश्वर्यं प्राप्नोतीतीन्द्रः) શક્ર શબ્દનો અર્થ શક્તિવાલો (शक्नोतीति शक्रः) અને પુરંદર શબ્દનો અર્થ શત્રુના નગરને નાશ કરનારો થાય છે. તે બધા ઈન્દ્રવાચક છે, પણ તેના વાચ્ય–અર્થ જુદા જુદા હોવાથી તે જુદા જુદા છે, એમ સમભિરૂઢ નય માને છે જો એ બધા શબ્દોનો એકાર્થ માને તો અતિપ્રસંગ દૂષણ આવે, અને દૂષણને લઈને ઘટ, કુંભ વિગેરે શબ્દોનો પણ એક અર્થ થવાનો પ્રસંગ આવે. (ઘટનો અર્થ જુદો છે–કુંભનો અર્થ જુદો છે.) અને જ્યારે તે પ્રસંગ ઘટે તો પછી ઈન્દ્ર શબ્દ અને શક્ર શબ્દનો એક જ અર્થ થાય અને તે એક અર્થ હોવાથી, ઈન્દ્ર ઐશ્વર્યને જણાવનાર શક્ર

શબ્દનો શકન–શક્તિને જણાવનારા શબ્દમાં સંક્રમિત થવાથી તે બંને એકરૂપ થઈ જાય, તો તે શબ્દની ખૂબી ઉડી જાય છે, તેથી તેમ ન થવું જોઈએ. કારણ કે–ઇન્દ્ર શબ્દનો અર્થ ઐશ્વર્યવાચક છે, તે શક્તિ અર્થને જણાવનારા શક્ર શબ્દના અર્થનો પર્યાય થઈ શકે નહિ જો એમ થાય તો સર્વ પર્યાયોની અંદર સંકર–(મિશ્રણ) પણાનો દોષ આવે અને તે દોષને જ અતિ પ્રસંગદૂષણ કહે છે.

૭. **એવંભૂત નય:**—एवंभूत એ નયનો શબ્દાર્થ એવો છે કે–'एवं'એટલે એવી રીતે 'भूत' એટલે પ્રાપ્ત હોવું તે "एवंभूत" કહેવાય છે. અર્થાત् एवं किं भूतं ? એવી રીતે શું થયું ? એમ દર્શાવવું તે એવંભૂત નય છે. આ નય તો જે વખતે જે ક્રિયા જે પરિણામને પામેલી હોય, તે પરિણામની સ્થિતિને માન્ય રાખે છે. જેમકે–રાજા જ્યારે સિંહાસને બેઠો હોય, છત્ર ચામરે કરી સંયુક્ત હોય તેને રાજા કહે, પણ સામાન્ય મનુષ્યની સ્થિતિમાં હોય તેને રાજા કહે નહિ. સમભિરૂઢ અને એવંભૂત–એ બેમાં એવો ભેદ જણાય છે કે–સમભિરૂઢ તો રાજા શબ્દના અર્થથી તેને ગમે તે વખતે રાજા તરીકે ગ્રહણ કરે છે અને એવંભૂત નય તો રાજપણાના સાહિત્ય–રૂપ ક્રિયામાં જ્યારે પરિણત હોય ત્યારે રાજા કહે છે. પણ સ્નાન કરતો હોય અને કોઈ રાજપણાનું સાહિત્ય ન હોય ત્યારે રાજા કહે નહિ મતલબ કે જેમાં ક્રિયાનું પ્રધાનપણું હોય તેને એવંભૂત નય માન્ય રાખે છે. અને જાતિ, ગુણ, સંજ્ઞા, દ્રવ્ય તથા ક્રિયા-એમ પાંચે પ્રકારે જે શબ્દની પ્રવૃત્તિ કહેલી છે તે તો વ્યવહાર નયથી જ છે પણ નિશ્ચય નયથી નથી, એવું આ નયનું માનવું છે. તાત્પર્ય એવું છે કે શબ્દની તો ક્રિયા વાચકતાને અનુસાર પ્રવૃત્તિ હોવી જોઈએ, કારણ–ઈન્દ્ર ઐશ્વર્યયુક્ત હોય છે. છતાં જ્યારે ઐશ્વર્ય અનુભવ કરતો હોય ત્યારે જ ઇન્દ્ર કહી શકાય. બીજી રીતે જેમ ઘટ ધાતુ છે, તેનો અર્થ ચેષ્ટા કરે તે 'घट' કહેવાય છે. જે ચેષ્ટા ન કરે તે ઘટ પદનો વાચ્ય–અર્થ નહિ. જે ઘટ એ પદનો વાચક શબ્દ ચેષ્ટા રહિત હોય તે ઘટ કહેવાય નહિ. અને ઘટનો

વાચક શબ્દ પણ નહિ. આ પ્રમાણે માનવું તે સાતમો 'એવંભૂત નય' કહેવાય છે.

પ્રથમના ત્રણ નય નૈગમ, સંગ્રહ અને વ્યવહાર નય—એ '**દ્રવ્યાર્થિક નય**' ના ભેદ છે અને ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત—એ ચાર નય '**પર્યાયાર્થિક નય**' ના ભેદ છે. જે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયના પણ ભેદ આગળ બતાવવામાં આવશે.

સાત નય જે કહ્યા, તેમાં '**નિશ્ચય**' અને '**વ્યવહાર**' એ બે મૂલ નય છે. એ સાત નયમાં જે પહેલાં છ નય છે તે વ્યવહારમાં છે, અને છેલ્લો એવંભૂત નય નિશ્ચય નયમાં આવે છે. એ છએ નયે જે કાર્ય છે તે અપવાદે કારણરૂપ છે અને સાતમે એવંભૂત નયે જે કાર્ય છે તે ઉત્કૃષ્ટે—ઉત્સર્ગે નિશ્ચય કાર્યરૂપ છે. તેથી જ પહેલા છ નયને વ્યવહારમાં ગણ્યા છે અને સાતમો કાર્યરૂપ જે એવંભૂત નય તેને નિશ્ચયમાં ગણ્યો છે. આ સાતે નયમાં '**દ્રવ્ય નય**' અને '**ભાવ નય**' પણ લાગુ પડે છે. તે વિષે કેટલાક વિદ્વાનોનો જુદો જુદો મત છે, તથાપિ એકંદર રીતે તેમનો આશય એક જ છે.

**શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણજી** મહારાજ નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર—એ ચાર નયમાં નામ, સ્થાપના અને દ્રવ્ય-એ ત્રણ નિક્ષેપ દ્રવ્યાસ્તિકપણે રહેલા છે અને શબ્દાદિક ત્રણ નય પર્યાયાસ્તિકપણે ભાવ નિક્ષેપમાં રહેલા છે એમ કહે છે. અને **શ્રી સિદ્ધસેનદીવાકરજી** મહારાજ પ્રથમના નૈગમ, સંગ્રહ અને વ્યવહાર એ ત્રણ નયમાં દ્રવ્યાસ્તિકપણે ત્રણ નિક્ષેપા અને ઋજુસૂત્ર વિગેરે ચાર નયમાં પર્યાયાસ્તિકપણે ભાવ નિક્ષેપામાં રહેલા છે એમ કહે છે. આ પ્રમાણે તેમના જુદા જુદા મત છે, તથાપિ તેમનો આશય એક જ છે, અને બંને આચાર્ય મહારાજાઓનું વચન પ્રમાણ છે તે આ રીતે:—

વસ્તુની ત્રણ અવસ્થા કહેવાય છે. ૧–**પ્રવૃત્તિ** ૨–**સંકલ્પ**

અને ૩-પરિણુતિ. જે વસ્તુની અંદર યોગ વ્યાપારરૂપ ક્રિયા છે તે ' પ્રવૃત્તિ ' કહેવાય છે. ચેતનાના યોગ સાથે મનનો વિકલ્પ તે ' સંકલ્પ ' અને પરિણામ રૂપાંતર પામવું તે ' પરિણુતિ ' કહેવાય છે. તેથી કોઇ આચાર્ય પ્રવૃત્તિધર્મ અને સંકલ્પધર્મ એ બંનેને ઔદયિક મિશ્રિતપણાને લઇને દ્રવ્ય નિક્ષેપો કહે છે. અને જે વસ્તુનો પરિણુતિધર્મ છે તેને ભાવ નિક્ષેપો કહે છે. કોઈ આચાર્ય તો વિકલ્પ તે જીવની ચેતના માટે તેને ભાવ નયમાં ગવેષે છે અને પ્રવૃત્તિને વ્યવહાર નયમાં માને છે. સંકલ્પને ઋજુસૂત્ર નયમાં ગણે છે અને પરિણુતિમાં એકવચન પર્યાયરૂપ તે શબ્દ નયમાં ગણે છે, વળી બીજા નયને માટે એમ પણ માને છે કે સંકલ્પ વચન પર્યાયરૂપ સમભિરૂઢ નય, વચન તથા અર્થના પર્યાયરૂપ એવંભૂત નય અને તે ત્રણ શુદ્ધ નય ગણાય છે.

નિશ્ચય અને વ્યવહાર નય જે કહેવાય છે, તેમાં વ્યવહાર નયના ભેદ થઈ શકે છે, તે અશુદ્ધ વ્યવહાર અને શુદ્ધ વ્યવહાર.

આપણા શરીરમાં જે જીવ છે, તે જીવને રાગદ્વેષ અજ્ઞાનરૂપ અશુદ્ધતા અનાદિકાળથી લાગી રહેલ છે. તે જીવ ' અશુદ્ધ વ્યવહાર નયે ' છે અને અશુદ્ધતાની ચીકાશને લઇને જીવને પ્રકૃતિરૂપ સત્તાપણે કર્મરૂપ દલીયાં રહેલાં છે. તે જો કે સંગ્રહ નયને મતે છે. તથાપિ વ્યવહારરૂપે જાણવાના છે. જે જીવે અતીતકાલે કર્મના દલીયાં ગ્રહણ કરેલ હતા અને ભવિષ્યકાલે ભોગવવાના છે અને વર્તમાનકાલે સત્તાએ રહી પ્રવર્તે છે. વલી તે દલીયાં સ્થિતિ પાકે વ્યવહાર નયે ઉદયરૂપભાવે અજ્ઞાનપણે ઉપયોગ વિના એકેન્દ્રિય, વિકલેન્દ્રિય વિગેરે સંમૂર્છિમ જીવો ભોગવે છે. તે ઉદયભાવરૂપ વ્યવહાર નય કહેવાય છે. તાત્પર્ય એવું છે કે-અશુદ્ધ વ્યવહાર નયમાં નૈગમ, સંગ્રહ અને વ્યવહાર એ ત્રણ નય પ્રવર્તે છે. ઋજુસૂત્ર નય તે ઉપયોગમાં વર્તે છે.

અશુદ્ધ વ્યવહારનો બીજો ભેદ ' ઉપચરિત વ્યવહાર નય '-

જે જીવ આ સંસારના દરેક પદાર્થો, જેવા, કે–ઘર, હાટ, મકાન, ભાઈ, પિતા, સ્ત્રી, કુટુંબપરિવાર, ગ્રામ, ગરાસ, લક્ષ્મી વિગેરે કે જે પ્રત્યક્ષપણે તેનાથી જુદા છે, છતાં પોતે તેનો સ્વામીરૂપ કર્ત્તા થઇ પ્રવર્તે છે, અને ઋજુસૂત્ર નયના ઉપયોગ સાથે વર્તે છે. તે ઉપચરિત વ્યવહાર નય કર્ત્તા કહેવાય છે, અને તેની ચીકાશથી જીવ શુભ–અશુભ કર્મરૂપી દલીયાં ગ્રહણ કરે છે. તે ગ્રહણ કરવા તે રૂપ વ્યવહાર નય છે. અને કોઈ જીવ ચૈત્ય, ઉપાશ્રય, જ્ઞાનના ઉપકરણો વિગેરે સારા પદાર્થો કે જે તેનાથી ભિન્ન છે. છતાં જીવ તે ઉપર પોતાનું સ્વામીત્વ માને તે પણ ઉપચરિત વ્યવહાર નય છે. અને તે શુભ સાધનોની ચીકાશથી શુભ કર્મરૂપ દલીયાં ગ્રહણ કરે છે. તે ગ્રહણ કરવારૂપ જ વ્યવહાર નય સમજવો. ઉપચરિત વ્યવહાર નયે કરી શુભાશુભરૂપ બે પ્રકારે દલિયાંનું ગ્રહણ કરી, તે દલીયાં જીવ પોતાની પ્રકૃતિરૂપ સત્તાપણે બાંધ્યા છે. તે '**સંગ્રહ નય**'ના મતે છે. પણ તે વ્યવહારરૂપ ગણાય છે અને નૈગમ નયના મત પ્રમાણે જીવે ભૂતકાલે જે દલિયાં ગ્રહણ કર્યા હતાં અને આવતે ભવિષ્યકાળે ભોગવશે તથા વર્તમાનકાળે પ્રકૃતિરૂપ સત્તાપણે રહ્યા છે, તે '**નૈગમ નય**' જાણવો. અને વ્યવહાર નયના મતે તે દલિયાં સમ્યક્ત્વધારી જીવ ઉદયરૂપભાવે ઉદાસપણે ભિન્ન રહી ભોગવે છે તેમાં ભોગવવારૂપ તે કોરો '**વ્યવહાર નય**' સમજવો. અને જે મિથ્યાત્વી જીવ '**ઋજુસૂત્ર**'ના ઉપયોગ સાથે રહી માંહે મલી ભોગવે છે, તે બાધકરૂપ વ્યવહાર નય સમજવો. આ પ્રમાણે ઉપચરિત વ્યવહાર નયમાં નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એ ચાર નય જાણી લેવા.

**ત્રીજો ભેદ અશુભ વ્યવહાર નય**—જે જીવ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, નિંદા, ઈર્ષા, ચાડી, મૃષા, અદત્ત, મૈથુન ઈત્યાદિકે અનેક પ્રકારે વિવાહ–વાનિજ વિગેરે વ્યાપાર વાણિજ્યરૂપ કરણી ઋજુસૂત્રના ઉપયોગ સહિત કરે, તે 'અશુભ વ્યવહાર' કહેવાય છે. અને તેની ચીકાશે અશુભ કર્મરૂપ દલીયાંનું ગ્રહણ કરવું તે

ગ્રહવારૂપ વ્યવહાર નય જાણવો. પૂર્વની જેમ તેમાં પણ નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એ ચાર નય પ્રવર્તે છે.

**ચોથો ભેદ શુભ વ્યવહાર નય**—કોઈ જીવ દાન, શીલ, તપ, ભાવ, દયા, સેવા, ભક્તિ, પૂજા અને પ્રભાવના વિગેરે શુભ-કરણી ઋજુસૂત્ર નયના ઉપયોગ સહિત કરે, તે 'શુભ વ્યવહાર નય.' અને તેની ચીકાશે શુભ કર્મરૂપ દલિયાંનુ ગ્રહણ કરવું તે ગ્રહવારૂપ વ્યવહાર નય સમજવો. તે નયમાં નૈગમ, સંગ્રહ, વ્ય-વહાર અને ઋજુસૂત્ર-એ ચાર નય આવી શકે છે.

**પાંચમો ભેદ અનુપચરિત વ્યવહાર નય**—કોઈ જીવ ઋજુસૂત્ર નયના ઉપયોગે અજાણપણે શરીરાદિક દ્રવ્યકર્મરૂપ પર-વસ્તુ કે જે પોતાથી પ્રત્યક્ષપણે જુદી છે, તેને જીવ અજ્ઞાને કરી પોતાની જાણે છે, અને પોતાના શરીરને વિષે જીવબુદ્ધિ રાખે છે, તે અનુપચરિત વ્યવહાર નયથી કર્ત્તા છે એમ સમજવું. અને તે અનુપચરિત વ્યવહાર નયમાં નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુ-સૂત્ર-એ ચાર નય ઘટાવી શકાય છે.

આ પ્રમાણે અશુદ્ધ વ્યવહાર નયના મૂલભેદ એક અને તેના પાંચ ઉત્તરભેદ છે, અને તે દરેક પદાર્થમાં ઘટાવી વસ્તુસ્વરૂપ યથાર્થ રીતે ઓળખી શકાય છે.

**શુદ્ધ વ્યવહાર નય**—શબ્દ નયના મતે સમ્યક્ત્વભાવથી માંડીને છઠ્ઠા તથા સાતમા ગુણઠાણા પર્યંત સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ સર્વ શુદ્ધ વ્યવહાર નયે વર્તે છે. તેમાં પાંચ નયની ઘટના થાય છે તે આ રીતે:—

પહેલા નૈગમ નયના મતે આઠ રૂચક પ્રદેશ સદાકાલ સિદ્ધ-સમાન નિર્મલા છે, બીજા સંગ્રહ નયને મતે સિદ્ધસમાન પોતાના આત્માની સત્તા અસંખ્યાત પ્રદેશરૂપ છે, ત્રીજા વ્યવહાર નયના મતે ઉપરથી ગુણઠાણા માફક પોતાની કરણી કરે છે, ચોથા ઋજુસૂત્ર

નયના મતે સંસાર તરફ ઉદાસી વૈરાગ્યરૂપ પરિણામ વર્તે છે અને પાંચમા શબ્દ નયના મતે જીવ-અજીવરૂપ સ્વ-પરની વ્હેંચણ કરી જેવી હતી તેવી જ શુદ્ધ-નિર્મળ સ્વ-આત્માની પ્રતિતી કરી છે. એવી રીતે સમ્યક્ત્વભાવથી માંડીને છઠ્ઠા-સાતમા ગુણઠાણા પર્યંત ઉપરથી વ્યવહારદૃષ્ટિએ જોતાં એક શબ્દ નય અને અંતરંગ નિશ્ચય દૃષ્ટિએ પાંચ નય જાણવા. એ શબ્દ નયને મતે શુદ્ધ વ્યવહારનું સ્વરૂપ કહેલું છે.

હવે સમભિરૂઢ નયને મતે આઠમા-નવમા ગુણઠાણાથી માંડીને તેરમા ચૌદમા ગુણઠાણા પર્યંત કેવળી ભગવાન તે શુદ્ધ વ્યવહાર નયે વર્તે છે. તેમાં છ નય ઘટાવી શકાય છે. જે ઘટાવાથી શુદ્ધ વ્યવહાર નયનું સ્વરૂપ સારી રીતે જાણી શકાય છે. તે આ રીતે-

પોતાના આત્માની સિદ્ધ સમાન સત્તા જે આગળ ઓળખી હતી તે શુદ્ધ નિર્મળપણે પ્રગટ કરી છે. એ સંગ્રહ નયનો મત છે.

આઠ રૂચક પ્રદેશ જે આગળ આવરણ રહિત હતા તે તેવાને ને તેવાજ વર્તે છે, એ નૈગમ નયનો મત છે.

અંતરકરણીરૂપ સ્વરૂપમાં રમવારૂપ ક્રિયા કરે છે અને બાહ્ય કરણીરૂપ ક્રિયા પણ સાચવે છે, એ વ્યવહાર નયના મતે છે.

જે શુદ્ધ ઉપયોગમાં વર્તે છે, તે ઋજુસૂત્ર નયના મતે છે.

ક્ષાયક સમ્યક્ત્વ ગુણ પ્રગટ્યો છે તે પણ પોતાની પાસે છે, તે શબ્દ નયના મતે છે.

શુક્લ ધ્યાનરૂપ શ્રેણિની ભાવના ત્રીજા પાયાની અંતરાલે રહી વર્તે છે, એ સમભિરૂઢ નયના મતે છે.

એ રીતે શ્રેણિભાવ પર્યંત કેવલી ભગવાનના સ્વરૂપમાં ઉપરથી વ્યવહારદૃષ્ટિએ તો એક સમભિરૂઢ નય કહેવાય છે, અને અંતરંગદૃષ્ટિએ જોતાં તો છ નય જાણી લેવા. આ પ્રમાણે સમભિરૂઢ નયને મતે શુદ્ધ વ્યવહારનું સ્વરૂપ કહેલું છે.

શુદ્ધ નિશ્ચય વ્યવહારનું સ્વરૂપ—એવંભૂત નયને મતે અષ્ટકર્મનો ક્ષય કરી અષ્ટગુણસંપન્ન લોકને અંતે વિરાજમાન છે અને સાદિ અનંતમે ભાગે વર્તે છે, એવા સિદ્ધ પરમાત્મા તે શુદ્ધ નિશ્ચય નય સમજવા. તેની અંદર સાતે નયની પ્રાપ્તિ થાય છે તે આ રીતે:—

સિદ્ધ પરમાત્માને આઠ રૂચક પ્રદેશ જે ભૂતકાલે નિરાવરણ હતા, ભવિષ્યકાલે નિરાવરણ રહેશે અને વર્તમાનકાલે નિરાવરણ રહે છે, તે નૈગમ નયના મતે છે.

જે સિદ્ધ પરમાત્માએ પોતાના આત્માની સત્તા અંતરંગ શુદ્ધ નિર્મળપણે જેવી હતી તેવી જ નિરાવરણપણે પ્રગટ કરેલી છે, તે બીજા સંગ્રહ નયને મતે છે.

જે પલટણ સ્વભાવે પ્રતિસમય નવા નવા જ્ઞેયની વર્તનારૂપ પર્યાયનો ઉત્પાદ વ્યય થઈ રહ્યો છે, તે ત્રીજા વ્યવહાર નયને મતે છે.

જે સિદ્ધ પરમાત્મા પોતાના પારિણામિકભાવે રહી સામાન્ય વિશેષરૂપ ઉપયોગમાં સદાકાલ વર્તે છે, તે ચોથા ઋજુસૂત્ર નયના મતે છે.

જે આગળ જીવ—અજીવની વ્હેંચણ કરી ક્ષાયિક સમ્યક્ત્વરૂપ ગુણ પ્રગટયો છે, તે પણ પોતાની પાસે છે, તે પાંચમા શબ્દ નયને મતે છે.

જે અનંત ચતુષ્ટયરૂપ લક્ષ્મી પ્રગટ કરી છે તે પણ પોતાની પાસે છે, તે છઠ્ઠા સમભિરૂઢ નયને મતે છે.

સિદ્ધ પરમાત્મા અષ્ટકર્મનો ક્ષય થતાં અષ્ટગુણ પ્રગટ કરી લોકને અંતે વિરાજમાન વર્તે છે, તે એવંભૂત નયનો મત છે.

એવી રીતે સિદ્ધના સ્વરૂપમાં અંતરંગ દૃષ્ટિએ જોતાં કાર્યરૂપ સાતે નય પ્રાપ્ત થઈ શકે છે અને ઉપરથી વ્યવહાર દૃષ્ટિએ જોતાં તો એક એવંભૂત નય આવી શકે છે.

એ સાતે નયની ઘટના કયા પદાર્થ ઉપર લગાડવી ઉત્તમ છે? અને તેમાંથી કઈ કઈ બાબત જાણવા યોગ્ય છે તે નીચે પ્રમાણે:—

પ્રથમ તો છ દ્રવ્યમાં સાતે નય લગાડવા જોઈએ. જેમકે-આકાશ પ્રદેશ છે, તેની અંદર સાતે નય પ્રવર્તે છે. આકાશ પ્રદેશ એક છતાં નૈગમ નયના મતે તે છ દ્રવ્યોથી મિશ્રિત છે. સંગ્રહ નયને મતે એક કાલદ્રવ્ય અપ્રદેશી છે, કારણ કે-સર્વ લોકમાં તેનો એક સમય વ્યાપી રહેલો છે. તેથી તે આકાશ પ્રદેશમાં કાલ જુદો નથી. માટે સંગ્રહ નયના મતે એક કાલ દ્રવ્ય વિના બાકીના પાંચ દ્રવ્યનો એક પ્રદેશ કહી શકાય છે. તથા વ્યવહાર નયને મતે જે દ્રવ્ય જેમાં મૂખ્ય દેખાય છે, તે દ્રવ્યનો એ પ્રદેશ કહેવાય છે. તથા ઋજુસૂત્ર નયને મતે જે સમયે જે દ્રવ્યનો ઉપયોગ આપી પૂછાય, તે સમયે તે પ્રદેશ તે દ્રવ્યનો કહેવાય છે. જેમ ધર્માસ્તિ-કાયનો ઉપયોગ આપી પૂછવામાં આવે, તો તે ધર્માસ્તિકાયનો પ્રદેશ કહેવાય છે અને જો અધર્માસ્તિકાયનો ઉપયોગ આપી પૂછીએ તો તે અધર્માસ્તિકાયનો પ્રદેશ કહેવાય છે. એવી રીતે જે સમયે જે દ્રવ્યનો ઉપયોગ આપી પૂછવામાં આવે, તે પ્રદેશ તે દ્રવ્યનો કહેવામાં આવે છે. વળી જે દ્રવ્યનું નામ લઈ પૂછવામાં આવે, તે પ્રદેશ તે દ્રવ્યનો કહેવાય એ શબ્દ નયના મતથી સમજવું. એક આકાશ પ્રદેશમાં ધર્માસ્તિકાયનો એક પ્રદેશ રહ્યો છે તથા અધર્મા-સ્તિકાયનો પણ એક પ્રદેશ રહ્યો છે. તથા જીવ અનંતાના અનંતા પ્રદેશ રહ્યા છે અને પુદ્‌ગલ પરમાણુઓ પણ અનંતા રહ્યા છે. એ સમભિરૂઢ નયનો મત છે. અને જે સમયે જે પ્રદેશ જે દ્રવ્યનો ગણાય છે, એ એવંભૂત નયનો મત છે.

આ પ્રમાણે આકાશ પ્રદેશમાં છ દ્રવ્યનું સ્વરૂપ સાત નયથી જાણી શકાય છે અને તે જાણવાથી વસ્તુસ્વરૂપનો નિઃશંક બોધ પ્રાપ્ત થાય છે.

હવે જેવી રીતે વસ્તુસ્વરૂપમાં ઘટાવ્યું, તેવી રીતે લૌકિક વાર્તાના દૃષ્ટાંતમાં ઘટાવે છે તે આ રીતે:—

કોઈ વિદ્વાને પૂછ્યું તમે ક્યાં રહો છો?

ઉ.—હું આ લોકમાં રહું છું.

પ્ર.—લોક તો ત્રણ છે, તેમાં કયા લોકમાં રહો છો ?

ઉ.—હું તિર્ચ્છા લોકમાં રહું છું.

પ્ર.—તે લોકમાં તો અસંખ્યાતા દ્વીપ અને અસંખ્યાતા સમુદ્ર છે, તેમાં તમે કયા દ્વીપમાં રહો છો ?

ઉ.—હું જંબુદ્વીપમાં રહું છું.

પ્ર.—જંબુદ્વીપમાં ઘણા ક્ષેત્રો છે, તેમાં તમે કયા ક્ષેત્રમાં રહો છો ?

ઉ.—હું ભરતક્ષેત્રમાં રહું છું.

પ્ર.—ભરતક્ષેત્રમાં બત્રીશ હજાર દેશ છે, તેમાં કયા દેશમાં વસો છો ?

ઉ.—હું સોરાષ્ટ્ર દેશમાં વસુ છું.

પ્ર.—સૌરાષ્ટ્ર દેશમાં ઘણા શહેરો અને ગામો છે, તેમાં તમે કયા શહેરમાં કે ગામમાં વસો છો ?

ઉ.—હું પાલીતાણા નગરીમાં રહું છું.

પ્ર.—તે નગરીમાં ઘણી શેરીઓ છે, તેમાં તમે કઈ શેરીમાં રહો છો ?

ઉ.—હું ભાટ શેરીમાં રહું છું.

આ પ્રશ્નો અને ઉત્તરો આપ્યા તેમાં '**શુદ્ધ નૈગમ નય**' ઘટે છે.

હવે બીજું દૃષ્ટાંત–કોઈ આસ્તિક શ્રાવક હતો. તેને કોઈ ઉત્તમ પુરૂષે સંગ્રહ નયને મતે પૂછયું કે–તમે કયાં વસો છો ?

ઉ. 'હું શરીરમાં વસું છું.' પછી તેણે વ્યવહાર નયે પૂછયું–તમે ક્યાં વસો છો ? ઉ. હું સંથારા–બિછાના ઉપર બેઠો છું. પછી તેણે ઋજુસૂત્ર નયને મતે પૂછયું–તમે ક્યાં વસો છો ? તેણે કહ્યું હું ઉપયોગમાં રહું છું. (અહીં જ્ઞાન–અજ્ઞાનનો ભેદ પાડવામાં આવતો નથી.) પછી તેણે શબ્દ નયને મતે પૂછયું–તમે ક્યાં રહો છો ? તેણે કહ્યું હું સ્વભાવમાં રહું છું. પછી તેણે સમભિરૂઢથી

પૂછ્યું-તમે ક્યાં રહો છો? તેણે કહ્યું હું ગુણમાં રહું છું. પછી એવંભૂત નયને અનુસરી પૂછ્યું-તમે ક્યાં રહો છો? તેણે ઉત્તર આપ્યો કે હું જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ગુણમાં રહું છું.

આ પ્રમાણે એક જાતના પ્રશ્નમાં સાતે નય ઘટાવી શકાય છે.

## હવે જીવ (આત્મા) ઉપર ઘટાવી સમજાવે છે:—

જીવ ગુણ-પર્યાય સહિત છે. શરીરમાં જીવપણું માનવાથી બીજા પુદ્ગલ તથા ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય સર્વે જીવમાં ગણાણા, તે 'નૈગમ નય' સમજવો.

અસંખ્યાત પ્રદેશી જીવમાં આકાશ પ્રદેશ ટાળી બાકી સર્વ દ્રવ્ય ગણાણા, એ 'સંગ્રહ નય'નો મત છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય તથા બીજા પુદ્ગલો ટાળ્યા, પણ પંચેન્દ્રિય મન લેશ્યાના પુદ્ગલ છે તે જીવમાં ગણ્યા તે 'વ્યવહાર નય'નો મત છે. કહેવાનું તાત્પર્ય એ છે કે-એ નયના મતથી એમ મનાય છે કે જે વિષયાદિક છે તેને તો ઇંદ્રિયો ગ્રહે છે. તેથી તે જીવથી જુદાં છે. છતાં તેને જીવની સાથે ગ્રહણ કરેલા છે.

જે ઉપયોગવંત છે તે જીવ છે. એટલે સર્વ ઇંદ્રિયાદિકને જીવથી જુદા ટાળ્યા અને જ્ઞાન તથા અજ્ઞાનનો ભેદ જીવથી જુદો ટાળ્યો નહિ, એ 'ઋજુસૂત્ર નય' નો મત છે.

નામજીવ, સ્થાપનાજીવ, દ્રવ્યજીવ અને ભાવજીવ એ ચાર નિક્ષેપે જીવપણું છે. તેમાં ગુણી કે નિર્ગુણી એવો ભેદ ન ગણ્યો એ 'શબ્દ નય'નો મત છે.

જે જ્ઞાનાદિ ગુણવંત તે જીવ એટલે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન ઇત્યાદિક સાધક સિદ્ધરૂપ પરિણામ તે જીવનું સ્વરૂપ છે. આ પ્રમાણે માનવું તે 'સમાભિરૂઢ નય'ની પ્રવૃત્તિ છે.

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર જે શુદ્ધ સત્તા માત્ર

તે જીવ છે, એવી રીતે સિદ્ધઅવસ્થાના ગુણોનું ગ્રહણ કરવું તે 'એવંભૂત' કહેવાય છે

એ રીતે જીવની અંદર સાત નયની ઘટના થાય છે.

## હવે ધર્મ ઉપર ઘટાવે છેઃ—

આ જગતમાં સર્વે ધર્મને ચાહે છે અને તેથી સર્વ ધર્મને તેઓ ધર્મને નામે બોલાવે છે, એ 'નૈગમ નય'નો મત છે.

જે અનાચારને છોડી કુલાચારને ધર્મ માને—એટલે જે વડીલોએ આચરેલો તે ધર્મ માને, તે 'સંગ્રહ નય'નો મત છે.

જે સુખનું કારણ તે ધર્મ કહેવાય—એટલે પુણ્યરૂપ કરણી તે ધર્મ, એ 'વ્યવહાર નય'નો મત છે.

ઉપયોગ સહિત ઉદ્દાસભાવે વૈરાગ્યરૂપ પરિણામ તે ધર્મ-એટલે જે યથાપ્રવૃત્તિકરણરૂપ પરિણામ પ્રમુખને ધર્મ કરી માને છે અને તે તો પહેલે ગુણઠાણે મિથ્યાત્વીને પણ થાય, એ પ્રમાણે 'ઋજુસૂત્ર નય'નો મત છે.

જે અંતરંગ સત્તાગતના ભાસનરૂપ સમ્યક્ત્વ તે ધર્મ છે. એટલે જે સમ્યક્ત્વ છે તે ધર્મનું મૂળ છે એમ જાણવું, તે 'શબ્દ નય'નો મત છે.

જીવ—અજીવરૂપ નવતત્ત્વ, ષટ્દ્રવ્ય, નય, નિક્ષેપા, પ્રમાણ, ઉત્સર્ગ, અપવાદ, નિશ્ચય, વ્યવહાર, દ્રવ્ય, ભાવનું સ્વરૂપ જાણી જીવસત્તાનું ધ્યાન કરવું અને અજીવસત્તાનો ત્યાગ કરવો અને જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ શુદ્ધ નિશ્ચય નયના પરિણામ તે ધર્મ જાણે, તે 'સમભિરૂઢ નય'નો મત છે. એ નયના મતવાળો સિદ્ધરૂપ પરિણામ તે ધર્મપણે કરી માને છે.

શુદ્ધ શુક્લધ્યાન, રૂપાતીત પરિણામ, ક્ષપકશ્રેણી—એ કર્મક્ષયના જે કારણો છે તેને સાધન ધર્મ તરીકે જાણે અને જીવનો મૂલ સ્વભાવ મોક્ષરૂપ કાર્ય નિષ્પન્ન—સિદ્ધિમાં રહે તે ધર્મ માનવો, તે 'એવંભૂત નય'નો મત છે.

એ પ્રમાણે ધર્મની અંદર સાતે નયની ઘટના થાય છે.

ઉપર કહેલા સાત નય જો અવધારણ–નિશ્ચય સહિત હોય તો તે ‘ દુર્નય ’ કહેવાય છે. અને જો તે અવધારણ રહિત હોય તે ‘ સુનય ’ કહેવાય છે. જ્યારે સર્વ સુનય મળે છે, ત્યારે સ્યાદ્વાદ–જૈનમત પ્રતિપાદિત થાય છે.

જૈન સિદ્ધાંત અને જૈનમત સમજવાને માટે ધર્માસ્તિકાયાદિ છ દ્રવ્યનું સ્વરૂપ અને સાત નય જાણવા જોઈએ. જ્યાં સુધી સાત નયનું સ્વરૂપ સમજવામાં આવે નહિ, ત્યાં સુધી તત્ત્વનું સ્વરૂપ સમજવામાં આવતું નથી. છ દ્રવ્ય, જીવ, અજીવ વિગેરે સર્વ પદાર્થો અને તેની ઘટના નયની રીતિથી જ સમજાય છે.

પ્રથમ આત્માને માટે થોડું જાણવું જોઇએ. આપણા સર્વજ્ઞ પરમાત્માએ આત્માને ત્રણ પ્રકારે જણાવ્યો છે. **બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા.**

જે જીવ મિથ્યાત્વના ઉદયથી શરીર, સ્ત્રી, ધન, પુત્ર, પુત્રી વિગેરે પરિવારમાં તથા પોતાના ગૃહવૈભવ, નગર, દેશ, મિત્ર વિગેરે ઇષ્ટ વસ્તુઓમાં રાગબુદ્ધિ અને શત્રુ વિગેરે અનિષ્ટ વસ્તુઓમાં દ્વેષબુદ્ધિ ધારણ કરે છે, તે ‘ **બહિરાત્મા** ’ કહેવાય છે. તેને વિદ્વાનો ભવાભિનન્દી પણ કહે છે, કારણ કે–તે જીવ બાહ્ય વસ્તુને તત્ત્વ સમજે છે અને ભોગવિલાસમાં આનંદ માને છે. બાહેરની વસ્તુઓ ઉપર પોતાના જીવનનો ઉપયોગ કરનાર જીવ ‘**બહિરાત્મા**’ કહેવાય છે.

જે જીવ ચોથાથી બારમે ગુણસ્થાને રહી અંતર્દૃષ્ટિવાળો હોય, તે ‘ અંતરાત્મા ’ કહેવાય છે. તેવા જીવને તત્ત્વ ઉપર શ્રદ્ધા હોય છે. તે કર્મના બંધના હેતુઓને સારી તે જાણે છે. તે લાભ તથા હાનિને સમાન રીતે જાણે છે, સુખ–દુઃખમાં સરખી રીતે વર્તે છે, હર્ષ–શોક ધારણ કરતાં નથી અને સદા પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરે છે. એ અંતરાત્મા જીવ ઉત્તમ મનોવૃત્તિને લઇ સમજે છે કે–જ્યારે કર્મ ઉદય આવે ત્યારે જીવ પોતે જ પોતાની મેળે

ભોગવે છે, તેને કોઈ પણ સહાય કરી શકતું નથી. જ્યારે તેને કોઇ પણ દ્રવ્યની હાનિ–નુકશાની થાય છે, ત્યારે તે અંતરાત્મા જીવ પોતાના મનમાં એવો વિચાર કરે છે કે–' જે દ્રવ્યાદિ વસ્તુ નષ્ટ થઇ છે તે પરવસ્તુ છે. તેની સાથે મારે કાંઇ પણ સંબંધ નથી. મારો સંબંધ તો આત્મપ્રદેશમાં ભાવ સંબંધે કરી સમેત છે. તે સંબંધ જ્ઞાન લક્ષણવાળો છે. તે મારો સંબંધ કદી પણ નષ્ટ થવાનો નથી.' આ પ્રમાણે વિચાર કરનાર અંતરાત્માને દ્રવ્યાદિકની હાનિ થવાથી કાંઇ શોક થતો નથી. કદી કોઇ દ્રવ્યાદિકનો લાભ પ્રાપ્ત થાય, તો તે સુજ્ઞ જીવ પોતાના હૃદયમાં વિચારે છે કે–' આ પૌદ્ગલિક વસ્તુની સાથે મારો સંબંધ થયો, તેથી મારે તે ઉપર ખુશી થવાનું શું છે?' આ પ્રમાણે મનન કરનારો માનવ આત્મા તેથી તે ઉપર રાગ ધારણ કરતો નથી. આવા પ્રકારના જે જીવો તે '**અંતરાત્મા**' કહેવાય છે.

પોતાના શુદ્ધ સ્વભાવને પ્રતિબંધ કરનારા કર્મરૂપી શત્રુઓને, હણી, નિરૂપમય કેવળજ્ઞાનાદિ સંપત્તિ પ્રાપ્ત કરી જે જગત્‌ના સર્વ પદાર્થોને કરામલવત્ જાણે છે અને અવલોકે છે, તે તેર તથા ચૌદમા ગુણસ્થાને રહેનારો જીવ પોતાના શુદ્ધ સ્વરૂપમાં રહેવાથી સિદ્ધાત્મા અથવા '**પરમાત્મા**' કહેવાય છે.

આ ત્રણ પ્રકારના આત્માને વિષે જે પહેલો બહિરાત્મા કહ્યો તે ભવાભિનન્દી હોવાથી અધમ ગણાય છે, તેથી તેને ઉચ્ચ સ્થિતિ મેળવવાને માટે અંતરાત્મા થવાની જરૂર છે. તે અંતરાત્માની પદવી પ્રાપ્ત કરવાને તેણે જીવ–અજીવ વિગેરે નવ તત્ત્વો અને દેવ, ગુરૂ, ધર્મ–એ ત્રણ તત્ત્વો તથા છ દ્રવ્ય તત્ત્વો એનું જ્ઞાન મેળવવું જોઇએ.

જૈનશાસ્ત્રમાં જીવાસ્તિકાય આદિ છ દ્રવ્ય તત્ત્વ કહેવાય છે. તેમાં પ્રથમ દ્રવ્યનું લક્ષણ શું? એમ સમજવાથી દ્રવ્ય–ગુણ–પર્યાય સારી રીતે જાણવામાં આવે છે. દ્રવ્યનું યથાર્થ સ્વરૂપ સમજાએથી છ દ્રવ્ય તત્ત્વો સ્હેલાઈથી સમજી શકાય છે.

**દ્રવ્ય**—આ જગતમાં દ્રવ્યનું લક્ષણ સત્ કહેવાય છે, જે સત્ છે તે દ્રવ્ય છે. 'उत्पादव्ययध्रौव्ययुक्तं सत्' ઉત્પત્તિ, વિનાશ, ધ્રુવતા–એ ત્રણથી જે યુક્ત હોય તે સત્ કહેવાય છે : અર્થાત્ જે વસ્તુ ઉત્પન્ન થાય, સ્થિર થાય અને નષ્ટ થાય તે 'સત્' કહેવાય છે. જે દ્રવ્ય ગુણ અને પર્યાયનું સ્થાનક છે, અને જે અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણે કાળને વિષે એક જ સ્વરૂપમાં રહે પરંતુ પર્યાયમાં જેમ ફેરફાર થાય છે, તેમ તે પોતે પોતાનો સ્વ સ્વભાવ મૂકી પરભાવપણું અંગીકાર ન કરે તેવા પ્રકારના દ્રવ્યને નિજજાતિદ્રવ્ય એટલે સ્વ સ્વભાવરૂપ દ્રવ્ય કહેવાય છે. જેવી રીતે જ્ઞાનાદિક ગુણપર્યાયનું ભાજન જીવદ્રવ્ય ગણાય, રૂપાદિક ગુણ-પર્યાયનું સ્થાન પુદ્ગલદ્રવ્ય ગણાય, ઘટાદિ ગુણપર્યાયનું ભાજન માટી દ્રવ્ય ગણાય.

**પર્યાય**—દ્રવ્યને માટે પર્યાયને લઈને બે પ્રકાર દર્શાવ્યા છે એક અગુરૂલઘુ દ્રવ્ય અને બીજું ગુરૂલઘુ દ્રવ્ય. તેમાં જે સ્થિર હોય તે અગુરૂલઘુ કહેવાય છે. દાખલા તરીકે સિદ્ધક્ષેત્ર. સિદ્ધક્ષેત્ર કદી પણ ચલાયમાન થતું નથી તેથી તે અગુરૂલઘુ કહેવાય છે. જે વસ્તુ તિર્છી ગતિ કરનાર કે ચલિત હોય તે ગુરૂલઘુ કહેવાય છે. તેના દાખલા તરીકે 'પવન.' તે અગુરૂલઘુ દ્રવ્યનો જે વિકાર તે સ્વભાવ પર્યાય અને સ્વભાવ પર્યાયથી જે ઉલટો તે વિભાવ પર્યાય કહેવાય છે. દ્રવ્યની ક્રમિક એક પછી એક એમ પ્રગટ થનાર અવસ્થાઓને પર્યાય કહે છે. જેમ મનુષ્યાદિ અવસ્થાઓ અનુક્રમે એક પછી એક ઉત્પન્ન થાય છે, પણ તેમાંના એક પણ અવસ્થા સ્થાયી રહેતી નથી જેમકે–મનુષ્યપણું અમુક કાળપર્યંત હોય છે, ત્યાર પછી તિર્યંચપણું થાય, પછી દેવપણું પ્રાપ્ત થાય, તથા મનુષ્યપણામાં બાલ્ય, યૌવન અને વૃદ્ધત્વાદિ અવસ્થાઓ, પુદ્ગલના વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિ પર્યાયો છે. આકાશ૦ ધર્મ૦ અધર્માસ્તિકાયના જીવ અને પુદ્ગલ સાથે જીવ અને પુદ્-ગલની ક્રિયા અનુકૂળ જે સહાય તે તેના પર્યાય છે. જેમ એક

માણુસ જ્યાં બેઠો હોય ત્યાં આકાશ અને અધર્માસ્તિકાય સંયોગ રૂપે રહે તેથી તે સંયોગાકાશ અને સંયોગીક અધર્માસ્તિકાય કહેવાય છે.

હવે જ્યારે તે માણુસ ત્યાંથી અન્યત્ર જાય, ત્યારે આકાશાસ્તિકાય અને અધર્માસ્તિકાય વિભાગરૂપે રહે છે. ઈત્યાદિ પર્યાયો સંખ્યાથી, લક્ષણુથી, પ્રદેશવિભાગથી એમ ત્રણુ પ્રકારે છે અને ઉપચારથી નવ પ્રકારે છે. લક્ષણુથી ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યરૂપ ત્રણુ પ્રકારે છે. તે દ્રવ્ય–ગુણુ–પર્યાયરૂપ પરસ્પર કથંચિત્ ભિન્ન કથંચિત્ અભિન્ન છે. પર્યાયના બે પ્રકાર છે–વિભાવ પર્યાય અને સ્વભાવ પર્યાય. અન્ય દ્રવ્યના સંયોગથી જે પર્યાય પ્રગટ થાય છે, માટે તે 'વિભાવ પર્યાય' કહેવાય છે. અને દ્રવ્યના સંયોગ વિના સ્વાભાવિક જે થાય તે 'સ્વભાવ પર્યાય.' જેમકે મુક્ત આત્માને પ્રતિ સમય શુદ્ધ જ્ઞાનાદિ સ્વરૂપનો અનુભવ થવો, અથવા એક પરમાણુમાં એક ગુણુ, સંખ્યાત ગુણુ, અસંખ્યાત ગુણુ કે અનંતગુણુ વર્ણાદિનો ફેરફાર થવો, તે બધા સ્વભાવ પર્યાય કહેવાય છે.

ગુણુ—દ્રવ્યના સ્વાભાવિક ધર્મને ધારણુ કરે, તે ગુણુ અને ક્રમભાવી ધર્મ તે પર્યાય છે. દ્રવ્ય ગુણુ અને પર્યાય એમ ત્રણુ પ્રકારે ભિન્ન છે તથા લક્ષણુાદિકથી અભિન્ન છે. જીવ દ્રવ્યનો ઉપયોગ ગુણુ છે, પુદ્ગલ દ્રવ્યનો ગ્રહણુ ગુણુ છે, ધર્માસ્તિકાયનો ગતિહેતુ ગુણુ છે, અધર્માસ્તિકાયનો સ્થિતિહેતુ ગુણુ છે, આકાશાસ્તિકાયનો અવકાશ આપવાનો ગુણુ છે તેમજ કાળનો પરાવર્તન ગુણુ છે.

અગુરૂલઘુ ગુણુની સ્પષ્ટતા 'જૈનધર્મપ્રકાશ' માં વાંચવામાં આવેલી, તે આ નીચે પ્રમાણે પાઠકોની જાણુ ખાતર મૂકી છે.

"સિદ્ધના જીવોને ગોત્રકર્મના ક્ષયથી અગુરૂલઘુ ગુણુ પ્રગટે છે. તે ગુણુના અર્થમાં કેટલાક સુજ્ઞ પણુ અરૂપીના અગુરૂલઘુ ગુણુ (પર્યાય) તરફ ખેંચાઈ જાય છે. પણુ તે ગુણુનો અર્થ આત્મપ્રબોધ ગ્રંથમાં પરમાત્મ પ્રકાશમાં નીચે પ્રમાણે છેઃ—

"ઉચ્ચ ગોત્રના ઉદયથી જીવ ઉચ્ચ કહેવાય છે ને નીચ ગોત્રના ઉદયથી જીવ નીચ–હલકા ગણાય છે. તે બંને પ્રકારનું ગોત્રકર્મ સર્વથા ક્ષય થવાથી અગુરૂલઘુ ગુણ પ્રગટે છે. જેથી સિદ્ધના જીવો ઉચ્ચ કે નીચ કહેવાતા નથી, સર્વ સિદ્ધોમાં સમાનભાવ હોય છે.

પુદ્ગલના ૨૨ પ્રકારના પરિણામમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શના ૨૦ પ્રકાર ઉપરાંત વાયુ તિચ્છીં વહે છે. તેને ગુરૂલઘુ પરિણામવાળો અને સિદ્ધશિલા તથા જ્યોતિષીના વિમાન વિગેરેને અગુરૂલઘુ પરિણામવાળા સમવાયાંગ સૂત્રમાં કહ્યા છે."

આત્મદ્રવ્યના ગુણ (લક્ષણ) તથા સ્વભાવ એ વસ્તુ પ્રથમ જાણવી જોઇએ. તે લક્ષણ બે પ્રકારના છે.

આત્માને વિષે સામાન્ય લક્ષણ ૮ છે અને વિશેષ લક્ષણ ૬ છે, અને સર્વ દ્રવ્ય આશ્રીને કહેતાં સામાન્ય લક્ષણ ૧૦ છે અને વિશેષ લક્ષણ ૧૬ છે.

**એમાં પ્રથમ દ્રવ્યના સામાન્ય લક્ષણ ૧૦:**—અસ્તિત્વ–૧, વસ્તુત્વ–૨, દ્રવ્યત્વ–૩, પ્રમેયત્વ–૪, અગુરૂલઘુત્વ–૫, પ્રદેશત્વ–૬, ચેતનત્વ–૭, અચેતનત્વ–૮, મૂર્ત્તત્વ–૯, અને અમૂર્ત્તત્વ–૧૦. એ દશ દ્રવ્યના સામાન્ય લક્ષણ–ગુણ કહેવાય છે. આ સર્વ દ્રવ્ય આશ્રીને કહ્યું.

હવે તે દ્રવ્યના દશ સામાન્ય ગુણોના સંક્ષેપથી અર્થ:—

જે દ્રવ્યનું સતરૂપપણું નિત્યત્વાદી ઉત્તર સામાન્ય અને વિશેષ સ્વભાવનું આધારભૂત છે, જે થકી લોકમાં સદ્ભૂતપણાનો વ્યવહાર થાય છે, તે '**અસ્તિત્વ**' નામે પ્રથમ ગુણ.

દ્રવ્યનું સામાન્ય અને વિશેષરૂપપણું–જાતિવ્યક્તિરૂપપણું, એ '**વસ્તુત્વ**' નામે બીજો ગુણ.

દ્રવ્યના સ્વરૂપમાં જે સત્ લક્ષણ કહ્યું, તે '**દ્રવ્યત્વ**' નામે ત્રીજો ગુણ.

પ્રમાણવડે જે માપી શકાય-જાણી શકાય, તે '**પ્રમેયત્વ**' નામે ચોથો ગુણ.

પ્રત્યેક સમયે દ્રવ્યમાં છ ગુણની વૃદ્ધિ-હાનિ થયા કરે તે '**અગુરૂલઘુત્વ**' નામે પાંચમો ગુણ. આ ગુણ સૂક્ષ્મ હોવાથી કહી શકાય તેવો નથી, જે માત્ર આગમપ્રમાણથી જ ગ્રાહ્ય છે.

જે ક્ષેત્રપણે જેટલા અવિભાગી પરમાણું-પુદ્ગલો હોય, તે '**પ્રદેશત્વ**' નામે દ્રવ્યનો છઠ્ઠો ગુણ.

જેનાથી વસ્તુનો અનુભવ થાય (આત્માનો અનુભવરૂપ ગુણ), તે '**ચેતનત્વ**' નામે સાતમો ગુણ છે.

વસ્તુમાં જ્ઞાનનું રહિતપણું (અજીવ માત્રનો ગુણ), તે '**અચેતનત્વ**' નામે આઠમો ગુણ.

જે વસ્તુમાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ હોય, તે '**મૂર્ત્તત્વ**' નામે નવમો ગુણ.

જે દ્રવ્યમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ ન હોય, તે '**અમૂર્ત્તત્વ**' નામે દશમો ગુણ.

**હવે દ્રવ્યના વિશેષ લક્ષણ (ગુણ) ૧૬**:—૧-જ્ઞાન, ૨-દર્શન, ૩-ચારિત્ર, ૪-વીર્ય, ૫-વર્ણ, ૬-ગંધ, ૭-રસ, ૮-સ્પર્શ, ૯-ગતિહેતુત્વ, ૧૦-સ્થિતિહેતુત્વ, ૧૧-અવગાહનહેતુત્વ, ૧૨-વર્ત્તનાહેતુત્વ, ૧૩-ચેતનત્વ, ૧૪-અચેતનત્વ, ૧૫-મૂર્ત્તત્વ, ૧૬-અમૂર્ત્તત્વ. એ સોલ દ્રવ્યના વિશેષ ગુણો કહેવાય છે.

**જીવના**—જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ચેતનત્વ અને અમૂર્ત્તત્વ-એ છ ગુણ જીવના છે.

**પુદ્ગલના**—વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અચેતનત્વ અને મૂર્ત્તત્વ-એ છ ગુણ પુદ્ગલના છે.

**ધર્માસ્તિકાયના**—ગતિહેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ-એ ત્રણ ગુણ.

**અધર્માસ્તિકાયના**—સ્થિતિહેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ એ ત્રણ ગુણ.

**આકાશાસ્તિકાયના**—અવગાહનહેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ-એ ત્રણ ગુણ.

**કાળદ્રવ્યના**—વર્તનાહેતુત્વ, અચેતનત્વ અને અમૂર્ત્તત્વ-એ ત્રણ ગુણ.

એ સોલ ગુણમાં સ્વજાતિની અપેક્ષાએ ચેતનત્વ, અચેતનત્વ મૂર્ત્તત્વ અને અમૂર્ત્તત્વ-એ ચાર ગુણો સામાન્ય ગુણ અને પરજાતિની અપેક્ષાએ વિશેષ ગુણ થાય છે (પરસ્પર ગ્રહણ કરવાથી).

**હવે જીવાદિ દ્રવ્યના સામાન્ય અને વિશેષ સ્વભાવ એકવીશ પ્રકારે કહેલા છે તે કહે છે:—**

જીવાદિ દ્રવ્યના બધા મળીને એકવીશ સ્વભાવ છે. તેમાં અગીઆર સામાન્ય સ્વભાવ અને દશ વિશેષ સ્વભાવ તે આ પ્રમાણે—

**સામાન્ય સ્વભાવ અગીયાર**—૧-અસ્તિ સ્વભાવ, ૨-નાસ્તિ સ્વભાવ, ૩-નિત્ય સ્વભાવ, ૪-અનિત્ય સ્વભાવ, ૫-એક સ્વભાવ, ૬-અનેક સ્વભાવ, ૭-ભેદ સ્વભાવ, ૮-અભેદ સ્વભાવ, ૯-ભવ્ય સ્વભાવ, ૧૦-અભવ્ય સ્વભાવ, ૧૧-પરમ સ્વભાવ. એ અગીઆર સામાન્ય સ્વભાવ કહેવાય છે.

**વિશેષ સ્વભાવ દશ**—૧-ચેતન સ્વભાવ, ૨-અચેતન સ્વભાવ, ૩-મૂર્ત્ત સ્વભાવ, ૪-અમૂર્ત્ત સ્વભાવ, ૫-એક પ્રદેશ સ્વભાવ, ૬-અનેક પ્રદેશ સ્વભાવ, ૭-વિભાવ સ્વભાવ, ૮-શુદ્ધ સ્વભાવ, ૯-અશુદ્ધ સ્વભાવ, ૧૦-ઉપચરિત સ્વભાવ. એ દશ દ્રવ્યના વિશેષ સ્વભાવ છે.

આ એકવીશમાંથી ૧-અનેક પ્રદેશ સ્વ૦, ૨-મૂર્ત્ત સ્વ૦, ૩-ચેતન સ્વ૦, ૪-વિભાવ સ્વ૦, ૫-શુદ્ધ સ્વ૦ અને ૬-અશુદ્ધ સ્વ૦. એ છ સ્વભાવ કાઢીએ ત્યારે-

**કાલ દ્રવ્યને** વિષે પંદર સ્વભાવ રહે છે તે આ પ્રમાણે— ૧-અસ્તિ સ્વભાવ, ૨-નાસ્તિ સ્વભાવ, ૩-નિત્ય સ્વભાવ, ૪-અનિત્ય સ્વભાવ, ૫-એક સ્વભાવ, ૬-અનેક સ્વભાવ, ૭-ભેદ સ્વભાવ, ૮-અભેદ સ્વભાવ, ૯-ભવ્ય સ્વભાવ, ૧૦-અભવ્ય સ્વભાવ, ૧૧-પરમ (પારિણામિક) સ્વભાવ, ૧૨-અચેતન સ્વભાવ, ૧૩-અમૂર્ત્ત સ્વભાવ, ૧૪-એક પ્રદેશ સ્વભાવ, અને ૧૫-ઉપચરિત સ્વભાવ એ પંદર 'કાલદ્રવ્ય'ના સ્વભાવ જાણવા.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયમાં ઉપરના પંદર સ્વભાવમાં એક 'અનેક સ્વભાવ' વધારવાથી સોલ સ્વભાવ જાણવા.

**હવે તે દ્રવ્યના સ્વભાવ, તેમાં પ્રથમ અગીઆર સામાન્ય સ્વભાવના અર્થ કહે છેઃ—**

પોતાના સ્વભાવ-લાભથી કદાપિ દૂર ન રહેવું, તે દ્રવ્યનો '**અસ્તિ સ્વભાવ**' કહેવાય છે.

જે પરરૂપપણે ન થાય, તે દ્રવ્યનો '**નાસ્તિ સ્વભાવ**' કહેવાય છે.

દ્રવ્યની અંદર પોતપોતાના ક્રમભાવી નાના પ્રકારના પર્યાય શ્યામતા રક્તત્વાદિક જે ભેદક કહેવાય છે, તે ભેદક છતાં પણ દ્રવ્ય તેનું તેજ રહે. એટલે પૂર્વે અનુભવ કરેલું જ્ઞાન જેનાથી થાય, તે દ્રવ્યનો '**નિત્ય સ્વભાવ**' કહેવાય છે.

જે દ્રવ્યના પર્યાયમાં પરિણામ-રૂપાંતર થાય અર્થાત્ જેના રૂપમાં ઉત્પાદ-વ્યય રહેલા છે, તે દ્રવ્યનો '**અનિત્ય સ્વભાવ**' છે.

સહભાવી સ્વભાવના જે એક રૂપને લઇને આધાર થાય, તે દ્રવ્યનો એક સ્વભાવ કહેવાય છે. જેમ રૂપ, રસ, ગંધ અને સ્પર્શનો એક આધાર ઘડો છે, તેવી રીતે એક દ્રવ્યની અંદર વિવિધ પ્રકારના ધર્મનો આધાર, તે દ્રવ્યનો '**એક સ્વભાવ**' કહેવાય છે.

એકમાં અનેક સ્વભાવ જોવામાં આવે, તે દ્રવ્યનો '**અનેક**

સ્વભાવ ' કહેવાય છે. જેમ માટી એક દ્રવ્ય છે, પણ તેની અંદર બીજા અનેક દ્રવ્યનો પ્રવાહ રહેલો હોય છે, તેથી તે દ્રવ્ય અનેક સ્વભાવી ગણાય છે.

આકાશ એક દ્રવ્ય છે, પણ તેની અંદર ઘટાકાશ વિગેરે ભેદ જોવામાં આવે છે. એક ગુણ અને બીજો ગુણી, એક પર્યાય અને બીજો પર્યાયી વિગેરે સંજ્ઞા અને સખ્યા વિગેરે લક્ષણાદિકના ભેદ એક દ્રવ્યમાં પાડી શકાય છે, તેથી તે દ્રવ્યનો **' ભેદ સ્વભાવ '** કહેવાય છે.

એ સજ્ઞા, સંખ્યા, લક્ષણ, પ્રયોજન, ગુણ, ગુણી વિગેરેનો એક સ્વભાવ હોવાથી, અભેદવૃત્તિએ દ્રવ્યનો **' અભેદ સ્વભાવ '** પણ કહેવાય છે.

એકજ દ્રવ્ય અનેક કાર્ય–કારણની શક્તિવાળું હોય, તે ભવિષ્ય કાળમાં પર સ્વરૂપાકાર થઈ શકે છે, તેથી દ્રવ્યનો તે **' ભવ્ય સ્વભાવ '** છે.

જે ત્રણે કાલ પર સ્વરૂપમાં મળે તો પણ પર સ્વરૂપાકાર ન થાય, તે દ્રવ્યનો **' અભવ્ય સ્વભાવ '** છે.

જે જે પરિણામિક ભાવ મૂખ્ય હોય, તે દ્રવ્યનો **' પરમભાવ સ્વભાવ '** છે. જેમકે–' જ્ઞાન સ્વરૂપ આત્મા '

આ પ્રમાણે દ્રવ્યના અગીયાર સ્વભાવ જાણવા યોગ્ય છે. આ તેના સંક્ષિપ્ત અર્થ કહેલા છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ અન્ય ગ્રંથોમાં જોઈ લેવું.

**હવે દ્રવ્યના દશ વિશેષ સ્વભાવ સંક્ષેપથી કહે છે:—**

જે ચેતનપણાનો વ્યવહાર પ્રવર્તે છે, તે દ્રવ્યનો **' ચેતન સ્વભાવ '** છે, અને તેનાથી ઉલટી રીતે જે પ્રવર્તે તે દ્રવ્યનો **' અચેતન સ્વભાવ '** છે. જે દ્રવ્ય રૂપ, રસ, ગંધ અને સ્પર્શ

વિગેરેને ધારણ કરે, તે તેનો '**મૂર્ત્ત સ્વભાવ**' છે. તેથી જે ઉલટો તે '**અમૂર્ત્ત સ્વભાવ**' છે. એકત્વ પરિણુતિ અને અખંડ આકારના સંનિવેશનું જે ભાજનપણું તે '**એકપ્રદેશ સ્વભાવ**' છે. વળી જે ભિન્ન પ્રદેશની કલ્પનાએ કરીને અનેક પ્રદેશ વ્યવહારનું યોગ્યપણું હોય, તે દ્રવ્યનો '**અનેક સ્વભાવ**' છે. દ્રવ્ય પોતાના સ્વભાવથી જુદી રીતે વર્તે છે, તેથી તેનો '**વિભાવ સ્વભાવ**' છે. દ્રવ્ય કેવળ શુદ્ધ અને ઉપાધિભાવ રહિત અંતર્ભાવ પરિણુમન પણુ હોઈ શકે છે, તે નેનો '**શુદ્ધ સ્વભાવ**' છે. વળી તેનાથી વિપરીત એટલે ઉપાધિજનિત બહિર્ભાવ પરિણુમનપણું પણુ હોય છે, તેથી તે તેનો '**અશુદ્ધ સ્વભાવ**' છે. દ્રવ્યના નિયમિત સ્વભાવનો બીજા સ્થાનમાં ઉપચાર કરવામાં આવે છે, તેથી તેનો **ઉપચરિત સ્વભાવ** કહેવાય છે. આ પ્રમાણે દ્રવ્યના વિશેષ સ્વભાવ છે.

દ્રવ્યનો વિશેષ ઉપચરિત સ્વભાવ કહ્યો, તેમાં જે ઉપચરિત એટલે ઉપચાર કહેવાય છે, તે ઉપચરિત સ્વભાવ બે પ્રકારે છે. એક **કર્મજન્ય** અને બીજો **સ્વભાવિક**. પુદ્ગલના સંબંધને લઇને જીવની અંદર જે મૂર્ત્તપણું કહેવું, પણુ જીવ તો અમૂર્ત્ત છે અને પુદ્ગલ તે તો મૂર્ત્ત છે, તે સંબંધે આવીને મળ્યું છે તથાપિ જુદું જ છે. તે પુદ્ગલનો ચેતનને વિષે ઉપચાર કરીને ચેતનને મૂર્ત્તિમાન માનવો, તે 'કર્મજનિત' ઉપચાર છે. અને સહજ—સ્વાભાવિક જે ઉપચાર તે નિર્મળ સિદ્ધનો જીવ છે. જેમ સિદ્ધને અનંતુ જ્ઞાન કહેવું તે સિદ્ધાત્માને કાંઈ જુદું નથી. સ્વભાવે જ્ઞાન ને આત્મા એક જ છે. અહીંઆ ભેદ કરીને જ્ઞાન જુદું દેખાડ્યું તે ઉપચાર થયો. એ સહજ—સ્વાભાવિક ઉપચરિત થયું, ત્યાં તો સિદ્ધને વિષે કર્મઉપાધિ તો છે જ નહિ, માટે એ સ્વાભાવિક જ ભેદ થયો જેથી ઉપચાર જાણવો.

ઉપર કહેલા દ્રવ્યના સામાન્ય અને વિશેષ સ્વભાવો ન માને, તો તેના મતમાં ઘણા દૂષણ આવે છે તે નીચે પ્રમાણે—

જો એકાંતે અસ્તિ સ્વભાવ માને અને નાસ્તિ સ્વભાવ ન માને, તો સર્વ પદાર્થમાં સંકર (મિશ્રણ) વિગેરે દૂષણો લાગે છે,

કારણ કે–તેમ માનવાથી સર્વ દ્રવ્યની જુદી જુદી નિયત સ્વરૂપાવસ્થા નહીં થાય અને તેથી જગત્ એકરૂપ થઈ જાય છે. અને જેથી એ વાત સર્વ શાસ્ત્ર તથા વ્યવહારની વિરૂદ્ધ બને છે, તેથી બીજા પદાર્થની અપેક્ષાએ દ્રવ્યનો નાસ્તિ સ્વભાવ પણ માનવો જોઇએ. તેમ જો એકાંતે દ્રવ્યનો નાસ્તિ સ્વભાવ માને તો જગત્ બધું શૂન્ય થઈ જાય, તેથી એમ પણ ન માનવું જોઈએ.

જો એકાંત દ્રવ્યને નિત્ય માને તો અર્થ ક્રિયા–કારિત્વનો અભાવ થઈ જાય, જેથી દ્રવ્ય પરંપરા વગર નાશ પામી જાય. જો એકાંત અનિત્ય માને, તો પણ દ્રવ્યનો નિરન્વય થશે.

જો એકાંત એક સ્વભાવ માને, તો વિશેષનો અભાવ હોવાથી અનેક સ્વભાવ વિના મૂળ સત્તારૂપ સામાન્યનો પણ અભાવ થઈ જાય. કારણ કે–વિશેષ વિના સામાન્ય અને સામાન્ય વિના વિશેષ ગધેડાના શીંગડાની જેમ અસત્ થઈ જાય. જો દ્રવ્યને એકાંતે અનેક રૂપ માને તો દ્રવ્યનો અભાવ થશે. નિરાધાર હોવાથી તેમજ આધાર–આધેયના અભાવથી દ્રવ્યનો અભાવ થવો જોઈએ.

જો દ્રવ્યને એકાંત ભેદ માને તો વિશેષના આધાર વિના ગુણપર્યાયનો બોધ ન થાય, કારણ કે–આધાર આધેયના અભેદ વિના બીજો સંબંધ ઘટી શકે નહિ. તેથી દ્રવ્યની અંદર રહેલ અર્થ અને ક્રિયાના અભાવથી દ્રવ્યનો અભાવ થઈ જાય, જો એકાંત અભેદ માને તો સર્વ પદાર્થ એક રૂપ થઈ જાય, તેથી આ દ્રવ્ય છે, આ દ્રવ્યનો ગુણ છે અને આ દ્રવ્યનો પર્યાય છે, એવા વ્યવહારમાં વિરોધ આવી જાય; અને તે વિરોધને લઈને દ્રવ્યનો પણ અભાવ થઈ જાય.

જો દ્રવ્યને એકાંતે ભવ્ય સ્વભાવી માનવામાં આવે, તો સર્વ દ્રવ્ય પરિણામી થઈ બીજા દ્રવ્યના રૂપને પ્રાપ્ત કરે, અને તેમ કરવાથી સંકર વિગેરે દૂષણો દ્રવ્યને લાગુ પડી જાય. જો દ્રવ્યને એકાંત અભવ્ય સ્વભાવી માને, તો સર્વથા શૂન્યપણાનો પ્રસંગ આવે.

જો દ્રવ્યને પરમ સ્વભાવી ન માને, તો દ્રવ્યની અંદર પ્રસિદ્ધ રૂપ શી રીતે આપી શકાય? કારણ કે–અનંત ધર્માત્મક વસ્તુને એક ધર્મથી કહેવી તેનું નામ પરમભાવ સ્વભાવ કહેવાય છે, તેની અંદર બાધ આવી જાય.

જો દ્રવ્યને એકાંત ચૈતન્ય સ્વભાવ માને તો સર્વ વસ્તુ ચૈતન્યરૂપ થઈ જાય, અને તેમ થવાથી ધ્યાન અને ધ્યેય, જ્ઞાન અને જ્ઞેય, ગુરૂ અને શિષ્ય, વિગેરે મર્યાદાનો ભંગ થાય. એમ થવાથી સર્વ શાસ્ત્રીય વ્યવહાર બંધ પડી જાય. જો દ્રવ્યનો એકાંત અચેતન સ્વભાવ માને, તો સર્વ ચૈતન્ય ધર્મનો ઉચ્છેદ થઈ જાય.

જો દ્રવ્યને એકાંત મૂર્ત્ત સ્વભાવી માને, તો આત્માને મુક્તિની સાથે વ્યાપ્તિ જ ન થાય. જો એકાંત અમૂર્ત્ત સ્વભાવ માને, તો આત્મા કદી પણ સંસારી થાય જ નહીં.

જો દ્રવ્યને એકાંત એક પ્રદેશ સ્વભાવી માને, તો અખંડ પરિપૂર્ણ આત્મા અનેક કાર્યનો કર્ત્તા નહીં થઈ શકે. જેમ માટીનો ઘડો અવયવવાળો છે, તે ઘડાના અવયવ કંપે છે, પણ પોતે અવયવી ઘડો કંપતો નથી. તો 'ચાલે છે' એ પ્રયોગ શી રીતે સિદ્ધ થાય? જેમ એક પ્રદેશમાં થતા કંપનો પરંપરાએ સંબંધ છે, તેમ એક દેશમાં થતા કંપના અભાવનો પણ પરંપરાએ સંબંધ છે, માટે દેશથી ચાલે છે, અને દેશથી ચાલતો નથી એમ અસ્ખલિત વ્યવહારમાં અનેક પ્રદેશ માનવા જોઈએ. જો દ્રવ્યનો અનેક પ્રદેશ સ્વભાવ ન માને, તો આકાશ વિગેરે પરમાણુનો સંયોગ શી રીતે ઘટી શકે? કેમકે–પરમાણુ તો આકાશ દ્રવ્યના એક પ્રદેશને અવગાહે, તે વારે આકાશ અવગાહ્યો કેમ કહેવાય? દેશથી તે એકવર્તી છે. જેમ 'ઇંદ્રનું કુંડલ.' જો કે કુંડલ તો ઇંદ્રના કાનનું છે, પણ કાન એ ઇંદ્રનો એક દેશ છે, તેથી તેને લઈને તે ઇંદ્રનું કુંડલ કહેવાય છે. તેવી રીતે પરમાણુવૃત્તિ આકાશની સાથે દેશથી માને, તો આકાશાદિકને પ્રદેશ ઇચ્છતા નથી તો પણ માનવા જોઇએ. જો બને ન માને તો પરમાણુવૃત્તિ રહિત થઈ જાય, તેથી દ્રવ્યને

અનેક પ્રદેશ સ્વભાવી માનવું યોગ્ય છે. જો દ્રવ્યને એકાંતે અનેક પ્રદેશ સ્વભાવી માને, તો તેને અર્થ તથા ક્રિયાના કરનારપણાનો અભાવ અને સ્વ સ્વભાવની શૂન્યતાનો પ્રસંગ આવે.

જો દ્રવ્યને એકાંતે વિભાવ સ્વભાવ માને તો મોક્ષનો જ અભાવ થઈ જાય. રાગ-દ્વેષની પરિણુતિ તેજ ચેતનનો વિભાવ સ્વભાવ છે.

જો એકાંત શુદ્ધ સ્વભાવ માને તો આત્માને કર્મનો લેપ લાગે જ નહિ, અને જ્યારે એમ થાય તો પછી સંસારની વિચિત્રતાનો અભાવ થઈ જાય. જો એકાંત અશુદ્ધ સ્વભાવ માને તો કદી પણ આત્મા શુદ્ધ જ થાય નહીં.

જો એકાંતે દ્રવ્યને ઉપચરિત સ્વભાવી માને, તો આત્મા કદી પણ જ્ઞાતા થાય નહીં. સ્વ-પરની વિવક્ષા કેમ થાય? પર અપેક્ષાએ આત્મા માની આત્મા તે પણ ન કહેવાય અને એકાંતે અનુપચરિત સ્વભાવ માને, તો આત્મા સ્વ-પર વ્યવસાયી જ્ઞાનવાળો થઈ શકે જ નહીં, કારણ કે-જ્ઞાન પોતાના વિષયમાં અનુપચરિત છે, પરંતુ પરના વિષયમાં પરની અપેક્ષાએ જણાતા પરથી નિરૂપણ થયેલા સંબંધપણાને લઈને ઉપચરિત છે.

આ પ્રમાણે સ્યાદ્‌વાદમતની પદ્ધતિ પ્રમાણે દ્રવ્યના સર્વ સ્વભાવ માનવા જોઈએ. દ્રવ્યના બધા સ્વભાવો દ્રવ્યને લાગુ પડે છે. એકાંતે કોઈ એક જ સ્વભાવ દ્રવ્યને લાગુ પડતો નથી અને તેથી આર્હત ધર્મનો સ્યાદ્વાદમત સર્વે પ્રકારે વિજયી થાય છે. સ્યાદ્વાદ સિદ્ધાંતનું સ્વરૂપ નયની સાથે મિશ્ર કર્યા વગર સમજાય તેવું નથી. વિવિધ પ્રકારના સ્વભાવવાળા દ્રવ્યને પ્રમાણથી જાણવાને માટે સ્યાત્ અને નય-એ બંનેને મિશ્ર કરવા જોઇએ. તેથી સ્વદ્રવ્યની અપેક્ષાએ અસ્તિરૂપ અને પરદ્રવ્યની અપેક્ષાએ નાસ્તિ-રૂપ ઈત્યાદિ જે દ્રવ્યની સિદ્ધિ છે, તે સારી રીતે સમજવામાં આવી શકે છે.

વસ્તુને તેના વિવિધ પ્રકારના સ્વભાવોમાંથી નિવૃત્ત કરી

એક સ્વભાવમાં લાવે તે 'નય' કહેવાય છે, અથવા પ્રમાણુથી સંગ્રહ કરેલા અર્થનો જે એક અંશ તે 'નય' કહેવાય છે. નયચક્રમાં એમ લખે છે કે-એક વસ્તુ અનંત ધર્મવાળી છે, તેમાંથી એક ધર્મની મૂખ્યતા કરવાનું જે જ્ઞાન તે નય કહેવાય છે. દાખલા તરીકે જીવ વિગેરે જે એક દ્રવ્ય છે તે અનંત ધર્માત્મક છે, એટલે તેમાં ઘણા ધર્મો રહેલા છે. તેમાંથી એક ધર્મનું ગ્રહણ કરવું અને તેની અંદર રહેલા બાકીના ધર્મનો નિષેધ ન કરવો, તેમ તેમનું ગ્રહણ પણ ન કરવું અર્થાત્ તે દ્રવ્યના અનંત ધર્મમાંથી એક ધર્મને મૂખ્ય કરવો તે 'નય' કહેવાય છે. જો તે દ્રવ્યના એક અંશને માની બાકીના અંશોનો નિષેધ કરે, તો તે '**નયાભાસ**' કહેવાય છે. એ નયાભાસ જૈનમત સિવાય બીજા મતમાં આવે છે.

જેટલા વચનના માર્ગો છે તેટલા નયના વચનો છે, અને જેટલા નયના વચન છે તેટલા એકાંત માનવાથી અન્ય મતો છે, તેથી સર્વ નયનું સવિસ્તર સ્વરૂપ કહી શકાય તેમ નથી. ઉપર જે નયના લક્ષણો કહ્યા છે, તે નય મૂખ્ય રીતે-૧. **દ્રવ્યાર્થિક નય** અને ૨-**પર્યાયાર્થિક નય** એમ બે પ્રકારે છે. તેમ વળી તે નિશ્ચય નય અને વ્યવહાર નય-એવા બે પ્રકારે પણ ગણેલા છે. તે દ્રવ્યાર્થિક નય, પર્યાયાર્થિક નય, નિશ્ચય નય અને વ્યવહાર નય-એ સર્વ નયના મૂળ ભેદ છે. તેમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એ નિશ્ચય નયના સાધન-હેતુ છે એમ સમજવું. જેની અંદર ઉપર કહેલ દ્રવ્ય પ્રયોજનરૂપે હોય, તે 'દ્રવ્યાર્થિક નય' કહેવાય છે એટલે દ્રવ્ય છે અર્થ-પ્રયોજન જેનું, તે દ્રવ્યાર્થિક કહેવાય છે.

## દ્રવ્યાર્થિક નયના દશ ભેદ.

૧. કર્મોઉપાધિ નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક નય, ૨-ઉત્પાદ વ્યયગૌણત્વે સત્તાગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક, ૩-ભેદકલ્પના નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક, ૪-કર્મોપાધિસાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક, ૫-ઉત્પાદ-વ્યય સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિક, ૬-ભેદકલ્પના સાપેક્ષ અશુદ્ધ

દ્રવ્યાર્થિક, ૭–અન્વય દ્રવ્યાર્થિક, ૮–સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક, ૯–પરદ્રવ્યાદિગ્રાહક દ્રવ્યાર્થિક, ૧૦–પરમભાવ ગ્રાહક દ્રવ્યાર્થિક.

**૧. કર્મોપાધિનિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક:**—નરક, તિર્યંચ મનુષ્ય અને દેવ–એ ચારે ગતિ સંસાર કહેવાય છે, અને તેમાં જે જીવોનું ગમનાગમન થાય તે સંસારી જીવ કહેવાય છે. એ સંસારી જીવ શુદ્ધ નિશ્ચય નયથી આઠ રૂચક પ્રદેશપ્રમાણ નિર્મળ છે. અને તેથી સર્વ સંસારી પ્રાણી માત્રને સિદ્ધ સમાન ગણીએ, એટલે તેનો સહજ ભાવ જે શુદ્ધાત્મ સ્વરૂપ તેને આગળ કરીએ અને તેમના ભવપર્યાય એટલે સંસારિક ભાવ છે તેને ગણીએ નહિ અર્થાત્ તેની વિવક્ષા ન કરીએ, તે 'કર્મોપાધિ નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિક નય' કહેવાય છે, એ ઉપરથી એમ સમજવાનું છે કે–ચૌદ ગુણસ્થાનક અને ચૌદ માર્ગણાની અપેક્ષાથી સંસારી જીવમાં અશુદ્ધ નયની વિવક્ષા થાય છે. પણ માત્ર ભાવનું જ ગ્રહણ થાય તો આત્મા શુદ્ધ નયની વિવક્ષાથી સિદ્ધ સમાન જ છે.

**૨. ઉત્પાદવ્યય ગૌણત્વે સત્તાગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક:**—'उत्पाद व्यय ध्रौव्ययुक्तं तत् सत्' એવું તત્ત્વાર્થનું વચન છે. એટલે જે પદાર્થની ઉત્પત્તિ, વિનાશ અને સ્થિરતા છે તે પદાર્થ સત્ છે. દ્રવ્યાર્થિક નયના આ બીજા ભેદમાં ઉત્પાદ અને વ્યયની ગૌણતા અને સત્તાની એટલે નિત્યપણાની મુખ્યતા બતાવી. અને જ્યારે ઉત્પાદ વ્યયને ગૌણ મનાય ત્યાં સત્તા માત્ર માન્ય રહે છે, અને તેથી આ નયથી દ્રવ્યના નિત્ય સ્વરૂપનું ગ્રહણ થાય છે. અને જે નિત્ય છે. તે ત્રણે કાળમાં નિશ્ચય સ્વરૂપે રહે છે. જો કે દરેક દ્રવ્યના પર્યાય ક્ષણે ક્ષણે પરિણામી એટલે રૂપાંતરને પામનારા છે, તથાપિ જીવ તથા પુદ્ગલાદિ દ્રવ્યની સત્તા કદી પણ ચલાયમાન થતી નથી. આ પ્રમાણે દ્રવ્યના નિત્યપણાને લીધે દ્રવ્યની ઉત્પત્તિ અને નાશનું ગૌણપણું કરી તેની સત્તાને મૂખ્ય મનાવે, તે બીજો 'ઉત્પાદ વ્યય–ગૌણત્વે સત્તા ગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક નય' કહેવાય છે.

૩. **ભેદકલ્પનાનિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિકઃ**—જેમાં ભેદની કલ્પના નથી. જેવી રીતે જીવદ્રવ્ય તથા પુદ્ગલાદિ દ્રવ્ય પોતપોતાના ગુણપર્યાયથી અભિન્ન છે, તેવી રીતે જેમાં ભેદકલ્પના નથી તે ત્રીજો ભેદ કહ્યો છે જો કે દ્રવ્યનો ગુણપર્યાયથી ભેદ જણાય છે, તો પણ ભેદનું અર્પણ નહિ કરતાં માત્ર અભેદનું જ ગ્રહણ કરીએ તો આ ત્રીજો ભેદ સિદ્ધ થાય છે. તેથી જે દ્રવ્ય છે તેજ ગુણ અને તેજ પર્યાય છે, કારણ કે-તદાત્મકપણું છે. જેમ એક મોટા વસ્ત્રને ફાડીને તેમાંથી જ નાનું વસ્ત્ર કાઢયું હોય, તો તે નાનું વસ્ત્ર મોટા વસ્ત્રનો પર્યાય હોવાથી તેમાં જ સમાઈ શકે છે. તેવી જ રીતે જેટલા ગુણ અને પર્યાય છે તે સઘળા તદાત્મકપણાથી દ્રવ્યરૂપ જ છે. ભેદ અને અભેદ આ સ્થળે વિવક્ષાને અનુસારે જાણવા જોઇએ. અર્થાત્ જ્યારે દ્રવ્યપણાની વિવક્ષા કરવામાં આવે ત્યારે દ્રવ્યપણાથી ગુણપર્યાય અભિન્ન જ છે, અને જ્યારે પર્યાયરૂપથી વિવક્ષા કરીએ ત્યારે દ્રવ્યથી ગુણપર્યાય ભિન્ન છે.

૪. **કર્મોપાધિ સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિકઃ**—જ્યારે આત્મા કર્મને ગ્રહણ કરે છે, ત્યારે તે કર્મોપાધિ સહિત કહેવાય છે, અને કર્મના સંયોગથી આત્મિક દ્રવ્યની અશુદ્ધતા તે આ ચોથો ભેદ કહ્યો છે. આનું લક્ષણ એવું છે કે-આત્મા કર્મભાવમય થાય છે એટલે કર્મની પ્રકૃતિ આત્મપ્રદેશ સાથે એકત્ર થાય છે, ત્યારે આત્મા તાદૃશરૂપ અર્થાત્ કર્મસ્વરૂપ દેખાય છે. ક્રોધની કર્મ-પ્રકૃતિના ઉદયથી આત્મા ક્રોધી કહેવાય છે, માનકર્મના ઉદયથી જીવ માની કહેવાય છે. જેમ લોઢાનો ગોળો અગ્નિમાં મૂકી રાતો બનાવ્યો હોય તે કાળે તે ગોળાને અગ્નિરૂપ જાણવો. આત્મા સ્વભાવે શુદ્ધ છે. ક્રોધમોહાદિ ઉદયથી તે જ્યારે ક્રોધમય કે મોહમય બની જાય છે, તે સમયે આત્માને તે રૂપ જાણવો એ આ નયથી સિદ્ધ થાય છે. આવા જ કારણસર આત્મિક દ્રવ્યના આઠ કર્મની ઉપાધિથી આઠ ભેદ કહ્યા છે

૫. **ઉત્પાદ વ્યય સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિકઃ**—એક જ

સમયમાં દ્રવ્યનો ઉત્પાદ વ્યય અને ધ્રુવ થાય છે. કોઈ કહેશે કે-એક જ વખતે તે ત્રણે ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય સ્વરૂપ એક જ પદાર્થમાં કેવી રીતે થઈ શકે? તો તેનો જવાબ એવો છે કે-જેમ સોનાનો કડાની ઉત્પત્તિનો જે સમય છે તે સોનાના બાજુબંધને નાશ કરવાનો પણ સમય છે, પણ એ બંને પૂર્વાપર પર્યાયમાં સુવર્ણ તે ધ્રુવ, (નિત્ય) સ્વરૂપથી વિદ્યમાન છે. વળી ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યરૂપ માનવાથી પ્રમાણવચન થાય છે, પણ નયવચન ન થાય એમ માનવું એ પણ ખોટું છે. કેમકે-મૂખ્ય અને ગૌણભાવને ગ્રહણ કરીને આ લક્ષણોનું ગ્રહણ થવાથી સૌ પોતપોતાના અર્થગ્રહણમાં મૂખ્ય નય છે પણ પર અર્થમાં નથી.

**૬. ભેદકલ્પના સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિકઃ**—જે દ્રવ્ય ભેદભાવની કલ્પનાને ગ્રહણ કરે છે, અર્થાત્ આ નયમાં ભેદકલ્પનાની અપેક્ષા રહે છે. '**आत्मनः गुणः**' એટલે આત્માના શુદ્ધ ગુણો. આ સ્થળે આત્મા અને તેના ગુણોને જુદા દર્શાવ્યા. જેમકે-'**भिक्षोः पात्रम्**' એટલે ભિક્ષુનું વાસણ. હવે વાસણ અને ભિક્ષુ જેમ જુદા કીધા, તેમ આત્મા અને તેના ગુણોને છઠ્ઠી વિભક્તિથી જુદા પાડ્યા, તે ભેદભાવની કલ્પના કહેવાય. હવે ખરૂં જોતાં ભિક્ષુ અને પાત્રનો જેવો ભેદ છે તેવો ભેદ આત્માનો અને તેના જ્ઞાનાદિક ગુણોનો નથી, અર્થાત્ ગુણ ગુણીનો ભેદ છે નહિ, તો પણ ભેદની કલ્પનાની અપેક્ષાવડે અશુદ્ધ દ્રવ્યાર્થિક નયના મત પ્રમાણે એમ કહી શકાય છે.

**૭. અન્વય દ્રવ્યાર્થિકઃ**—દરેક દ્રવ્યનો અન્વય તેના ગુણ-પર્યાયને વિષે હોય છે, એટલે દ્રવ્ય એક ગુણપર્યાય સ્વભાવી હોય છે. જેમકે ઘટદ્રવ્ય છે તેનો રૂપાદિક ગુણ અને કંબુગ્રીવાદિ પર્યાયમાં અન્વય છે, કારણ કે ગુણપર્યાયના રહેવાથી ઘટ આદિ દ્રવ્ય અવશ્ય રહે છે અને તે અન્વય કહેવાય છે. જેના રહેવાથી જેની ઉત્પત્તિ થાય તે તેનો અન્વય છે. જેમકે-દંડ સત્તામાં ઘટની ઉત્પત્તિ છે. એટલે દંડ હોય તો ઘટની ઉત્પત્તિ થાય છે, માટે આ

અન્વય કહેવાય છે. દ્રવ્ય સ્વરૂપનો સંપૂર્ણ રીતે ગુણપર્યાયમાં અન્વય છે. તેથી કરીને જ્યારે દ્રવ્ય સ્વરૂપ જણાય છે, ત્યારે તેના સર્વ ગુણપર્યાય જાણેલા કહેવાય છે. માટે એક સ્વભાવના અન્વયથી સાતમો ભેદ સમજવો.

૮. **સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક**:—પોતપોતાના દ્રવ્ય આદિને ગ્રહણ કરવાવાળો આઠમો દ્રવ્યાર્થિક નયનો ભેદ છે. આદિ શબ્દથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ—એ ચારેનું ગ્રહણ થાય છે, ઘટ આદિ પદાર્થ સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ તથા સ્વભાવથી સત્-રૂપપણે જ દેખાય છે. સ્વદ્રવ્યથી ઘટ મૃત્તિકાનો બનેલો છે, સ્વક્ષેત્રથી પાટલીપુરનો છે, સ્વકાળથી અમુક ઋતુનો છે અને સ્વભાવથી ઘટ શ્યામ કે રક્ત છે. આ પ્રમાણે દ્રવ્ય–ક્ષેત્ર–કાળ અને ભાવ—એ ચારેમાં ઘટ દ્રવ્યની સત્તા સિદ્ધ થાય તે પ્રમાણ છે—સિદ્ધ છે. માટે 'સ્વદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નય' નામનો આઠમો ભેદ જાણવો.

૯. **પરદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક**:—આ નવમો ભેદ આઠમા ભેદથી ઉલટો છે, એટલે 'પરદ્રવ્યાદિ ગ્રાહક' નામનો છે. જેમ સ્વ દ્રવ્યાદિગ્રાહક દ્રવ્યાર્થિક નયથી ઘડો સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ અને સ્વ ભાવની અપેક્ષાએ સત્ છે, તેમ તે પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાલ અને પરભાવની અપેક્ષાએ અસત્ છે જેમકે ઘટની અપેક્ષાથી પટ દ્રવ્ય પર છે. માટે પરદ્રવ્યથી ઘટ અસત્ છે, પરક્ષેત્રની ઘટ મથુરા–પાટલીપુર જ્યાં બનતો હોય તેનાથી બીજા ગામનો કહેવો તે ક્ષેત્રથી અસત્ છે, ઘટ જો વસંતઋતુમાં બન્યો હોય તો ગ્રીષ્મઋતુથી એ અસત્ છે, અને ભાવથી શ્યામ રક્તાદિ-પણાથી અસત્ છે. માટે પરદ્રવ્યાદિકથી દ્રવ્ય અસત્ અર્થમાં જણાય છે. આ પ્રમાણે જે માનવું તે નવમો 'પરદ્રવ્યાદિ ગ્રાહક દ્રવ્યાર્થિક નય.' જાણવો.

૧૦. **પરમભાવગ્રાહક દ્રવ્યાર્થિક નય**:—દ્રવ્યની અંદર અનેક જાતના ગુણો રહેલા હોય છે, તેઓમાંથી જે ઉત્કૃષ્ટ ગુણનો

ભાવ ગ્રહણ કરવામાં આવે અને તેથી તે દ્રવ્ય સિદ્ધ થાય, તે ‘ પરમભાવગ્રાહક ’ દ્રવ્યાર્થિક નય કહેવાય છે. જેમ આત્મા એ પદાર્થજ્ઞાન સ્વરૂપ કહેવાય છે. જો કે તે આત્માની અંદર દર્શન, ચારિત્ર, વીર્ય, અનંત ગુણો રહેલાં છે, તથાપિ સર્વની અંદર જ્ઞાનસ્વભાવ ઉત્કૃષ્ટ છે. કારણ કે–બીજા દ્રવ્યથી જ્ઞાન સ્વભાવવડે આત્મા જુદો દેખાય છે, તેથી આત્માને જ્ઞાન એ પરમ ઉત્કૃષ્ટ ભાવ છે. તેથી કરીને આત્માની અંદર અનેક સ્વભાવ રહેલા છે. તે છતાં ‘ જ્ઞાનમય ’ આત્મા એમ કહેવાય છે, તે આ નયથી કહેવાય છે. એવી રીતે બીજા પણ જે જે દ્રવ્યો પરમભાવ–અસાધારણ ગુણથી દેખાતાં હોય અને તેથી તેમની ઓળખ થતી હોય, તો તેમની અંદર પણ ‘ પરમભાવ-ગ્રાહક દ્રવ્યાર્થિક નય ’ જાણી લેવો. અર્થાત્ બીજા દ્રવ્યોના પણ અસાધારણ ગુણરૂપ પરમભાવનું ગ્રહણ કરી લેવું જોઈએ.

આ પ્રમાણે દ્રવ્યાર્થિક નયના દશ ભેદ સ્મરણમાં હોય તો કદી પણ શંકા ઉત્પન્ન થાય નહિ. કોઈ પણ દ્રવ્ય વિષે વિચાર કરવાથી–તેની અંદર આ નયની યોજના કરવાથી નિઃશંક હૃદયમાં જ્ઞાનનો શુદ્ધ પ્રકાશ પડે છે.

**હવે પર્યાયાર્થિક નયઃ**—ઉત્પત્તિ અને વિનાશને પ્રાપ્ત થાય તે ‘પર્યાય’ કહેવાય છે. તે માટે આગમમાં કહ્યું છે કે–‘ અનાદિ અને અનંત એવા દ્રવ્યમાં તેના પોતાના પર્યાયો જલતરંગની જેમ ક્ષણ ક્ષણે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. ’

તે પર્યાયો છ છ પ્રકારે હાનિ અને વૃદ્ધિ બન્ને રૂપે ગણાય છે. પર્યાયના બે પ્રકાર કહેલા છે. ૧–સહભાવી પર્યાય. ૨–ક્રમભાવી પર્યાય.

જે સહભાવી પર્યાય તે દ્રવ્યનો ગુણ છે. જેમ આત્મા એ પદાર્થ છે, તેની અંદર વિજ્ઞાન શક્તિ છે તે તેનો ‘ સહભાવી પર્યાય ’ કહેવાય છે. અને આત્માને સુખ, દુઃખ, હર્ષ, શોક વિગેરે થાય છે, તે તેનો ‘ ક્રમભાવી પર્યાય ’ કહેવાય છે

પર્યાયના સ્વભાવ અને વિભાવ તથા દ્રવ્ય અને ગુણ–એ ચાર પ્રકારે ભેદ થઈ શકે છે. એટલે ૧–સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય, ૨–સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય, ૩–વિભાવ દ્રવ્ય વ્યજન પર્યાય, ૪–વિભાવ ગુણ વ્યંજન પર્યાય

જેમ જીવનો ચરમ શરીરથી કાંઇક ન્યૂન સિદ્ધ પર્યાય છે, તે તેનો '**સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય**' કહેવાય છે.

જીવની અંદર અનંતજ્ઞાન, દર્શન, સુખ અને વીર્ય વિગેરે ગુણ છે, તે '**સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય**' કહેવાય છે.

જીવની જે ચોરાશી લાખ યોનિના ભેદ છે, તે '**વિભાવ દ્રવ્યવ્યંજન પર્યાય**' કહેવાય છે, અને જીવને મતિ વિગેરે છે તે તેનો '**વિભાવ ગુણ વ્યંજન પર્યાય**' કહેવાય છે.

તેવી રીતે પુદ્ગલને દ્વયણુંક (બે અણું) વિગેરે 'વિભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય,' રસથી બીજો રસ અને ગંધથી બીજો ગંધ ઈત્યાદિ જે પુદ્ગલના વિકાર તે તેનો 'વિભાવ ગુણ વ્યંજન પર્યાય,' પુદ્ગલનો જે અવિભાગી પુદ્ગલ પરમાણુ તે 'સ્વભાવ દ્રવ્ય વ્યંજન પર્યાય' અને પુદ્ગલનો એક એક વર્ણ, ગંધ, રસ અને અવિરૂદ્ધ બે સ્પર્શ, એ તેનો 'સ્વભાવ ગુણ વ્યંજન પર્યાય' કહેવાય છે. તેવી રીતે એકત્વ પૃથક્ત્વાદિ પણ પર્યાય છે.

એકનો જે ભાવ તે 'એકત્વ.' એટલે જુદા જુદા પરમાણુ હોય તે છતાં એકપણું. જેમકે–'આ ઘડો છે' એ પ્રતીતિનો હેતુ તે એકત્વ. પૃથક્ત્વ એટલે જુદાપણું એ જ્ઞાનનો હેતુ છે. સંખ્યા (ગણત્રી થઈ શકે તે.), સંસ્થાન (સ્થિતિરૂપ), સંયોગ (મળવાપણું) અને વિભાગ (જુદા જુદા ભાગ પડી શકે તે.) એટલા પર્યાયના લક્ષણો છે.

## પર્યાયાર્થિક નય તેના છ ભેદ.

અર્થ—પ્રયોજન હોય તે પર્યાયાર્થિક નય કહેવાય છે. તેના

છ પ્રકારે.–૧–અનાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક, ૨-સાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક, ૩–ઉત્પાદ વ્યય ગ્રાહક અનિત્ય શુદ્ધ પર્યાયાર્થિક, ૪–સત્તા સાપેક્ષ નિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક, ૫–કર્મોપાધિ નિરપેક્ષ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક, ૬–કર્મોપાધિ સાપેક્ષ અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક નય.

**૧. અનાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક:**—જેની આદિ એટલે શરૂઆત ન હોય તે અનાદિ કહેવાય તથા જેની ઉત્પત્તિ કે વિનાશ નહિ થતાં ત્રણે કાળમાં નિશ્ચળરૂપે રહે તે નિત્ય કહેવાય છે. જે પદાર્થ અનાદિએ હોય અને નિત્ય હોય, તે પર્યાય 'અનાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય' તરીકે સમજવો. જેમકે–મેરૂ-પર્વત પુદ્ગલ દ્રવ્યનો પર્યાય છે અને તે પ્રવાહની અપેક્ષાએ અનાદિ નિત્ય છે, કારણ કે–તે શાશ્વતો છે. જો કે અસંખ્યાતકાળે અન્યોઅન્ય પુદ્ગલોનું સંક્રમણ થાય છે, પણ તેનો સંસ્થાન–આકાર છે તે તો એનો એ જ રહે છે. એવી રીતે રત્નપ્રભાદિક પૃથ્વી કે શાશ્વતી પ્રતિમાઓ ગણી શકાય. એ બધા અનાદિ નિત્ય પર્યાય છે. આ ઉપરથી 'અનાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય' કહેવાય છે.

**૨. સાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક:**—એટલે જે પર્યાયની આદિ હોય અને તે જે નિત્ય પણ હોય તે સાદિ નિત્ય પર્યાય કહેવાય. જેમકે-સિદ્ધના જીવ છે તેનો પર્યાય આદિ છે, કારણ કે–જ્યારે કર્મનો ક્ષય થાય ત્યારે સિદ્ધ પર્યાય ઉત્પન્ન થાય છે; તેથી તે આદિ થયા. પરંતુ તેમનો અંત નથી, એટલે મોક્ષમાંથી તે જીવને આવવું નહિ હોવાથી તે 'સાદિ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય' કહેવાય છે.

**૩. ઉત્પાદ વ્યયગ્રાહક અનિત્ય શુદ્ધ પર્યાયાર્થિક:**—એટલે જેથી પર્યાય નિરંતર અનિત્ય હોય અર્થાત્ તે સત્તામાં ગૌણ હોય અને ઉત્પત્તિ તથા વિનાશથી નિરંતર અનિત્ય રહે. જે જે

વસ્તુ વર્તમાનકાળે વિદ્યમાન છે તેનો ઉત્પાદ વ્યય પ્રાધાન્યતા માનવાથી અને સંજ્ઞાની ગૌણુતાથી ‘ઉત્પાદ વ્યયગ્રાહક અનિત્ય શુદ્ધ નામે પર્યાયાર્થિક નય’ કહેવાય છે.

૪. સત્તા સાપેક્ષ નિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક:—એક સમયમાં પર્યાય તો ઉત્પાદ વ્યય તથા ધ્રૌવ્યરૂપ ત્રણે લક્ષણે કરીને યુક્ત હોય છે. કારણ કે-ઘટમાં જ્યારે પૂર્વ પર્યાય શ્યામપણું નષ્ટ થાય છે, ત્યારે ઉત્તર પર્યાય રક્તપણુ ઉત્પન્ન થાય છે. હવે અહીંઆ રક્ત પર્યાયનો ઉત્પાદ, શ્યામ પર્યાયનો વ્યય અને ઘટ દ્રવ્યનું ધ્રૌવ્યપણું-એ ત્રણે લક્ષણો એક સમયમાં હોય છે. પર્યાયનું શુદ્ધ સ્વરૂપ કર્યું કહેવાય છે કે તેની સત્તા ન દેખાડાય, પણ અહીં તો મૂલ સત્તા દેખાડી છે તેથી પર્યાય અશુદ્ધ થયો. આ પ્રમાણે જે માનવું તે ‘સત્તા સાપેક્ષ નિત્ય અશુદ્ધ’ નામે ચોથો પર્યાયાર્થિક નય કહેવાય છે.

૫. કર્મોપાધિ નિરપેક્ષ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક:—જે પર્યાયમાં કર્મની ઉપાધિ હોય, છતાં તેની વિવક્ષા નહિ કરતાં તેના શુદ્ધ નિત્ય પર્યાયની જ વિવક્ષા કરવી તે. જેમકે-સંસારી જીવ કર્મની ઉપાધિએ કરીને યુક્ત હોય છે, તો પણ તે કર્મની વિવક્ષા નહિ કરતાં તેની સત્તામાં રહેલા જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ મૂળ ગુણુ જે સિદ્ધના જેવા જ છે તેની જ વિવક્ષા કરીએ, તો તે કર્મોપાધિ રહિત નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય કહેવાય છે. જેમ લીલાં લાકડાથી ઉત્પન્ન થયેલો ધૂમાડો ઉપાધિરૂપ જ છે, તેમ સહજ શુદ્ધ સ્વભાવી આત્મામાં કર્મ નિજ ગુણુ નહિ હોવાથી ઉપાધિરૂપ જ છે. તેથી કરીને જો સંસારી જીવ કર્મથી યુક્ત છે, તો પણ જ્યારે તે ભવી જીવને કર્મથી રહિત સ્વરૂપમાં વિચારીએ છીએ, ત્યારે તે સિદ્ધરૂપ દેખાય છે. તાત્પર્ય એવું સમજવું કે કર્મરૂપ ઉપાધિભાવને વિવક્ષિત ન ગણીએ અને જ્ઞાન-દર્શન-ચારિત્રને વિવક્ષિત ગણીએ, તો ‘કર્મોપાધિ નિરપેક્ષ નિત્ય શુદ્ધ પર્યાયાર્થિક’ નામનો પાંચમો ભેદ કહેવાય છે.

૬. કર્મોપાધિ સાપેક્ષ અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક:—પાંચમા ભેદથી વિપરીત અર્થવાળો છઠ્ઠો ભેદ છે. એટલે પાંચમા ભેદમાં જેમ કર્મોપાધિની વિવક્ષા નહોતી, તેમ છઠ્ઠા ભેદમાં કર્મોપાધિની જ વિવક્ષા કરવાની છે. પાંચમા ભેદમાં નિત્ય શુદ્ધ મૂળ ગુણની અપેક્ષા હતી, ત્યારે છઠ્ઠા ભેદમાં અનિત્ય અશુદ્ધ પર્યાયની અપેક્ષા છે. જેમ સંસારવાસી જીવોને જન્મ તથા મરણને વ્યાધિ છે, તે જન્માદિક પર્યાય કર્મના સંયોગથી હોય છે. તે અનિત્ય અને અશુદ્ધ છે, તેમ મોક્ષાર્થી જીવ તે જન્માદિક પર્યાયનો નાશ કરવાને પ્રવર્તે એમ માનવું, તે કર્મોપાધિ અપેક્ષાવાળો જે અનિત્ય અને અશુદ્ધ પર્યાય હોય, તે પર્યાયાર્થિક નયના છઠ્ઠા ભેદમાં ગણી શકાય છે.

એ પ્રમાણે પર્યાયાર્થિક નયના છ ભેદ સમજવા. હવે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની અંદર સ્થાન રહેલા તે જાણવું જોઇએ. જે દ્રવ્યાર્થિક નય છે તે નિત્ય સ્થાનને જણાવે છે, કારણ કે–દ્રવ્ય નિત્ય છે અને સર્વ કાળમાં હોઈ શકે છે. અને જે પર્યાયાર્થિક નય છે તે અનિત્ય સ્થાનને જણાવે છે, કારણ કે–પર્યાય અનિત્ય છે.

દરેક વસ્તુ દ્રવ્યાર્થિક નયથી નિત્ય છે અને પર્યાયાર્થિક નયથી અનિત્ય છે. જે દ્રવ્યાર્થિક નય છે તે દ્રવ્યને તાત્ત્વિક વસ્તુ માને છે અને પર્યાયને તાત્ત્વિક માનતો નથી, કારણ કે–દ્રવ્યપરિણામી હોવાથી અન્વયી છે અને તેથી તે સર્વકાલ સત્‌રૂપ છે, એમ રાજપ્રશ્નીય વૃત્તિમાં કહ્યું છે.

અત્રે કોઈ શંકા કરે કે–ગુણાર્થિક નય પણ કહેવો જોઈએ. તેનો ઉત્તર જે–પર્યાયના ગ્રહણની સાથે ગુણનું પણ ગ્રહણ થઇ જાય છે, તેથી ગુણાર્થિક નય જુદો હોઇ શકે નહિ.

પર્યાય એ દ્રવ્યના હોય છે, તો એક દ્રવ્યાર્થિક નયની અંદર પર્યાયાર્થિક આવી જાય છે. તે છતાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક

એવા ભેદ શા માટે કહ્યા હશે ? ઉત્તરમાં દ્રવ્ય અને પર્યાયના લક્ષણુ બારીકીથી જોવાના છે. તેઓના સ્વરૂપમાં સૂક્ષ્મ રીતે વિશેષતા આવે છે. દ્રવ્યના કરતાં પર્યાય સૂક્ષ્મ છે એક દ્રવ્યની અંદર અનંતા પર્યાય હોવાનો સંભવ છે. દ્રવ્યની વૃદ્ધિ છતાં પર્યાયની અવશ્ય વૃદ્ધિ થાય છે. પ્રત્યેક દ્રવ્યમાં સંખ્યાતા-અસંખ્યાતા પર્યાય રહેલા છે. અવધિજ્ઞાનથી જ તેનો નિકાલ થઈ શકે છે અને પર્યાયની વૃદ્ધિ થતાં દ્રવ્યની વૃદ્ધિની ભજના છે.

"આર્હત્ શાસ્ત્રના પ્રણેતાઓ દ્રવ્ય અને ભાવ, ક્ષેત્ર અને કાલને માટે લખે છે કે-દ્રવ્યભાવની વૃદ્ધિમાં ક્ષેત્રકાલની વૃદ્ધિની ભજના છે અને દ્રવ્યની વૃદ્ધિ થતાં ભાવની વૃદ્ધિ અવશ્ય થાય છે, અને ભાવની વૃદ્ધિમાં દ્રવ્યની વૃદ્ધિની ભજના છે. વળી ક્ષેત્રથી દ્રવ્ય અનંતગણું છે અને દ્રવ્યથી પર્યાય અવધિજ્ઞાનનું જ વિષયભૂત છે. તે સંખ્યેય ગુણુ તથા અસંખ્યેય ગુણુ છે."

તેથી દ્રવ્ય અને પર્યાયના સ્વરૂપમાં ભેદ હોઇ શકે છે. માટે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવા નયના બે ભેદ કહેલાં છે. જો કે તે બંને નય પરસ્પર મળતાં આવે છે, તથાપિ તે પોતપોતાનું જુદાપણું છોડતાં નથી. વળી સામાન્ય અને વિશેષ દ્રવ્ય પર્યાયથી જુદા છે જ નહિ, તેથી સામાન્યાર્થિક અને વિશેષાર્થિક નય હોઈ શકતા નથી.

ઇતિ સપ્ત નયાદિ અધિકાર.

  

श्रीमान् रत्नशेखरसूरिकृत

# श्री गुणस्थानक्रमारोह

( ગુણઠાણાને વિષે ક્રમસર આરોહણ. )

गुणस्थानक्रमारोह–हतमोहं जिनेश्वरं ।
नमस्कृत्य गुणस्थान–स्वरुपं किंचिदुच्यते ॥ १ ॥
चतुर्दशगुणश्रेणि–स्थानकानि तदादिमं ।
मिथ्यात्वाख्यं द्वितीयं तु, स्थानं सास्वादनाभिधं ॥ २ ॥
तृतीयं मिश्रकं तुर्यं, सम्यग्दर्शनमव्रतम् ।
श्राद्धत्वं पंचमं षष्ठं, प्रमत्तश्रमणाभिधम् ॥ ३ ॥
सप्तमं त्वप्रमत्तं चा–पूर्वात्करणमष्टमं ।
नवमं चानिवृत्त्याख्यं, दशमं सूक्ष्मलोभकम् ॥ ४ ॥
एकादशं शान्तमोहं, द्वादशं क्षीणमोहकं ।
त्रयोदशं सयोग्याख्य–मयोग्याख्यं चतुर्दशम् ॥ ५ ॥
( चतुर्भिः - कुलकम् )

अदेवागुर्वधर्मेषु, या देवगुरुधर्मधीः ।
तन्मिथ्यात्वं भवेद्व्यक्त–मव्यक्तं मोहलक्षणम् ॥ ६ ॥
अनाद्यव्यक्तमिथ्यात्वं, जीवेऽस्त्येव सदा परम् ।
व्यक्त मिथ्यात्वधीप्राप्ति–र्गुणस्थानतयोच्यते ॥ ७ ॥
मद्यमोहाद्यथा जीवो, न जानाति हिताहितं ।
धर्माधर्मौ न जानाति, तथा मिथ्यात्वमोहितः ॥ ८ ॥
अभव्याश्रितमिथ्यात्वेऽनाद्यनन्ता स्थितिर्भवेत् ।
सा भव्याश्रितमिथ्यात्वे–ऽनादिसान्ता पुनर्मता ॥ ९ ॥
अनादिकालसंभूत–मिथ्याकर्मोपशान्तितः ।
स्यादौपशमिकं नाम, जीवे सम्यक्त्वमादितः ॥ १० ॥

एकस्मिन्नुदिते मध्या—च्छान्तानन्तानुबन्धिनाम् ।
आद्यौपशमिकसम्यक्त्व—शैलमौलेः परिच्युतः ॥ ११ ॥
समयादावलीषट्कं, यावन्मिथ्यात्वभूतलम् ।
नासादयति जीवोऽयं, तावत्सास्वादनो भवेत् ॥ १२ ॥
(युग्मम्)

मिश्रकर्मोदयाज्जीवे, सम्यग्मिथ्यात्वमिश्रितः ।
यो भावोऽन्तर्मुहूर्त्तस्या—त्तन्मिश्रस्थानमुच्यते ॥ १३ ॥
जात्यन्तरसमुद्भूति—र्वडवाखरयोर्यथा ।
गुडदध्नोः समायोगे, रसभेदान्तरं यथा ॥ १४ ॥
तथा धर्मद्वये श्रद्धा, जायते समबुद्धितः ।
मिश्रोऽसौ भण्यते तस्मा—द्भावो जात्यन्तरात्मकः ॥ १५ ॥
आयुर्बध्नाति नो जीवो, मिश्रस्थो म्रियते न वा ।
सद्दृष्टिर्वा कुदृष्टिर्वा, भूत्वा मरणमश्नुते ॥ १६ ॥
सम्यग्मिथ्यात्वयोर्मध्ये, ह्यायुर्येनार्जितं पुरा ।
म्रियते तेन भावेन, गतिं याति तदाश्रिताम् ॥ १७ ॥
यथोक्तेषु च तत्त्वेषु, रुचिर्जीवस्य जायते ।
निसर्गादुपदेशाद्वा, सम्यक्त्वं हि तदुच्यते ॥ १८ ॥
द्वितीयानां कषायाणा—मुदयाद्व्रतवर्जितम् ।
सम्यक्त्वं केवलं यत्र, तच्चतुर्थं गुणास्पदम् ॥ १९ ॥
उत्कृष्टाऽस्य त्रयस्त्रिंशत्सागरा साधिका स्थितिः ।
तदर्द्धपुद्गलावर्त्त—भवैर्भव्यैरवाप्यते ॥ २० ॥
कृपाप्रशमसंवेग—निर्वेदास्तिक्यलक्षणाः ।
गुणा भवन्ति यच्चित्ते, स स्यात्सम्यक्त्वभूषितः ॥ २१ ॥
क्षायोपशमिकी दृष्टिः, स्यान्नरामरसंपदे ।
क्षायिकी तु भवे तत्र, त्रितुर्ये वा विमुक्तये ॥ २२ ॥

देवे गुरौ च संघे च, सद्भक्तिं शासनोन्नतिम् ।
अव्रतोऽपि करोत्येव, स्थितस्तुर्ये गुणालये ॥ २३ ॥
प्रत्याख्यानोदयाद्देश–विरतिर्यत्र जायते ।
तच्छ्राद्धत्वं हि देशोन–पूर्वकोटिगुरुस्थितिः ॥ २४ ॥
आर्त्तं रौद्रं भवेदत्र, मन्दं धर्म्यं तु मध्यमम् ।
षट्कर्मप्रतिमाश्राद्ध–व्रतपालनसंभवम् ॥ २५ ॥
अतः परं प्रमत्तादि–गुणस्थानकसप्तके ।
अन्तर्मुहूर्त्तमेकैकं, प्रत्येकं गदिता स्थितिः ॥ २६ ॥
कषायाणां चतुर्थानां, व्रती तीव्रोदये सति ।
भवेत्प्रमादयुक्तत्वा–त्प्रमत्तस्थानगो मुनिः ॥ २७ ॥
अस्तित्वान्नोकषायाणा–मत्रार्त्तस्यैव मुख्यता ।
आज्ञाद्यालंबनोपेत–धर्मध्यानस्य गौणता ॥ २८ ॥
यावत्प्रमादसंयुक्त–स्तावत्तस्य न तिष्ठति ।
धर्मध्यानं निरालम्ब–मित्यूचुर्जिनभास्कराः ॥ २९ ॥
प्रमाद्यावश्यकत्यागा–न्निश्चलं ध्यानमाश्रयेत् ।
योऽसौ नैवागमं जैनं, वेत्ति मिथ्यात्वमोहितः ॥ ३० ॥
तस्मादावश्यकैः कुर्यात्, प्रात्तदोषनिकृन्तनम् ।
यावन्नाप्नोति सद्ध्यान–मप्रमत्तगुणाश्रितम् ॥ ३१ ॥
चतुर्थानां कषायाणां, जाते मन्दोदये सति ।
भवेत्प्रमादहीनत्वा–दप्रमत्तो महाव्रती ॥ ३२ ॥
नष्टाशेषप्रमादात्मा, व्रतशीलगुणान्वितः ।
ज्ञानध्यानधनो मौनी, शमनक्षपणोन्मुखः ॥ ३३ ॥
सप्तकोत्तरमोहस्य, प्रशमाय क्षयाय वा ।
सध्यानसाधनारम्भं, कुरुते मुनिपुङ्गवः ॥ ३४ ॥

(युग्मम्)

धर्मध्यानं भवत्यत्र, मुख्यवृत्त्या जिनोदितम् ।
रूपातीततया शुक्ल-मपि स्यादंशमात्रतः ॥ ३५ ॥
इत्येतस्मिन् गुणस्थाने, नो सन्त्यावश्यकानि षट् ।
सततंध्यानसद्योगा-च्छुद्धिः स्वाभाविकी यतः ॥ ३६ ॥
अपूर्वात्मगुणाप्तित्वा-दपूर्वकरणं मतम् ।
भावानामनिवृत्तित्वा-दनिवृत्तिगुणास्पदम् ॥ ३७ ॥
अस्तित्वात्सूक्ष्मलोभस्य, भवेत्सूक्ष्मकषायकम् ।
शमनाच्छान्तमोहं स्यात्, क्षपणात्क्षीणमोहकम् ॥ ३८ ॥
तत्रापूर्वगुणस्थाना-द्यांशादेवाधिरोहति ।
शमको हि शमश्रेणिं, क्षपकः क्षपकावलीम् ॥ ३९ ॥
पूर्वज्ञः शुद्धिमान् युक्तो, ह्याद्यैः संहननैस्त्रिभिः ।
संध्यायन्नाद्यशुक्लांशं, स्वां श्रेणीं शमकः श्रयेत् ॥ ४० ॥
श्रेण्यारूढः कृते काले-ऽहमिन्द्रष्वेव गच्छति ।
पुष्टायुस्तूपशान्तान्तं, नयेच्चारित्रमोहनम् ॥ ४१ ॥
अपूर्वादिद्वयैकैक-गुणेषु शमकः क्रमात् ।
करोति विंशतेः शान्ति, लोभाणुत्वं च तच्छमम् ॥ ४२ ॥
शान्तदृग्वृत्तमोहत्वा-दत्रौपशमिकाभिधे ।
स्यातां सम्यक्त्वचारित्रे, भावश्चोपशमात्मकः ॥ ४३ ॥
वृत्तमोहोदयं प्राप्यो-पशमी च्यवते ततः ।
अधःकृतमलं तोयं, पुनर्मालिन्यमश्नुते ॥ ४४ ॥
अपूर्वाद्यास्त्रयोऽप्यूर्ध्व-मेकं यान्ति शमोद्यताः ।
चत्वारोऽपि च्युतावाद्यं, सप्तमं वाऽन्त्यदेहिनः ॥ ४५ ॥
आसंसारं चतुर्वार-मेव स्याच्छमनावली ।
जीवस्यैकभवे वार-द्वयं सा यदि जायते ॥ ४६ ॥
अतो वक्ष्ये समासेन, क्षपकश्रेणिलक्षणम् ।
योगी कर्मक्षयं कर्त्तुं, यामारुह्य प्रवर्त्तते ॥ ४७ ॥

अनिबद्धायुषः प्रान्त्य-देहिनो लघुकर्मणः ।
असंयतगुणस्थाने, नरकायुः क्षयं व्रजेत् ॥ ४८ ॥
तिर्यगायुः क्षयं याति, गुणस्थाने तु पंचमे ।
सप्तमे त्रिदशायुश्च, दृग्मोहस्यापि सप्तकम् ॥ ४९ ॥
दशैताः प्रकृतीः साधुः, क्षयं नीत्वा विशुद्धधीः ।
धर्मध्याने कृताभ्यासः प्राप्नोति स्थानमष्टमम् ॥ ५० ॥
( त्रिभिर्विशेषकम् )

तत्राष्टमे गुणस्थाने, शुक्लसद्ध्यानमादिमम् ।
ध्यातुं प्रक्रमते साधु-राद्यसंहननान्वितः ॥ ५१ ॥
निष्प्रकम्पं विधायाथ, दृढं पर्यंकमासनम् ।
नासाग्रदत्तसन्नेत्रः, किंचिदुन्मिलितेक्षणः ॥ ५२ ॥
विकल्पवागुराजाला-दूरोत्सारितमानसः ।
संसारोच्छेदनोत्साहो, योगीन्द्रो ध्यातुमर्हति ॥ ५३ ॥
अपानद्वारमार्गेण, निस्सरन्तं यथेच्छया ।
निरुध्योर्द्ध्वप्रचाराप्तिं, प्रापयत्यनिलं मुनिः ॥ ५४ ॥
द्वादशाङ्गुलपर्यन्तं, समाकृष्य समीरणम् ।
पूरयत्यतियत्नेन, पूरकध्यानयोगतः ॥ ५५ ॥
निस्सार्यते ततो यत्ना-न्नाभिपद्मोदराच्छनैः ।
योगिना योगसामर्थ्या-द्रेचकाख्यः प्रभञ्जनः ॥ ५६ ॥
कुम्भवत्कुम्भकं योगी, श्वसनं नाभिपङ्कजे ।
कुम्भकध्यानयोगेन, सुस्थिरं कुरुते क्षणम् ॥ ५७ ॥
इत्येवं गंधवाहाना-माकुंचनविनिर्गमौ ।
संसाध्य निश्चलं धत्ते, चित्तमेकाग्रचिन्तने ॥ ५८ ॥
प्राणायामक्रमप्रौढि-रत्र रुढ्यैव दर्शिता ।
क्षपकस्य यतः श्रेण्या-रोहे भावो हि कारणम् ॥ ५९ ॥

सवितर्कं सविचारं, सपृथक्त्वमुदाहृतम् ।
त्रियोगयोगिनः साधो-राद्यं शुक्लं सुनिर्मलम् ॥ ६० ॥
श्रुतचिन्ता वितर्कः स्यात् विचारः संक्रमो मतः ।
पृथक्त्वं स्यादनेकत्वं, भवत्येतत्त्रयात्मकम् ॥ ६१ ॥
स्वशुद्धात्मानुभूतात्म-भावश्रुतावलम्बनात् ।
अन्तर्जल्पो वितर्कः स्याद्, यस्मिंस्तत्सवितर्कजम् ॥ ६२ ॥
अर्थादर्थान्तरे शब्दा-च्छब्दान्तरे च संक्रमः ।
योगाद्योगान्तरे यत्र, सविचारं तदुच्यते ॥ ६३ ॥
द्रव्याद् द्रव्यान्तरं याति, गुणाद्याति गुणान्तरम् ।
पर्यायादन्यपर्यायं, सपृथक्त्वं भवत्यतः ॥ ६४ ॥
इति त्रयात्मकं ध्यानं, प्रथमं शुक्लमीरितम् ।
प्राप्नोत्यतः परां शुद्धिं, सिद्धिश्रीसौख्यवर्णिकाम् ॥ ६५ ॥
यद्यपि प्रतिपात्येत-दुक्तं ध्यानं प्रजायते ।
तथाप्यतिविशुद्धत्वा-दूर्ध्वस्थानं समीहते ॥ ६६ ॥
अनिवृत्तिगुणस्थानं, ततः समधिगच्छति ।
गुणस्थानस्य तस्यैव, भागेषु नवसु क्रमात् ॥ ६७ ॥
गतिः श्वाभ्री च तैरश्री, द्वे तयोरानुपूर्विके ।
साधारणत्वमुद्योतः, सुक्ष्मत्वं विकलत्रयम् ॥ ६८ ॥
एकेन्द्रियत्वमाताप-स्त्यानगृद्ध्यादिकत्रयम् ।
स्थावरत्वमिहाद्यंशे, क्षीयन्ते षोडशेत्यमूः ॥ ६९ ॥
अष्टौ मध्यकषायाश्च, द्वितीयेऽथ तृतीयके ।
षण्ढत्वं तुर्यके स्त्रीत्वं, हास्यषट्कं च पञ्चमे ॥ ७० ॥
चतुर्ष्वंशेषु शेषेषु, क्रमेणैवातिशुद्धितः ।
पुंवेदश्च ततः क्रोधो, मानो माया च नश्यति ॥ ७१ ॥
( पंचभिः कुलकम् )

ततोऽसौ स्थूललोभस्य, सूक्ष्मत्वं प्रापयन् क्षणात् ।
आरोहति मुनिः सूक्ष्म-सम्परायं गुणास्पदम् ॥ ७२ ॥
एकादशं गुणस्थानं, क्षपकस्य न संभवेत् ।
किन्तु स सूक्ष्मलोभांशान्, क्षपयन् द्वादशं व्रजेत् ॥ ७३ ॥
भूत्वाऽथ क्षीणमोहात्मा, वीतरागो महायतिः ।
पूर्ववद्भावसंयुक्तो, द्वीतीयं शुक्लमाश्रयेत् ॥ ७४ ॥
अपृथक्त्वमवीचारं, सवितर्कगुणान्वितम् ।
स ध्यायत्येकयोगेन, शुक्लध्यानं द्वितीयकम् ॥ ७५ ॥
निजात्मद्रव्यमेकं वा, पर्यायमथवा गुणम् ।
निश्चलं चिन्त्यते यत्र, तदेकत्वं विदुर्बुधाः ॥ ७६ ॥
यद्व्यंजनार्थयोगेषु-परावर्त्तविवर्जितम् ।
चिन्तनं तदविचारं, स्मृतं सद्ध्यानकोविदैः ॥ ७७ ॥
निजशुद्धात्मनिष्ठं हि, भावश्रुतावलंबनात् ।
चिन्तनं क्रियते यत्र, सवितर्कं तदुच्यते ॥ ७८ ॥
इत्येकत्वमविचारं, सवितर्कमुदाहृतम् ।
तस्मिन् समरसाभावं, धत्ते स्वात्मानुभूतितः ॥ ७९ ॥
इत्येतद्ध्यानयोगेन, प्लुष्यत्कर्मेन्धनोत्करः ।
निद्राप्रचलयोर्नाश-मुपान्त्ये कुरुते क्षणे ॥ ८० ॥
अन्त्ये दृष्टिचतुष्कं च, दशकं ज्ञानविघ्नयोः ।
क्षपयित्वा मुनिः क्षीणमोहः स्यात्केवलात्मकः ॥ ८१ ॥
एवं च क्षीणमोहान्ता, त्रिषष्टिप्रकृतिस्थितिः ।
पंचाशीतिर्जरद्वस्त्रप्रायाः शेषाः सयोगिनि ॥ ८२ ॥
भावोऽत्र क्षायिकः शुद्धः सम्यकृत्वं क्षायिकं परम् ।
क्षायिकं हि यथाख्यात-चारित्रं तस्य निश्चितम् ॥ ८३ ॥
चराचरमिदं विश्वं, हस्तस्थामलकोपमम् ।
प्रत्यक्षं भासते तस्य, केवलज्ञानभास्वतः ॥ ८४ ॥

विशेषात्तीर्थकृत्कर्म, येनास्त्यर्जितमूर्जितम् ।
तत्कर्मोदयतोऽत्रासौ, स्याज्जिनेन्द्रो जगत्पतिः ॥ ८५ ॥

स सर्वातिशयैर्युक्तः सर्वामरनरैर्नतः ।
चिरं विजयते सर्वो-त्तमं तीर्थं प्रवर्तयन् ॥ ८६ ॥

वेद्यते तीर्थकृत्कर्म, तेन सद्देशनादिभिः ।
भूतले भव्यजीवानां, प्रतिबोधादि कुर्वता ॥ ८७ ॥

उत्कर्षतोऽष्टवर्षोनं, पूर्वकोटिप्रमाणकम् ।
कालं यावन्महीपीठे, केवली विहरत्यलम् ॥ ८८ ॥

चेदायुषः स्थितिर्न्यूना, सकाशाद्वेद्यकर्मणः ।
तदा तत्तुल्यतां कर्तुं, समुद्घातं करोत्यसौ ॥ ८९ ॥

दंडत्वं च कपाटत्वं, मंथानत्वं च पूरणम् ।
कुरुते सर्वलोकस्य, चतुर्भिः समयैरसौ ॥ ९० ॥

एवमात्मप्रदेशानां, प्रसारणविधानतः ।
कर्मलेशान् समीकृत्योत्क्रमात्तस्मान्निवर्त्तते ॥ ९१ ॥

समुद्घातस्य तस्याद्ये, चाष्टमे समये मुनिः ।
औदारिकांगयोगः स्याद्, द्विषट्सप्तमकेषु तु ॥ ९२ ॥
मिश्रौदारिकयोगी च ( स्यात् ) तृतीयाद्येषु तु त्रिषु ।
समयेष्वेककर्माङ्गधरोऽनाहारकश्च सः ॥ ९३ ॥

( युग्मम् )

यः षण्मासाधिकायुष्को, लभते केवलोद्गमम् ।
करोत्यसौ समुद्घात-मन्ये कुर्वन्ति वा न वा ॥ ९४ ॥

समुद्घातान्निवृत्तोऽसौ, मनोवाक्काययोगवान् ।
ध्यायेद्योगनिरोधार्थं, शुक्लध्यानं तृतीयकम् ॥ ९५ ॥
आत्मस्पन्दात्मिका सूक्ष्मा, क्रिया यत्रानिवृत्तिका ।
तत्तृतीयं भवेच्छुक्लं, सूक्ष्मक्रियानिवृत्तिकम् ॥ ९६ ॥

बादरे काययोगेऽस्मिन्, स्थितिं कृत्वा स्वभावतः ।
सूक्ष्मीकरोति वाक्चित्त-योगयुग्मं स बादरम् ॥ ९७ ॥

त्यक्त्वा स्थूलं वपुर्योगं, सूक्ष्मवाक्चित्तयोः स्थितिम् ।
कृत्वा नयति सूक्ष्मत्वं, काययोगं तु बादरम् ॥ ९८ ॥

सुसूक्ष्मकाययोगेऽथ, स्थितिं कृत्वा पुनः क्षणम् ।
निग्रहं कुरुते सद्यः, सूक्ष्मवाक्चित्तयोगयोः ॥ ९९ ॥

ततः सूक्ष्मे वपुर्योगे, स्थितिं कृत्वा क्षणं हि सः ।
सूक्ष्मक्रियं निजात्मानं, चिद्रूपं विन्दति स्वयम् ॥ १०० ॥
(चतुर्भिः कुलकम्)

छद्मस्थस्य यथा ध्यानं, मनसः स्थैर्यमुच्यते ।
तथैव वपुषः स्थैर्यं, ध्यानं केवलिनो भवेत् ॥ १०१ ॥

शैलेशीकरणारम्भी, वपुर्योगे स सूक्ष्मके ।
तिष्ठन्नुर्ध्वास्पदं शीघ्रं, योगातीतं यियासति ॥ १०२ ॥

अस्यान्त्येऽङ्गोदयच्छेदात्, स्वप्रदेशघनत्वतः ।
करोत्यन्त्याङ्गसंस्थान-त्रिभागोनावगाहनम् ॥ १०३ ॥

अथायोगिगुणस्थाने, तिष्ठतोऽस्य जिनेशितुः ।
लघुपंचाक्षरोच्चार-प्रमितैव स्थितिर्भवेत् ॥ १०४ ॥

तत्रानिवृत्तिशब्दान्तं, समुच्छिन्नक्रियात्मकम् ।
चतुर्थं भवति ध्यान-मयोगिपरमेष्ठिनः ॥ १०५ ॥

समुच्छिन्ना क्रिया यत्र, सूक्ष्मयोगात्मिकापि हि ।
समुच्छिन्नक्रियं प्रोक्तं, तद्द्वारं मुक्तिवेश्मनः ॥ १०६ ॥

देहास्तित्वेऽप्ययोगित्वं, कथं ? तद् घटते प्रभो ! ।
देहाभावे तथा ध्यानं, दुर्घटं घटते कथम् ॥ १०७ ॥

वपुषोऽत्रातिसूक्ष्मत्वाच्छीघ्रंभावित्क्षयत्वतः ।
कायकार्यासमर्थत्वात्, सति कायेऽप्ययोगता ॥ १०८ ॥

तच्छरीराश्रयाध्यान-मस्तीति न विरुध्यते ।
निजशुद्धात्मचिद्रूप-निर्भरानन्दशालिनः ॥ १०९ ॥
(युग्मम्)
आत्मानमात्मनाऽऽत्मैव, ध्याता ध्यायति तत्त्वतः ।
उपचारस्तदन्यो हि, व्यवहारनयाश्रितः ॥ ११० ॥
चिद्रूपात्ममयोऽयोगी, ह्युपान्त्यसमये द्रुतम् ।
युगपत्क्षपयेत्कर्म-प्रकृतीनां द्विसप्ततिम् ॥ १११ ॥
देहबन्धनसङ्घाताः, प्रत्येकं पंच पंच च ।
अंगोपांगत्रयं चैव, षट्कं संस्थानसंज्ञकम् ॥ ११२ ॥
वर्णाः पंच रसाः पंच, षट्कं संहननात्मकम् ।
स्पर्शाष्टकं च गन्धौ द्वौ, नीचानादेयदुर्भगम् ॥ ११३ ॥
तथाऽगुरुलघुत्वाख्य-मुपघातोऽन्यघातिता ।
निर्माणमपर्याप्तत्व-मुच्छ्वासश्चायशस्तथा ॥ ११४ ॥
विहायोगतियुग्मं च, शुभास्थैर्यद्वयं (स्थैर्यास्थैर्यद्वयं) पृथक् ।
गतिर्दिव्याऽऽनुपूर्वी च, प्रत्येकं च स्वरद्वयम् ॥ ११५ ॥
वेद्यमेकतरं चेति, कर्मप्रकृतयः खलु ।
द्वासप्ततिरिमा मुक्ति-पुरीद्वारार्गलोपमाः ॥ ११६ ॥
(पंचभिः कुलकम्)
अन्त्ये ह्येकतरं वेद्य-मादेयत्वं च पूर्णता ।
त्रसत्वं बादरत्वं हि-मनुष्यायुश्च सद्यशः ॥ ११७ ॥
नृगतिश्चानुपूर्वी च, सौभाग्यं चोच्चगोत्रताम् ।
पञ्चाक्षत्वं तथा तीर्थ-कृन्नामेति त्रयोदश ॥ ११८ ॥
क्षयं नीत्वा स लोकान्तं, तत्रैव समये व्रजेत् ।
लब्धसिद्धत्वपर्यायः, परमेष्ठी सनातनः ॥ ११९ ॥
(त्रिभिर्विशेषकम्)
पूर्वप्रयोगतोऽसङ्ग-भावाद्बन्धविमोक्षतः ।
स्वभावपरिणामाच्च, सिद्धस्योर्ध्वगतिर्भवेत् ॥ १२० ॥

कुलालचक्रदोलेषु-मुख्यानां हि यथा गतिः ।
पूर्वप्रयोगतः सिद्धा, सिद्धस्योर्ध्वगतिस्तथा ॥ १२१ ॥
मृल्लेपसङ्गनिर्मोक्षा-द्यथा दृष्टाऽप्स्वलाबुनः ।
कर्मसङ्गविनिर्मोक्षा-त्तथा सिद्धगतिः स्मृता ॥ १२२ ॥
एरण्डफलबीजादे-र्बन्धच्छेदाद्यथा गतिः ।
कर्मबन्धनविच्छेदात्-सिद्धस्यापि तथेक्ष्यते ॥ १२३ ॥
यथाधस्तिर्यगूर्ध्वं च, लेष्ठुवाय्वग्निवीचयः ।
स्वभावतः प्रवर्त्तन्ते, तथोर्ध्वगतिरात्मनः ॥ १२४ ॥
(चतुर्भिः कलापकम्)
न चाधागौरवाभावा-न्न तिर्यक् प्रेरकं विना ।
न च धर्मास्तिकायस्या-भावाल्लोकोपरि व्रजेत् ॥ १२५ ॥
मनोज्ञा सुरभिस्तन्वी, पुण्या परमभासुरा ।
प्राग्भारा नाम वसुधा, लोकमूर्ध्नि व्यवस्थिता ॥ १२६ ॥
नृलोकतुल्यविष्कंभा, सितच्छत्रनिभा शुभा ।
उर्ध्वं तस्याः क्षितेः सिद्धा, लोकान्ते समवस्थिताः ॥ १२७ ॥
(युग्मम्)
कालावसरसंस्थाना, या मूषागतसिक्थका ।
तत्रस्थाकाशसंकाशा-ऽऽकारा सिद्धावगाहना ॥ १२८ ॥
ज्ञातारोऽखिलतत्त्वानां, द्रष्टारश्चैकहेलया ।
गुणपर्याययुक्तानां, त्रैलोक्योदरवर्त्तिनाम् ॥ १२९ ॥
अनन्तं केवलज्ञानं, ज्ञानावरणसंक्षयात् ।
अनन्तं दर्शनं चैव, दर्शनावरणक्षयात् ॥ १३० ॥
शुद्धसम्यक्त्वचारित्रे, क्षायिके मोहनिग्रहात् ।
अनन्ते सुखवीर्ये च, वेद्यविघ्नक्षयात्क्रमात् ॥ १३१ ॥
आयुषः क्षीणभावत्वात्, सिद्धानामक्षया स्थितिः ।
नामगोत्रक्षयादेवा-मूर्त्तानन्ताऽवगाहना ॥ १३२ ॥
(त्रिभिर्विशेषकम्)

यत्सौख्यं चक्रिशक्रादि-पदवीभोगसंभवम् ।
ततोऽनन्तगुणं तेषां, सिद्धावक्लेशमव्ययम् ॥ १३३ ॥
यदाराध्यं च यत्साध्यं, यद् ध्येयं यच्च दुर्लभम् ।
चिदानन्दमयं तत्तैः संप्राप्तं परम पदम् ॥ १३४ ॥
नात्यन्ताभावरूपा न च जडिममयी
व्योमवद्व्यापिनी नो ।
न व्यावृत्तिं दधाना, विषयसुखघना नेष्यते
सर्वविद्भिः ।
सद्रूपात्मप्रसादाद् दृगवगमगुणौघेन
संसारसारा ।
निःसीमाऽत्यक्षसौख्योदयवसतिरनिःपातिनी
मुक्तिरुक्ता ॥१३५॥
इत्युद्धृतो गुणस्थान-रत्नराशिः श्रुतार्णवात् ।
पूर्वर्षिसूक्तिनावैव, रत्नशेखरसूरिभिः ॥ १३६ ॥

इति गुणस्थानक्रमारोह समाप्तम् ।

  

# પ્રકીર્ણક વિષયો.

## ૧–સ્યાદ્‌વાદ એટલે શું ?

સ્યાદ્‌વાદ એટલે અનેકાન્ત. કોઈ પણ વસ્તુ ધર્મ એકાન્ત નથી. સર્વ વચનો અપેક્ષાવાળા છે, પણ એકાંત નિશ્ચયરૂપ નથી. આ વિશ્વમાં છ દ્રવ્યો ઉત્પાદ, વ્યય અને ધ્રુવતારૂપ છે, એટલે તે પોતાના મૂળ સ્વભાવથી ધ્રુવ–નિત્ય છે અને પર્યાય વિવિધ અવસ્થાઓની અપેક્ષાએ અનિત્ય છે, એટલે ઉપજે છે અને વિનાશ પામે છે. જેમકે સોનાની કંઠી ભાંગીને કડું કરાવ્યું, તેમાં કંઠી નાશ પામી કડું ઉત્પન્ન થયું અને તે બંને અવસ્થામાં સોનું નિત્ય છે, તે ઉત્પન્ન કે વિનષ્ટ થતું નથી. આત્મા મનુષ્યની અપેક્ષાએ ઉપજે છે, દેવ અવસ્થાની અપેક્ષાએ વિનાશ પામે છે અને મૂળ આત્મદ્રવ્યની અપેક્ષાએ નિત્ય છે. આ પ્રમાણે એક વસ્તુમાં પરસ્પર વિરૂદ્ધ જણાતાં નિત્ય–અનિત્ય ધર્મો સાપેક્ષપણે સત્ય છે. એ રીતે બીજા દ્રવ્યો પણ સાપેક્ષપણે ઉત્પાદ, વિનાશ અને ધ્રુવ સ્વભાવવાળા જાણવા. એટલે સર્વ દ્રવ્યો અમુક અવસ્થાની અપેક્ષાએ ઉત્પન્ન થાય છે, અમુક અવસ્થાની અપેક્ષાએ વિનાશ પામે છે અને મૂળ દ્રવ્યની અપેક્ષાએ ધ્રુવ છે. કોઇ પણ દ્રવ્ય એકાન્ત દૃષ્ટિથી નિરપેક્ષ ઉત્પન્ન થતું નથી, નાશ પામતું નથી તેમ ધ્રુવ પણ નથી. એ રીતે કોઇ પણ વસ્તુનું અસ્તિત્વ પોતાના દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી છે, પણ પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાળ અને પરભાવની અપેક્ષાએ નથી. આ રીતે નિત્ય, અનિત્ય, સત્, અસત્ આદિ અનેક ધર્મોનો સાપેક્ષપણે સ્વીકાર કરવો, તેને **'સ્યાદ્‌વાદ'** કહે છે. સ્યાદ્ કહેતાં કથંચિત્ સાપેક્ષપણે વાદ કહેતાં કથન કરવું, તે 'સ્યાદ્‌વાદ'–અનેકાન્તદ્રષ્ટિ–મધ્યસ્થપણું તે અનેકાન્ત દ્રષ્ટિ કદાગ્રહ અથવા વિરોધનો નાશ કરે છે. સ્યાદ્‌વાદ સિદ્ધાન્તની મદદ વિના વિશ્વનું ખરૂં સ્વરૂપ સમજી શકાતું જ નથી.

ॐ

## ૨–મોક્ષપ્રાપ્તિ ક્રમ.

—•—

સકલ કર્મક્ષય લક્ષણ મોક્ષ છે. તે મોક્ષને અર્થે ચાર અઘાતી કર્મ ખપાવવાં. તે ચાર અઘાતી કર્મ શાથી ખપાવવા? કેવલજ્ઞાનાદિ ચાર ગુણોથી ખપાવવાં. તે કેવલજ્ઞાનાદિ ગુણ શાથી ઉપજે છે? ઘાતીકર્મ ખપાવવાથી ઉપજે છે. તે ઘાતીકર્મ શાથી ખપાવવાં? યથાખ્યાત ચારિત્રથી ખપાવવા. યથાખ્યાત ચારિત્ર શાથી થાય? લોભ મોહનીયના ક્ષયથી થાય. લોભ મોહનીય શાથી ખપાય? સૂક્ષ્મ સંપરાય ચારિત્રથી. સૂક્ષ્મ સંપરાય ચારિત્રનું કારણ કોણ છે? ત્રણ સંજ્વલન કષાયનો ક્ષય ત્રણ સંજ્વલન ખપાવવાનું કારણ કોણ છે? અપૂર્વકરણ પરિણામ. અપૂર્વકરણ પરિણામનું કારણ કોણ? દર્શન મોહનીયનો ક્ષય. એમ દર્શન મોહનીય ખપાવવાનું કારણ સર્વવિરતિ છે. સર્વવિરતિનું કારણ પ્રત્યાખ્યાનીય ચાર કષાયોનું ખપવું છે. પ્રત્યાખ્યાનીય ચાર કષાય ખપવાનું કારણ દેશવિરતિ છે. દેશવિરતિનું કારણ અપ્રત્યાખ્યાનીય ચાર કષાયનું ખપવું છે. અપ્રત્યાખ્યાનીય ક્ષય થવાનુ કારણ સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વની કારણોત્પત્તિ સાત પ્રકૃતિઓના ક્ષયથી અથવા ક્ષયોપશમથી થાય છે. સાત પ્રકૃતિના ક્ષયાદિકનું કારણ અપૂર્વકરણ છે. અપૂર્વકરણનું કારણ મુહૂર્ત સ્થિતિ ક્ષય છે. મુહૂર્ત ક્ષયનું કારણ યથાપ્રવૃત્તિકરણ છે. યથાપ્રવૃત્તિકરણનું કારણ સાત કર્મનો સ્થિતિઘાત છે. સાત કર્મ સ્થિતિઘાતનું કારણ મંદ કષાયતા છે. મંદ કષાયતાનું કારણ આત્મવીર્ય ગુણના પર્યાય ગર્ભિત વિશુદ્ધતા નામે પર્યાય છે એવા અનુક્રમે કર્મક્ષયથી ગુણપ્રકાશ ને ગુણપ્રકાશથી કર્મક્ષય છે. તે કારણ માટે જ્ઞાતા પ્રાણીયે આત્મગુણપ્રકાશનો ઉદ્યમ કરવો જોઈએ. તે ઉદ્યમ શ્રુતજ્ઞાનથી થાય છે. હેયોપાદેયની પરીક્ષાને શ્રુતજ્ઞાન કહે છે.

ॐ

## ૩–દ્રવ્યસિદ્ધિ.

( ઉત્પાદ, દ્રવ્ય ને ધ્રુવ ) જે ક્ષણમાં અંગુલીરૂપ દ્રવ્યની વક્ર–વાંકા પર્યાયની 'ઉત્પત્તિ' થાય છે, તેજ ક્ષણમાં એના સરળ પર્યાયનો 'વ્યય'–નાશ થાય છે. અને અંગુલીરૂપે તે અંગુલી 'ધ્રૌવ્ય' છે. એજ રીતિએ ઉત્પત્તિ, નાશ તથા ધ્રૌવ્ય એ ત્રણ લક્ષણયુક્ત હોવાથી 'દ્રવ્યસિદ્ધિ' થઈ.



## ૪–આત્મપ્રાપ્તિ વિધિ.

જે કારણ માટે આત્મસ્વરૂપ–પ્રાપ્તિ વિના કોઈ કાળે પણ મોક્ષપ્રાપ્તિ થતી નથી. જેમ કોઈ પુરૂષ નગરનું નામસ્વરૂપ જાણતો હોય તો અન્યને પૂછીને તે નગર પ્રત્યે પહોંચે છે. તેમ આ જીવને મૂકાવનાર સમ્યક્‌જ્ઞાન છે. કહ્યું છે કે–"**विरया सावज्जाओ, कषाय हीणा महव्वयधराचि, सम्मदिट्ठो विहोणा कया चि मुखं न पावति**"–સર્વ સાવદ્યથી વિરમ્યા હોય, ક્રોધાદિ કષાય રહિત હોય, પંચ મહાવ્રતરૂપ બાહ્ય ચારિત્રે કરી સહિત હોય, તો પણ સમક્‌દૃષ્ટિ રહિત થકા કોઈ કાળે પણ મોક્ષ પામે નહિ. વળી કહ્યું છે કે–

**" नयभंग पमाणेहिं, जो अप्पा सायवाय भावेण।**
**जाणइ मोख सरुवं, सम्मदिट्ठीय सो णेउ ॥ "**

તે જીવ સમ્યક્‌દૃષ્ટિ જાણવો કે જે–પોતાનો આત્મા મોક્ષ-સ્વરૂપ, મોક્ષમયી, પરમાનંદમયી, અચલ, અવિનાશી, અનંત, અનાદિ, અબંધ સ્યાદ્‌વાદભાવે જાણે–માને–સદ્દહે–અનુભવે, તે સમ્યક્‌દૃષ્ટિ કહીએ. તે સાત નયે કરી જાણે. તેના મૂલ બે સ્વભાવ છે. એક 'દ્રવ્ય સ્વભાવ' ને બીજો 'પર્યાય સ્વભાવ.' જે ગુણ અને પર્યાયનો આશ્રય હોય તે દ્રવ્ય. તે દ્રવ્ય બે પ્રકારનું છે. એક સાધારણ ને બીજું અસાધારણ. તેમાં—

અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ તથા અગુરૂલઘુત્વ, એ સામાન્ય એટલે **સાધારણ** ગુણ છે. અને અસાધારણ ગુણ તે-ધર્માસ્તિકાયને ગતિ ચાલણ ગુણ, અધર્માસ્તિકાયને સ્થિતિ ગુણ, આકાશાસ્તિકાયને અવગાહન ગુણ, કાલમાં પરાવર્ત્તના ગુણ, પુદ્દગલ દ્રવ્યને વિષે વર્ણ, ગંધ, રસ ને સ્પર્શ ગુણ, જીવ દ્રવ્યનો ચેતના લક્ષણ જ્ઞાનગુણ, દર્શનગુણ, ચારિત્રગુણ ને વીર્યગુણ-એ **અસાધારણ** ગુણ છે.

સાધારણ ગુણ તે અમૂર્ત્યાદિક પર્યાયના બે ભેદ છે. એક સ્વભાવ પર્યાય તે અગુરૂલઘુ વિકારરૂપ છે. તેના ષટ્ગુણ હાનિ-વૃદ્ધિમય બાર ભેદ છે. એ બારે પર્યાય છએ દ્રવ્યને સમાન છે અને બીજો ભેદ વિભાવ પર્યાય તે પુદ્દગલ દ્રવ્યને તથા જીવ દ્રવ્યને જ છે. તથા શુદ્ધ દ્રવ્યાર્થિક નયે કરી આપણો આત્મા સિદ્ધ સમાન અષ્ટગુણધારી છે, પર્યાય નયે-સ્વભાવ પર્યાયે કરી સદા સિદ્ધ સમાન છે અને સાંત પર્યાયે કરી અજ્ઞાન સંબંધ સંસારી છે, **નૈગમ નયે** કરી અંશગ્રાહી છે. જે સૂક્ષ્મ નિગોદીયા જીવમાં અક્ષરના અનંતમા ભાગનું જ્ઞાન છતાં, આઠ રૂચક પ્રદેશ નિરાવરણ હોવાથી સિદ્ધ સમાન કહે છે. વળી જે કાર્ય કરવાની ઈચ્છાને કર્યું કહે. સર્વે જીવોના આઠ રૂચક પ્રદેશ નિર્મળ સિદ્ધરૂપ છે, જે જાણી એક અંશે સિદ્ધ સમાન કહે છે.

**સંગ્રહ નયે** કરી સત્તા ગ્રાહી છે. સર્વેજીવ સત્તા ગુણે સરખા છે-સર્વે જીવ સિદ્ધસ્વરૂપ છે બીજમાં જેમ વૃક્ષની સત્તા છે. માત્ર નામ લેવાથી સર્વ ગુણ-પર્યાય આવે. તેના બે ભેદ છે. એક સામાન્ય ને બીજો વિશેષ

**વ્યવહાર નયે** કરી ભેદ વિભંજનાકારી જે જીવના બબ્બે ભેદ છે. એક સિદ્ધ અને બીજો સંસારી. સંસારીના બે-ભેદ એક સંયોગી ને બીજો અયોગી, સયોગીના બે ભેદ-એક છદ્મસ્થ ને બીજો કેવલી. છદ્મસ્થના બે ભેદ-એક ક્ષપક, બીજો ઉપશામક.

ઇત્યાદિક અહીંઆ આચારક્રિયા મૂખ્ય છે. સંગ્રહ નયના ભેદક વિષયને દર્શાવનાર વ્યવહાર નય કહેવાય છે. આ નય બાહ્ય ગુણ-ગ્રાહી છે. **ઋજુસૂત્ર નયે** કરી તે જીવ જે પરિણામે પરિણમતો વર્તે તે સમયે તે જીવ તેવો જ કહીએ. એટલે વર્તમાન પરિણામ ગુણગ્રાહી છે. જેમ કોઈ જીવ ગૃહસ્થ છે, પણ અંતરંગ મુનિ પરિણામે વર્તે છે, તેથી મુનિ કહે અને મુનિમાં ગૃહસ્થના ગુણ હોવાથી ગૃહસ્થ કહે. અર્થાત્ જે જેવો હોય તેવો બોલાવે, એટલે કે–આ નય ભૂત–ભવિષ્યથી રહિત કેવળ વર્તમાનકાળનો જ સ્વીકાર કરે છે. **શબ્દ નયે** કરી નામાદિ સિદ્ધને પણ સિદ્ધ કહીએ. શબ્દો-ચ્ચાર નામગ્રાહી ભાષાથી વચનગોચર થાય તે નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ–એ ચારના આધારે જે બોલવું તે. ઘટની ચેષ્ટાને કરતો હોય તો ઘટ કહેવાય. ક્ષાયિક સમ્યક્ત્વ ગુણ પ્રગટ્યો છે, તે પણ પોતાની પાસે છે એ શબ્દ નયનો મત છે. **સમભિરૂઢ નયે** કરી તે પર્યાયને ગ્રહે એટલે સિદ્ધ પર્યાયવંત સિદ્ધ કહીએ. આ નય અપૂર્ણ–પૂર્ણગ્રાહી અંશ ઓછી વસ્તુને પૂર્ણ માને. જેમ અયોગી સયોગી કેવળજ્ઞાનીને સિદ્ધ કહે. આ નયના મતે શુક્લ-ધ્યાન શ્રેણીની ભાવનારૂપ બીજા–ત્રીજા પાયાની અંતરાળે રહી વર્ત્તે છે. **એવંભૂત નયે** કરી જે સંપૂર્ણ ગુણ–પર્યાયને ગ્રહે, એટલે ગુણક્રિયા પૂર્ણગ્રાહી એટલે સિદ્ધિ સ્થાનકપ્રાપ્ત જીવને સિદ્ધ કહીએ. એમ સર્વ વસ્તુને વિષે સાત નય જાણવા, જે સંક્ષેપથી માત્ર કહ્યા.

નય તે જે દ્રવ્ય અનેક ધર્મવચને કરી સાત ભંગ. તે આ રીતે:—

૧. **સ્યાદસ્તિ**-સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવત્વેન. જેમ સ્વદ્રવ્ય તે ચેતન ગુણ અનંત છે. સ્વક્ષેત્ર તે ચરમશરીર ત્રિભાગ ન્યૂન અથવા અસંખ્યાત પ્રદેશ સમાન ચેતનત્વ, સ્વકાલ તે ઉત્પાદ વ્યય સ્વરૂપ અગુરૂલઘુ પર્યાયનો પરિણમન, અને સ્વ ભાવ તે જ્ઞાન-દર્શન–ચારિત્ર–વીર્ય ઇતિ ગુણે કરી જીવદ્રવ્ય છતો છે.

૨. **સ્યાત્નાસ્તિ**–પરદ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવત્વેન. પરદ્રવ્ય

તે અચેતના, પરક્ષેત્ર તે પાંચે દ્રવ્ય પોતપોતાની અવગાહના સમાન જડતારૂપ. પરકાલ તે પોતાનો અગુરૂલઘુ પર્યાય. પરભાવ તે પોતપોતાનો વિશેષ ગુણ એવી રીતે પર દ્રવ્યાદિ ગુણ ચેતનને વિષે નથી. એ કારણ માટે નાસ્તિ છે.

૩ **સ્યાદસ્તિ નાસ્તિ**–એ બને ભાવ (અસ્તિ–નાસ્તિ) એક સમયે છે.

૪. **સ્યાદ્ અવક્તવ્યં**–કોઈ પણ સમયે એકાંત વચને કરી કહ્યો જાય નહિ, કેમકે–વચન તે અસંખ્યાત સમયાત્મક છે અને આત્મદ્રવ્ય એક સમયમાં અનંત ગુણપર્યાયમયી છે.

૫. **સ્યાદસ્તિ અવક્તવ્યં**–એક સમયને વિષે અસ્તિપણાના અનંત ધર્મ રહ્યા છે. તે જાણે ખરો પણ એક સમયે કહેવાય નહિ, કેમકે–એક અક્ષરનો ઉચ્ચાર કરતાં પણ અસંખ્યાતા સમય લાગે છે માટે.

૬ **સ્યાદ્ નાસ્તિ અવક્તવ્યં**–એક સમયને વિષે નાસ્તિપણાના અનંતા ધર્મ રહ્યા છે. તે જાણે ખરો પણ એક સમયમાં વચને કરી કહ્યા જાય નહિ. તે માટે સ્યાદ્ નાસ્તિ અવક્તવ્યં.

૭. **સ્યાદસ્તિ નાસ્તિ યુગપત્ અવક્તવ્યં**–અસ્તિ–નાસ્તિ સમય–કાલ એક સમયે વચન અગોચર છે, એટલે અસ્તિપણે એક સમયને વિષે અનંતા ધર્મ છે અને પરરૂપે નાસ્તિપણે પણ અનંતા ધર્મ એક સમયને વિષે છે. એ બંને એક સમયે વચને કરી કહ્યા જાય નહિ.

એમ અનેક ધર્માત્મક આત્મા સ્યાદ્વાદભાવે કરી જાણે, તે સ્યાદ્વાદના આઠ પક્ષ છે. નિત્ય, અનિત્ય, એક, અનેક, સત્, અસત્, વક્તવ્ય તથા અવક્તવ્ય. પોતાના ચેતના ગુણે કરી આત્મા 'નિત્ય' છે, અગુરૂલઘુ પર્યાયે કરી આત્મા 'અનિત્ય' છે, ક્ષાયક ગુણે કરી આત્મા 'એક' છે, અસંખ્યાત પ્રદેશપણે કરી આત્મા 'અનેક'પણે છે. એમ દ્રવ્યપણે અનેકાનેક છે, સ્વ–

દ્રવ્ય પર્યાયે કરી આત્મા 'સત્'-છતો છે પરદ્રવ્ય પર્યાયે કરી આત્મા 'અસત્'-અછતો છે. એમ વસ્તુસ્વરૂપે સત્-અસત્ છે, દ્રવ્યપણે 'વક્તવ્ય' છે, એક સમયે એકઠો કથન યોગ્ય નથી, માટે આત્મા 'અવક્તવ્ય' છે. એમ એ પરકીય અપેક્ષાએ સ્યાદ્વાદ હોય, અને સ્વ અપેક્ષાએ કરી ચેતનતા નિત્ય છે, અગુરૂલઘુ પર્યાયે અનિત્ય છે, ચેતના એક છે, અસંખ્યાત પ્રદેશ અનેક છે, નિત્યત્વમાં નિત્યત્વ સત્ છે, અનિત્યત્વ અસત્ છે, અનિત્યત્વમાં અનિત્યત્વ સત્ છે અને નિત્યત્વ અસત્ છે, એકત્વમાં એકત્વ સત્ છે અને અનેકત્વ અસત્ છે, અનેકત્વમાં અનેકત્વ સત્ છે ને એકત્વ અસત્ છે. નિત્યત્વ, અનિત્યત્વ, એકત્વ અનેકત્વ એમ ભિન્ન વચન વ્યક્તવ્ય છે, એક સમયે અવ્યક્તવ્ય છે. એમ વસ્તુસ્વરૂપ એક સમયે નિત્યાનિત્ય છે. તેજ સમયે એક છે ને તેજ સમયે અનેક છે, એમ સત્ ને અસત્ છે તેમ વ્યક્તવ્ય ને અવ્યક્તવ્ય છે. એ આઠ પક્ષ એક પક્ષમાં એક સમયે રહ્યા છે. એવી રીતે સ્યાદ્વાદપણે છ દ્રવ્યને જાણી અને છ દ્રવ્યથી ચેતના લક્ષણ જીવદ્રવ્ય પોતાનો જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્યમયી અવિનાશી છે. અનંત પરમાનંદમયી એવો પોતાનો આત્મા ઉપાદેય કરી ધ્યાવવો, એ પ્રકારે આત્માનું મોક્ષકારણ મોક્ષમયી સદ્દહે, સ્યાદ્વાદપણે પોતાના આત્માને જાણે માને, તે સમ્યક્ત્વી કહેવાય છે.

## ૫-સપ્તભંગી.

### નિત્ય-અનિત્ય ઉપર અને ષટ્ આવશ્યકને વિષે:-

૧-સ્યાત્ નિત્ય, ૨-સ્યાત્ અનિત્ય, ૩-સ્યાત્ નિત્યાનિત્ય, ૪-સ્યાત્ અવક્તવ્ય, ૫-સ્યાત્ નિત્ય અવક્તવ્ય, ૬-સ્યાત્ અનિત્ય અવક્તવ્ય, ૭-સ્યાત્ નિત્ય-અનિત્ય યુગપત્ અવક્તવ્ય.

નિત્ય કહેતાં જે સદાકાળ છે ને છે. કોઈ કાળે એનું અનિ-ત્યપણું નહિ થાય, એટલે સદાય કાળ જીવદ્રવ્ય નિત્ય છે તથા

ચેતના લક્ષણુ જીવ તે પણુ નિત્ય છે. તથા ગુણુ કહેતાં જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્યે એ ગુણુ સદાય નિત્ય છે. અહીંઆ કોઇ કહેશે જે-કેટલાએક જીવદ્રવ્યમાં એ ગુણુ જોવામાં આવતા નથી, કેટલા-એક જીવદ્રવ્યમાં સામાન્ય-વિશેષ જોવામાં આવે છે. તેનો ઉત્તર જે-જોવામાં નથી આવતા તે અવ્યક્તભાવે રહ્યા છે. એટલે કેટ-લાએક દ્રવ્ય છતી પર્યાય છે ને સામર્થ્યે પર્યાય નથી થયા તે જોવામાં ન આવે અને સામર્થ્યે પર્યાય જે પામેલા તે મધ્યે સામાન્ય વિશેષ નજરે આવે, તે ક્ષય ઉપશમભાવનું લક્ષણુ છે. તથા જે ક્ષાયકભાવે સામર્થ્યે પર્યાય થયા હોય તે સર્વના સરખા જોવામાં આવે એમ સમજવું. પણુ કોઈ જીવદ્રવ્ય પોતાના જ્ઞાનાદિ ગુણુ થકી રહિત નથી. સદાય એ ગુણુ તો મહીં રહ્યા જ છે, માટે એ ગુણુ પણુ નિત્ય જ કહેવાય; જેથી એ 'સ્યાત્ નિત્ય' પહેલો ભાંગો થયો.

હવે સ્યાત્ અનિત્ય કહેતાં જે પર્યાયને વિષે અનિત્યપણું છે. શા માટે જે ઉત્પાદ, વ્યય ને ધ્રુવ એ ત્રિભંગી જે છે તે મધ્યે ધ્રુવપણું તે નિત્ય સ્વભાવે ગ્રહણુ થાય, અને ઉત્પાદ, વ્યય તે અનિત્યપણે ગ્રહણુ થાય માટે ઉપજવું તથા વિણુસવું એ પર્યાયનો ધર્મ છે. તે પર્યાય બે પ્રકારના છે. ૧-સ્વાભાવિક ૨. ક્રમભાવી.

ક્રમભાવી જે નર નારકાદિક ગતિનું ઉપજવું તથા વિણુસવું તથા મનના જે પર્યાયનું પરાવર્તન ધર્મ તે ક્ષણુ ક્ષણુ ઉપજવું ને ક્ષણુ ક્ષણુ વિણુસવું એ બને થકી એટલે ઉત્પાત ને વ્યય થકી એ પર્યાય ગ્રહણુ થાય છે, તેને ક્રમભાવી પર્યાય કહેવાય છે. અને સ્વાભાવિક પર્યાય કહેતાં જે જ્ઞાનાદિક ગુણુના પર્યાય તે સમયે સમયે ઉત્પાદ ને વ્યય થાય છે. એટલે ષટ્ગુણુ હાનિ-વૃદ્ધિ તે અગુરૂલઘુ પર્યાય કહેવાય તે ઉત્પાદ વ્યય થકી ગ્રહણુ થાય છે અને અગુરૂલઘુ તે ધ્રુવ થકી ગ્રહણુ થાય છે. તે સદાય નિત્ય જ છે. જે જ્ઞાનાદિક પર્યાય કહ્યા, તે મતિજ્ઞાનાદિક ચારે જ્ઞાન એ ક્ષય ઉપશમ ઉપયોગી છે. એ કોઈ સમયે અનંતગુણુ વૃદ્ધિનો પણુ

ઉપયોગ હોય, કોઈ વાર અનંતગુણ હાનિનો પણ ઉપયોગ હોય. એમ અહીંઆ ષટ્ગુણ હાનિ-વૃદ્ધિનો પણ ઉપયોગ હોય, તથા જે કેવળજ્ઞાન છે તે ક્ષાયિક ભાવે ઉપયોગ છે. તે સદાય કાળ લાધે. તે જે જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવને વિષે સર્વ દ્રવ્યને વિષે એ ચારે પ્રકારે ષટ્ગુણ હાનિવૃદ્ધિ થઇ રહી છે. એ કેવળજ્ઞાનને વિષે ષટ્ગુણ હાનિવૃદ્ધિ છે. એટલે જ્ઞેયને ઉત્પાતે જ્ઞાનનો ઉત્પાત થાય અહીંઆ કોઈ કહેશે જે-પરની અપેક્ષાએ હાનિ-વૃદ્ધિ થાય છે, પણ સ્વ અપેક્ષાએ તો થઈ નહિ. તેનો ઉત્તર જે-સ્વ સ્વભાવમાં અગુરૂલઘુ પર્યાય સદાય છે જ તે પર્યાયવડે જ્ઞાનાદિક જે ઉપયોગ તે સ્વ-પરનું જે જાણવું તે એ પર્યાયવડે છે. અને જો એ પર્યાય ન હોત તો એ જ્ઞાનાદિકનું જાણવું કુટસ્થ થાત. શા માટે જે સંસારની માંહે જીવ પુદ્ગલ ઘણા છે. તે દ્રવ્યોનું સમયે સમયે પરાવર્તન ધર્મ છે. તે જો તેની સાથે જ્ઞાનાદિકનો ઉપયોગ નહિ કરે તો એ ઉપયોગને શું કહીએ ? કેમકે-જે જે જગાએ ખાડો દીઠો, તે તે ઠેકાણે ટેકરો થયો. હવે તે ઠેકાણે એ જ્ઞાન ખાડો દેખાશે અને જ્યારે ટેકરાને ખાડો દેખાશે, ત્યારે એ જ્ઞાન જુઠું ઠર્યું. તે કારણ માટે જેમ જ્ઞાને પદાર્થનું ફરવું થાય તેમજ જ્ઞાનાદિક પર્યાય ફરે, એટલે એ અગુરૂલઘુ પર્યાયનો સ્વભાવ જ છે. આ રીતે પર્યાયનો પરાવર્તન ધર્મ તે સદાય અનિત્ય જ છે. એ '**સ્યાત્ અનિત્ય**' નામે બીજો ભાંગો થયો.

હવે ત્રીજો ભાંગો સ્યાત્ નિત્યાનિત્ય કહે છે. જે પૂર્વે સ્યાત્ નિત્યને વિષે જીવદ્રવ્યાદિ સર્વ નિત્ય કહ્યા છે, જે સમયે નિત્ય છે તેજ સમયે પર્યાયાદિક સર્વે અનિત્ય છે, એટલે એક સમયે બે ભાવ ભેગા લાધે છે, તે '**સ્યાત્ નિત્યાનિત્ય**' નામે ત્રીજો ભાંગો કહ્યો.

હવે સ્યાત્ અવક્તવ્ય કહેતાં વચન થકી ઉચ્ચારણ ન થયું, તે માટે એ '**સ્યાત્ અવક્તવ્ય**' નામે ચોથો ભાંગો થયો.

હવે તે નિત્ય દ્રવ્યાદિક અનંતા પદાર્થ છે, અને અનંત-

ગુણાદિક પણ છે. તે નિત્ય છે પણ મુખ થકી બધા ઉચ્ચારણ થાય નહિ, તેથી '**સ્યાત્ નિત્ય અવક્તવ્ય**' પાંચમો ભાંગો જાણવો.

તથા જે પર્યાય પણ અનંતા તથા કેટલાક ગુણ લક્ષણ સ્વભાવ તે પણ અનિત્ય છે. તે અનતા છે તે પણ મુખ થકી કહ્યા જાય નહિ તેથી તેને અવક્તવ્ય કહીએ, એટલે '**સ્યાત્ અનિત્ય અવક્તવ્ય**' છઠ્ઠો ભાંગો થયો.

તથા નિત્ય પદાર્થને અનિત્ય પદાર્થ યુગપત્ કહેતાં એ બે ભેગા એક સમયે ઉચ્ચારણ થતાં નથી માટે '**સ્યાત્ નિત્ય અનિત્ય યુગપત્ અવક્તવ્ય**' સાતમો ભાંગો જાણવો.

અહીં કોઈ કહેશે જે—ત્રીજા ભાંગામાં ને સાતમા ભાંગામાં કંઇ ફેર પડતો નથી. તેનો ઉત્તર જે ત્રીજે ભાંગે કઈ વક્તવ્ય-અવક્તવ્ય કહેવાનું કારણ નથી, પણ નિત્ય કહીએ ત્યારે અનિત્ય બોલાય નહિ. નિત્ય કહેતાં અનિત્યનુ મૃષાવાદ લાગે અને અનિત્ય કહેતાં નિત્યનું મૃષાવાદ લાગે. શા માટે કે બંને સાથે તો બોલાય જ નહિ, તે તો અનુક્રમે બોલાય એ માટે સ્યાત્ પદ લઈને બોલીએ કે જેથી કઈ દુષણ લાગે નહિ, એટલે એ ત્રીજા ભાંગાનો વિચાર કહ્યો. હવે જે સાતમો ભાંગો છે તે અવક્તવ્ય આશ્રી છે. એટલે વચન થકી ઉચ્ચારણ નથી થયા એવા જે પદાર્થ, ગુણપર્યાય પ્રમુખ જે નિત્ય પણ અવક્તવ્ય છે ને અનિત્ય પણ અવક્તવ્ય છે. એકેકો બોલવાને પણ અવક્તવ્ય છે, તો ભેગા બન્ને બોલવા તે તો હોય જ શાના? માટે યુગપત્ અવક્તવ્ય છે.

**હવે ષટ્ આવશ્યકને વિષે ઘટાવે છેઃ—**

સ્યાત્ શબ્દે અનેકાન્તપણે અપેક્ષા લઈ કહેવું તે. ૧—સામાયક સવરરૂપે સ્યાત્ અસ્તિ છે, ચઉવિસત્થો કીર્ત્તનરૂપે અસ્તિ છે, વાંદણા ગુણવત પ્રત્યે પ્રતિપત્તિરૂપ અસ્તિ છે, પડિકમણ આલોયણરૂપે અસ્તિ છે, પ્રત્યાખ્યાન વ્રત ધારણરૂપે અસ્તિ છે અને કાઉસગ્ગ રત્નત્રય આરાધનરૂપે અસ્તિ છે ગુણરૂપ છ આવશ્યક 'અસ્તિ-રૂપ' છે એ પ્રથમ ભંગ.

૨–એ ષટ્ આવશ્યક્ અશુભ બંધપણે નથી માટે એમાં અશુભ બંધની નાસ્તિ છે. જેથી 'સ્યાત્ નાસ્તિ' એ બીજો ભંગ.

૩–એ છ આવશ્યક પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે અસ્તિ-રૂપે છે. અને એજ પર દ્રવ્યમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવપણે નાસ્તિ-રૂપે છે. માટે જે સમયે અસ્તિ છે. તે સમયે જ નાસ્તિ ભંગ પણ છે. એ 'સ્યાત્ અસ્તિનાસ્તિ' ત્રીજો ભંગ.

૪–પૂર્વોક્ત ત્રિભંગીએ કરી છ આવશ્યક સ્વરૂપ જાણીએ, પણ એ સમગ્ર સમકાળે કહેવાય નહિ. કેમકે વચનનું ક્રમે પ્રવર્તન છે તેથી એક સમયમાં સર્વ ધર્મ કહેવાય નહિ. માટે એ 'સ્યાત્ અવક્તવ્ય' નામે ચોથો ભંગ.

૫–એ છ આવશ્યક માંહે એક સમયને વિષે અસ્તિપણાના અનંતા ધર્મ રહ્યા છે તે જાણે ખરો, પણ એક સમયે કહેવાય નહિ. કેમકે–એક અક્ષરનો ઉચ્ચાર કરતાં પણ અસંખ્યાતા સમય લાગે છે, માટે 'સ્યાત્ અસ્તિ અવક્તવ્ય' નામે પાંચમો ભંગ.

૬–એ છ આવશ્યક માંહે એક સમયને વિષે નાસ્તિપણાના અનંતા ધર્મ રહ્યા છે તે જાણે ખરો પણ એક સમય માંહે વચને કરી કહ્યા જાય નહિ, માટે 'સ્યાત્ નાસ્તિ અવક્તવ્ય' છઠ્ઠો ભંગ.

૭–એ છ આવશ્યક પોતાના રૂપે અસ્તિપણે એક સમયને વિષે અનંતા ધર્મ છે અને પરરૂપે નાસ્તિપણે છે. પણ અનંતા ધર્મ એક સમયને વિષે છે, પણ તે એક સમયે વચને કરી કહ્યા જાય નહિ. માટે 'સ્યાત્ અસ્તિ–નાસ્તિ યુગપત્ અવક્તવ્ય' નામે સાતમો ભંગ.

એ પ્રમાણે સપ્તભંગીથી અનેક જાતની વસ્તુ ગ્રહણ થાય અને અસત્ય વસ્તુ દૂર થાય છે. એનું સ્વરૂપ સમજી બીજી વસ્તુ ઉપર ઉતારવા ગુરૂગમ લેવો.

*

## ૬-જાણવા-આદરવા-પાળવા સંબંધી આઠ ભાંગા.

૧-જેઓ વિરતિના સ્વરૂપને યથાર્થ સમજતા નથી, સ્વીકાર કરતા નથી અને પાલન કરતા નથી, તે **સામાન્યથી સઘળા જીવો તે મિથ્યાદ્રષ્ટિ.**

૨-જેઓ વિરતિના સ્વરૂપને યા ધર્મના સ્વરૂપને જાણતા નથી, સ્વીકારતા નથી પણ પાળે છે. તે કષ્ટક્રિયા તપ-જપ-શીલ આદિએ કરી કાયા ગાળે, તે **મિથ્યાદૃષ્ટિ અજ્ઞાન તપસ્વી.**

૩-જેઓ વિરતિના સ્વરૂપને જાણતા નથી, સ્વીકાર કરે છે પણ પાળતા નથી, તે **મિથ્યાદષ્ટિ પાર્શ્વસ્થાદિ.**

૪-જેઓ જાણતા નથી, પરંતુ સ્વીકાર કરે છે અને પાલન પણ કરે છે, તે **મિથ્યાદૃષ્ટિ અગીતાર્થમુનિ.**

૫-જેઓ જાણે છે, પરંતુ સ્વીકાર અને પાલન કરતા નથી તે **સમ્યક્દૃષ્ટિ શ્રેણીક આદિ.**

૬-જેઓ જાણે છે, સ્વીકારતા નથી પણ શીલ આદિ પાલન કરે છે, તે **સમ્યક્દૃષ્ટિ અનુત્તરવાસી દેવ.** જે મનથી શીલ પાળે છે.

૭-જેઓ જાણે છે, મુનિ આદિના વ્રત સ્વીકારે અને પાળે નહિ પણ શુદ્ધ પ્રરૂપણા કરે, પોતામાં મુનિપણું સ્થાપતા નથી, એવા જાણ ગીતાર્થ તે **સમકિતિ સંવેગપક્ષી** જાણવા.

૮-જેઓ જાણે છે, સ્વીકારે છે અને પાળે છે, એવા જિન-મતના જાણ રત્નત્રયવત પુરૂષો સમકિતી જાણવા. તે **દેશવિરતિ સર્વવિરતિ યુક્ત આત્માઓ.**

આ આઠ ભાંગામાંથી પ્રથમના ચાર ભાંગે વર્તતા મિથ્યાદૃષ્ટિ હોય છે, કારણ કે-તેઓ સમ્યક્જ્ઞાન રહિત છે. પછીના ત્રણ ભાંગે વર્તતા અવિરતિ સમ્યક્દૃષ્ટિ હોય છે, કારણ કે-તેઓ સમ્યક્જ્ઞાન સહિત છે અને આઠમે ભાગે વર્તતા આત્માઓ દેશવિરતિ અને સર્વવિરતિ યુક્ત હોય છે: કારણ કે-તેઓ સમ્યગ્જ્ઞાન સહિત વિરતિનો સ્વીકાર કરે છે અને પાલન કરે છે.

## ૭–ચાર નિક્ષેપા.

વસ્તુના નામ માત્રનો અંગીકાર તે '**નામ નિક્ષેપો,**' એટલે નિર્ગુણ તથા ગુણ સહિત વસ્તુની વિચારણા ન કરવી. જે વસ્તુને આકારપણે અંગીકાર કરવી તે '**સ્થાપના નિક્ષેપો.**' ઉપયોગ વિના વસ્તુનું સંપૂર્ણ ગ્રહણ કરવું તે '**દ્રવ્ય નિક્ષેપો.**' અને ગુણ સહિત વસ્તુ પ્રમાણ કરવી, નિર્ગુણ વસ્તુનું ગ્રહણ કરવું નહીં, તે '**ભાવ વિક્ષેપો.**' આ નિક્ષેપા દરેક વસ્તુમાં લગાડી શકાય છે.

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ–આ ચારે નિક્ષેપાએ અધ્યાત્મનું જ્ઞાન કરવું જોઇએ. પ્રથમના ત્રણ નિક્ષેપા કારણ છે અને ભાવ નિક્ષેપો કાર્ય છે. નામાદિ ત્રણ નિક્ષેપાએ જે અધ્યાત્મ કહેવાય છે, તે ભાવ અધ્યાત્મના હેતુપણે પરિણામે છે. આદિના ત્રણ નિક્ષેપા વ્યવહારમાં ગણાય છે અને ભાવ અધ્યાત્મનો નિશ્ચયમાં સમાવેશ થાય છે. અધ્યાત્મના ગ્રન્થો વિગેરેનો દ્રવ્યમાં સમાવેશ થાય છે, કારણ કે–અધ્યાત્મના ગ્રન્થો વાંચવાથી ભાવ અધ્યાત્મરસની પરિણતિ જાગૃત થાય છે. જે જે કાર્યમાં જે જે કારણપણે પરિણમે તે દ્રવ્ય ગણાય છે અને કારણોવડે જે જે અંશે કાર્યની પ્રગટતા થાય તે તે અંશે તે ભાવ ગણાય છે. શ્રી આનંદઘનજી મહારાજ શ્રેયાંસનાથ પ્રભુના સ્તવનમાં કહે છે કે:—
" નામ અધ્યાત્મ ઠવણ અધ્યાત્મ દ્રવ્ય અધ્યાત્મ છંડોરે, ભાવ અધ્યાત્મ નિજ ગુણ સાધે તો તેહશું રઢ મંડોરે. "

નામ, સ્થાપના દ્રવ્ય એ ત્રણ નિક્ષેપાઓ ભાવ નિક્ષેપાની સાધ્ય શૂન્યતાએ ત્યાગ કરવા લાયક છે. શુદ્ધ અધ્યાત્મજ્ઞાનીઓ દ્રવ્ય નિક્ષેપાના કારણની અપેક્ષાએ ઉપાસક છે પણ જો તેઓ સદાચારો અને સદ્‌વિચારો વડે આત્માને ઉત્તમ બનાવે, તો 'ભાવ અધ્યાત્મ' દ્વારમાં પ્રવેશ કરનારાઓ ગણી શકાય. આત્માના સદ્ ગણ પ્રગટાવવા એ '**ભાવ અધ્યાત્મ**' જાણવું

*

## ૮–આવશ્યક ક્રિયાના ક્રમની સ્વાભાવિકતાની ઉત્પત્તિ.

જ્યાં સુધી 'સામાયક' પ્રાપ્ત ન થાય ત્યાં સુધી 'ચતુર્વિંશતિ' સ્તવ ભાવપૂર્વક થઈ શકતું નથી. કારણ કે–જ્યાં સુધી આત્મા પોતે જ સ્થિર કે સમભાવમાં હોતો નથી, ત્યાં સુધી સમભાવમાં રહેલા મહાપુરૂષોમાં રહેલ ગુણોને જાણી શકતો નથી. તેમજ તે ગુણોથી ઉત્સાહિત અને પ્રસન્ન બની પ્રસન્નતા પણ કરી શકતો નથો. આમ હોવાથી જ '**સામાયક પછી ચતુર્વિંશતિ સ્તવ**' છે.

ચતુર્વિંશતિ સ્તવ કરનાર અધિકારી 'વન્દન' પણ વિધિપૂર્વક કરી શકે છે. કારણ કે–ચોવીસ તીર્થંકરના ગુણોથી પ્રસન્ન થઇ જેણે તેમની સ્તુતિ કરી નથી તે તીર્થંકરમાર્ગના ઉપદેશક સદ્ગુરૂને ભાવપૂર્વક વંદન કરી શકતો જ નથી. આથી કરીને જ '**ચતુર્વિંશતિ સ્તવ પછી વંદન**'નો ક્રમ છે.

વંદન પછી 'પ્રતિક્રમણ' રાખવાનો હેતુ એ છે કે–આલોચના ગુરૂ સમક્ષ જ કરી શકાય. જે ગુરૂવંદન કરતો નથી તેને આલોચના કરવાનો અધિકાર નથી. ગુરૂવંદન સિવાય કરેલ આલોચના નામ માત્રની જ આલોચના છે. તેનાથી કોઈ પણ સાધ્યસિદ્ધિ થઈ શકતી નથી. આથી કરીને '**વંદન પછી પ્રતિક્રમણ**' છે.

'કાયોત્સર્ગ' માટે જરૂરી યોગ્યતા પ્રતિક્રમણ કર્યા પછી જ પ્રાપ્ત થાય છે કારણ કે–જ્યાં સુધી પ્રતિક્રમણદ્વારા પાપની આલોચના કરી ચિત્તશુદ્ધિ કરી નથી, ત્યાં સુધી ધર્મધ્યાન શુક્લ ધ્યાન માટે એકાગ્રતા પ્રાપ્ત કરવાનો જે કાયોત્સર્ગનો ઉદ્દેશ છે, તે કોઈ પણ રીતે સફલ થતો નથી આલોચનાદ્વારા ચિત્તશુદ્ધિ કર્યા વિના જે કાયોત્સર્ગ કરે છે, તેના મુખમાંથી ગમે તેવા પરમ પવિત્ર શબ્દોનો જાપ થાય, તો પણ તેના અંતરમાં ઉચ્ચ ધ્યેયનો

વિચાર ઉદ્‌ભવી શકતો નથી; કારણ કે–અનુભવેલ વિષયોનું ચિન્તન ધ્યાનમાં ખડું થઈ જાય છે, માટે જ **પ્રતિક્રમણ પછી કાયોત્સર્ગ** ' નો ક્રમ છે.

કાયોત્સર્ગ કરી વિશેષ ચિત્તશુદ્ધિ એકાગ્રતા અને આત્મબળ જે પ્રાપ્ત કરે છે, તેજ ' પ્રત્યાખ્યાનનો ' સાચો અધિકારી છે. જેને એકાગ્રતા પ્રાપ્ત કરી નથી. તેમજ સંકલ્પબળનો નિગ્રહ કર્યો નથી, તે કદી પ્રત્યાખ્યાન કરે તો પણ તેનો સારી રીતે નિર્વાહ કરી શકતો નથી. પ્રત્યાખ્યાન સર્વથી છેલ્લી આવશ્યક ક્રિયા છે. કારણ કે–તેને માટે વિશેષ ચિત્તશુદ્ધિ અને વિશેષ ઉત્સાહની આવશ્યકતા છે, તે કાયોત્સર્ગ કર્યા વિના પ્રાપ્ત થઇ શકતું નથી. આમ હોવાથી **' કાયોત્સર્ગ પછી જ પ્રત્યાખ્યાન ' આવે છે.**

## ૯–શુદ્ધ, શુભ, અશુદ્ધ અને અશુભ ઉપયોગ.

સહજ સ્વરૂપે નિર્વિકલ્પ સ્વરૂપમાં પરિણમી રહેવાની સ્થિતિ તે ' શુદ્ધ ઉપયોગ ' આ સ્થિતિ નિરાકાર અવસ્થાની–સ્વરૂપ સ્થિરતાની ઉત્તમોત્તમ છે. તેવી જ રીતે ધર્મ ધ્યાનાદિ શુભ કાર્યોમાં પ્રવૃત્તિ હોય તે ' શુભ ઉપયોગ ' છે. ઈંદ્રિયોના વિષયોમાં પ્રવૃત્તિ કરવી તે ' અશુભ ઉપયોગ ' અને રૌદ્ર ધ્યાન તીવ્ર ક્રોધાદિ મારવા કે મરાવવાના વિચારો અને વર્તન તે ' અશુદ્ધ ઉપયોગ ' છે.

## ૧૦–પાંચ પ્રકારના અનુષ્ઠાન.

આહાર, ઉપધિ, પૂજા, ગૌરવતા અને ઋદ્ધિ વિગેરેની ઇચ્છાથી કરેલું અનુષ્ઠાન તે તત્કાળ શુભ ચિત્તને હણનાર હોવાથી **' વિષાનુષ્ઠાન. '** દીવ્ય–દેવતાઈ ભોગની અભિલાષાએ કરેલું અનુષ્ઠાન તે **' ગરાનુષ્ઠાન. '** પ્રણિધાન એટલે કરાતી ક્રિયામાં ચિત્તની એકાગ્રતાએ કરીને રહિતપણું આ અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ થવાનું કારણ

સામાન્ય જ્ઞાનરૂપ 'ઓઘ સંજ્ઞા' તથા નિર્દોષ સૂત્રમાર્ગની અપેક્ષા વિનાની 'લોક સંજ્ઞા' એ બે હોય છે, પણ શાસ્ત્ર કથનને અનુસારે પ્રવૃત્તિ થતી નથી માત્ર આત્માના અધ્યવસાય રહિત શૂન્ય મન-વડે નહીં સમજેલું એવું કંઈકિ જે તે આવશ્યાદિક અનુષ્ઠાન પોતાની સ્વેચ્છાએ કર્યા કરે તે ત્રીજું 'અનનુષ્ઠાન' માર્ગાનુસારી પુરૂષોને સદનુષ્ઠાનની પ્રીતિવડે કરીને ચોથું 'તદ્હેતુ અનુષ્ઠાન' હોય છે. આ અનુષ્ઠાન અનાભોગાદિક વિના ચરમાવર્ત્ત–એક પુદ્ગલ પરાવર્ત્ત સંસાર બાકી રહે ત્યારે જીવને પ્રાપ્ત થાય છે. શ્રી જિનેશ્વરની આજ્ઞાને આગળ કરીને ચિત્તની શુદ્ધિથી જે કાર્ય અત્યંત સંવેગ સહિત પ્રવર્તતુ હોય તેને પાંચમું 'અમૃતાનુષ્ઠાન' કહ્યું છે એ સદ્ અનુષ્ઠાનનું લક્ષણ સારી રીતે શાસ્ત્રના અર્થનું ચિતવન, ક્રિયાને વિષે મનની એકાગ્રતતા, કાલાદિક અંગોનો અવિપર્યાસ, ક્રિયા કરવામાં પ્રીતિ, જ્ઞાનાદિક સંપત્તિની પ્રાપ્તિ જાણવાની ઈચ્છા તથા તેના જાણનારની સેવા એ સદનુષ્ઠાનનું લક્ષણ છે.

એમાં છેલ્લા બે અનુષ્ઠાનો સત્–સુદર છે તેમાં છેલ્લુ પાંચમું શ્રેષ્ઠ છે. અને પ્રથમના ત્રણ અસત્–અસુંદર છે.



## ૧૧–લોકસંજ્ઞા ત્યાગ વિષે.

ભવરૂપી દુર્ગમ પર્વતનું ઉલ્લંઘન કરી શકે એવા છઠ્ઠા ગુણુસ્થાનકને પ્રાપ્ત કરીને લોકોત્તર જેના સ્થિતિ છે, એવા મુનિ લોક સંજ્ઞાને વિષે રક્ત થાય નહિ જે જન–રંજનને માટે સુકૃત આચારને તજી દે છે, તે ખરેખર ખેદનીય છે ઘણા માણસો લોક સંજ્ઞાને અનુસરનારા છે, પણ તેથી પ્રતિકૂળ જનાર એક સુમુનિરાજ છે, તેમ શુદ્ધમાર્ગને અનુસરનારા બહુજ વીરલ હોય છે. લોક સંજ્ઞાનો ત્યાગી, દ્રોહ, મમતા–મત્સર જેના નાશ થઈ ગયા છે તે સાધુ સુખમાં રહે છે. લોકનું આલંબન કરીને બહુ જણાએ કરેલું કર્ત્તવ્ય હોય તો મિથ્યાદષ્ટિનો ધર્મ કદી તજવાયોગ્ય થાય નહિ : જેઓ

લોક સંજ્ઞાએ કરીને હણાયેલા છે, તે પોતાના સત્ય અંગના મર્મ-પ્રહારે કરીને થયેલી મહાવ્યથાને નીચ ગમન કરીને દર્શાવે છે. આત્મસાક્ષીક ધર્મસિદ્ધિમાં લોક યાત્રાએ કરીને શું : લોકમાં શ્રેયની ઇચ્છાવાળા બહુ છે, પણ લોકોત્તરમાં બહુ નથી જેમ રત્નના વ્યાપારીઓ થોડા છે, તેમ સ્વ આત્મસાધક પણ બહુ થોડા છે-વીરલ હોય છે.



## ૧૨-અનેક દ્રષ્ટિએ જગતનું વિવેચન.

(નીચેની દરેક રીતમાં પરસ્પર એક બીજી પદ્ધતિને ગૌણ મૂખ્ય ભાવ આપેલો છે.)

**એક પ્રકારે**—જગત્ સત્ છે : એક છે : પરિણામી છે : અસત્ છે : અનેક છે : નિશ્ચળ છે.

**બે પ્રકારે**—જીવાત્મક-અજીવાત્મક : સાકાર અનાકાર ઉપયોગગ્રાહ્ય : દ્રવ્ય અને પર્યાય : આદિ-અનાદિ પરિણામી : નિત્ય-અનિત્યરૂપ : એક-અનેક : સામાન્ય વિશેષાત્મક : ભિન્ન-અભિન્ન : લોક-અલોકરૂપ : પ્રમાતા-પ્રમેયરૂપ : અભિલાપ્ય-અનભિલાપ્ય : સત્-અસત્ : રૂપી-અરૂપી : સક્રિય-અક્રિય : સર્વગત-અસર્વગત : વ્યાપ્ય-વ્યાપક : ક્ષેત્ર-ક્ષેત્રી : શબ્દરૂપ-અર્થરૂપ : પ્રમાણ-નયાધિગમ્ય : અર્પિત-અનર્પિત : પ્રત્યક્ષ-પરોક્ષ : પ્રમેય-દ્રવ્ય પર્યાયાર્થિક દૃષ્ટિગ્રાહ્ય : કાર્ય-કારણરૂપ : ચળ-નિશ્ચળ : સકલાદેશ-વિકલાદેશગ્રાહ્ય : વ્યંજન-અર્થપર્યાયરૂપ : જગત્ છે.

**ત્રણ પ્રકારે**—ઉત્પાદ-વ્યય-ધ્રુવરૂપ : દ્રવ્ય-ગુણ-પર્યાયરૂપ : ભૂત-ભવિષ્ય-વર્તમાન વિષયક : હેય, જ્ઞેય ને ઉપાદેય જગત્ છે.

**ચાર પ્રકારે**—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ-પ્રમાણથી પ્રમેય જગત્ છે : ચક્ષુ, અચક્ષુ (ચક્ષુ સિવાયની ઇંદ્રિયો), અવધિ અને કેવળ-એ ચાર દર્શનગ્રાહ્ય જગત્ છે : દ્રવ્યાસ્તિકાય, માતૃકાપદાસ્તિકાય, ઉત્પન્નાસ્તિકાય, પર્યાયાસ્તિકાયમય જગત્ છે :

દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ને ભાવરૂપ જગત્ છે: અનાદિ સાંત, સાદિ અનંત અને સાદિ સાંત જગત્ છે: વર્તના, પરિણામ, ક્રિયાપરત્વ, અપરત્વયુક્ત જગત્ છે.

**પાંચ પ્રકારે**—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ, કેવળ—એ પાંચ જ્ઞાનગ્રાહ્ય જગત્ છે: ધર્મ, અધર્મ, આકાશ, જીવ, પુદ્‌ગલ-એ પાંચ અસ્તિકાયાત્મક: જગત્ છે: ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક, પારિણામિક—એ પાંચ ભાવરૂપ જગત્ છે. સ્કંધ, દેશ, પ્રદેશ, પરમાણું અને સમયાત્મક જગત્ છે.

**છ પ્રકારે**—ધર્મ, અધર્મ, આકાશ, જીવ, પુદ્‌ગલ, કાળ—એ છ દ્રવ્યાત્મક જગત્ છે: નિર્દેશ, સ્વામીત્વ, સાધન, અધિકરણ, સ્થિતિ, વિધાન—એ છ અનુયોગથી અધિગમ્ય જગત્ છે.

**સાત પ્રકારે**—સાત નય દૃષ્ટિગ્રાહ્ય જગત્ છે: સ્યાત્ સત્ (સપ્તભંગી): આદિ સાત વિકલ્પ પ્રતિપાદ્ય જગત્ છે:

**આઠ પ્રકારે**—સત્, સંખ્યા, ક્ષેત્ર, સ્પર્શન, કાલ, અંતર, ભાવ, અલ્પબહુત્વ—એ આઠ અનુયોગથી અધિગમ્ય જગત્ છે.

**નવ પ્રકારે**—(જીવ—અજીવ આદિ) નવ તત્ત્વાત્મક જગત્ છે.

## ૧૩—શાન્ત સુધારસની સદ્‌ભાવના.

૧. આયુષ્ય, સંપદાઓ, વિષયો અને સંબંધીઓ આદિ સર્વ અનિત્ય હોઈ એક પણ વસ્તુમાં સ્થાયીપણુ માનવું યોગ્ય નથી.

૨. આ સંસારની એક પણ વસ્તુ આફતના સમયે શરણરૂપ નથી

૩ આ સંસાર સ્વભાવે જ દુઃખમય છે એટલે એના સ્વરૂપ વિચારમાં સુખ કે સારૂં કંઈ જ દૃષ્ટિમાં આવી શકે તેમ નથી, માટે એકાન્તે હેય (તજવા લાયક) જ છે.

૪. આ સંસારમાં જ્ઞાનાદિ ગુણોથી ભરેલો આત્મા એકલો જ જન્મે છે અને મરે છે. એટલે પોતા સિવાય બીજું કશું જ એનું પોતાનું નથી. એ કારણે અહિતકર અન્યની મમતા કરવી એ એકાંતે અહિતકર છે.

૫. સંસારની સઘળી જ વસ્તુઓ આત્માથી જુદી છે, માટે એની ખાતર પોતાનું સ્વરૂપ દબાઈ જ રહે એવી પ્રવૃત્તિ કરવી એ કોઈ પણ રીતિએ હિતકર નથી.

૬. આ શરીર એવું અશુચીમય છે કે એને પવિત્ર કરવાના પ્રયત્નો તદ્દન જ નકામા અને આહત કરનારા છે. માટે એના દ્વારા જે હિત સાધી શકાય તેમ છે, તેજ સાધી લેવાના પ્રયત્ન કરવા એજ શ્રેયસ્કર છે.

૭. ઇન્દ્રિયો આદિની આધીનતા એ આત્માને કર્મના ભારથી ભરી દેનારી છે, માટે એની આધીનતાથી બચવું એજ વિવેકીપણું છે.

૮. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ આદિનું પાલન એ સંવર હોઈ આવતા કર્મોને રોકનારૂં હોવાથી, એના પાલનમાં રક્ત રહેવું એજ આત્માને કર્મના બંધનથી બચાવી લેવાનો ઉપાય છે.

૯. અનશન (ઉપવાસ) આદિ બાહ્ય અને પ્રાયશ્ચિત્ત આદિ અભ્યંતર–એ બંને પ્રકારનો તપ આત્માએ પૂર્વે બાંધેલા કર્મોનો ક્ષય કરનાર હોવાથી નિર્જરા અર્થે મોક્ષસુખના રસીકે એ બારે પ્રકારના તપની આરાધનામાં ઉજમાળ બનવું જોઇએ.

૧૦. ધર્મ એટલે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર. આ રત્નત્રયરૂપ જે મોક્ષમાર્ગ તેનું અને સકલ વસ્તુના સ્વરૂપનું યથાસ્થિત પ્રતિપાદન કરનાર વિશ્વમાં શ્રી અરિહંત પરમાત્મા સિવાય અન્ય કોઈ વિદ્યમાન નથી, થયા નથી અને થશે પણ નહિ.

૧૧. ચૌદે રાજલોક, આકાશ તેની સઘળી જ પંક્તિઓમાં મારા આત્માએ જન્મ, સ્થિતિ અને મરણ અનુભવેલ છે, માટે

એમાંના કોઈ પણ સ્થાન ઉપર મુગ્ધ નહિ બનતાં આત્માની મુક્તિ માટે મથવું એજ હિતાવહ છે.

૧૨. અનાદિકાળથી એકેન્દ્રિય આદિમાં ભટકતાં આત્માને તે તે સ્થાનોમાં ઘણો જ કાળ નીકળી જતો હોવાથી આત્માને સમ્યક્ત્વ આદિ ધર્મપ્રાપ્ત જ દુર્લભ છે, માટે તે સમ્યક્ત્વની પ્રાપ્તિ ખાતર અને પ્રાપ્તિ હોય તો રક્ષા અને વૃદ્ધિ ખાતર પ્રયત્નશીલ રહેવું એ જ ઇષ્ટ છે.

૧૩. આ વિશ્વમાં મારો કોઈ જ શત્રુ નથી, એમ માની પ્રાણી માત્રના હિતની ચિંતા પોતાના આત્માની માફક કરવી એજ આત્મશાન્તિનો ઉપાય છે.

૧૪. આ વિશ્વમાં સુંદર પરિણામને આણનારા સદ્ગુણોની પ્રાપ્તિ દુર્લભ છે, એમ માની એવા ગુણો બીજામાં જોઈ પ્રમુદિત થવું, એ ગુણપ્રાપ્તિનો અસાધારણ ઉપાય છે.

૧૫. આ સંસારમાં પ્રાણીઓ દ્રવ્ય અને ભાવરોગથી દુઃખી અવસ્થામાં રીબાઈ રહ્યા છે. તેઓના દુઃખના નાશની ઇચ્છા એ કરૂણા છે. અને એ કરૂણા જેના હૈયામાં હોય તેજ આત્મા પોતાનું હિત સાધી શકે છે, માટે એ દશા કેળવવી એજ સ્વ આત્મા માટે હિતકર છે.

૧૬. પ્રયત્નથી પણ ન સુધરી શકે તેવા પાપી આત્માઓ ઉપર દ્વેષી નહિ બનતાં તેઓની ઉપેક્ષા કરવી, એમાં જ આત્માનો ઉદ્ધાર છે.

## ૧૪–અંતસમયની અપૂર્વ આરાધના.

[મહાસતી શ્રી મદનરેખાના સૌન્દર્ય પર આસક્ત થયેલ મણીરથ રાજા પોતાના નાના ભાઇ યુગબાહુને સખ્ત રીતે ઘાયલ કરે છે. આ અવસરે શ્રી મદનરેખાએ પોતાના પતિ શ્રી યુગબાહુને અંતિમ સમયે કરૂણાજનક એવી અપૂર્વ આરાધના કરવેલ તે નીચે પ્રમાણે—

ઉક્ત હકીકત તેવા પ્રસંગને પ્રાપ્ત થયેલા આત્માઓને આરાધના કરાવવામાં સરળતારૂપ થતાં ઘણી ઉપયોગી નિવડશે, એમ ધારી અત્રે મૂકવા પ્રયાસ કર્યો છે. આ સત્યજ ઘટના હોઈ એનું વિશેષ સ્વરૂપ શ્રી પાર્શ્વનાથ ચરિત્રમાં છે. ]

**પ્રથમ નમસ્કાર મંત્રનું સ્થાન**—ચૌદ પૂર્વધર સાધુને ઉત્કૃષ્ટ સ્વાધ્યાય દ્વાદશાંગરૂપ હોય છે. (મહાપ્રાણ ધ્યાનથી તે અંતર્મુહૂર્ત્તમાં ચૌદે પૂર્વનું પરાવર્ત્તન કરી શકે છે.) પછી ઉત્તરોત્તર ન્યૂનતાએ છેવટ દ્વાદશાંગના સારભૂત નમસ્કારમંત્ર સમજવો.

જેમ અગ્નિ પ્રમુખનો ભય પ્રાપ્ત થયે છતે સર્વ વસ્તુને તજી દઈ સારભૂત એક મહારત્ન ગ્રહણ કરી લેવામાં આવે છે, તેમ દ્વાદશાંગને પણ તજી નમસ્કાર મહામંત્રનું જ શરણ-સ્મરણ કરવામાં આવે છે, તેથી તે દ્વાદશાંગના નિચોડરૂપ છે. વળી સમગ્ર દ્વાદશાંગ પરિણામ વિશુદ્ધિને અર્થે જ છે. નમસ્કારમંત્ર પણ પરિણામ વિશુદ્ધિના કારણરૂપ હોવાથી દ્વાદશાંગના સારરૂપ જ છે.

તથાપ્રકારના દેશ-કાળમાં સમગ્ર દ્વાદશાંગી પ્રમુખનું અનુચિંતન ગમે તેવા સમર્થ ચિત્તવાળા સાધુ પણ કરી શકતા નથી. તેવે પ્રસંગે દ્વાદશાંગના સારરૂપ '**નમસ્કાર મહામંત્ર**'નું જ સ્મરણ-ચિન્તવન કરવું યુક્ત છે.

એટલું પ્રસંગોપાત જણાવી હવે પ્રસ્તુત: હકીકત—

મહાસતી શ્રી મદનરેખા પોતાના પતિ શ્રી યુગબાહુને કહે છે કે:—

હે મહાનુભાવ! શાન્ત થાવ આ તમારે માટે ધીરતા રાખવાનો સમય છે. ખરે સુભટપણાની કસોટીનો ખરો આજ સમય છે. તમારે મનમાં અલ્પ પણ ખેદ ન કરવો જોઈએ. આવી દુ:ખદ આપદ લાવનાર કર્મનો પરિણામ જ ગુન્હેગાર છે, પણ અન્ય કોઇ નથી. પરમ ઉપકારી જ્ઞાનીઓએ ફરમાવ્યું છે કે-

"यद् येन विहितं कर्म, भवेऽन्यस्मिन्नहाऽपिवा।
वेदितव्यं हि तत्तेन, निमित्तं हि परो भवेत् ॥"

"જે કર્મ જેનાવડે કરાયું છે, તે કર્મ તેના વડે જ ભોગવાય છે. ત્યાં અન્ય તો નિમિત્ત માત્ર થાય છે."

માટે હે મહાનુભાવ! આ પ્રમાણે સમજી સારી રીતે શાન્તિથી સહન કરો અને એ સહન કરવાથી પરલોકમાં કાંઈ હાનિ નથી થતી, તેથી કરી ધર્મરૂપ ભાતું ગ્રહણ કરો. મન-વચન-કાયાથી જે કાંઈ દુષ્કૃત કર્યું હોય તેને નિન્દો. મિત્ર અથવા દુશ્મન, સ્વજન અથવા પરજન તે તમને ખમાવો અને તમે તેમને ખમાવો. તિર્યંચપણામાં તિર્યંચોને, નારકીપણામાં નારકીઓને, દેવપણામાં દેવોને અને મનુષ્યપણામાં મનુષ્યોને કાંઈ તમારાવડે દુઃખ થયું હોય તે સઘળાને તમે ખમાવો અને તેમની પ્રત્યે મૈત્રીભાવને ધારણ કરો!

જીવન, યૌવન, લક્ષ્મી, રૂપની શોભા અને સ્નેહીઓનો સમાગમ, આ સઘળુએ પવનથી ઉત્પન્ન થયેલા સાગરના પાણીના તરંગોની જેમ ચપલ છે.

વ્યાધિ, જન્મ, જરા અને મૃત્યુ આદિ આપત્તિઓથી વ્યાપ્ત પ્રાણીઓને સંસારઅટવીમાં પરમતારક શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ધર્મ જ શરણ છે, પણ તેના સિવાય અન્ય કોઈ શરણ નથી.

સંસારવર્તી સઘળાએ જીવો સ્વજન પણ થયાં છે ને પરજન પણ થયા છે તો તેવા પ્રકારના સંસારના સ્નેહીઓ ઉપર કોણ થોડા પણ રાગને કરે!

ખરેખર જીવ એકલો જ ઉત્પન્ન થાય છે અને એકલો જ મરણને શરણ થાય છે. એકલો જ સુખને અનુભવે છે અને એકલો જ દુઃખને અનુભવે છે.

મૂર્ખ એવો આ જીવ અન્ય એવા શરીરમાં અન્ય એવા ધન-ધાન્યમાં અને અન્ય એવા બધુઓમાં ફોગટ મૂંઝાઈ પોતાના જીવનને પાપથી ભરચક કરે છે. ખરેખર, આ પરના સ્નેહમાં મૂઝાયેલા જીવનું બાલીશપણું જ પ્રગટ છે.

ખરે! કોણ એવો સુજ્ઞ પુરૂષ વસા, રૂધિર, માંસ, હાડકાં, વિષ્ટા અને મૂત્રથી ભરેલા અને અશુચિના સ્થાનરૂપ આ શરીર ઉપર મૂર્ચ્છાને કરે!

અહો ખેદની વાત છે કે-ભાડે ખરીદેલા ઘરની જેમ પ્રાપ્ત થયેલા આ દેહને થોડા કાળમાં મૂકવાનો નિશ્ચય હોવા છતાં, બુદ્ધિમાન ગણાતા આ (યુગબાહુ) પણ વિનશ્વર દેહમાં વૃદ્ધિ કરી તેનું લાલન-પાલન કરે છે! ચાહે તો ધીર હોય કે ચાહે તો કાયર હોય પણ સઘળાને અવશ્ય મરવાનું છે, તો કોણ એવો ધીમાન્ ધીરતાથી સમાધિમરણને ન નોતરે!

આ સંસારસાગરમાં ડૂબતા જીવોને અર્હન્તભગવાન, સિદ્ધભગવાન, એ પરમતારકની આજ્ઞા મુજબ જીવનને ધારણ કરવાવાળા સાધુઓ અને જગત્‌ના હિતના માટે સ્થાપન કરેલો શ્રી જિનેશ્વરદેવનો ધર્મ, એ સિવાય બીજું કોઈ શરણુગત નથી: માટે હે મહાનુભાવ! કલ્યાણને કરવાવાળા એ ચારેનું શરણ સ્વીકારો!

વળી એ શ્રી જિનેશ્વરદેવોએ પ્રરૂપેલો ધર્મ માતા સમાન છે, એ પરમતારકની આજ્ઞા મુજબ જીવનને ધારણ કરવાવાળા, જગત્‌માં ક્લેશનો ઉત્પાદ કરાવવાવાળા કંચન-કામિનીના ત્યાગી ગુરૂઓ તાત સમાન છે, એ ગુરૂઓની આજ્ઞાનુસાર સંયમયોગોને સાધનાર સાધુઓ સહોદર સમાન છે, અને પૂર્ણ શ્રદ્ધાથી શક્તિ અનુસાર એ ધર્મની સાધના કરવાવાળા સાધર્મિકો બંધુસમાન છે. એ સિવાય જગત્‌નો સ્નેહ-સંબંધ છે એ આત્માને અહિતાવહ છે. માટે મહાનુભાવ! એ સાચા સ્નેહીઓમાં જ સ્નેહિભાવની કલ્પના કરો!

હે નાથ! મારી કોઈ પણ જાતની ચિંતા નહિ કરતાં તમે તમારા જીવનના અંતિમ સમયે સાધવા લાયકને સાધી લો. તમે મારી ઘણી ચિંતા કરી, મારે માટે અનેક સામગ્રી મૂકી જશો, પણ મારૂં ભાગ્ય (પુણ્ય) વિપરીત હશે, તો એ આપે મૂકેલી

સામગ્રી મારા ભોગવટામાં નહિ આવતાં અધિક ને અધિક પીડાકર નિવડશે. કોઈ કોઇને પણ સુખ-દુઃખ આપી શકતું નથી. એ સુખ ને દુઃખ આપનાર સૌ સૌનું પુન્ય અને પાપ છે. મારી જરાએ ચિંતા નહિ કરતાં જીવનમાં કરેલી ઘાત, અસત્યાદિનું ભાષણ, પરદ્રવ્યનું હરણ, મૈથુનનું સેવન અને અનેક જીવની ઘાતને કરવાવાળા આરંભ-પરિગ્રહાદિનો ત્રિવિધે ત્રિવેધે ભાવથી ત્યાગ કરો !

અનેક દુઃખના દાતાર અતિ નિંદનીય અઢાર પાપસ્થાનકો, તેનાથી તમે પાછા ફરો !

શ્રી ઋષભાદિ સઘળાંએ શ્રીતીર્થંકરદેવોના આરાધક જીવનને યાદ કરી તેમને નમસ્કાર કરો !

ભરત, ઐરાવત, આદિ ક્ષેત્રમાં થયેલા સઘળાએ તીર્થંકરોને હર્ષથી નમસ્કાર કરો !

સાચે ! સંસારસાગરમાં ડૂબતા પ્રાણીઓ માટે એ દ્વીપ સમાન છે, સંસારઅટવીમાં ભૂલા પડેલા માનવીઓ માટે માર્ગદર્શક છે. એવા પરમતારક શ્રી તીર્થંકરદેવોને નમસ્કાર કરવાથી ભયંકર કારાગ્રહરૂપ સંસારનો જલ્દી અંત આવે છે અને એ તારકને કરેલો નમસ્કાર બોધિ ( સમ્યક્ત્વ )ના લાભને આપનારો થાય છે. માટે હે શુભેચ્છુ મહાત્મન્ ! તમારા હૃદયમાં તે મહાન્ પુરૂષોને નિરંતર નમસ્કાર કરતા રહી તમે તમારા ભવનો અંત આણો !

વળી જે પાંચ પ્રકારના આચારની પાલનામાં નિરંતર રક્ત છે અને ભવનો ઉચ્છેદ કરવાવાળી કરણીમાં સદા ઉદ્યત છે, જેમના આલંબને અનંત ભવોના ઉપકારને કરવાવાળું સમ્યક્ શ્રુત ધારણ કરાયું છે, એવા આચાર્યોને નમસ્કાર કરો ! જે નિરંતર શ્રુતને ધારણ કરે અને શિષ્યવર્ગને નિરંતર અધ્યયન કરાવે છે, એવા મહાત્મા ઉપાધ્યાયોને નમસ્કાર કરો ! જે હમેશાં શીલવ્રતથી સનાથ છે, ક્ષમાને ધારણ કરનારા છે અને મુક્તિની સાધનામાં તત્પર છે, એવા સાધુઓને નમસ્કાર કરો !

હે સ્વામીનાથ! આ રીતે જે ઉત્તમ પુરૂષો પંચ નમસ્કાર સ્મરણ–ચિન્તનની સાથે જીવનને ત્યજે છે, તે માનવીઓ જો મોક્ષમાં ન જાય તો નિશ્ચયથી વૈમાનિક દેવતાના સુખને અનુભવે છે.

ફરી તમે બાહ્ય અભ્યંતર સાવદ્યની જે કરણી તેનો જીવન પર્યંત મન, વચન અને કાયાથી ત્યાગ કરો! ચારે પ્રકારનો જે આહાર તેનો પણ તમે જીવનપર્યંત ત્યાગ કરો! હે ઉત્તમ પુરૂષ! શ્વાસ ચાલી રહેલા આ દેહને પણ તમે તજો! ધન–સ્વજન–ગૃહ આદિમાં હે પંડિત! મમત્વને મૂકી દો! કારણ કે–અંતિમ સમયે સઘળુંએ મૂકીને જવાનું છે. આત્માની સાથે એકેય વસ્તુ નથી આવવાની. ફક્ત એક સાથે આવનાર ધર્મ છે. માટે હે ધીર પુરૂષ! આપત્માં સાચી સહાય દેનાર ધર્મબંધુમાં જ પ્રીતિને કરો!

દુષ્કર્મની ગર્હા, સત્કર્મની પ્રશંસા, સઘળાએ જીવોની સાથે ક્ષમાપન, ઉત્તમ ભાવનાનું ચિન્તવન, ચાર પ્રકારનું શરણ, પર-મેષ્ઠિ નમસ્કાર અને અનશન–આ રીતે છ પ્રકારે પોતાના પતિને આરાધના કરાવી ફરી મદનરેખા પતિ પ્રત્યે ધીરતા રાખવાનું સૂચવતી કહેવા લાગી કે:–

હે મહાનુભાગ! આ પ્રમાણે જાણી, નરકવ્યથાને વિસારી કોઈ પણ વસ્તુ ઉપર મમત્વ નહિ રાખતાં આ દુઃખને થોડી જ ક્ષણ સહન કરો! આ સંસારવર્તી જીવોને વારંવાર મનુષ્યપણું, જિનધર્માદિ સામગ્રી મળવી દુર્લભ છે, માટે શમચિત્તથી થોડી ક્ષણો સહન કરી, દુર્લભ એવી મળેલી આ સામગ્રીના ફળને પ્રાપ્ત કરો?

આ રીતે '**મહાસતી શ્રી મદનરેખા**'ના અમૃત સમાન વાક્યોવડે શાન્ત થઈ ગયો છે કોપરૂપી અગ્નિ જેનો, એવા શ્રી '**યુગબાહુ**'એ મસ્તકે અંજલી કરીને આ સર્વ અંગીકાર કર્યું, અને શુભધ્યાનથી મરીને પાંચમા બ્રહ્મદેવલોકમાં દશ સાગરોપમના આયુષ્યવાળો દેવતા થયો.

## ૧૫–સમ્યક્ત્વ વિચારગર્ભિત શ્રી મહાવીર જિન સ્તવન.

( આ બોધક સ્તવનની કુલ છ ઢાળો છે, તેમાંથી બીજી અને ત્રીજી–એમ બે જ ઢાળો અત્રે આપવામાં આવી છે. )

: ઢાળ બીજી :

[ દેવ તુંજ સિદ્ધાંત મીઠો–એ દેશી. ]

વીર જિણેસર સાહિબ સુણજો, નિજ સેવક અરદાસરે;
દીન દયાકર ઠાકુર આપો, તુમ ચરણે મુજ વાસરે. વી૦ ૧
લોકાકાશિ રહ્યો અવિનાશી, ભાવ અનાદિ અનંતરે;
એ ભવચક્ર તણા દુઃખ બહુલા, ભોગવીયાં ભગવંતરે. ૨
સૂક્ષ્મ નિગોદ વસ્યો હું સ્વામી, અનાદિ વણસ્સઈ નામરે;
તિહાં મેં કીધા અનંતા પુદ્ગલ, પરાવર્ત્ત વિણુ સ્વામીરે. ૩
અવ્યવહાર રાસે ઈમ વસિઉ, કાલ અનંતો ભોગરે;
કર્મ પરિણામ નૃપતિ આદેશે, તાદૃશ ભવ્યતા યોગેરે. ૪
તિહાં એકણુ સાસોસસ મેં કીધા, ભવ સતરે જાજેરારે;
એ દુઃખ તુજ વિણુ કુણુ છોડાવે, સ્વામી મુજ ભવ ફેરારે. ૫
વ્યવહાર રાસી લઈ ઉતકર્ષે, કાલ અનંતો અનંતરે;
થુલ નિગોદ ને પૃથવી પાણી, તેજ અનિલ ત્રસ જંતોરે. ૬
તિહાં પણ હું વસિઉ તુમ પાખેં, મિથ્યામતને જોરેરે;
હરિહર દેવ કરી મેં માન્યા, તું ન ચઢયો મન મોરેરે. ૭
તેણુ મેં છેદન ભેદન તાડન, ભૂખ તૃષા ગુરૂ ભારરે;
ગર્ભવાસ ને જન્મ જરા દુઃખ, ભોગવિયાં નિરધારરે. ૮
ઈમ ચઉગઈ ભવના દુઃખ ફરસી, વાર અનંતી અનાણીરે;
પાલા દૃષ્ટાંતે ઈગ પુદ્ગલ, પરાવર્ત્ત સ્થિતિ આણીરે. ૯
ભવ્યપણાદિકને પરિપાકે, ગિરી સરિ ઉપલ ન્યાયેરે;
અધ્યવસાય વિશેષ કરણુ જે, અનાભોગથી થાયરે. ૧૦
તે ત્રિવિધે ભાખ્યું તિહાં પહેલું, યથાપ્રવૃત્ત વલી બીજુંરે;
કરણુ અપૂરવ નામે કહીયેં, અનિવૃત્તકરણુ તે ત્રીજુંરે. ૧૧

યથાપ્રવૃત્તકરણે આયુ વિણુ, સાત કરમ કરી ખીણુરે;
કોડાકોડી સાયર ઇગ પલનો, અસંખ્ય ભાગ તિણે હીણુરે. ૧૨
ઇહાં કર્કસ નિવિડગુપિલજિમ ગ્રંથી, ભેદન દુક્કર કામરે;
કર્મપરિણામજનિત ઘન જીવનો, રાગ-દ્વેષ પરિણામરે. ૧૩
તે ગ્રંથી નવી ભેદી જીવે, પહિલે ઇણે સંસારરે;
વાર અનંતિ અભવ્ય પણ આવે, ગ્રંથી લગે નિરધારરે. ૧૪
ભવ્ય અભવ્ય રહે તિહાં ગ્રંથી, સંખ્ય અસંખ્યો કાલરે;
અરિહંતાદિકની ઋદ્ધિ દેખી, સંયમને ઉજમાલરે. ૧૫
તિહાં લહે શ્રુત સામયક દ્રવ્યેં, શેષ લાભ નહિ તાસરે;
તિહાંથી ગ્રૈવેયકે પણ જાવે, પણ નહિ શિવપુર વાસરે. ૧૬
કોઇક ભવ્ય મહાતમ તેહમાં, જેહને ભવનો પારરે;
નિસિત કુઠાર ધારે જિમ તતખિણુ, ભેદે બલ મનોહારરે. ૧૭
કરણુ અપૂરવ પરમ વિશુધે, તિમ તે ગ્રંથી આયરે;
ભેદીને અંતરમુહૂરતમાં, અનિવૃત્તિકરણે જાયરે. ૧૮
મિથ્યામોહતણી સ્થિતિ તેહનું, અંતરમુહૂરત એકોરે;
ઉદય ક્ષણુ ઉપરે ઉલંઘી, તે સમરથ સુવિવેકોરે. ૧૯
અનિવૃત્તિકરણુ વિશેષે અંતર, મુહૂરતકાલ અનૂપોરે;
અંતરકરણુ કરે તિહાં વેદ્ય જે, દલિક અભાવ સરૂપોરે. ૨૦
જિમ વન દવ દગ્ધે ઘન ઉખર, પામી ઠામ ઉલાયરે;
તિમ મિથ્યાવેદન વનદવસમ અંતરકરણે થાયરે. ૨૧
અંતરકરણુ કરે મિથ્યાતની, થિતિદ્રુગ કહે જિનન્યાનેરે;
અંતરકરણુ થકી થિતિ હેઠી, પહેલી મુહૂરત માનેરે. ૨૨
તેહથી ઉપરલી થિતિ બીજી, તિહાં પ્રથમ સ્થિતિ જાણોરે;
મિથ્યાદલીકનું વેદન તેહથી, મિથ્યાદષ્ટિ વખાણોરે. ૨૩
અંતરમુહૂરત તે થિતિ નાશે, નહિ મિચ્છાદલ વેદોરે;
અંતરકરણુનો પ્રથમ સમય તિહાં, લહે ઉપશમ નિરવેદોરે. ૨૪
પરમાનંદ મગન હોઈ ભટ જિમ, જીતી કટક અશેષરે;
ન્યાયવંત હરખે જિમ ગાઢે, ન્યાય ધનાગમ પેખરે. ૨૫

## : ઢાળ ત્રીજી :

ઈણીપરે તુજથી સમકિત ફરસ્યુ, જેહથી ભવજલ તરસ્યુંરે;
એથી મન વંછિત ફલ લેવા, તે કરવા મુજ હેવારે ૧
તિહાં કોઈ દેશવિરતિ તસ સરસા, સર્વવિરતિ લહે હરસીરે;
મિચ્છા મયણુ કોદરવા સરિખું, ઉપશમ ઔષધ પરખુરે. ૨
જલ વસ્ત્રાદિકને દ્દષ્ટાંતે, તુજ આગમ કહે ખાંતરે;
મિથ્યા પુંજ કરે ત્રણ શોધી, ઉપશમ કરી શુભ બોધિરે. ૩
શુદ્ધ ને અર્દ્ધવિશુદ્ધ તે બીજો, અવિશુદ્ધે મત રીઝોરે;
ઉપશમથી પડિઉ મન વામે, ક્ષયોપશમિક પામેરે. ૪
મિશ્ર તથા મિથ્યાત્વને ફરસે, કરમ મતિ ઈમ હરસેરે;
બીજું ક્ષયોપશમિક કહિયે, ઉપશમ પરિપણુ લહિયેરે. ૫
મિચ્છા પુંજ કરી ત્રણ નિરણે, કોઈ અપૂરવકરણેરે;
શુદ્ધ પુંજ તિહાં વેદતો જ્ઞાની, જિન વચનામૃત પાનીરે. ૬
ઉપશમ પામ્યા વિણુ તુજ નામે, ક્ષયોપશમિક પામેરે;
યથાપ્રવૃત્તિકરણુ ત્રય ક્રમથી, અંતરકરણે તુંજથીરે. ૭
જે લહે ઉપશમ ભવજલ તરવા, તસ ત્રણ પુંજ ન કરવારે;
આલંબન અલહંતી ઈયલ, જિમ સંઠાણુ ન મૂકેરે. ૮
મિશ્ર પુંજ અણુ લાભી ઉપશમે, તિમ મિથ્યાતે ઢૂકેરે;
ઉપશમ સમકિતથી તિણિ પડિઉ, જઈ મિથ્યાગુણુ અડિઉરે. ૯
ઈમ સિદ્ધાંતિ નિજ મત ખોલે, કલ્પભાષ્ય પણુ બોલેરે;
તે ત્રણ પુંજનું સંક્રમ ભાખુ, જિન વયણે મન રાખુરે. ૧૦
મિથ્યાદલિકથી પુદ્ગલ ખિંચી, સમકિતદૃષ્ટિ વિંચીરે;
સંકરભાવે સમકિત મીસે, શુભ પરિણામે હિંસેરે. ૧૧
સમકિતદૃષ્ટિ મીસ આકર્ષી, સમકિત માંહે હર્ષીરે;
સંકરભાવે મિથ્યાદૃષ્ટિ, મિથ્યામાં ગુણુ પુષ્ટીરે. ૧૨
સમકિત પુદ્ગલ મિથ્યા માંહે, પણુ મીસે નવિ ચાહેરે;
મિચ્છા ખીણુ નહી છે જેહને, તે ત્રણ પુંજ છે તેહનેરે. ૧૩
મિચ્છા ખીણુ થયે દોય પુંજી, મીસ ખયે એક પુંજીરે;
ક્ષાયક સમકિત પુદ્ગલ નાશે, જિનઆગમ ઈમ ભાષેરે. ૧૪

શોધિત મયણુ કોદ્રવા થાને, સમકિત પુદ્ગલ માનેરે;
તેહને વિરૂધ તૈલાદિક પાસે, શુદ્ધપણું તસ નાશેરે. ૧૫
તિમજ કુશાસ્ત્ર કુતીર્થી સંગે, તસ કિરિયા મન રંગેરે;
મિથ્યા મિશ્રિત સમકિત જાયે, તતક્ષણુ મિથ્યા થાયરે. ૧૬
સમકિતથી પડિઉં જો પાછું, વલી સમકિત લહે આછુંરે;
તે ત્રણુ પુંજ કરે તિહાં ફેરી, મિચ્છ અપૂરવી વેરીરે. ૧૭
અનિવૃત્તિકરણુ બલેં તે રસીઉ, સમકિત પુંજે વસીઉરે;
સમકિત પરે જિહા વિરતિ પાવે, આદ્ય કરણુ બે આવેરે;
કરણુ અપૂરવ કાલને આગે, વિરતિ લહી તિહાં જાગેરે. ૧૮
અંતરમુહૂરતમાં તસ લાધે, નિજ પરિણામે વાધેરે;
ઉંચો નિયમ નહીં તિહાં કોઈ, વૃદ્ધિ હાણી સમ હોઇરે. ૧૯
અનાભોગ પરિણામની હાણે, ગઈ વિરતિ નવી જાણેરે;
અકૃત કરણુ થકો તે પ્રાણી, ફિરી લહે વિરતિ સુહાણીરે. ૨૦
આભોગે જે વિરતિ ખસીયા, તિમજ મિથ્યાગુણુ વસીયારે;
અંતરમુહૂરતમાં લહે આછી, જઘન્ય થકી ફિરી પાછીરે. ૨૧
ઉત્કર્ષે બહુકાલે ભાષી, આદ્ય કરણુ છે સાખીરે,
ઈણી પરે કર્મપ્રકૃતિ વૃત્તિમાંહે, તિહાં જોજો ઉછાહેરે. ૨૨
કોઈ વિરાધિત સમકિત ફેરી, તે લહે મિથ્યા વેરીરે;
છઠી નરક લગેં તે જાય, સમય મતે કહેવાયરે. ૨૩
આઉબંધ વિના ઉચ્છાહે, ફિર સમકિત અવગાહેરે;
વૈમાનિક વિણુ આઉ ન બાંધે, કર્મ મતિ મત સાંધેરે. ૨૪
સમકિત પતિત કહે મત બાંધે, ઉત્કૃષ્ટી સ્થિતિ બાંધેરે;
ભિન્ન ગ્રંથીને આગમ ન્યાને, સ્થિતિ ઉત્કર્ષ ન માનેરે. ૨૫
ઈણીપરે ભેદ મતાંતર જાણે, પણુ સંદેહ ન આણેરે;
નિ:શંકિત તુજ વયણુ આરાધે, ન્યાયે તસ ગુણુ વાધેરે. ૨૬

# १६ चतुर्गति जीव क्षपणकानि.

( ચારે ગતિના જીવોને ખામણા. )

धन्नोहं जेण मए, अणोरपारंमि भवसमुद्दंमि ।
पत्तो जिणंदधम्मो, अचिंतचिंतामणीकप्पो ॥ १ ॥
जो कोवि मए जीवो, चउगईभवचक्कमज्झयारंमि ।
दूहविओ मोहेणं, तमहं खामेमि तिविहेणं ॥ २ ॥
नरएसु अ उववन्नो, सत्तसु पुढवीसु नारगो होउं ।
जो कोवि तथ्थ जीवो, दूहविओ तंपि खामेमि ॥ ३ ॥
घोलणचुन्नणमाइ, परोप्परं जं कयाइं दुखाइं ।
कम्मवसेणं च मए, तंपि अ तिविहेण खामेमि ॥ ४ ॥
निद्दयपरमाहम्मिय–रुवेण जं कयाइं दुखाइं ।
जीवेणं जणियाइं, मूढेण तंपि खामेमि ॥ ५ ॥
हा हा तइआ मूढो, न याणिमो जं परस्स दुखाइं ।
करवत्तव छेअणभेअणाहिं केलीए जणिआइं ॥ ६ ॥
जं किंपि मए तइआ, कलंकलीभावमुवगएणकयं ।
दुखं नेरइआणं तंपि अ, तिविहेण खामेमि ॥ ७ ॥
तिरिआणं चिअ मज्झे, पुढवीमाईसु खारभेएसु ।
अवरपरोप्परं सथ्थेणं, विणासिआ तेवि खामेमि ॥ ८ ॥
वेईंदियतेईंदिय–चउरिंदियमाइणेगभेएसु ।
जं भखिअ दुखविआ, ते वि अ तिविहेण खामेमि ॥ ९ ॥
जलयरमज्झगएणं, अणेगमच्छाइरुवधारेणं ।
आहारठ्ठा जीवा, विणासिआ ते वि खामेमि ॥ १० ॥
च्छिन्ना भिन्ना य मए, वहुसो दट्ठूण वहुविहा जीवा ।
जलयरमज्झगएणं तेवि य तिविहेण खामेमि ॥ ११ ॥

सप्पसरीसवमज्झे, वन्नरमंजारसुणहभेएणं ।
जे जीवा वेलविआ, दुक्खत्ता ते वि खामेमि ॥ १२ ॥
सद्दुलसिंहसंडेयजाइ, संजीव घाय जणिएसु ।
जे उववत्तिण मए, विणासिआ ते वि खामेमि ॥ १३ ॥
होलाहगिद्धकुक्कड, हंस बगाइ ससउण जाईसु ।
जं खुहवसेण खद्धा, किमिमाई ते वि खामेमि ॥ १४ ॥
मणुएसु वि जे जीवा, जिब्भिदिंअ मोहिएण मूढेणं ।
पारद्धिरमंतेणं, विणासिआ ते वि खामेमि ॥ १५ ॥
जे मज्झ मंस मज्झे, मधु मक्खणमाईएसु जे जीवा ।
खद्धा रस लोभेणं, विणासिआ ते वि खामेमि ॥ १६ ॥
फास गिद्धेण जं चिअ, परदाराईसु गच्छमाणेणं ।
जे दुमिअ दूहविआ, तिविहेण ते वि खामेमि ॥ १७ ॥
चखुंदिअ घाणंदिअ, सोइंदिअ वसगएण जे जीवा ।
दुखंमि मए ठविआ, ते विहु तिविहेण खामेमि ॥ १८ ॥
अक्कमिऊणं आणा, कराविआ जेउ माणभंगेणं,
तामस भावगएणं, ते विअ तिविहेण खामेमि ॥ १९ ॥
सामित्तं लहीऊणं, जे बद्धा घाइआ य मे जीवा ।
सवराह निरवराहा, ते वि तिविहेण खामेमि ॥ २० ॥
अब्भरखाणं दिन्नं, दुट्ठेण मएण कस्स व नरस्स ।
कोहेण व लोहेण व, तं पिय तिविहेण खामेमि ॥ २१ ॥
परयावयाइं हरिसो, पेसुन्नं जं कयं मए इण्हि ।
मच्छरभावगएणं, तं पिअ तिविहेण खामेमि ॥ २२ ॥
रद्दो खद्दसहावो, जाओणेगाइ मिच्छजाइसु ।
धम्मुत्ति इमो सद्दो, कन्नेहि वि जथ्थ मे न सुओ ॥ २३ ॥

परलोगंमि पिवासो, जीव सयाणेग घायण सपत्तो ।
जं जाओ दुहहेऊ, जीवाणं तंपि खामेमि ॥ २४ ॥ (युग्मम्)

आरिअ खित्ते वि मए, खट्टिअ वागुरिय डुंब जाईसु ।
जे वंहिआ मे जीवा, तेवि तिविहेण खामेमि ॥ २५ ॥

मिच्छत्त मोहएणं, जे वहिआ केपि धम्मबुद्धिए ।
अहिगरण कारणेणं, वहाविआ ते त्रि खामेमि ॥ २६ ॥

दवदाण वल्लिवणयं, काऊणं जे जीवा मए दड्ढा ।
सरदहतलाइ सोसं, जे वहिआ तेवि खामेमि ॥ २७ ॥

सुह दुल्ललिएणं जे, जीवा केवि कम्म भूमीसु ।
अंतरदीवाइसु वा विणासिआ ते वि खामेमि ॥ २८ ॥

देवत्ते विहु पत्ते, केलिपओगेण लोहबुद्धीए ।
जे दूहविआ सत्ता, तेविय तिविहेण खामेमि ॥ २९ ॥

भवण वइणं मज्झे, आसुर भावंमि वट्टमाणेणं ।
निद्दय हणमाणेणं, जे दुमिआ ते त्रि खामेमि ॥ ३० ॥

वंतर भावंमि गए, केलिकाल भावओ अजंदुखं ।
जीवाणं संजणिअं, तंपि य तिविहेण खामेमि ॥ ३१ ॥

जोइसिएसु गएणं, विसया विसमोहिएण मूढेणं ।
जो कोवि कओ दुहिओ, पाणी मे तंपि खामेमि ॥ ३२ ॥

पररिद्धिमच्छरेणं, लोभ निबुड्डेण मोहवसगेणं ।
अभियोगेण व दुखं, जाणकयं तंपि खामेमि ॥ ३३ ॥

इयचउगइमावन्ना, जे केविअ पाणिणो मए वहिआ ।
दुखे वा संठविआ, ते खामेमि अहं सव्वे ॥ ३४ ॥

सव्वं खमंतु मज्झे, अहंपि तेसिं खमामि सव्वेसिं ।
जं जं कयमवराहं, वेरंचइऊण मज्झथो ॥ ३५ ॥

न य मज्झ कोइ दोसो, सयले वा इथ्थ जीवलोगंमि ।
दंसण नाण सहावो, इक्कोहं निम्ममो निच्चं ॥ ३६ ॥
जिण सिद्धा सरणं मे, साहू धम्मो अ मंगलं परमं ।
जिण नवकारो सरणं, कम्म खयं कारणं होइ ॥ ३७ ॥
इय खामणाय एसा, चउगइमावन्नयाण जीवाणं ।
भाव विसुद्धीइ महा, कम्म खयं कारणं होई ॥ ३८ ॥

ઇતિ પ્રકીર્ણક વિષયો.

  

શ્રી આત્મબોધ સંગ્રહ સમાપ્ત.